શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસપ્રણિત

# હરિવંશ

અથવા

# ઉત્તર મહાભારત

ભાગ ૧ લો

## હરિવંશ પર્વ

# HARIVAMSHA
OR
# Uttar Mahábhárat
OF
**Krishna Dwaipayana Vedavyasa**

Translated into
**Gujarati Prose** by
AMBALAL BULAKHIRAM JANI, B. A.



Vol. I Harivamsha Parva


Printed, bound and sold at the
"GUJARATI" PRINTING PRESS
Sassoon Buildings, Circle, Fort, Bombay



A. D. 1925

ॐ

तत्सत्परमात्मने नमः

શ્રીકૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ વિરચિત

# શ્રી હરિવંશ

અથવા

## ઉત્તર મહાભારત

(સંસ્કૃતમાંથી ગુજરાતી ભાષાંતરકર્તા)
અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

ગ્રન્થ ૧ લો—હરિવંશ પર્વ

મુદ્રક, પ્રકાશક અને વિક્રેતા
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ—મુંબઈ.

વિ. સં. ૧૯૮૧ ઈ. સ. ૧૯૨૫

પુસ્તક મળવાનું ઠેકાણું:—
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ.
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઇ



"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઇમાં
નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું અને બાંધ્યું, અને
નટવરલાલ ઈ. દેશાઈ, મદનલાલ ઈ. દેશાઈ અને બાબુભાઈ ઈ. દેશાઈ
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ—એ મુકામે પ્રગટ કર્યું.



# અર્પણપત્રીકા

રા. રા. શ્રીયુત્ મગનલાલ ઠાકોરદાસ મોદી, એલ. સી. ઈ.
સી. આઇ. ઈ.

આપ અમારા વૈકુંઠવાસી પરમપૂજ્ય પિતાશ્રી ઇચ્છારામ સૂર્યરામના ઇષ્ટમિત્ર હતા
અને અમારા ઉપર આજ સુધી સ્નેહભાવ રાખતા આવ્યા છો, અને
અનેક રીતે ઉત્તેજન અને ઉત્સાહ આપતા આવ્યા છો,
એ વગેરે ગુણોથી આકર્ષાઈ આપને
**શ્રીમદ્ વેદવ્યાસ પ્રણીત આ ગ્રન્થ,**
જેમાં નવરસમય વ્રજરાજ શ્રીકૃષ્ણચંદ્રની મોક્ષદાયક કથા આવેલી છે તે

## હરિવંશ

અર્પણ કરીએ છીએ.

લી. પ્રકાશકો.

નટવરલાલ ઈચ્છારામ દેશાઈ,
મદનલાલ ઈચ્છારામ દેશાઈ,
બાબુભાઈ ઈચ્છારામ દેશાઈ,

## શ્રીમહાભારત–ભાગ ૨ જો

જેમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, સૌપ્તિક અને સ્ત્રી પર્વ એટલાં પર્વો છે. તે એક ભાગમાં છે. આ ભાગમાં ૨૦ સુંદર આકર્ષક ચિત્રો છે. તેમાં ૩ ચિત્રો રંગીન છે. દરેક ચિત્ર ઉંચા આર્ટ કાગળ ઉપર છાપેલું છે.

### રંગીન ચિત્રો

(૧) અર્જુનનો ભીષ્મ ઉપર ધસારો. (મુખપૃષ્ઠ સામે).

(૨) દુઃશાસન વધ.

(૩) કર્ણ વધ.

### સાદાં ચિત્રો

(૧) સેનાધિપતિ ભીષ્મપિતામહ, (૨) અર્જુનને ગીતાનો ઉપદેશ, (૩) ભીષ્મ ઉપર કૃષ્ણની સ્વારી, (૪) ભીષ્મ શરશય્યા પર, (૫) ભીષ્મને અર્જુને પાણી પાયું, (૬) સેનાધિપતિ દ્રોણાચાર્ય, (૭) ભગદત્તનો વધ, (૮) અભિમન્યુનો વધ, (૯) ભૂરીશ્રવાનું બાહુછેદન, (૧૦) જયદ્રથનું મૃત્યુ, (૧૧) ઘટોત્કચનો વધ, (૧૨) સેનાધિપતિ કર્ણ, (૧૩) દુર્યોધનનું તળાવમાં સંતાવું, (૧૪) ગદાયુદ્ધ, (૧૫) દુર્યોધનનું પતન, (૧૬) અશ્વત્થામા અને અર્જુનનું યુદ્ધ, (૧૭) સ્ત્રીવિલાપ.

### શ્રીનીલકંઠી ગીતા

☞ આ ઉપરાંત મહાભારતના અદ્વિતીય ટીકાકાર શ્રીનીલકંઠ ભટ્ટની ટીકાને આધારે **શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું** સરળ ભાષાંતર આપવામાં આવેલું છે.

આ પર્વોમાં કેવળ યુદ્ધનું જ વર્ણન છે, જે ખરેખર આર્ય પુત્રોનાં રૂવેરૂવાં ઉભાં કરે તેવું છે. આર્યાવર્તની પ્રાચીન યુદ્ધકળાનો તથા યુદ્ધનીતિનો ખ્યાલ આ વાંચવાથી આવી શકશે. કીંમત રૂ ૧૫–૦–૦ ટ. ખ. ૧–૭–૦.

**નોંધ**–આ આખો ગ્રન્થ લેવાની શક્તિ કોઇની નહિ હોય છતાં તેને મહાભારત જેવા પવિત્ર ગ્રન્થ વાંચવાની ઇચ્છા હોય અને ધીમે ધીમે પોતાની ગુંજાસ પ્રમાણે ગ્રન્થ લેવાની મરજી હોય તેવાઓ માટે બીજા તથા ત્રીજા ભાગનાં છુટાં પર્વો બાંધી આપીએ છીએ. તેની કીંમત નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| **ભીષ્મ પર્વ** ... ... ... ... | ૫–૮–૦ |
| **દ્રોણ પર્વ** ... ... ... ... | ૫–૮–૦ |
| **કર્ણ, શલ્ય, સૌપ્તિક અને સ્ત્રી** ... ... | ૫–૮–૦ |

ટ. ખ જુદું.

## શ્રીમહાભારત–ભાગ ૩ જો

**આ ભાગમાં નીચે પ્રમાણે પર્વો છાપેલાં છે.**

| | |
|---|---|
| **શાંતિ પર્વ** | **આશ્રમવાસિક પર્વ** |
| **અનુશાસન પર્વ** | **મહાપ્રસ્થાનિક પર્વ** |
| **આશ્વમેધિક પર્વ** | **મૌશલ પર્વ** |

**સ્વર્ગારોહણ પર્વ**

કીંમત રૂ. ૨૦–૦–૦ ટ ખ. ૧–૮–૦

**નોંધ**–છુટાં પર્વો લેનારની સગવડ માટે નીચે પ્રમાણે પુસ્તક બાંધી આપવામાં આવશે.

**શાંતિ પર્વ** જેમાં રાજધર્મ પર્વ, આપદ્ધર્મ પર્વ અને મોક્ષ ધર્મ પર્વ એવાં ત્રણ પર્વોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

કીંમત રૂ. ૧૨–૦–૦ ટ. ખ. જુદું

| | |
|---|---|
| **અનુશાસન પર્વ** ... .. | કીંમત રૂ. ૬–૦–૦ |
| **આશ્વમેધિક પર્વ, આશ્રમવાસિક પર્વ, મહાપ્રસ્થાનિક પર્વ, મૌશલ પર્વ, સ્વર્ગારોહણ પર્વ** | કીંમત રૂ. ૪–૦–૦ ટ. ખ. જુદું. |

આ ભાગમાં નીચે પ્રમાણે સુંદર ચિત્રો છાપેલાં છે.

(૧) યુધિષ્ઠિર નગર પ્રવેશ. (૨) યુધિષ્ઠિર રાજ્યાભિષેક અને (૩) સ્વર્ગારોહણ.

**પુસ્તક મળવાનું ઠેકાણું—**

**“ગુજરાતી” પ્રિન્ટીંગ પ્રેસ**

**સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ.**

## श्रीसद्गुरवे परमात्मने नमः ।




શ્રી રસરૂપ હરિ–કૃષ્ણનાં પરમ પાવક યશોગાનથી અંકિત, તેઓશ્રીની સૃષ્ટિસંચાલન અર્થે પ્રયોજાયલી અનેક લીલાઓથી લીલાયિત હરિવંશનું ભાષાંતર તેઓશ્રીની જ કૃપાથી પ્રસિદ્ધિને પામે છે, એ પ્રસંગે મને અનહદ આનંદ થાય છે, એમ કહું તો કદાચ તેમાં રહેલી અહંતાભાવનાને હંસરૂપ, ભગવત્પરાયણ વાચકો સહી લેશે એવો મને વિશ્વાસ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે સ્વમુખે જ કહેલું છે કે निमित्तमात्रं भव सव्यसाचिन् તેમ શ્રીહરિગુણલીલાયશથી પુનિત, પ્રત્યભિજ્ઞ, સર્વોદ્ધારક મહાત્મા શ્રીવ્યાસ ભગવાનની વાણીથી બદ્ધ થયેલ, આ હરિવંશને ગુર્જર ભાષામાં ઉતારવામાં હું નિમિત્ત માત્ર થયેલો છું એમ કહું છું, ત્યારે મને મારી પામરતા અને કંઇક અંશે ધૃષ્ટતાનો પણ ખ્યાલ આવ્યા વિના રહેતો નથી જ. શ્રી “ગુજરાતી”ના આદ્ય તંત્રી, ગુર્જર પ્રજાને અનેક સદ્‌ધર્મશીલ, સન્નીતિપ્રયુક્ત, સદ્‌ભાવનાપ્રેરક સદ્‌ગ્રંથોથી ઋણી કરનાર, મહાનુભાવ સ્વ. **સા. શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ** મને પ્રસ્તુત ગ્રંથનું ભાષાંતર કરવાનો અવકાશ આપી, તેમાં સંશોધન, અર્થપ્રકાશન અને ભાવવિશદીકરણ માટે આવશ્યક સાધનો પૂરાં પાડી, તેમ જ તેઓ જીવ્યા તે પર્યંત અનેક વ્યવસાયો હોવા છતાં જાતે તપાસી પોતાના જ્ઞાન, અનુભવ અને અવલોકનનો લાભ આપી અનેક રીત્યે અનેકશઃ આભારી કર્યો છે, એ મારે મુક્ત કંઠે આ સમયે જણાવવું જ જોઇએ. સાથે સાથે મારા વડીલ છતાં સ્નેહી સા. શ્રી તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીનો પણ યોગ્ય સહાયતા માટે આભાર માનવો ઘટે છે. અત્યારે મારામાં આવાં કાર્ય કરવાની તેમ જ અન્ય સાહિત્યપ્રવૃત્તિઓ યોજવાની જે વૃત્તિઓ અને શક્તિઓ ઉત્કટ થયલી છે, તે માટે હું એ મહાનુભાવ પુરૂષો, સદ્‌ગત સા. શ્રી તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી અને સદ્‌ગત શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઇનો જ આભારી છું. સ્વ. સા. ઇચ્છારામભાઇના બ્રહ્મીભૂત થયા પછી ભાઇશ્રી મણિલાલ ઇચ્છારામ દેશાઇએ આ ભાષાંતર અવલોકી, અનેક સૂચનાઓ કરી, મને સંપૂર્ણ સહાનુભૂતિ અને સહાયતા આપેલાં છે તે માટે તેઓનો પણ મારે આ સ્થળે આભાર માનવાનો છે. અણધાર્યા સંજોગોમાં આ ભાષાંતર કરતાં જેમ વિલંબ થયો છે તેમ તેની પ્રસિદ્ધિમાં પણ અનિવાર્ય વિલંબ થયો છે; અને તેથી તેનો ઉપોદ્‌ઘાત, ગ્રંથસમય, ગ્રંથવસ્તુ વિષે ઊહાપોહ, ગ્રંથતારતમ્યદર્શન વગેરે અનેક અંશો વિષે કંઈ પણ આવશ્યક ચર્ચા થઈ શકી નથી. શ્રી ઈશ્વરેચ્છા હશે તો ત્રીજા પર્વ ‘ભવિષ્ય પર્વ’ના પ્રકાશન વેળા કંઈક અલ્પસ્વલ્પ પ્રયાસ આદરી, ગુર્જર પ્રજાનો અનૃણી થવા પ્રયત્નમાન થઇશ. અંતમાં મારા સ્નેહી બંધુ ભાઇશ્રી નટવરલાલ ઇચ્છારામ દેશાઇ, ભાઇશ્રી મદનલાલ ઇ. દેશાઇ અને ભાઇશ્રી બાબુલાલ ઇ. દેશાઇનાં પણ તેઓનાં મારા પ્રત્યેના મમતા અને સદાગ્રહ માટે આભાર માની પુનઃ શ્રીહરિનાં ચરણોમાં નમી, તેને જ મારો આ ધૃષ્ટ વાગ્વ્યાપાર સમર્પું છું.

મોરારજી ગોકળદાસ ચાલ<br>
મુંબાઈ<br>
તા૰ ૨૧–૭–૨૫<br>
શ્રાવણ સુદ ૧, વાર મંગળ.

હરિસેવક<br>
**અંબાલાલ બુલાખીરામ જાની**<br>
“ગુજરાતી”ના તંત્રીનો સહાયક<br>
પ્રાચીન ગુર્જર સાહિત્યનો સંશોધક

# શ્રી હરિવંશ અથવા ઉત્તર મહાભારત

## અનુક્રમણિકા

### હરિવંશ પર્વ



**હરિવંશ પર્વ સમાપ્ત**

॥ श्रीः ॥

કૃષ્ણદ્વૈપાયનવિરચિત

# श्री हरिवंश

## હરિવંશ પર્વ



### માહાત્મ્ય

### *मंगलाचरण

**श्लोकः**—नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

નારાયણ, નર અને નરોમાં ઉત્તમ એવા પરમાત્માને, તેમજ આ ત્રણ તત્ત્વોનું યથાર્થ જ્ઞાન કરાવનારી દેવી સરસ્વતીને નમસ્કાર કરીને જય એટલે મહાભારત ગ્રંથનો આરંભ કરાય છે.[1]

કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસજીના મુખારવિંદમાંથી નીકળેલા, જેનું પ્રમાણ-માપ કાઢી ન શકાય એવા અદ્ભુત, ધર્મની વૃદ્ધિ કરનારા, પવિત્ર, પાપને હરનારા, અને કલ્યાણ સાધનારા, મહાભારત નામના ગ્રંથનો પાઠ, જે મનુષ્ય સાવધાનપણે સાંભળે છે, તે શ્રોતાને પવિત્ર પુષ્કર તીર્થના જળથી સ્નાન કરવાની શી અગત્ય રહે છે? અર્થાત્ એવા મુમુક્ષુ શ્રોતાને પછી તીર્થસ્નાન કરવાની કંઈ જરૂર રહેતી જ નથી.[2] પરાશર મુનિ જેવા પિતાના અને સતી સત્યવતી જેવી માતાના હૃદયને આનંદ આપનારા પુત્ર, જેમનાં મુખકમલમાંથી નીકળેલા વાણીરૂપ અમૃતનું પાન સમસ્ત જગત્ આતુરતાપૂર્વક કરે છે.[3] આવા શ્રી વેદવ્યાસજીનો જય સર્વત્ર પ્રકાશી રહ્યો છે. જે મનુષ્ય સોનાનાં શીંગડાંવાળી સો ગાયોનું વેદપાઠી. બહુશ્રુત, વિદ્વાન્ વિપ્રને દાન આપે છે, તે જો આવું દાન કરવાને બદલે મહાભારતની પુણ્યદાયી કથા સાંભળે, તો તેને સો ગૌદાનના જેટલું જ ફળ અવશ્ય મળે છે.[4] સો અશ્વમેધથી જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે, અને ચાર હજાર અક્ષય અન્નપાત્ર આદિ દાનોથી યુક્ત ઇંદ્રપદની પ્રાપ્તિ સારુ થતા ક્રતુ-યજ્ઞનું જેટલું ફળ મળે

---

* હરિવંશ એ ખિલ (ખૂટતો જોડેલો અંશ) મહાભારત કહેવાય છે, અને તેથી તેમાં મૂળ ગ્રંથનું મંગલાચરણ યોજેલું છે. આવા પ્રત્યેક ગ્રંથમાં વિષય, પ્રયોજન, અધિકારી અને સંબંધ હોય છે. આને શાસ્ત્રમાં અનુબંધચતુષ્ટય કહેવામાં આવે છે. આ મહાભારતના ખિલઅંશ જેવા મહામાન્ય ઇતિહાસ ગ્રંથમાં પણ આ મંગલાચરણના શ્લોકમાં જ તે વિષયની સૂચના કરવામાં આવી છે, તે આ પ્રમાણે છે:—જગત્ અવિદ્યાથી કલ્પાયલું હોવાને લીધે મિથ્યા છે, પરબ્રહ્મ, સત્, ચિત્ અને આનંદસ્વરૂપ હોવાથી સત્ય છે, અને જીવ બ્રહ્મથી અભિન્ન છે: એ આ ગ્રંથનો મુખ્ય વિષય છે; અવિદ્યાની નિવૃત્તિ થઈ જવાથી, અવિદ્યાએ ઊભા કરેલા પ્રપંચનું પણ ત્રણે કાળમાં મિથ્યાપણું સિદ્ધ થવાથી અનર્થની સર્વથા નિવૃત્તિ થાય છે: એ આ ગ્રંથનું પ્રયોજન છે; તેની કામનાવાળા વિવેકી પુરુષો આ ગ્રંથના અધિકારી છે અને ગ્રંથના અધિકારી સાથે જ્ઞાપક તરીકે સંબંધ છે. અહીં નર, નારાયણ અને વાણી દેવીને નમસ્કારરૂપે મંગળાચરણ કરેલું છે.

છે, તેટલું જ અનંત પુણ્ય લિખિત હરિવંશનું દાન આપવાથી મળે છે, એવું શ્રી મહર્ષિ વેદવ્યાસજીનું વચન છે.[૫] વાજપેય યજ્ઞથી, કિંવા રાજસૂય યજ્ઞથી, અથવા તો હાથીવાળા રથનું દાન કરવાથી જેટલું પારલૌકિક ફળ મળે છે, તેટલું જ ફળ શ્રી વેદવ્યાસજીની વાણી–હરિવંશના શ્રવણથી પણ મળે છે, એવું મહર્ષિ વાલ્મીકિનું પણ પ્રમાણરૂપ વચન છે.[૬] જે મહાતપસ્વી પુરુષ યોગ્ય વિધિ અનુસાર હરિવંશ લખાવે છે, તે જેમ રસથી સંપૂર્ણ લોભાયલો ભમરો કમલપ્રતિ ખેંચાય છે, તેમ ત્વરાથી હરિનાં ચરણકમલ પ્રતિ ખેંચાઈ તેમાં વિલય પામે છે.[૭] જેમને ઋષિમુનિઓ પિતામહ બ્રહ્માજીથી છઠ્ઠા ગણે છે, જેઓ મહર્ષિ છે, જે અખૂટ વિભૂતિથી યુક્ત છે, જે શ્રી નારાયણના અંશથી જન્મેલા છે, જેમના એકના એક પુત્ર શુકદેવજી છે, એવા વેદના મહા ભંડારરૂપ શ્રી દ્વૈપાયન વેદવ્યાસને બ્રહ્મભાવથી નમસ્કાર છે.[૮]*

## અધ્યાય ૧ લો

### આદિસર્ગનું કથન

आद्यं पुरुषमीशानं पुरुहूतं पुरुष्टुतम् ।
ऋतमेकाक्षरं ब्रह्म व्यक्ताव्यक्तं सनातनम् ॥ १ ॥

આદિ પુરુષ (સર્વના અધિષ્ઠાનભૂત શુદ્ધ ચૈતન્ય), ઈશાન–ચર અચર સૃષ્ટિના નિયામક (માયા શક્તિયુક્ત શબલ બ્રહ્મ), પુરુહૂત (યજમાનોએ કરાતા હોમના વિષયભૂત), પુરુષ્ટુત (બહુ બહુ નામોથી સ્તુતિ કરાતા સૂત્રાત્મા, ઋત–સત્ય સ્વરૂપ, સત્ય–ત્રિકાલ અબાધિત, અદ્વિતીય (માયાના સંપર્કથી પણ રહિત), અક્ષર–અવિનાશી (દેશ, કાલ અને અવસ્થિતિ એ ત્રણ મર્યાદાથી રહિત), બ્રહ્મ, વ્યક્ત તેમજ અવ્યક્ત, સનાતન,[૧] સત્ તેમજ અસત્, સદસત્–વિશ્વના સ્રષ્ટા, પર અને અવર જીવોના સ્રષ્ટા, પુરાણ, પરમ, અવ્યય,[૨] મંગલ સ્વરૂપ, મંગલદાયી, વિષ્ણુ, સર્વપૂજ્ય, અનઘ, શુદ્ધ, હૃષીકેશ–સર્વેન્દ્રિયના પ્રેરક તથા ચરાચર સૃષ્ટિના ગુરુરૂપ શ્રી હરિને[૩] નમસ્કાર કરીને, નૈમિષારણ્યમાં કુલપતિ,† ધર્માત્મા, સર્વ શાસ્ત્રમાં પારંગત, મહામુનિ શૌનકે સૌતિને આ પ્રશ્ન કર્યો.[૪]

શૌનક કહે છેઃ–હે સૌતિ! તમે ભરતવંશી તથા અન્ય વંશોના સર્વે રાજાઓનો સવિસ્તર ઇતિહાસ કહેલો છે, તેમ જ દેવ, દાનવ, ગંધર્વ, નાગ, રાક્ષસ, દૈત્ય, સિદ્ધ અને ગુહ્યક આદિ લોકોનાં પણ ઘણાં મોટાં આખ્યાનો તમે કહેલાં છે. વળી સુંદર અને મધુર વાણીથી, અતિશય અદ્ભુત કર્મોવાળી, પરાક્રમોથી ભરપૂર, ધાર્મિક, રીતિનીતિનો નિશ્ચય દર્શાવનારી, તેમજ આશ્ચર્ય ઉપજાવે એવી, અનેકાનેક કથાઓવાળું, તથા સર્વથી ઉત્તમ અને ઉત્કૃષ્ટ રીતે થયેલા જન્મો* સંબંધી આખ્યાનોવાળું પવિત્ર પુરાણ–મહાભારત તમે મને કહેલું છે. હે સૌતિ! અમૃત તુલ્ય સુખદાયી વચનોવાળા, મનને તથા કાનને આનંદ આપનારા એ પુરાણથી અમે પ્રસન્ન થયા છીએ.[૫–૮] હે લોમહર્ષણના પુત્ર સૌતિ! એ પુરાણમાં તમે કુરુઓના વંશની ઉત્પત્તિ સંબંધી આખ્યાન કહેલું છે; પરંતુ તે સાથે વૃષ્ણિ અને અંધક વંશની ઉત્પત્તિનો ઈતિહાસ કહેવાનું આપ વિસરી ગયા છો. તો હવે એ ઈતિહાસ તમારે મને કહેવો જોઇએ.[૯]

સૌતિ કહે છેઃ–વ્યાસ મુનિના શિષ્ય, ધર્મજ્ઞ, વૈશંપાયનને જનમેજય રાજાએ ભારતને અંતે જે ઈતિહાસ પૂછ્યો હતો, તે સઘળો ઈતિહાસ વૃષ્ણિ વંશના આરંભથી માંડીને હું તમને યથાસ્થિત કહું છું.[૧૦] ભારતના વંશજોનો સંપૂર્ણ ઇતિહાસ સાંભળ્યા પછી, મહા બુદ્ધિમાન્ જનમેજય રાજાએ વૈશંપાયનને (નીચે પ્રમાણે) પ્રશ્ન કર્યો હતો.[૧૧]

જનમેજય પૂછે છેઃ–હે વૈશંપાયન! બહુ અર્થવાળું અને વેદાર્થને પરિપુષ્ટ કરનારી કથાઓથી ભરપૂર, એવું મહાભારતનું આખ્યાન તમે મને, સવિસ્તર પ્રથમ કહી સંભળાવ્યું, તે મેં સાંભળ્યું.[૧૨] હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ વૈશંપાયન! હે પ્રભુ! એ આખ્યાનમાં જ્યાં જ્યાં પ્રસ્તુત હતું ત્યાં ત્યાં ઠેકાણે ઠેકાણે તમે, વૃષ્ણિ અને અંધક કુલમાં જન્મેલા, નામ તેમજ કર્મથી શ્રેષ્ઠ, અનેક મહારથી, શૂરવીરોનાં પ્રશંસા કરવા યોગ્ય અને કલંકરહિત પરાક્રમોનું વર્ણન મારી સમક્ષ ટુંકમાં યથાયોગ્ય વિસ્તારપૂર્વક કર્યું હતું.[૧૩–૧૪] જોકે આવી આવી પુરાતન કથાઓ તમે મને વારંવાર કહી છે, છતાં તેથી મને તૃપ્તિ થઈ નથી, પણ તે અધિકાધિક સાંભળવા મન થાય છે. વળી પાંડવો અને વૃષ્ણિઓ એક જ કુટુંબના હતા, એવી મારી સમજ છે.[૧૫] તમે વંશ સંબંધી આખ્યાન કહેવામાં કુશળ છો, તેમ તમે તેમના વંશજોને પ્રત્યક્ષ જોયેલા છે તેથી, હે તપરૂપી ધનવાળા વૈશંપાયન! મને

* હરિવંશમાહાત્મ્ય સંબંધી આ ૭ શ્લોકો સર્વ પ્રાતની પ્રસિદ્ધ પ્રતિઓમાં છે, પરંતુ માત્ર કાશીની ૩૦૦ વર્ષ પૂર્વેની પ્રતિમાં જ તે નથી.

† અનેક વિદ્યાર્થીઓના વિદ્યાપ્રદાતા ગુરુ એવા આચાર્યનું આ લક્ષણ કહેલું છેઃ–

एकादश सहस्राणि योऽन्नदानादिना भरेत् ।
स वै कुलपतिर्नाम वेदवेदांगपारगः ॥

જે અન્નદાન આદિથી અગીયાર હજાર વિદ્યાર્થીઓનું ભરણપોષણ કરે છે, અને જે વેદ તથા વેદાંગોનો પાર પામેલો છે, તે કુલપતિ કહેવાય છે.

* ધર્મસામર્થ્યથી ગર્ભવાસ આદિ ક્લેશથી કે રેતઃસંબંધ વિના રહિત, દ્રોણાદિનો જન્મ, અગ્નિ આદિથી ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદી આદિનો જન્મ, એ સર્વ અગ્ર્ય–ઉત્તમ જન્મો ગણાય છે.

તેમનાં કુટુંબોનો સવિસ્તર ઇતિહાસ કહો.[૧૬] એ મહારથી અંધકો અને વૃષ્ણિઓ કીયા કીયા વંશમાં જન્મ્યા હતા, તે સર્વ જાણવાની મને ઇચ્છા થઈ છે. તેથી, હે મહામુનિ! પ્રજાપતિ બ્રહ્માથી આરંભીને તેમના પૂર્વજોના જન્મ સંબંધી આખ્યાનનો પૂરો વિચાર કરીને, તે સર્વ મને સંપૂર્ણતાથી કહો.[૧૭]

સૌતિ કહે છેઃ–મહાત્મા, મહાતપસ્વી, વૈશંપાયનને આદરસત્કાર સાથે જનમેજયે આખ્યાન કહેવાની આમ વિનંતિ કરી તેથી, તેઓ મૂળથી આરંભીને જનમેજયને આ કથા યથાક્રમ તેમ જ સવિસ્તર કહેવા લાગ્યા.[૧૮]

વૈશંપાયન કહે છેઃ–હે રાજન્! પાપથી મુક્ત કરનારી, પુણ્યદાયી, અલૌકિક, અદ્ભુત, બહુ અર્થવાળી અને પાવન કરનારાં વેદાનુકૂલ આખ્યાનોથી ભરપૂર એવી કથા હું તને કહું છું, તે તું સાંભળ.[૧૯] હે તાત! આ કથાનું સામર્થ્ય ઘણું છે. જે મનુષ્ય આ કથા વારંવાર સાંભળે છે, અને તેને હૃદયમાં ધારણ કરે છે અથવા તેનો ગ્રંથ લખાવે છે, અગર ઘરમાં તેનું પારાયણ કરાવે છે, તે મનુષ્ય આ લોકમાં પોતાના વંશને સતત ટકાવી રાખે છે, અને તે ઉપરાંત મૃત્યુ પછી પણ સ્વર્ગ–પરલોકમાં તે પ્રશંસા પામે છે.[૨૦] હે રાજન્! અવ્યક્ત, આદિકારણ, નિત્ય, સદસદાત્મક, માયાશબલ બ્રહ્મરૂપ, તથા પ્રધાન પુરુષરૂપ, ઈશ્વરમાંથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે.[૨૧] હે મહારાજ! એવા અમિત ઓજસવાળા ઈશ્વર બ્રહ્મા છે, સર્વ ભૂતોના સરજનાર છે, અને ભગવાન્ નારાયણને અધીન છે, એમ તું જાણ.[૨૨] મહત્ તત્ત્વમાંથી અહંકારની ઉત્પત્તિ થઈ, અને અહંકારે પંચ મહાભૂતોને ઉત્પન્ન કર્યાં. એ પછી પંચ મહાભૂતોમાંથી અનેક ભેદવાળાં પ્રાણીપદાર્થોની ઉત્પત્તિ થઈ. આવી રીતે, સનાતન સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે.[૨૩]

હે રાજન! મારી બુદ્ધિ અનુસાર અને મેં જેવી રીતે તે સાંભળી છે, તે પ્રમાણે પૂર્વના પુરુષોની કીર્તિને વધારનારી, તેમના વંશવિસ્તારની કથા હવે હું તને કહું છું, તે તું સાંભળ.[૨૪] પ્રશંસા અને યશને પ્રાપ્ત કરાવનારી, શત્રુને સંહારનારી, સ્વર્ગલોક અપાવનારી, આયુષ્યને વધારનારી તેમ જ પુણ્ય અને કર્મશીલ તથા સ્થિર કીર્તિવાળા સઘળા પુરાણ પુરુષોના ગુણોનાં ગાન કરનારી, અનુત્તમ* ભૂતસૃષ્ટિની કથા હું તને વૃષ્ણિ વંશના ઇતિહાસપર્યંત કહું છું. આ કથા જેવી પુણ્યદાયી છે તેવો જ તું પણ તેને સાંભળવાને માટે સમર્થ અને શુદ્ધ અધિકારી શ્રોતા છે.[૨૫–૨૬]

ઉપર જણાવ્યા પ્રમાણે પંચ મહાભૂતોથી સૂક્ષ્મ ભૂતસૃષ્ટિ ઉત્પન્ન થયા પછી, વિવિધ જાતની પ્રજાઓ ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા, સ્વયંભૂ ભગવાને પ્રથમ જળને ઉત્પન્ન કર્યું, અને એ જળમાં વીર્યનો મોક્ષ કર્યો; અર્થાત્ સ્વતઃ શક્તિરૂપે પોતે તેમાં પ્રવેશ કર્યો.[૨૭] 'આપ' શબ્દનો પર્યાયવાચી શબ્દ 'નાર' છે; કારણ કે તેની ઉત્પત્તિ નરસંજ્ઞક ઈશ્વરથી થયેલી છે. 'નાર' એટલે જળને પોતાનું પ્રથમ જ અયન એટલે નિવાસસ્થાન કરેલું હોવાથી ઈશ્વર પોતે નાર+અયન–નારાયણને નામે ઓળખાય છે, એવી શ્રુતિ છે.[૨૮] આમ જળમાં નારાયણે કરેલા વીર્યપ્રક્ષેપનું કેટલેક કાળે અંડ થયું. જળનો આશ્રય કરીને રહેલા એ અંડનો રંગ હિરણ્ય એટલે સોનાના જેવો હતો. પછી તે અંડમાં જીવને સ્થાને બ્રહ્માએ સ્વયં એટલે પોતે જ જન્મ લીધો, તેથી તેઓ સ્વયંભૂ કહેવાય છે, એમ અમે સાંભળ્યું છે.[૨૯] આ હિરણ્ય–સુવર્ણ રંગના અંડના ગર્ભમાં ભગવાન્ બ્રહ્માએ એક સંવત્સરપર્યંત નિવાસ કર્યો. પછી, તેમણે તે અંડના સ્વર્ગ અને પૃથ્વી, એવા બે વિભાગ કર્યા.[૩૦] પછી અંડના આ બે કટકાના મધ્ય ભાગમાં સમર્થ ભગવાન્ બ્રહ્માએ આકાશને ઉત્પન્ન કર્યું, અને પાણીમાં ઝબકોળાં ખાતી પૃથ્વીને દશ દિશાઓરૂપી ટેકાઓથી ટેકવી રાખી.[૩૧]

ત્યાર પછી તેને અનુસરતી અન્ય સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી તેમણે કાળ, મન, વાણી, કામ, ક્રોધ, રતિ (પ્રીતિ–પિંડસૃષ્ટિ), એ સર્વને ઉત્પન્ન કર્યાં. તે પછી તેમણે મરીચિ, અત્રિ, અંગિરસ્, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત મહાતેજસ્વી, માનસ પુત્રો–પ્રજાપતિઓ–ને સંકલ્પ માત્રથી જન્મ આપ્યો.[૩૨–૩૩] આ સાતે પ્રજાપતિઓ બ્રાહ્મણ છે, બ્રહ્માથી ઉત્પન્ન થયેલા છે, અને નારાયણ સ્વરૂપ જ છે, એવો પુરાણમાં નિશ્ચય થયેલો છે.[૩૪] ત્યાર પછી બ્રહ્માએ પોતાના રોષ (ક્રોધ) અંશથી રુદ્રને, અને પૂર્વ પુરુષોના પણ પૂર્વજ, વિભુ (સમર્થ) સનત્કુમાર આદિ અન્ય સાત પુત્રોને ઉત્પન્ન કર્યા.[૩૫] હે ભારત! મરીચિ આદિ સાતે પ્રજાપતિઓ સંકેત અનુસાર પ્રજાઓને ઉત્પન્ન કરવા લાગ્યા. પરંતુ રુદ્ર સાથે સ્કંદ, સનત્કુમાર આદિ સાત જણાઓ સૃષ્ટિના સામર્થ્યરૂપ પોતાના તેજને પોતાનામાં જ સંગ્રહીને સ્થિતિ કરવા લાગ્યા.[૩૬] મરીચિ આદિ સપ્ત પ્રજાપતિઓથી, યક્ષ, પિશાચ, ગંધર્વ આદિ સાત મહાવંશો અને દિવ્ય દેવગણો ઉત્પન્ન થયા. તેમણે હવિ, મંત્ર આદિ અપેક્ષિત પદાર્થો અને તેને અનુસરતી ક્રિયાઓ તેમ જ પ્રજાઓ ઉત્પન્ન કરી. આદિત્ય આદિ દેવોથી અને કશ્યપ આદિ મહર્ષિઓથી એ વંશોની કીર્તિ વિભૂષિત થઈ છે.[૩૭]

* કાશીની પુરાણી પ્રતમાં આટલો વિશેષ છેઃ–"પરમ પુરુષથી હિરણ્યગર્ભ, અને તેથી ઈશ્વર, અજ, સર્વોત્તમ, આદિ બ્રહ્મા, અને લોકનાથ, સર્વથી મહાન્ તથા સ્વયંભૂ બ્રહ્માથી ઉત્પન્ન થયેલી સૃષ્ટિની કથા."

તે પછી પ્રજાપતિ બ્રહ્માએ વિદ્યુત, અશનિ, વજ્ર, મેઘ, વક્ર નહીં એવું ઇંદ્રધનુષ્ય, ખેચર, પક્ષીઓ આદિ (ના અભિમાની દેવતાઓ)ને પ્રથમ ઉત્પન્ન કર્યાં; પછી પર્જન્યને ઉત્પન્ન કર્યો;[૩૮] તે પછી યજ્ઞની સિદ્ધિને અર્થે પરમાત્માએ ઋક્, યજુસ્ અને સામવેદની રચના કરી. વેદોની આ રચનાવડે સાધ્યોએ પૂર્વે દેવોનું યજન કર્યું હતું, એમ ગુરુપરંપરાથી અમે સાંભળ્યું છે. તે પછી ઈશે (પરમાત્માએ) મુખમાંથી દેવોને, અને વક્ષસ (છાતી)માંથી પિતૃઓને ઉત્પન્ન કર્યા;[૩૯] જનનેન્દ્રિયથી મનુષ્યોને, અને જઘનથી અસુરોને, અને યોગ્ય સ્થાનોથી ઇતર સાધ્ય દેવોને ઉત્પન્ન કર્યા, એમ અમે પરંપરાથી સાંભળતા આવ્યા છીએ.[૪૦] ત્યાર પછી સૃષ્ટિને ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા વસિષ્ઠસંજ્ઞક પ્રજાપતિનાં જૂદાં જૂદાં ગાત્રો (અંગો)માંથી ઉચ્ચ અને નીચ ભૂતવર્ગો ઉત્પન્ન થયા; અર્થાત્ વસિષ્ઠે પ્રથમ માનસસૃષ્ટિ ઉત્પન્ન કરી.[૪૧]

આ પ્રમાણે પોતે ઉત્પન્ન કરેલી સંકલ્પજન્ય પ્રજા જ્યારે વધવા માંડી નહીં, ત્યારે (મૈથુની પ્રજા ઉત્પન્ન કરવાના વિચારથી) પ્રજાપતિએ, પોતાના શરીરના બે વિભાગ કરી અર્ધ શરીરમાંથી પુરુષતત્ત્વ અને અન્ય અર્ધ શરીરમાંથી સ્ત્રીતત્ત્વ ઉત્પન્ન કર્યું;[૪૨] અને તેમણે, પુરુષદેહથી સ્ત્રીશરીરદ્વારા વિવિધ જાતની પ્રજાઓ ઉત્પન્ન કરી. આ રીતે આ પુરુષતત્ત્વ અને સ્ત્રીતત્ત્વ ઉભય આકાશ અને પૃથ્વીને પોતાના મહિમાથી છાઈ નાંખીને સ્થિતિ કરી રહ્યાં છે.[૪૩]

પછી વિષ્ણુ (સર્વવ્યાપક પરમાત્મા)એ આપવને નામ ઓળખાતું વિરાટ્* સ્વરૂપ ઉત્પન્ન કર્યું, અને એ વિરાટે પુરુષને ઉત્પન્ન કર્યો. એ પુરુષ તે મનુ મહારાજ છે, અને તેમનો કાળ તે મન્વંતર કહેવાય છે એ, હે જનમેજય! તું જાણ.[૪૪] આ મનુ પછી થયેલા આપવ-વસિષ્ઠસંજ્ઞક મનુનો †કાળ એ બીજો મન્વંતર છે, એમ કહેવાય છે. ઉપર કહ્યા પ્રમાણે સમર્થ વૈરાજ પુરુષ આપવ મનુએ ભૂતસૃષ્ટિ ઉત્પન્ન કરી. આ આપવ મનુ પોતે નારાયણથી હિરણ્યગર્ભદ્વારા ઉત્પન્ન થયેલા છે તેથી તેની સૃષ્ટિ પણ અયોનિજ છે, અર્થાત્ યોનિથી જન્મેલી નથી.[૪૫]

* આપ એટલે જળમાંથી ઉત્પન્ન થયુ માટે આપવ વિરાટ્ નામ કહ્યુ છે. એ પ્રમાણે તેજમાંથી ઉત્પન્ન થયલાં સ્વરૂપને મહૌજન્ય વિરાટ્ કહે છે.

† આ બીજો મનુ પ્રથમ મનુનો નાનો ભાઈ હોય એમ લાગે છે. સામાન્ય રીતે પ્રથમ પુત્રનું નામ ક હતુ, બીજાનું નામ ખ હતું એમ કહેવામાં આવે છે. દરેક સ્થળે પુત્ર ન મૂકતાં અધ્યાહાર રહે છે તેમ અત્રે શ્લોકમાં द्वितीयं એમ લખેલું છે તેથી આ કલ્પના કરેલી છે.

આ આદિ સર્ગને જાણનાર મનુષ્ય આયુષ્યમાન, કીર્તિમાન, ધનવાન, પ્રશંસાવાન, પ્રજાવાન અને જ્ઞાનવાન થાય છે, અને તેને પોતાને જે ઇષ્ટ હોય, તેવા લોકની પ્રાપ્તિ થાય છે.[૪૬]

इतिश्री महाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'आदि सर्गकथन' ए नामनो १लो अध्याय समाप्त.

## અધ્યાય ૨ જો

### મનુષ્યોની ઉત્પત્તિ અને દક્ષ પ્રજાપતિનો જન્મ

वैशंपायन उवाचः—

स सृष्टासु प्रजास्वेवमापन्नो वै प्रजापतिः ।
लेभे वै पुरुषः पत्नीं शतरूपामयोनिजाम् ॥ १ ॥

આ પ્રમાણે વિવિધ જાતિની પ્રજાઓ ઉત્પન્ન કરવાનું કાર્ય પૂરું થઈ ગયું, એટલે પ્રજાપતિ વસિષ્ઠ સમીપ, યોનિથી ઉત્પન્ન નહીં થયેલી શતરૂપા નામની તેની પત્ની પ્રાપ્ત થઈ.[૧] પોતાના મહિમાથી આકાશને આવરીને વસિષ્ઠ પ્રજાપતિ શોભ્યા, એટલે પોતાના યોગબળથી, હે મહારાજ! શતરૂપાએ ગાય, અશ્વિની આદિ વિવિધ અનંત રૂપો ધારણ કર્યાં.[૨] પછી તેણે અયુત* વર્ષ સુધી અતિશય દુશ્ચર† તપ આદર્યું, અને (સંતાનની ઉત્પત્તિ સારુ) તપથી તેજોમય થયલા પુરુષરૂપ પોતાના પતિ પ્રજાપતિ વસિષ્ઠ સમીપ ગઈ.[૩] હે તાત! તે જ (વસિષ્ઠસંજ્ઞક) પુરુષ સ્વાયંભુવ મનુ છે, અને એકોતેર યુગચોકડીનો તેનો મન્વંતર છે, એમ કહેવાય છે.[૪] વૈરાજ (વસિષ્ઠસંજ્ઞક) પુરુષથી શતરૂપાએ વીર નામના પુત્રને જન્મ આપ્યો. વીરથી કામ્યા નામની તેની સ્ત્રીએ પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પુત્રોને જન્મ આપ્યો.[૫] હે મહાબાહુ જનમેજય! કર્દમ પ્રજાપતિની પુત્રીનું નામ કામ્યા હતું. એ કામ્યાએ પોતાના પતિ પ્રિયવ્રતના સમાગમથી સમ્રાટ્, કુક્ષિ, વિરાટ્ અને પ્રભુ નામના ચાર પુત્રોને ઉત્પન્ન કર્યા.[૬] અત્રિ પ્રજાપતિએ ઉત્તાનપાદને દત્તક પુત્રરૂપે ગ્રહણ કર્યો. ઉત્તાનપાદથી સૂનૃતાએ ચાર પુત્રોને જન્મ આપ્યો.[૭] ધર્મની કન્યા સુશ્રોણી સૂનૃતાના નામથી સુવિખ્યાત છે. તે અશ્વમેધ યજ્ઞના ફળથી ઉત્પન્ન થઈ હતી. તે ધ્રુવની પવિત્ર માતા હતી.[૮] ઉપર જણાવ્યા પ્રમાણે પ્રજાપતિ ઉત્તાનપાદે સૂનૃતાને વિષે શાંત એવા ધ્રુવ, કીર્તિમાન, આયુષ્યમાન અને વસુ એ ચાર પુત્રો ઉત્પન્ન કર્યા.‡[૯] હે ભારત!

* દશ હજાર † મહાકષ્ટથી આચરી શકાય એવું.

‡ અત્રે બંગાલી પ્રતનો ध्रुवं च कीर्तिमन्तं च आयुष्मंतं वसुं तथा એ સરળ પાઠ સ્વીકાર્યો છે. કાશીની પુરાણી પ્રતને પણ આ પાઠ સંમત છે. મુંબઇની પ્રતમાં ध्रुवं च कीर्तिमंतं च शिवं शांतमयस्पतिम् એ પાઠ છે.

ધ્રુવે ત્રણ હજાર દિવ્ય વર્ષ સુધી તપ આદર્યું, અને, હે મહારાજ! તેણે મહાન યશ પ્રાપ્ત કરવા સારુ શ્રીવિષ્ણુની પ્રાર્થના કરી.[૧૦] એટલે પ્રજાપતિ બ્રહ્મદેવે તેના તપથી પ્રસન્ન થઈને તેને ભૂલોક ઉપર સપ્ત ઋષિથી અગ્ર અને અચલ એવું અપ્રતિમ સ્થાન આપ્યું.[૧૧] તેની અનંત ઋદ્ધિ, ઐશ્વર્ય અને માહાત્મ્ય નીરખીને દેવો અને અસુરોના આચાર્ય ઉશનસે (શુક્રાચાર્યે) તેની આવી સ્તુતિ ગાઈ:–[૧૨] "અહો! આના તપનું સામર્થ્ય અદ્ભુત છે, તથા આનું જ્ઞાન અને શક્તિ એવાં તો આશ્ચર્યકારક છે, કે સપ્તર્ષિઓ પણ એને અગ્ર સ્થાન આપીને સ્થિતિ કરી રહ્યા છે."[૧૩] ધ્રુવથી શ્લિષ્ટિ, ભવ્ય, અને શંભુ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. શ્લિષ્ટિને સુચ્છાયા નામની સ્ત્રીથી, પાપથી રહિત એવા રિપુ, રિપુંજય, પુણ્ય, વૃકલ, અને વૃકતેજસ એ નામના પાંચ પુત્રો થયા. રિપુની સ્ત્રી બૃહતીએ સર્વ દેવોના તેજથી યુક્ત ચાક્ષુષને જન્મ આપ્યો.[૧૪–૧૫] ચાક્ષુષ પ્રજાપતિએ મહાત્મા અરણ્ય પ્રજાપતિની પુત્રી અને શૂરવીર પુત્રોની માતા પુષ્કરિણી નામની પત્નીથી મનુને ઉત્પન્ન કર્યો[૧૬] હે ભરતશ્રેષ્ઠ! મહાતેજવાળા અથવા મહૌજસ નામના વૈરાજ પ્રજાપતિની કન્યા નડ્વલાએ મનુથી ઉરુ, પુરુ, શતદ્યુમ્ન, તપસ્વી, સત્યવાક્, કવિ, અગ્નિષ્ટુત, અતિરાત્ર, સુદ્યુમ્ન અને અભિમન્યુ, એ નામના દશ પુત્રોને જન્મ આપ્યો. ઉરુએ આગ્નેયી નામની સ્ત્રીથી મહાતેજવાળા અંગ, સુમનસ, ખ્યાતિ, ક્રતુ, અંગિરસ અને ગય નામના છ પુત્રો ઉત્પન્ન કર્યા, એમ કહેવાય છે.[૧૭–૧૯] અંગથી સુનીથા* નામની તેની સ્ત્રીએ વેન નામના એક પુત્રને જન્મ આપ્યો. વેનનાં અનીતિભર્યાં દુષ્કૃત્યોથી ઋષિઓ તેના ઉપર અતિશય ક્રોધે ભરાયા અને તેથી તે મરણ પામ્યો.[૨૦] પરંતુ વેનથી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી મુનિઓએ (ક્રોધથી મરી ગયેલા) વેનના જમણા હાથનું મન્થન કર્યું, અને તેને પરિણામે પૃથુરાજા ઉત્પન્ન થયો.[૨૧] પૃથુની મુખાકૃતિ જોતાં વેંત જ ઋષિઓએ કહ્યું કે, આ આપણો મહાતેજસ્વી રાજા પોતાની પ્રજાને આનંદ આપનાર નીવડશે અને મહાન યશ પ્રાપ્ત કરશે.[૨૨] જાણે પોતાના તેજથી સર્વ અનર્થોને બાળતો હોય એવા જાજ્વલ્યમાન, ધનુષ્ય અને કવચ સાથે જ અવતરેલા, ક્ષત્રિયોના પૂર્વજ, વેનના પુત્ર, પૃથુ રાજાએ તે સમયથી જ આ પૃથ્વીનું રક્ષણ કરવા માંડ્યું.[૨૩] રાજસૂય યજ્ઞમાં અભિષેક કરાયેલા રાજાઓમાં વસુધાધિપતિ પૃથુ પ્રથમ જ હતો. તેનાથી ગાયન અને વાદનકળામાં તેમ જ સ્તુતિકાર્યમાં નિપુણ એવા સૂત અને માગધ નામના ગાયકો ઉત્પન્ન થયા.[૨૪]

હે ભારત! હે મહારાજ! પોતાની પ્રજાની ઉપજીવિકાની ઇચ્છા તૃપ્ત કરવા અર્થાત્ અન્નપ્રાપ્તિનાં સાધનો મેળવવા સારુ રાજા પૃથુએ, દેવો, ઋષિગણો, પિતૃઓ, દાનવો, ગંધર્વો, અપ્સરાગણો, સર્પો, યક્ષો, પુણ્યવાન પુરુષો, તથા વૃક્ષો, વેલાઓ, અને પર્વતોના અભિમાની દેવતાઓની સાથે મળીને આ પૃથ્વીરૂપી ગાયને દોહી હતી.[૨૫–૨૬] આ પ્રકારે દોહોવાયેલી પૃથ્વીએ તે સર્વને તેમનાં પૃથક્ પૃથક્ પાત્રોમાં વાંછિત ક્ષીરસત્વ આપ્યું, અને તે સર્વેએ એ ક્ષીરથી પૃથ્વીને ખેડીને ઉચિત ધાન્યાદિવડે પોતપોતાના પ્રાણ ટકાવ્યા.[૨૭] ત્યાર પછી પૃથુરાજાને અંતર્ધિ અને પાલિત નામના બે ધર્મજ્ઞ પુત્રો થયા. અંતર્ધિએ શિખંડિની નામની પત્નીથી હવિર્ધાનને ઉત્પન્ન કર્યો.[૨૮] હવિર્ધાનને અગ્નિની પુત્રી ધિષણા નામની સ્ત્રીથી પ્રાચીનબર્હિષ, શુકલ, ગય, કૃષ્ણ, વ્રજ અને અજિન, એ નામના છ પુત્રો થયા.[૨૯]

હે મહારાજ! દૈવી ઐશ્વર્યવાળો પ્રાચીનબર્હિષ મહાન પ્રજાપતિ થયો, અને તેણે પોતાની પ્રજાની હરેક રીતે સંવૃદ્ધિ કરી.[૩૦] હે જનમેજય! આ પ્રજાપતિના યજ્ઞોમાં ઉપયોગી બર્હિ (દર્ભ)ના અગ્રભાગો પ્રાચી (પૂર્વ) દિશાપ્રતિ વળતા હતા, અને તે એટલા બધા વધ્યા હતા કે, સમસ્ત પૃથ્વી ઉપર છવાઈ રહ્યા હતા, તેથી જ તે પ્રાચીનબર્હિષ કહેવાયો. દીર્ઘકાલપર્યંત ભારે તપ આચર્યા પછી મહીપતિ પ્રાચીનબર્હિષે સમુદ્રની કન્યા સવર્ણાને પોતાની પત્ની તરીકે સ્વીકારી, અને તેનાથી પ્રચેતસના નામે ઓળખાતા દશ પુત્રોને ઉત્પન્ન કર્યા. તેઓ ધનુર્વેદમાં પારંગત હતા.[૩૧–૩૩] આ સર્વે પ્રચેતસોએ એક સરખો વર્તાવ ચલાવ્યો, અને એકત્ર રહીને ધર્માચરણ આદર્યું. તેમણે સમુદ્રના જળમાં શયન કરીને દશ હજાર વર્ષપર્યંત અતિશય ભારે તપ આદર્યું.[૩૪] પરંતુ પ્રચેતસો આ પ્રમાણે દીર્ઘ સમયથી તપ આદરતા હતા, તે દરમ્યાન પૃથ્વી રક્ષણ વિનાની થઈ રહી. એટલે યોગ્ય વ્યવસ્થાના અભાવે તેના ઉપર સર્વત્ર વૃક્ષો છવાવા માંડ્યાં; સર્વત્ર જંગલ જંગલ થઈ રહ્યું, અને તે કારણે ધાન્યાદિક નહીં પાકવાથી પ્રજાનો નાશ થવા લાગ્યો.[૩૫] વળી આમ વૃક્ષોના સ્વચ્છંદ અવરોધથી પવન પણ છૂટથી વાઈ શકતો ન હતો, કારણ તેમનાથી સમગ્ર આકાશ પણ છવાઈ ગયું. આવી સ્થિતિમાં દશ હજાર વર્ષ સુધી પ્રજા કોઈ પણ પ્રકારની ચેષ્ટા (ઉદ્યમ) કરી શકી નહીં.[૩૬] આ સર્વ નાશકારક સ્થિતિ, જ્યારે તપના પ્રભાવથી પ્રચેતસોના જાણવામાં આવી

* એ મૃત્યુ યમરાજની પુત્રી ગણાય છે. મોસાળ પક્ષના ગુણ વીસવસા બાળકમાં ઊતરી આવે છે, એ નિયમાનુસાર તેનો પુત્ર વેન મૃત્યુવશ થયો એવું સમાધાન કરાય છે.

ત્યારે તેઓ અતિશય ક્રોધે ભરાયા, અને તે સર્વે ઉગ્ર તપસ્વીઓ મુખમાંથી વાયુ અને અગ્નિની વૃષ્ટિ સતત વર્ષાવવા લાગ્યા.[૩૭] પરિણામે વાયુએ વૃક્ષોને જડમૂળથી ઉખેડી નાંખ્યાં તથા તેમને સૂકાં ખખ કરી મૂક્યાં; પછી અગ્નિએ તે સર્વને બાળવા માંડ્યાં. આ રીતે વૃક્ષોનો ભયંકર નાશ શરુ થયો.[૩૮]

નાશ પામેલાં અસંખ્ય,અને નાશમાંથી અવશેષ રહેલાં માત્ર થોડાંકજ વૃક્ષો જોઈને, વનસ્પતિના રાજા સોમ પ્રચેતસ પ્રજાપતિઓની સમીપ ગયા, અને તેમને વિનતિ કરી કહ્યું કે, પ્રાચીનબર્હિષ રાજાના હે સર્વે વંશજો! હવે તો જરા તમારા કોપને શાંત કરો. તમે તો પૃથ્વીને લગભગ વૃક્ષોથી શૂન્ય જ કરી નાંખી છે, માટે, હવે આ અગ્નિ અને વાયુને શમાવી દ્યો.[૩૯-૪૦] સુંદર વર્ણવાળી, રતિ સમાન આ કન્યા વૃક્ષોની છે તેને તમે સ્વીકારો. આવું ભવિષ્ય આવશે, એમ હું અગાઉથી જાણતો હતો, તેથી જ મેં વૃક્ષોદ્વારા મારા વીર્યથી આ કન્યાને ઉત્પન્ન કરી છે.[૪૧]* આ કન્યાનું નામ મારિષા છે, અને તે વૃક્ષોની પુત્રી છે. આ મહાભાગ્યશાળી અને સોમવંશની વિશેષ વૃદ્ધિ કરનારી પુત્રીનો તમે તમારી ભાર્યારૂપ સ્વીકાર કરો.[૪૨] આ કન્યા અર્ધા તમારા તેજથી અને અર્ધા મારા તેજથી સંયુક્ત દક્ષ પ્રજાપતિ નામના પુત્રને જન્મ આપશે.[૪૩] મારા અને તમારા તેજથી સંયુક્ત અને અગ્નિ સમાન કાંતિવાળો એ પુત્ર ઘણીખરી બળી ગયેલી સૃષ્ટિને પાછી, પ્રજાની ઉત્પત્તિથી સંવૃદ્ધિવાળી કરી દેશે.[૪૪]

સોમ રાજાનાં આવાં વચનો માન્ય રાખી, પ્રચેતસોએ વૃક્ષો ઉપરનો પોતાનો ક્રોધ શમાવ્યો, અને વૃક્ષથી ઉત્પન્ન થયેલી મારિષાનો પત્ની તરીકે વિવાહ-વિધિથી સ્વીકાર કર્યો.[૪૫] પછી તેમણે માનસિક બળથી મારિષામાં ગર્ભ મૂક્યો, અને, હે ભારત! દશ પ્રચેતસોના અને રાજા સોમના સંયુક્ત અંશવાળા દક્ષ પ્રજાપતિ ઉત્પન્ન થયા.†[૪૬] પછી દક્ષ પ્રજાપતિએ સંકલ્પ-સિદ્ધિથી પ્રથમ સોમવંશની વિશેષ વૃદ્ધિ કરે એવા પુત્રો, ચર અને અચર પદાર્થો, તથા બેપગાં અને ચોપગાં પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં. આવી રીતે માનસિક બળથી પુત્રાદિ ઉત્પન્ન કર્યાં પછી દક્ષ પ્રજાપતિએ કેટલીક (પચાશ) કન્યાઓ ઉત્પન્ન કરી.[૪૭] આમાંની દશ કન્યા તેમણે ધર્મને આપી, તેર કન્યા કશ્યપને આપી, અને નક્ષત્રને નામે ઓળખાતી, બાકી રહેલી, સત્તાવીશ કન્યાઓ ચંદ્રને આપી.[૪૮] એ કન્યાઓથી દેવો, ખેચરો, નાગો, ગાયો, દાનવો, ગંધર્વો, અપ્સરાઓ તથા કેટલીક અન્ય સ્થાવર જંગમ જાતિઓ ઉત્પન્ન થઈ.[૪૯] આ રીતે સંકલ્પબલથી સર્વ સૃષ્ટિ સરજાયા પછીથી જ, હે રાજેંદ્ર! મૈથુન ધર્મથી પ્રજા ઉત્પન્ન થવા માંડી; આ પહેલાંના પૂર્વજોની સૃષ્ટિ સંકલ્પ, દર્શન, અને સ્પર્શ માત્રથીજ ઉત્પન્ન થયેલી કહેવાય છે.[૫૦]

અહીં જનમેજયે પ્રશ્ન પૂછયોઃ-તમે મને અગાઉ દેવો, દાનવો, ગંધર્વો, સર્પો, અને રાક્ષસોની, તથા દશ પ્રજાપતિની ઉત્પત્તિની કથા કહી હતી.[૫૧] હે અનઘ! તમે પૂર્વે કહ્યું હતું કે, અકસ્માત્ બ્રહ્મદેવના જમણા અંગુઠામાંથી દક્ષ પ્રજાપતિ ઉત્પન્ન થયા અને ડાબા અંગુઠાથી તેમની પત્ની ઉત્પન્ન થઈ હતી.[૫૨] તો, હે મહાતપસ્વી! પુનઃ દક્ષ પ્રજાપતિ પ્રચેતસનો પુત્ર કેવી રીતે થયો? વળી સોમનો દૌહિત્ર તેજ સોમનો સસરો કેમ થઈ શકે? હે વિપ્ર! મારા આ સંશયનું આપે યથાસ્થિત સમાધાન કરવું ઘટે છે.[૫૩]

વૈશંપાયને ઉત્તર આપ્યોઃ-હે રાજા! પશુ આદિ અજ્ઞાન પ્રાણીઓમાં કુટુંબીની સાથે ચાલતો ઉત્પત્તિ-કાર્યનો વિધિ, અને મનુષ્યોમાં તેવા સપિંડ-સકુટુમ્બી સંબંધી સાથે ઉત્પત્તિકાર્ય નહીં ચલાવવાનો નિષેધ, એ બન્ને નિત્ય તેમ જ સ્વાભાવિક છે, એ ખરું; પરંતુ શ્રુતિના રહસ્યને જાણનારા ઋષિઓને અને વિદ્વાન્ મનુષ્યોને આવા (તમે શંકા ઉઠાવી એવા વિધિનિષેધના ભંગસંબંધી) વિષયમાં મોહ થતો નથી.[૫૪] વળી દરેક યુગમાં નવનવા દક્ષ આદિ પ્રજાપતિઓ થાય છે અને પાછા નાશ પામે છે, એટલે તેમાં વિદ્વાનોને મોહ થતો નથી.[૫૫] હે મનુષ્યોના રાજા! જ્યેષ્ઠત્વ, અને કનિષ્ઠત્વ, ઉચ્ચત્વ અને નીચત્વ, એવો ભેદ પણ પૂર્વના સમયમાં ન હતો. તપ એજ મહત્તાનું વિશેષ પ્રમાણ ગણાતું હતું, અને તેનો પ્રભાવ એજ શ્રેષ્ઠતાનું કારણ મનાતું હતું.[૫૬]

દક્ષ પ્રજાપતિની આ ચર અને અચર સૃષ્ટિની ઉત્પત્તિ સંબંધી વર્ણન જે કોઈ જાણશે, તેને પુષ્કળ સંતતિ પ્રાપ્ત થશે, તેનું આયુષ્ય વધશે, અને સ્વર્ગલોકમાં તેનો મહિમા વિશેષે કરી ગવાશે.[૫૭]

इतिश्री महाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'दक्ष प्रजापतिनी उत्पत्ति' ए नामनो अध्याय २ जो समाप्त.

---

* 'वृक्षैर्वै वृक्षा चंद्रमसमनुप्रविशन्ति' એ શ્રુતિ જણાવે છે તેમાં ચંદ્ર-સોમ, વૃક્ષોમાં ગર્ભ ઉત્પન્ન કરી, પોતે જ એ ગર્ભમાં પ્રવેશ કરે છે.

† દશ પ્રચેતસોના ગર્ભથી એકજ પુત્ર કેમ ઉત્પન્ન થયો, એ શંકાનું નિવારણ સર્વના સંયુક્ત સંકલ્પબલથી એ ગર્ભ મૂકાયો હતો, એ વચનથી થાય છે.

## અધ્યાય ૩ જો.

### દક્ષ પ્રજાપતિની પ્રજાઓનું વર્ણન.

जन्मेजय उवाचः–

देवानां दानवानां च गंधर्वोरगरक्षसाम् ।
उत्पत्तिं विस्तरेणेमां वैशंपायन कीर्तय ॥ १ ॥

જનમેજયે કહ્યું:–હે વૈશંપાયન! દેવો, દાનવો, ગંધર્વો, રાક્ષસો અને સર્પોની ઉત્પત્તિ સંબંધી મને સવિસ્તર હકીકત કહો.[૧]

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! પ્રથમ તો સ્વયંભૂ બ્રહ્માએ દક્ષ પ્રજાપતિને, "તું પ્રજા ઉત્પન્ન કર" એવી આજ્ઞા કરી. પછી બ્રહ્માની એ આજ્ઞાનું પાલન કરવા સારુ દક્ષે કેવી રીતે સર્વ ભૂતસૃષ્ટિ ઉત્પન્ન કરી તે, હે મહીપતિ! તું સાંભળ.[૨] સમર્થ દક્ષ પ્રજાપતિએ પ્રથમ પોતાના માનસિક બલથી ઋષિ, દેવ, ગંધર્વ, અસુર, રાક્ષસ, યક્ષ, પિશાચ, પશુ, પક્ષી, સર્પ આદિ પેટે ચાલનારાં પ્રાણીઓ, એ સર્વની સૃષ્ટિઓને સરજી.[૩] પરંતુ દક્ષ પ્રજાપતિને બુદ્ધિમાન મહાદેવનો શાપ* થયેલો હોવાથી તેની આ માનસિક પ્રજા વિશેષ વૃદ્ધિને પામી નહીં.[૪] એટલે પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી દક્ષ પ્રજાપતિએ મનમાં વિચાર કરીને, મૈથુનક્રિયાથી વિવિધ પ્રકારની પ્રજાઓ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી વીરણ પ્રજાપતિની પુત્રી અસિક્નીની સાથે લગ્ન કર્યાં. તે તપસ્વિની, લોકધાત્રી† અને મહા સતી હતી.[૫-૬] પછી વીર્યવાળા દક્ષ પ્રજાપતિએ વૈરિણીથી પાંચ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા.[૭] આ સર્વે મહાભાગ્યશાલીઓને પ્રજા ઉત્પન્ન કરવાની અતિ આતુર ઇચ્છાવાળા જોઇને, (જ્ઞાનના અધિકારીઓની સાથે) ઇષ્ટ સંવાદ કરવામાં કુશળ દેવર્ષિ નારદે, પોતાને દૈવનિર્ણીત શાપ મળે અને આ સર્વ પુત્રોનો ભાવી નાશ થાય, એવો બોધ તેમને કર્યો.[૮] પરિણામે નારદને શાપ લાગે એવી સ્થિતિ પ્રાપ્ત થતાં બ્રહ્મદેવના જ્યેષ્ઠ પુત્ર નારદને, દક્ષના શાપના ભયથી, દક્ષની કન્યા વીરિણી અસિક્નીથી ઉત્પન્ન કરવાની અગત્ય કશ્યપ મુનિને જણાઈ.[૯] પૂર્વે નારદ પરમેષ્ઠી બ્રહ્મદેવથી ઉત્પન્ન થયા હતા, છતાં આમ દેવર્ષિ કશ્યપે નારદને જન્મ આપ્યો;[૧૦] કારણ કે નારદે હર્યશ્વને નામે વિખ્યાત થયેલા દક્ષના ઉપર જણાવેલા સર્વે પાંચ હજાર પુત્રોને વૈરાગ્યનો શાસ્ત્રીય માર્ગ દર્શાવીને દેહના અભિમાનથી ચળાવ્યા, અને તેઓ સૃષ્ટિમાંથી અલોપ થયા, એમાં કાંઈ સંશય નથી.[૧૧] આ પ્રમાણે પોતાના પુત્રોનો નાશ થયેલો જોઇને અમિત શક્તિવાળા દક્ષ પ્રજાપતિ નારદનો નાશ કરવા તત્પર થયા, ત્યારે મરીચિ આદિ મહર્ષિઓને મોખરે કરીને બ્રહ્માએ તેમને તેમ કરતાં (શાપ આપતાં) અટકવાની વિનતિ કરી.[૧૨] તે ઉપરથી દક્ષે, બ્રહ્માની સાથે (શાપ દેતાં અટકવાના સંબંધમાં) એવો સંધિ–કરાર કર્યો કે, "તમારા પુત્ર નારદે પુનઃ મારી કન્યાથી જન્મ લેવો જોઇશે."[૧૩] આ કરાર પળાવવા સારુ દક્ષ પ્રજાપતિએ પરમેષ્ઠી કશ્યપમુનિને પોતાની કન્યા* સોંપી, અને કશ્યપે દક્ષના શાપનો ભય અટકાવવા આ કન્યાથી નારદને ઉત્પન્ન કર્યો.[૧૪]†

જનમેજયે પ્રશ્ન કર્યો:–હે ઉત્તમ દ્વિજ! દક્ષ પ્રજાપતિના પુત્રોનો મહર્ષિ નારદે શી રીતે નાશ કર્યો, એ સર્વે વાત તત્ત્વસહિત સાંભળવાની મને ઇચ્છા છે.[૧૫]

વૈશંપાયન કહે છે:–દક્ષ પ્રજાપતિના પુત્ર હર્યશ્વો પ્રજાની વિવૃદ્ધિ માટે અતિશય આતુર થતા થતા નારદ સમીપ આવ્યા, ત્યારે તેણે તેમને કહ્યું કે, 'હે હર્યશ્વો! હે પ્રાચેતસના પુત્રો! તમે મૂર્ખા–છોકરવાદ–છો, કારણ કે પ્રજાની વિવૃદ્ધિ કરવાની તમારી આતુર ઇચ્છા છે, પરંતુ આ સૃષ્ટિ તથા આ સર્વેના પ્રમાણ–કારણને તો તમે જાણતા જ નથી. આકાશ, પૃથ્વી, અને પાતાળમાં વ્યાપ્ત એવા ચિદાત્માથી તો તમે કેવળ અજાણ છો, તો પછી, હે પ્રાચેતસના પુત્રો! તમે કેવી રીતે પ્રજાની વિવૃદ્ધિ કરી શકશો? અર્થાત્ તમે એવી વૃદ્ધિ કરવાના અધિકારી નથી.[૧૬-૧૭]

તે સર્વે પ્રચેતસો નારદનું આવું વચન સાંભળીને એક એકની અપેક્ષા–દરકાર ન રાખતાં સૃષ્ટિનું પ્રમાણ-કારણ જાણવાની ઇચ્છાથી જૂદી જૂદી દિશાએ નાસી ગયા.[૧૮] તેમણે વાયુનો નિરોધ કરીને અનશન વ્રત આચર્યું અને પરાભવ‡ પામ્યા, અર્થાત્ પરમ કૈવલ્યપદ પામ્યા. તેથી જેમ સમુદ્ર પ્રતિ વહેતી નદીઓ પોતાના

---

* આ શાપની કથા આવી છે:–દક્ષે મહાદેવનો યજ્ઞભાગ અટકાવેલો હોવાથી, પોતાના યજ્ઞમાં તેમને અને પોતાની પુત્રી પાર્વતીને નોતર્યાં ન હતાં; છતાં પિતાના યજ્ઞમાં પાર્વતી ઉપરમતાં થઇને ગયાં અને ત્યાં સત્કાર ન થવાથી યજ્ઞકુંડમાં બળી મૂવાં, એટલે મહાદેવે તારી માનસસૃષ્ટિ વૃદ્ધિ પામશે નહીં, એવો દક્ષને શાપ આપ્યો.

† લોકને ધારણ કરનારી–ટકાવી રાખનારી વીરણ પ્રજાપતિની પુત્રી અસિક્ની.

* ઉપર નવમા શ્લોકમાં કહ્યું છે કે, કશ્યપે નારદને ઉત્પન્ન કર્યો, એટલે આ શ્લોકમાં પરમેષ્ઠી એટલે કશ્યપ મુનિ એ અર્થ લેવો, એ યોગ્ય છે.

† દક્ષના પુત્રો હર્યશ્વાદિને બોધ આપીને નારદે નાશ કર્યો અને તેને શાપ થયો, તે સંબંધી સવિસ્તર આખ્યાન શ્રીમદ્ભાગવત દશમસ્કંધના પાંચમા અધ્યાયમાં છે.

‡ "वायुर्वै गौतम! तत्सूत्रम् હે ગૌતમ! વાયુ એ સૂત્રાત્મા છે" એ શ્રુતિ અનુસાર આ હર્યશ્વોએ પ્રાણાયામદ્વારા સમાધિબલથી ખાવાપીવાના સર્વ વ્યવહારથી મુક્ત થયા, અને પર સર્વથી શ્રેષ્ઠ તથા અભવ પર+अभव=पराभव કૈવલ્ય એવા 'પરાભવ' પદને પામ્યા.

મૂળ ભણી પાછી ગતિ કરી શકતી નથી, તેમ એ હર્યશ્વો અદ્યાપિપર્યંત તેમના પિતા દક્ષ પાસે પાછા ફર્યાજ નથી.[૧૯]

તે પછી હર્યશ્વોને નાશ પામેલા જાણીને પ્રચેતસના પુત્ર શક્તિવાન દક્ષ પ્રજાપતિએ વૈરિણીથીજ પુનઃ એક હજાર પુત્ર ઉત્પન્ન કર્યા.[૨૦] શબલાશ્વને નામે વિખ્યાત થયેલા એ સર્વે પુત્રો, પ્રજાઓ ઉત્પન્ન કરવાની આતુર ઇચ્છાવાળા થયા. પરંતુ પૂર્વે કહ્યું તે વચનથી તેમને પણ નારદે સંસારમાંથી નસાડી મૂક્યા.[૨૧] તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે, "મહામુનિ નારદ ઠીક કહે છે. જે માર્ગે આપણા ભાઇઓ ગયા છે, તે જ માર્ગ જાણવાને આપણે પણ જવુંજ જોઇએ, તેમાં કંઈ પણ સંશય નથી;[૨૨] પૃથ્વીનું પ્રમાણકારણ જાણ્યા પછી જ આપણે સુખેથી યથાસ્થિત પ્રજા ઉત્પન્ન કરીશું." આવો સંકેત કરીને પૂર્વે કહ્યો એ ક્રમ, એકાગ્ર અને સ્વસ્થ ચિત્તથી યથાવિધિ સાધવા, તેઓએ પણ પોતાના ભાઇઓનોજ માર્ગ લીધો અને સર્વ દિશાઓમાં ચાલ્યા ગયા. તે સમુદ્રગામી નદીઓની પેઠે અદ્યાપિપર્યંત પોતાના પિતા સમક્ષ પાછા ફર્યા જ નથી.[૨૩–૨૪]

શબલાશ્વોનો પણ પાછો નાશ થયેલો જાણીને, દક્ષ પ્રજાપતિએ અતિશય ક્રોધે ભરાઇને નારદ મુનિને શાપ આપ્યો, કે તારો નાશ થાઓ અને (સર્વાત્મા પરમેશ્વરથી વિજોગ કરાવનારો) ગર્ભવાસ તને પ્રાપ્ત થાઓ.*[૨૫] હે નૃપ! તે સમયથી ભાઇ, ભાઇની શોધમાં નીકળે છે તો તેનો નાશ થાય છે, માટે શાણા માણસે એવું કાર્ય કરવું નહીં, અર્થાત્ ભાઇની શોધ માટે દોડવું નહીં, એવી લોકની સમજ છે.[૨૬] દક્ષ પ્રજાપતિએ શબલાશ્વોનો પણ હર્યશ્વોની પેઠે નાશ થયાનું જાણીને પાછી વૈરિણીથી સાઠ† કન્યાઓ ઉત્પન્ન કરી, એમ અમે સાંભળ્યું છે.[૨૭] તે પછી, હે કુરુવંશી રાજા! એ કન્યાઓનો પત્ની તરીકે સમર્થ કશ્યપ, સોમ, ચંદ્ર, ધર્મ અને અન્ય મહર્ષિઓએ સ્વીકાર કર્યો.[૨૮] દક્ષે, દશ કન્યાઓ ધર્મને, તેર કન્યાઓ કશ્યપને, સત્તાવીશ કન્યાઓ ચંદ્રને, ચાર કન્યા અરિષ્ટનેમિને, બે કન્યા ભૃગુપુત્રને, બે કન્યા અંગિરસને, અને બે કન્યા વિદ્વાન્ કૃશાશ્વને પરણાવી. તે સર્વ કન્યાઓનાં નામ આદિ હું તને કહું છું તે તું સાંભળ.[૨૯–૩૦] હે ભારત! અરુંધતી, વસુ, યામી, લંબા, ભાનુ, મરુત્વતી, સંકલ્પા, મુહૂર્તા, સાધ્યા અને વિશ્વા, એ દશ ધર્મની પત્નીનાં નામ છે. હવે તે સર્વનાં છોકરાંનાં નામ તું સાંભળ.[૩૧] હે તાત! વિશ્વાના વિશ્વેદેવા* અને સાધ્યાના સાધ્યો થયા. મરુત્વતીએ મરુત્વાનોને, અને વસુએ વસુઓને ઉત્પન્ન કર્યા.[૩૨] ભાનુએ ભાનુઓને અને મુહૂર્તાએ મુહૂર્તોને† જન્મ આપ્યો.[૩૩] લંબાએ ઘોષને‡ જન્મ આપ્યો. હે તાત! યામીએ સ્વર્ગમાર્ગાભિમાની દેવતા નાગવીથી નામની કન્યાને ઉત્પન્ન કરી, અને અરુંધતીએ પૃથ્વી સંબંધી હવિના અભિમાની દેવતા–પશુ, ઔષધિ આદિ સર્વ પદાર્થો સરજ્યા.[૩૪] સર્વના આત્મારૂપ માનસ ક્રિયાભિમાની દેવતા સંકલ્પનો સંકલ્પાથી જન્મ થયો. વળી યામિનીની કન્યા નાગવીથી વૃષલંબા ઉત્પન્ન થઈ.[૩૫]§

હે રાજન્! પ્રાચેતસ દક્ષ પ્રજાપતિએ જે સત્તાવીસ કન્યાઓ ચન્દ્રને પરણાવી હતી, તે સર્વે જ્યોતિષ શાસ્ત્રમાં નક્ષત્રને નામે વિખ્યાત છે.[૩૬] જ્યોતિ સ્વરૂપની ખ્યાતિવાળા જે દેવતાઓ વસુને નામે વિખ્યાત છે, તે આઠ છે. હવે હું તેમનો વિસ્તાર કહું છું, તે તું સાંભળ.[૩૭] આપ, ધ્રુવ, સોમ, ધર, અનિલ, અનલ, પ્રત્યૂષ અને પ્રભાસ એ આઠ તેમનાં નામ છે.[૩૮] આપ વસુના પુત્રોનાં નામ વૈતંડ્ય, શ્રમ, શાંતિ અને મુનિ છે. ધ્રુવનો પુત્ર લોકસંહારક કાલ ભગવાન્ છે.[૩૯] સોમના પુત્રનું નામ ભગવાન્ વર્ચસ્ છે, અને તેનાથી વર્ચસ્વાનો જન્મ થયો. ધરને યજ્ઞમાં હોમેલા હુતદ્રવ્યને લઈ જનારો દ્રવિણ નામનો પુત્ર થયો, તથા તેની બીજી પત્ની મનોહરાએ શિશિર, પ્રાણ અને રમણ નામના ત્રણ પુત્રોને જન્મ આપ્યો.[૪૦] અનિલની સ્ત્રી શિવાને, જેની ગતિનો પાર જાણી શકાતો નથી એવો મનોજવ નામનો પુત્ર થયો. તે ઉપરાંત અનિલને બીજા બે પુત્રો હતા.[૪૧] અનલ–અગ્નિનો પુત્ર શરોના સમૂહમાં જન્મ્યો હતો, અને તે કુમાર પછી શાખ, વિશાખ અને નૈગમેય નામના બીજા ત્રણ ભાઈઓ જન્મ્યા હતા.[૪૨] કૃત્તિકાની સાથે અગ્નિનો સમાગમ થવાથી કુમારનો જન્મ થયો હતો, તેથી તે કાર્તિકેય કહેવાય છે. વળી તે સનત્કુમાર તરીકે પણ ઓળખાય છે.

---

* શ્રીમદ્‌ભાગવતમાં એમ છે કે, નારદને દક્ષે એવો શાપ આપ્યો. કે, "હે સંતતિનો નાશ કરનાર! અરે મૂઢ! તું લોકોમાં નિરંતર ભટક્યાં કરીશ, પણ ઠરીને ઠામ બેસવાનો વારો તને આવશે જ નહીં." નારદનું જન્મવૃત્ત જાણતાં, આ વચન વિશેષે કરીને યોગ્ય લાગે છે.

† બીજા અધ્યાયના ૪૭મા શ્લોકમાં પચાસ કન્યાઓ કહેલી છે. શા કારણે આવો સંખ્યાભેદ હશે, તે સમજાતું નથી.

* દશ દેવોનો સમૂહઃ वसुः सत्यः क्रतुर्दक्षः कालो कामो धृतिः कुरुपुरुरवा माद्रवाश्च विश्वेदेवाः प्रकीर्तिताः વસુ, સત્ય, ક્રતુ, દક્ષ, કાલ, કામ, ધૃતિ, કુરુ, પુરુરવા અને માદ્રવા, એ દશ વિશ્વેદેવા કહેવાય છે.

† ક્ષણ, પળ, વિપળ આદિ કાલ વિભાગના અભિમાની દેવતા.

‡ મંત્રોના અભિમાની દેવતા.

§ આમાં પહેલી પાંચ કન્યાઓથી યાગ દેવતાઓનો જન્મ થયાનું કહેલું છે; પછીની ચારથી કાળ, મંત્ર, માર્ગ અને હવિના અભિમાની દેવતાઓને જન્મ આપ્યાનું અને દશમી સંકલ્પાથી દ્રવ્યત્યાગરૂપ સંકલ્પનો જન્મ આપ્યાનું કહેલું છે.

અગ્નિએ પોતાના તેજના ચોથા ભાગથી સ્કંદને ઉત્પન્ન કર્યો હતો.*[43] પ્રત્યૂષને ઋષિ નામનો પુત્ર થયો; લોક તેને દેવલ પણ કહે છે. આ દેવલને પણ બે ક્ષમાવાન અને તપસ્વી બાળકો થયાં:[44] એક પુત્ર બૃહસ્પતિ અને બીજી પુત્રી યોગસિદ્ધા. બૃહસ્પતિની બહેન યોગસિદ્ધા એક ઉત્તમ સ્ત્રી અને બ્રહ્મચારિણી હતી. તે જરા પણ આસક્તિથી રહિત થઈ સમસ્ત જગતમાં વિચરતી હતી.[45] તે આઠમા વસુ પ્રભાસની ભાર્યા થઈ. તેણે મહા ભાગ્યશાળી પ્રજાપતિ વિશ્વકર્માને જન્મ આપ્યો.[46] વિશ્વકર્મા દેવોનો શિલ્પી-સૂત્રધાર છે, અને તેણે દેવોનાં હજારો શિલ્પકાર્યો કર્યાં છે. તેમનાં બધાં આભૂષણો પણ તેણે જ બનાવ્યાં છે. તે ઉત્તમમાં ઉત્તમ શિલ્પી છે.[47] દેવોનાં સર્વે વિમાનો પણ તેણે જ તૈયાર કર્યાં છે. મનુષ્યો એ મહાત્માની શિલ્પકળાના આધારે પોતાની મેળે જ પોતાનું પેટીઉં કુટી કઢે છે.[48]

તપથી વિશુદ્ધ થયેલી, સતી સુરભિએ, મહાદેવના પ્રસાદથી, કશ્યપ મુનિથી અગિયાર રુદ્રોને જન્મ આપ્યો.[49] હે ભારત! અજૈકપાદ, અહિર્બુધ્ન, ત્વષ્ટા આદિ નામો એ રુદ્રોનાં છે. ત્વષ્ટા નામના રુદ્રને શ્રીમાન અને મહા યશસ્વી વિશ્વરૂપ નામનો પુત્ર થયો.[50] હે પૃથ્વીપતિ! હર, બહુરૂપ, ત્ર્યંબક, અપરાજિત, વૃષકપિ, શંભુ, કપર્દી, રૈવત, મૃગવ્યાધ, સર્પ, કપાલી એ અગિયાર નામોથી રુદ્રો† વિખ્યાત છે. તેઓ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ, એ ત્રણે ભુવનોના અધિપતિ છે.[51-52] હે ભરતશ્રેષ્ઠ! એ અમાપ તેજવાળા રુદ્રોની સંખ્યા હજારોની છે, અને તેઓનાથી ચર અને અચર બન્ને પ્રકારના લોકો વ્યાપ્ત થયેલા છે,[53] એમ પુરાણોમાં કહેલું છે.

હવે, હે ભરતશાર્દૂલ! કશ્યપે પોતાની ભાર્યા તરીકે સ્વીકારેલી તેર સ્ત્રીઓની સંતતિ સંબંધી કંઇક વિગત મારી પાસેથી તું શ્રવણ કર. હે રાજેન્દ્ર! અદિતિ, દિતિ, દનુ, અરિષ્ટા, સુરસા, ખશા, સુરભિ, વિનતા, તામ્રા, ક્રોધવશા, ઇરા, કદ્રુ, અને મુનિ એ નામો કશ્યપની તેર સ્ત્રીઓનાં છે. હવે તેમનાં બાળકોનાં નામ તું સાંભળ.[54-55] પૂર્વના ચાક્ષુષ મન્વંતરમાં દેવોમાં ઉત્તમ, તુષિત નામના બાર શ્રેષ્ઠ દેવો વિખ્યાત હતા. ચાક્ષુષ નામનો યશસ્વી મન્વંતર પૂરો થતાં વૈવસ્વત મન્વંતર થવા આવ્યો, ત્યારે સર્વે સત્વો-પ્રાણીઓ-ના હિતને માટે આ તુષિતોએ એકત્ર મળીને પરસ્પરમાં એવો સંકેત કર્યો કે, 'હે દેવો! ચાલો આપણે વૈવસ્વત મન્વંતરમાં જન્મ લઇએ, અને તે માટે શીઘ્રતાથી અદિતિના ગર્ભમાં પ્રવેશ કરીએ; કારણ કે તેથી આપણું તેમ જ વિશ્વનું શ્રેય સધાશે.'[56-58]

વૈશંપાયન બોલ્યા:-ચાક્ષુષ મન્વંતરમાં આ પ્રમાણે વિચાર કરીને એ સર્વે તુષિત દેવોએ મરીચિના પુત્ર કશ્યપથી દક્ષ પ્રજાપતિની પુત્રી અદિતિને પેટે જન્મ લીધો.[59] વળી એ જ અદિતિને પેટે ઇંદ્ર અને વિષ્ણુ એ બે આદિત્યો પણ ફરીથી* અવતર્યા. હે ભારત! તે ઉપરાંત અદિતિથી અર્યમા, ધાતા, ત્વષ્ટા, પૂષા, વિવસ્વાન, સવિતા, મિત્ર, વરુણ, અંશ, અને ભગ, એ બાર અમાપ તેજવાળા આદિત્યો-સૂર્યો ઉત્પન્ન થયા.[60-61] ચાક્ષુષ મન્વંતરમાં એ સર્વે દેવો તુષિત નામથી ઓળખાતા હતા. તેઓ હવે વૈવસ્વત મન્વંતરમાં બાર આદિત્યોને નામે ઓળખાય છે.[62]

હવે પૂર્વે એમ કહેલું છે કે, ચંદ્રને સત્તાવીશ પત્નીઓ હતી. યથાસ્થિત વ્રત આચરનારી, નક્ષત્રરૂપી એ સર્વે સ્ત્રીઓએ અમાપ તેજવાળાં અને જાજવલ્યમાન કાંતિવાળાં સંતાનોને જન્મ આપ્યો.[63]

અરિષ્ટનેમિની પત્નીઓને સોળ સંતાન થયાં. બહુપુત્ર નામના પ્રજાપતિને વિદ્યુત્, અશનિ, મેઘ અને ઇંદ્રધનુષ્ય એ ચારના અધિષ્ઠાતા ચાર વિદ્વાન્ પુત્રો થયા.[64] બ્રહ્મર્ષિઓએ સત્કાર કરેલી શ્રેષ્ઠ ઋચાઓ પ્રત્યંગિરસથી ઉદ્ભવી અને, હે દેવ! રાજર્ષિ કૃશાશ્વના સંયોગથી વજ્ર આદિ દેવોનાં આયુધોના અધિપતિ દેવતાઓ ઉત્પન્ન થયા.[65]

હે તાત! હજાર યુગચોકડીને અંતે મહા પ્રલય થતાં, આ સર્વ તેત્રીશ દેવગણો† ઈશ્વરની કામના-

* કાર્તિકેયના જન્મસંબંધમાં સામાન્ય રીતે એવી માન્યતા છે કે, શંકરનું અસહ્ય વીર્ય ગંગાએ પોતાનાં શરોમાં ઉસેટી દીધુ; અને કૃત્તિકા નક્ષત્રે તેનું વર્ધન અને પોષણ કીધું. પરંતુ અહીં તો કૃત્તિકા અને અગ્નિના સમાગમથી તેની ઉત્પત્તિ થયાનું કહ્યું છે. આમ ઉત્પત્તિભેદનુ સમાધાન કલ્પભેદથી કરવામાં આવે છે. જૂદા જૂદા કલ્પમા દેવો જૂદી જૂદી રીતે અન્ય પ્રજાપતિઓથી થયા છે, એથી આવો જન્મભેદ જણાય છે, એમ પુરાણવેત્તાઓ કહે છે. પિતા કે પતિનું નામ પણ એકનું એક કેટલેક સ્થળે આવે છે, તેનું પણ સમાધાન આમ કલ્પભેદથી થાય છે.

† જૂદાં જૂદાં પુરાણોમાં રુદ્રોની જૂદી જૂદી રીતે ઉત્પત્તિ થયેલી જણાવવામાં આવે છે, અને તેમનાં નામો પણ જૂદાં છે. યજુર્વેદની શ્રુતિને અનુસરીને તેમનાં નામો નીચે પ્રમાણે છે:-

अजैकपादहिर्बुध्न्यो विरूपाक्षः सुरेश्वरः
जयन्तो बहुरूपश्च त्र्यंबकोऽप्यपराजितः
वैवस्वतश्च सावित्रो हरो रुद्रा इति स्मृताः ॥

વાયુપુરાણમાં આ નામોમાં થોડો ફેર છે. અજૈકપાદ, અહિર્બુધ્ન, હર, ઈશ્વર, ભુવન, અંગારક, અર્ધકેતુ, મૃત્યુ, સર્પ, અને કપાલી એ નામો આપેલાં છે.

* તેઓ પૂર્વના મન્વંતરમાં તપસ્વી પ્રશ્નીને પેટે અવતર્યા હતા, તેથી ફરીથી અદિતિને પેટે અવતર્યા, એવો આશય છે.

† એ તેત્રીશ દેવગણોની સંખ્યા આ પ્રમાણે છે:-૮ વસુ, ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય, ૧ ઇંદ્ર, અને ૧ પ્રજાપતિ.

સંકેતને અનુસરીને પુનઃ પુનઃ જન્મ લે છે.[૬૬] હે રાજેન્દ્ર! આ દેવગણોની ઉત્પત્તિ અને લય પણ હોવાનું કહેવાય છે.[૬૭] જેવી રીતે આ લોકમાં ગગનમાં સૂર્યના ઉદય અને અસ્તની ઘટમાળ નિરંતર ચાલ્યા જ કરે છે, તેવી જ રીતે આ સર્વે દેવોની ઉત્પત્તિ અને લય અસ્ખલિતપણે પ્રત્યેક યુગચોકડીના આરંભ અને અંતમાં થયા જ જાય છે.[૬૮]

(હવે કશ્યપની બીજી સ્ત્રી દિતિના પુત્રો સંબંધી કહેવામાં આવે છે.) કશ્યપે દિતિથી હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ નામના બે પરાક્રમી પુત્રોને ઉત્પન્ન કર્યા, એમ અમે સાંભળ્યું છે.[૬૯] વળી તેને સિંહિકા નામની એક કન્યા થઈ હતી, અને વિપ્રચિત્તિ નામના દાનવે તેનું પાણિગ્રહણ કર્યું હતું. તેના મહા બળવાન્ પુત્રો સૈંહિકેયને નામે ઓળખાતા હતા. હે રાજેન્દ્ર! કહેવામાં આવે છે, તેમ તેમના અનુયાયીઓ સાથે તેમની સંખ્યા દશ હજારની હતી.[૭૦] એ સૈંહિકેયોને સેંકડો અને હજારો બલકે અસંખ્ય પુત્રપૌત્રો થયા હતા.

હે મહાબાહુ! હવે તું હિરણ્યકશિપુના પુત્રો સંબંધી વિગત સાંભળ.[૭૧] હિરણ્યકશિપુને પોતાના પ્રભાવથી પ્રખ્યાત થયેલા અનુહ્લાદ, હ્લાદ, પ્રહ્લાદ અને સંહ્લાદ નામના ચાર પરાક્રમી પુત્રો હતા. હ્લાદને હ્રદ નામનો પુત્ર હતો, અને સંહ્લાદને સુંદ અને નિસુંદ નામના બે પુત્રો હતા, એમ કહેવાય છે[૭૨–૭૩] અનુહ્લાદને આયુ, શિબિ અને કાલ એ નામના ત્રણ પુત્રો થયા, તથા પ્રહ્લાદથી વિરોચન થયો, અને વિરોચનથી સર્વ દાનવોમાં પ્રખ્યાત બલિ રાજાનો જન્મ થયો.[૭૪] આ બલિને સો પુત્રો હતા; હે નરાધિપ! તેમાં બાણાસુર સૌથી મોટો હતો. ધૃતરાષ્ટ્ર, સૂર્ય, ચંદ્રમા, ઇંદ્રતાપન, કુંભનાભ, ગર્દભાક્ષ, કુક્ષિ આદિ બલિના બાકીના પુત્રોનાં નામ હતાં. તે સર્વેમાં બાણાસુર અતિશય બળવાન્ અને સૌથી મોટો હતો. તે મહાદેવને પ્રિય હતો.[૭૫–૭૬] કારણ પૂર્વના કલ્પમાં બાણાસુરે ઉમાપતિ પ્રભુ શિવને પ્રસન્ન કરીને તેમની પાસેથી એવું વરદાન માગી લીધું હતું, કે "હું (શિવ) તારે પડખે જ સદા ઊભો રહીશ."[૭૭] હે રાજન્! બાણાસુરને લોહિતી નામની સ્ત્રીથી ઇંદ્રદમન નામનો પુત્ર થયો, અને તે એટલો તો બળથી સંપન્ન હતો કે, લાખો અસુરો તેને વશ હતા.[૭૮] હિરણ્યાક્ષને ઝર્ઝર, શકુનિ, ભૂતસંતાપન, મહાનાભ, તથા પરાક્રમી કાલનાભ, એ નામના પાંચ વિદ્વાન્ અને અતિશય બળવાન્ પુત્રો થયા. દનુને તીવ્ર પરાક્રમવાળા સો પુત્રો હતા. તે સર્વ મહા વીર્યશાલી અને ઉગ્ર તપસ્વી હતા. તેમાંના મુખ્ય મુખ્યનાં નામ તું સાંભળઃ–[૭૯] દ્વિમુર્ધન્, શકુનિ, શંકુશિરા, વિભુ, શંકુકર્ણ, વિરાધ, ગવેષ્ઠી, દુંદુભિ, અયોમુખ, શંબર, કપિલ, વામન, મરીચિ, મઘવાન, ઇરા, શકુશિરા, વૃક, વિક્ષોભણ, કેતુ, કેતુવીર્ય, શતહ્રદ, ઇંદ્રજિત્, સત્યજિત્, વજ્રનાભ, મહાનાભ, વિક્રાંત, કાલનાભ, મોટા હાથવાળો મહા બળવાન્ ચક્રવર્તી રાજા તારક, વૈશ્વાનર, વિદ્રાવણ, પુલોમા, મહાશિરા, સ્વર્ભાનુ, વૃષપર્વા, મહાન્ અસુર તુહુંડ, સૂક્ષ્મ, નિચંદ્ર, ઊર્ણનાભ, મહાગિરિ, અસિલોમા, સુકેશી, શઠ, બલક, મદ, ગગનમૂર્ધા, કુંભનાદ, પ્રમદ, મય, કુપથ, વીર્યવાન્ હયગ્રીવ, વિસ્રપ, વિરૂપાક્ષ, સુપથ, હર, અહર, હિરણ્યકશિપુ, શતમાયુ, શંબર, શલભ, શરભ, પરાક્રમી વિપ્રચિત્તિ, ઇત્યાદિ ઇત્યાદિ.[૮૦–૮૮] એ સર્વે દાનવોને કશ્યપ મુનિએ, દનુ નામની દક્ષ પ્રજાપતિની કન્યાથી ઉત્પન્ન કર્યાં. (તેથી તેઓ દાનવ કહેવાય છે.) વિપ્રચિત્તિ જેમાં મુખ્ય છે, એવા એ સર્વે દાનવો ઉગ્ર બળવાળા હતા.[૮૯] હે નૃપ! એ સર્વેના પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર આદિનો અંત ન આવે એટલો બધો પરિવાર હતો. તેમની સંખ્યા ગણી શકાય એટલી ન હોવાથી તે સંબંધી કંઈ પણ કહી શકાય એમ નથી.[૯૦]

સ્વર્ભાનુને પ્રભા નામની એક કન્યા થઈ હતી, પુલોમાને શચી નામની પુત્રી, મહાશિરાને ઉપદાનવી નામની અને વૃષપર્વાને શર્મિષ્ઠા નામની* પુત્રી હતી.[૯૧]

વૈશ્વાનરને પુલોમા અને કાલિકા નામની બે પુત્રીઓ હતી. ઘણાં છોકરાં ઉત્પન્ન કરે એવી અને મહાન્ વીર્યવાળી એ બે કન્યાઓ મરીચિના પુત્ર કશ્યપ સાથે પરણી હતી.[૯૨] ભારે તપના પ્રભાવથી કશ્યપે તે બન્ને સ્ત્રીઓથી સાઠ હજાર દાનવોને ઉત્પન્ન કર્યા, અને તેમાંના ચૌદ હજાર દાનવો હિરણ્યપુરમાં નિવાસ કરતા હતા. પુલોમાના પુત્રો પૌલોમા અને કાલિકાના પુત્રો

---

* મુંબઇની તેમ જ ૧૮૩૯ માં બંગાળાની એસિયાટિક સોસાઇટીએ પ્રકટ કરેલી પ્રતમાં पुलोम्नस्तु सुतात्रयम्। उपदानवीहयशिराः शर्मिष्ठा वार्षपर्वणीम्–એ પાઠ છે. તેનો અર્થ બરોબર વ્યાકરણ અનુસાર થતો નથી. તેનો એવો ભાવ છે કે, 'પુલોમાને ઉપદાનવી, હયશિરા અને વૃષપર્વાની પુત્રી તરીકે ઓળખાતી શર્મિષ્ઠા–એ ત્રણ પુત્રીઓ હતી. પણ આ પાઠ સમીચીન નથી. કારણ કે ઉપરના શ્લોકમાં દનુના પુત્રોનાં નામ ગણાવતાં સ્વર્ભાનુ, પુલોમા, મહાશિરા, અને વૃષપર્વા એ દાનવોનાં નામ ક્રમે આપેલાં છે અને શ્લોક ૯૫–૯૬ માં પણ તે પ્રત્યેકની પુત્રીનાં ક્રમે પ્રભા, શચી, શર્મિષ્ઠા અને ઉપદાનવી એ નામ આપેલાં છે. પરંતુ ઉપરના પાઠથી એમ જણાય છે કે, પુલોમાને ત્રણ છોકરી હતી. આ પાઠ ૯૫–૯૬ માં જણાવેલા ક્રમથી વિરુદ્ધ છે. વળી પુરાણમાં સુપ્રસિદ્ધ છે કે, શર્મિષ્ઠા વૃષપર્વાની પુત્રી હતી, અને વાર્ષપર્વણી એ વિશેષણ શર્મિષ્ઠાનું છે. એટલે सुतात्रयम् એ પાઠ ન સ્વીકારતાં सुता शची । उपदानवी महाशिरसः शर्मिष्ठा वार्षपर्वणी એ પાઠ લેવો પડશે; જેથી શ્લોક ૯૫–૯૬ ના સંદર્ભ જળવાય છે. આને મન્મથનાથ દત્તની તેમ જ કાશીની જૂની પ્રતિના પાઠનો ટેકો છે. ઉપર પણ આ જ પાઠ સ્વીકાર્યો છે.

કાલકેયના નામે વિખ્યાત હતા. એ દાનવો મહા બળવાન્ હતા.[૯૩-૯૪] પિતામહ બ્રહ્માએ તપથી પ્રસન્ન થઈ તેમને દેવોથી પણ અવધ્ય કર્યા હતા. અર્થાત્ દેવોથી તેમનો વધ ન થઈ શકે એવાં વરદાન તેઓ પામ્યા હતા. તે સર્વેને સવ્યસાચી–અર્જુને મહાભારતના યુદ્ધમાં હણ્યા હતા. પ્રભાને નહુષ નામનો પુત્ર થયો, અને પુલોમાની પુત્રી શચીને સૃંજય નામનો પુત્ર થયો. શર્મિષ્ઠાને પુરુ નામનો અને ઉપદાનવીને દુષ્યંત નામનો પુત્ર થયો.[૯૫-૯૬] વળી તે ઉપરાંત વિપ્રચિત્તિ દાનવથી દૈત્યસુતા સિંહિકાને વિષે અતિશય ભયંકર અને મહા પરાક્રમી એવા બીજા પણ કેટલાક દાનવપુત્રો ઉત્પન્ન થયા.[૯૭] આમ દૈત્ય અને દાનવ એ બે શક્તિઓનો સંયોગ થવાથી તે પુત્રો તીવ્ર પરાક્રમી તથા અતિ ભયંકર થયા હતા. તેમની સંખ્યા તેરની હતી, અને એ મહાબળવાનો સૈંહિકેયને નામે ઓળખાતા હતા.[૯૮] બળવાન્ શલ્ય અને બ્યંશ, મહાબલી નભ, વાતાપિ, નમુચિ, ઇલ્વલ, ખસૃમ, આંજિક, નરક, કાલનાભ, સૂર્ય અને ચંદ્રને સંતાપનાર જ્યેષ્ઠ પુત્ર રાહુ, રાવણ સમાન પરાક્રમી શુક, અને વીર્યવાળો વજ્રનાભ એ તેર તેમનાં નામ છે. હ્રાદને બે પુત્રો હતા, મુક અને તુહુંડ.[૯૯-૧૦૧] સુંદે તાટકાને વિષે મારીચ અને દેવતા જેવો પરાક્રમી શિવમાણ એ બે પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૦૨]

હે રાજન્! આ સર્વે દાનવોએ દનુના વંશની વિશેષ વૃદ્ધિ કરી હતી. તેમને સેંકડો અને હજારો પુત્ર અને પૌત્રો થયા હતા.[૧૦૩] સંહ્રાદ દૈત્યના કુળમાં પવિત્ર આત્માવાળા, મહાતપસ્વી, અને પ્રભાવશાળી નિવાતકવચ* નામના દૈત્યપુત્રો ઉત્પન્ન થયા.[૧૦૪] એ સર્વે નિવાતકવચ દૈત્યોએ મણિમતિ નગરીમાં વસીને ત્રણ કરોડ પુત્રોને જન્મ આપ્યો. તેઓ પણ દેવોથી અવધ્ય હતા, પરંતુ અર્જુને તે સર્વેને સ્વધામ પહોંચાડ્યા.[૧૦૫]

એમ કહેવાય છે, કે કશ્યપ મુનિની ભાર્યા તામ્રાને મહા સત્વવાળી કાકી, શ્યેની, ભાસી, સુગ્રીવી, શુચિ,અને ગૃધિકા નામની છ† પુત્રીઓ થઈ હતી.[૧૦૬] હે રાજન! કાકીથી કાગડા, ઉલુકીથી ઉલુકો–ઘુવડો, શ્યેનીથી શ્યેન (બાજ) નામનાં પક્ષીઓ, ભાસીથી ભાસો–મરઘડાં, અને ગૃધ્રિથી ગીધડાં ઉત્પન્ન થયાં.[૧૦૭] શુચિએ જળકુકડી આદિ જળચરોને અને, હે પરંતપ! સુગ્રીવીએ અશ્વ, ઉંટ ગધેડાં આદિ લાંબી ડોકવાળાં પશુઓને જન્મ આપ્યો. આ રીતે તામ્રાના વંશ સંબંધી વિગત તને કહી.[૧૦૮]

કશ્યપની એક ભાર્યા વિનતાને બે પુત્રો થયા હતા, અરુણ અને ગરુડ. આ બેમાંનો સુંદર પાંખવાળો ગરુડ પોતાનાં પરાક્રમોથી પક્ષીઓમાં શ્રેષ્ઠ અને ભયકારક થયો.[૧૦૯]

હે તાત! સુરસાથી અતિશય તેજવાળા, અનેક માથાંવાળા, ઉછળવાની ગતિવાળા, પેટે ચાલનારા હજારો જાતના સર્પો ઉત્પન્ન થયા.[૧૧૦] આ જ પ્રમાણે, કદ્રુથી બળવાન્, અમાપ તેજવાળા, અનેક માથાંવાળા અને ગરુડને વશ એવા હજારો જાતના નાગપુત્રો કાદ્રવેયો ઉત્પન્ન થયા. તેઓમાં શેષ, વાસુકિ, તક્ષક, ઐરાવત, મહાપદ્મ, કંબલ, અશ્વતર, એલાપત્ર, શંખ, કર્કોટક, ધનંજય, મહાજાલ, મહાકર્ણ, ધૃતરાષ્ટ્ર, બલાહક, કુહર, પુષ્પદંષ્ટ્ર, દુર્મુખ, સુમુખ, શંખ, શંખપાલ, કપિલ, વામન, નહુષ, શંખરોમ, મણિ આદિ મુખ્ય મુખ્ય છે. એ સર્વે ચૌદ હજાર ક્રૂર સર્પો અને નાગોનો તેમના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રો સાથે ગરુડે સંહાર કર્યો. હે રાજન્! આ સર્વે દંષ્ટ્રા–દાઢવાળાં પ્રાણીઓ, કેવળ ક્રોધને વશ છે, એમ તું જાણ.[૧૧૧-૧૬]

ભૂમિપર ચાલનારાં દાઢાળાં પ્રાણીઓ, આકાશચારી પક્ષીઓ, અને જળનાં જળચરો, એ સર્વે ધરાથી ઉત્પન્ન થયાં છે, એમ કહેવાય છે. સુરભિથી ગાયો અને ભેંસો ઉત્પન્ન થઈ.[૧૧૭] ઇરાએ વૃક્ષ, લતા, વેલા, અનેક જાતનાં તૃણ–ઘાસ આદિ ઉત્પન્ન કર્યાં. ખશાએ યક્ષ, રાક્ષસ, મુનિ અને અપ્સરાઓને સરજ્યાં.[૧૧૮] અરિષ્ટાથી અમાપ ઓજસવાળા તથા મહાબળવાળા ગંધર્વો ઉત્પન્ન થયા.

આ પ્રમાણે સર્વે સ્થાવર અને જંગમ સૃષ્ટિના પદાર્થો અને પ્રાણીઓ કશ્યપ મુનિનાં સરજેલાં છે, એમ કહેવાય છે.[૧૧૯] તે સર્વેના પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો સેંકડો અને હજારો છે. હે તાત! સ્વારોચિષ મન્વંતરમાં આવા પ્રકારે સૃષ્ટિ સરજાઈ હતી, એવી સ્મૃતિ છે.[૧૨૦]

તે પછીના એટલે વર્તમાન વૈવસ્વત મન્વંતરના આરંભમાં ઘણા લાંબા કાળ સૂધી વરુણને ઉદ્દેશીને કરાયલો મોટો વારુણ યજ્ઞ ચાલ્યો હતો. એ યજ્ઞમાં હોમ આપનારાઓમાં મુખ્ય બ્રહ્મા હતા. એ યજ્ઞ પતી ગયા પછી બ્રહ્માએ શી રીતે પ્રજાની ઉત્પત્તિ કરી, તે હવે કહેવાશે.[૧૨૧]

પ્રથમ તો પિતામહ બ્રહ્માએ પોતાની સંકલ્પશક્તિથી સાત બ્રહ્મર્ષિઓને ઉત્પન્ન કર્યા, અને પોતેજ તેમને પોતાના પુત્ર સમાન માની લીધા, અને સૃષ્ટિકાર્ય ચાલુ

* વધ થઈ શકે નહીં એવા કવચ–બખ્તરવાળા. મહાભારત વનપર્વના અધ્યાય ૧૬૯–૧૭૦ માં તેમનો વધ અર્જુને કર્યો એવી આખ્યાયિકા છે. પણ તેમાં તેઓ સંહ્રાદના પુત્રો નહીં, પણ તેના ભાઇ પ્રહ્રાદના પુત્રો હતા, એમ જણાવેલું છે.

† ખરી રીતે સાત જોઇએ, કારણ નીચે 'ઉલુકી'નું નામ આપ્યું છે અને તે ઉપર ગણાવ્યું નથી. કદાચ વદ્ મૂલમાં છે તે લહીઆઓએ ભૂલમાં સત્તને ઠેકાણે લખેલો હશે.

કર્યું.[૧૧૨] હે ભારત! કેટલોક કાળ વીતતાં દેવો અને દાનવોના યુદ્ધમાં પોતાના પુત્રો ખપી ગયા ત્યારે દિતિએ બીજા પુત્રો ઉત્પન્ન કરવા સારુ કશ્યપ મુનિનું ધ્યાન ધર્યું.[૧૨૩]

દિતિએ સંપૂર્ણ ભાવથી કરેલા આરાધનથી કશ્યપ મુનિનો આત્મા અતિશય પ્રસન્ન થયો, અને તેમણે તેને એક વરદાન આપવાની ઇચ્છા દર્શાવી. એટલે તેણે એવું વરદાન માગ્યું કે, દેવોના પતિ ઇંદ્રનો વધ કરવા સારુ સમર્થ અને અમાપ તેજવાળો એક પુત્ર મને આપો. મહા તપસ્વી કશ્યપે દિતિને તેણે માગેલું આ વરદાન આપ્યું*[૧૨૪–૧૨૫] વરદાન આપ્યા પછી, (પોતે ખરું ભવિષ્ય જાણતા હોવાથી) ચિત્તને વ્યગ્ર કર્યા વિના કશ્યપે દિતિને કહ્યું કે, "જો તું શુદ્ધ અને પવિત્ર તથા વ્રતમાં તત્પર થઇને તારા એ ગર્ભને સો શરદ ઋતુ સૂધી તારા ઉદરને વિષે યથાસ્થિત વ્રતથી ધારણ કરી રહીશ, તો તું ઇંદ્રનો સંહાર કરી શકે, એવા પુત્રને જન્મ આપી શકીશ."[૧૨૬–૧૨૭] હે પૃથ્વીપતિ! "હું એ પ્રમાણે વર્તીશ," એવો ઉત્તર દિતિએ કશ્યપ મુનિને આપ્યો. પછી વ્રતમાં તત્પર થઇને તેણે પવિત્ર અને મહા તપસ્વી એવા પોતાના પતિ(કશ્યપ)થી એવા ગર્ભને ધારણ કરવાનો સંકલ્પ કર્યો.[૧૨૮] એટલે અમાપ તેજવાળા, ઉત્તમ દેવગણોને સંતુષ્ટ કરીને કશ્યપ મુનિએ દિતિ સાથે સમાગમ કર્યો, અને દેવાથી પણ જેનો વધ થઈ ન શકે એવા દુર્ધર્ષ તેજનું પોતાની પત્ની દિતિના ગર્ભસ્થાનમાં આરોપણ કર્યું. તે પછી તપની ઇચ્છાવાળા કર્મઠ કશ્યપમુનિ તપ આચરવા સારુ પર્વત ઉપર સીધાવ્યા.[૧૨૯–૧૩૦]

ત્યાર પછી પાક નામના દૈત્યનો સંહાર કરનાર–પાકશાસન ઇંદ્ર, દિતિના આ ગર્ભનો સંહાર કરવા, તેના ગર્ભસ્થાનમાં પેસવાની ઇચ્છાથી આતુર થયો. પરંતુ તેને તેના વ્રતભંગની રાહ જોતાં જોતાં અને આવી આતુરતામાં ફૂટાતાં ફૂટાતાં નવ્વાણું વર્ષ વીત્યાં, પણ તેનાં વ્રતનો ભંગ થયો જ નહીં. પણ ભાગ્યબળે સો વર્ષમાં માત્ર એક જ વર્ષ બાકી રહ્યું, એટલે અચ્યુત એવા ઇંદ્રને દિતિના ગર્ભસ્થાનમાં પેસવાનો લાગ મળ્યો.[૧૩૧] એક દિવસ શૌચ કર્યા પછી પગ ધોયા વિના એમની એમ દિતિ સુઈ ગઈ, અને તેને નિદ્રા આવી. આમ અપવિત્ર થતાં, તેનું ચેતન સરી ગયું અને તે નિદ્રામાં બેશુદ્ધ થઈ પડી. એટલે ઇંદ્ર તરત જ તેની કુખમાં પ્રવેશ કર્યો.[૧૩૨] અને વજ્ર નામના આયુધને ધારણ કરનાર એવા ઇંદ્રે વજ્રથી તે ગર્ભના સાત ટુકડા કરી નાંખ્યા. વજ્રથી આમ પોતાના કટકા થવા માંડ્યા, તેથી ગર્ભે જોસભેર રુદન કરવા માંડ્યું, ત્યારે ઇંદ્ર એમ તેને વારંવાર કહેતો ગયો, કે 'હે ગર્ભ! 'मा रुद, मा रुद' 'રોઈશ મા,' 'રોઇશ માં.' ક્રોધે ભરાયલા અને દુશ્મનનો સંહાર કરવાને તત્પર થયેલા ઇંદ્રે આટલેથી પણ ન અટકતાં એ સાત વિભાગવાળા ગર્ભના પ્રત્યેક કટકાના પાછા વજ્રથી બીજા સાત સાત વિભાગો કર્યા. હે ભરતવંશના અગ્રણી જન્મેજય! તે સર્વે ઓગણપચાસ વિભાગોથી મરુત નામના દેવો ઉત્પન્ન થયા.[૧૩૩–૧૩૫] ઇંદ્રે, તેમને પૂર્વે કહ્યું તેમ, मा रुद, मा रुद, એમ કહ્યું હતું, તેથી તેઓ મરુતો કહેવાયા, અને એ સર્વે ઓગણપચાસ દેવો વજ્રપાણિ ઇંદ્રના શત્રુ થવાને બદલે ઉલટા એના સહાયક થઈ પડ્યા.[૧૩૬]

હે જનમેજય! આ રીતે ભૂતોની વિશેષ વૃદ્ધિ થવા માંડી, એટલે પછી હરિએ અમાપ તેજવાળા દેવોના ઉત્તમ ગણને સંતુષ્ટ કરવા માટે દરેક ભૂતગણના પ્રજાપતિ–રાજા–ને ક્રમવાર તેનો પૃથક્ પૃથક્ રાજ્યવિભાગ અનુક્રમે સુપ્રત કર્યો. હે ભારત! તેમાં પૃથુ રાજા અભિષેક થયેલા રાજાઓમાં પ્રથમ હતો.[૧૩૭–૧૩૮]

આ પ્રમાણે પ્રજાની વ્યવસ્થા કરનારા હરિ એ જ વિષ્ણુ, પુરુષ, વીર, કૃષ્ણ, જિષ્ણુ, પ્રજાપતિ, પર્જન્ય છે; તે તપથી વ્યક્ત થાય છે, અને આ સર્વ સાકાર જગત્ તેનાથી જ સર્જાયલું છે.[૧૩૯]

હે ભરતકુળના અગ્રણી જનમેજય! જે મનુષ્ય ભૂતસૃષ્ટિના આ સઘળા વૃત્તાંતથી સારી રીતે જાણીતો થાય અને મરુતોના શુભ જન્મની આ કથા સાંભળે કિવા તેનો પાઠ પણ કરે તો તે માણસને પુનર્જન્મ–જન્મવા-મરવા–નો બીલકુલ ભય રહેતો જ નથી, અને આ લોકમાં તેમજ પરલોકમાં તેને ક્યાંયે ભય દીસતો નથી અર્થાત્ તે સર્વત્ર સુખેથી વિચરે ને વિહરે છે.[૧૪૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो
'मरुतोत्पत्तिकथन' ए नामनो अध्याय
३ जो समाप्त.

——:०:——

* આવું કશ્યપનું વરદાન છતાં દિતિના પુત્રથી ઇંદ્રનો નાશ થયો નથી, તેનું કારણ પુરાણોમાં એ જણાવ્યામાં આવે છે કે, દિતિ इन्द्रशत्रु એ શબ્દ બોલી, ત્યારે તેણે इन्द्र શબ્દ ઉપર વધુ ભાર મૂક્યાથી 'ઇંદ્ર જેનો શત્રુ–સંહારક છે' એવો પુત્ર આપો, એ અર્થ થયો અને પરિણામે દિતિનો પુત્ર ઇંદ્રના હાથે મરાયો. જો તેણે સાવધતાથી इन्द्रને બદલે शत्रु શબ્દ ઉપર વધુ ભાર મૂક્યો હત તો ઇંદ્રનો શત્રુ–સંહારક એવો પુત્ર આપો, એ અર્થ થાત, અને તેનો મનોરથ પૂર્ણ થાત.

## અધ્યાય ૪ થો

### પૃથુ રાજાનું આખ્યાન.

**वैशंपायन उवाच:—**

अभिषिच्याधिराज्ये तु पृथुं वैन्यं पितामहः ।

ततः क्रमेण राज्यानि व्यादेष्टुमुपचक्रमे ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:-પિતામહ બ્રહ્માએ વેનરાજાના પુત્ર પૃથુને સાર્વભૌમ-છત્રપતિ-રાજ્યનો અભિષેક કર્યા પછી, સોમ આદિ દેવોને તેમના પૃથક્ પૃથક્ રાજ્ય-વિભાગો અનુક્રમે સુપ્રત કરવાનું કાર્ય શરુ કર્યું.[૧] તે ક્રમ આ છેઃ-દ્વિજ, પક્ષીગણ, લતાઓ, નક્ષત્ર અને ગ્રહગણ, યજ્ઞ અને તપના અધિષ્ઠાતા દેવતાઓ, એ સર્વના બનેલા રાજ્ય ઉપર તેમણે સોમનો રાજ્યાભિષેક કર્યો.[૨] પછી તેમણે સમુદ્રાદિક જળના પ્રદેશોનું રાજ્ય વરુણદેવને સોંપ્યું, અને રાજાઓ-યક્ષોનું નેતાપણું સમર્થ વૈશ્રવણ-કુબેરને આપ્યું. અંગિરસના કુળમાં ઉત્પન્ન થયેલા બૃહસ્પતિને વિશ્વેદેવાના અધિપતિ બનાવ્યા.[૩] ભૃગુઓનો રાજ્યપ્રદેશ શુક્રાચાર્યને સોંપ્યો. આદિત્યોના રાજ્યપદે વિષ્ણુનો, અને વસુઓના રાજ્યપદે પાવક-અગ્નિનો રાજ્યાભિષેક કર્યો.[૪] દક્ષને સર્વ પ્રજાપતિઓનો નેતા બનાવ્યો. વાસવ-ઇંદ્ર-ને મરુતોનો, તથા પ્રહ્લાદને અમાપ તેજવાળા દૈત્યો અને દાનવો એ બન્નેનો અધિપતિ કર્યો. વિવસ્વાન-સૂર્યના પુત્ર યમને પિતૃલોકનું રાજ્ય સોંપ્યું. માતૃકાઓ, ગાય, વ્રતો, મંત્રો, યક્ષો, અને રાક્ષસોનું અધિપતિપણું નારાયણને આપ્યું તથા વૃષભધ્વજ શિવને રુદ્રો અને સાધ્યોના રાજ્યપદે સ્થાપ્યા.[૫-૭] પછી તેમણે રાજા વિપ્રચિત્તિને દાનવોના રાજા થવાની આજ્ઞા કરી. તેમ જ હાથમાં ત્રિશૂળ ધરનારા અને પર્વતોના ઈશ મહાદેવને સર્વ ભૂતો અને પિશાચોના અધિપતિરૂપે સ્થાપ્યા.[૮] વળી હિમાચલને સર્વ પર્વતોનો અગ્રણી બનાવ્યો; સાગરને સર્વ નદીઓનો પતિ કર્યો; બળવાનોમાં ઉત્તમ એવા વાયુને શબ્દ-ગુણવાળા આકાશમાં વસતાં શરીર વિનાનાં ભૂતો તથા મરુદ્ગણો, તેમ જ ગંધવાળાં દ્રવ્યોનો અધિપતિ ઠરાવ્યો.[૯] ચિત્રરથ રાજાને ગંધર્વોનું શ્રેષ્ઠપદ આપ્યું; અને વાસુકિને નાગોના તથા તક્ષકને સર્પોનો રાજા બનાવ્યો.[૧૦] પછી બ્રહ્મદેવે ઐરાવતને હાથીઓના રાજા થવાની આજ્ઞા કરી. વળી તેમણે ઉચ્ચૈઃશ્રવસને અશ્વોનો, અને ગરુડને પક્ષીઓનો રાજા કર્યો.[૧૧] સિંહને વનમાં વિચરતાં પ્રાણીઓનો, વૃષભને ગાયોનો, અને પીપળાને વનસ્પતિઓનો રાજા બનાવ્યો.[૧૨] સાગરો, નદો-મોટી વિશાળ નદીઓ, મેઘો, વૃષ્ટિ અને સૂર્યનાં કિરણોનું અધિરાજ્ય પર્જન્યને* સોંપ્યું.[૧૩] સર્વ દાઢવાળા નાગોના નેતાપદનો અભિષેક શેષનાગને કર્યો, તથા પેટે ચાલનારા સર્પોની આગેવાની તક્ષકને આપી.[૧૪] ગંધર્વો અને અપ્સરાઓનું પ્રભુત્વ સમર્થ કામદેવને સોંપ્યું. ઋતુઓ, માસો, પક્ષો, દિવસો, રાત્રિઓ, મુહૂર્તો, તિથિઓ, પર્વો, કલા, કાષ્ઠા, આદિ કાલનાં પ્રમાણો, સૂર્યની ગતિનાં અયનો, એ સર્વેની ગણત્રી અને યોગનું રાજ્ય સંવત્સરને સુપ્રત કીધું.†

આવી રીતે દેવો અને ભૂતોની સૃષ્ટિના રાજ્યોના ક્રમવાર વિભાગ કર્યા પછી, હે ભારત! પિતામહ બ્રહ્માએ દિક્પાલો-દિશાઓના પાલક દેવો-ની સ્થાપના કરી; વિરાજ પ્રજાપતિના પુત્ર રાજા સુધન્વાને પૂર્વ દિશાનો દિક્પાલ બનાવ્યો. કર્દમ પ્રજાપતિના પુત્ર મહાત્મા શંખપદને દક્ષિણ દિશાનો અધિરાજા કર્યો. રજસ પ્રજાપતિના પુત્ર મહાત્મા કેતુમાનને પશ્ચિમ દિશાના રાજ્યનો, તથા પર્જન્ય પ્રજાપતિના પુત્ર, કોઇથી હઠે નહીં એવા, હિરણ્યરોમાને ઉત્તર દિશાના રાજ્યનો અભિષેક કર્યો. એ સર્વે દિક્પાલો સાત દ્વીપ અને પર્વત સહિત આખી પૃથ્વીનું પોતપોતાના પ્રદેશને અવલંબીને ધર્મથી અદ્યપર્યંત પાલન કરે છે. હે નરાધિપ! એ બધા રાજાઓએ વેદમાં કહેલી વિધિ અનુસાર રાજસૂય યજ્ઞ કરીને તે દ્વારા પૃથુ રાજાને ચક્રવર્તી રાજ્યપદનો અભિષેક કર્યો.[૧૫-૨૩]

તે પછી અતિશય તેજસ્વી ચાક્ષુષ મન્વંતર પૂરો થતાં બ્રહ્માએ વૈવસ્વત મનુને પૃથ્વીનું રાજ્ય પોતાને હસ્તક લેવાની આજ્ઞા કરી. હે અનઘ જનમેજય! જો તને એ સર્વ સાંભળવાની ઇચ્છા હશે, તો તારી અનુકૂળતાએ વૈવસ્વત મનુનું આખ્યાન હું તને વિસ્તારપૂર્વક કહીશ. પુરાણોએ એ આખ્યાનને મોટું સ્થાન આપેલું છે. તે યશ અને આયુષ્યને વધારે એવું તથા શુભ સ્વર્ગવાસને પ્રાપ્ત કરાવે એવું આખ્યાન છે.[૨૪-૨૫]

જનમેજયે કહ્યું:-હે વૈશંપાયન! હવે તમે પૃથુ રાજાના જન્મ સંબંધી વૃત્તાંત મને વિસ્તારથી કહો. તે મહાત્માએ કેવી રીતે આ વસુંધરાને દોહી હતી. તેમને પિત્રી લોકે, દેવોએ, ઋષિઓએ, દૈત્યોએ, નાગોએ, યક્ષોએ, વૃક્ષોએ, શૈલોએ, પિશાચોએ, ગંધર્વોએ, ઉત્તમ દ્વિજોએ, રાક્ષસોએ, તેમજ મહા બળવાળાં પ્રાણીઓએ, તેમની સાથે મળીને આ પૃથ્વીને કેવી રીતે દોહી

---

*સૂર્યનાં કિરણો પૃથ્વીના રસનું શોષણ કરે છે, અને પર્જન્ય તેનો પાછો વૃષ્ટિના રસમાં પુરો પાડે છે, તેથી તેને સૂર્યનાં કિરણોને અધિપતિ કહ્યો છે.

† શ્રીમદ્ ભગવદ્ગીતાના 'વિભૂતિયોગ' નામના દશમા અધ્યાયના ૧૦ મા શ્લોકથી અંતપર્યંતના શ્લોકો જોવાથી આ સર્વ ભૂતોના શ્રેષ્ઠ અંશને ધરનારાઓના રાજ્યવિભાગો સ્પષ્ટ સમજાશે.

હતી, તે સંબંધી સર્વ વૃત્તાંત મને કહો.[२६–२८] વળી હે વૈશંપાયન! તેઓનાં (ક્ષીર–પૃથ્વીનું સત્વ ઝીલવાનાં) પાત્રવિશેષો સંબંધી, તેમનાં વત્સ, અને તેમને પ્રાપ્ત થયેલાં ક્ષીરવિશેષો સંબંધી તથા તે તે ક્ષીરોને દોહનારા કોણ કોણ હતા, તે સંબંધી સર્વ વૃત્તાંત અનુક્રમે મને કહો. વળી શા કારણથી પૂર્વે મહર્ષિઓએ પૃથુના પિતા વેનરાજાના હાથનું મથન કર્યું હતું, તે સંબંધી આખ્યાન પણ, હે તાત! મને કહી સંભળાવો.[२९–३०]

વૈશંપાયન બોલ્યાઃ–હે જનમેજય! હવે હું તન વેન રાજાના પુત્ર પૃથુ સંબંધી વૃત્તાંત વિસ્તારથી કહું છું, તે તું એક ચિત્તે સાવધાન થઈને સાંભળ.[३१] હે રાજન્! જે અશુદ્ધ છે, જે છાલકા મનવાળો છે, જે નઠારો અગર અપાત્ર શિષ્ય છે, અને જે શાસ્ત્રે કહેલાં વ્રતો આચરતો નથી, જે કૃતઘ્ન છે, અને જે અહિત–કલ્યાણ નહીં કરે એવું કર્મ આચરનારો છે, એવા શિષ્યની આગળ આ આખ્યાન કહેવા જેવું નથી. કારણ આ આખ્યાન સ્વર્ગ પ્રાપ્ત કરાવનારું, આયુષ્ય અને યશને વધારનારુ, ધર્મને અનુસરનારું, અને વેદને અનુકૂળ છે. આ આખ્યાનનું રહસ્ય જે રીતે બન્યું હતું તેવું ઋષિઓએ મને કહ્યું હતું, અને હું પણ તને તેને તે જ રીતિએ તેનું રહસ્ય કહી સંભળાવું છું, માટે, હે રાજન્! તે તું સાંભળ.[३२–३३] હે નૃપ! જે કોઈ શ્રોતા, નિત્ય બ્રાહ્મણોને નમસ્કાર કરીને વેન રાજાના પુત્ર પૃથુ રાજાનું આખ્યાન સવિસ્તર કહી જશે, તેને ભૂતકાળમાં કરેલાં, વર્તમાનમાં કરાતાં, અને ભવિષ્યમાં કરવાનાં અવિચારી કાર્ય માટે, 'અરે મેં કાંઈ ધર્માચરણ કીધું નહીં, રે અધર્માચરણ કેમ કર્યું' એવી કોઈ ચિંતા કે શોક કરવાનો પ્રસંગ અંત સમયે આવશે નહીં.[३४]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'आदि सर्गकथनमां पृथुनुं उपाख्यान' ए नामनो ४थो अध्याय समाप्त.

---

## અધ્યાય ૫ મો.

### વેન અને પૃથુ રાજાનાં આખ્યાન.

वैशंपायन उवाचः–

> आसीद्धर्मस्य गोप्ता वै पूर्वमत्रिसमः प्रभुः ।
> अत्रिवंशसमुत्पन्नस्त्वंगोनाम प्रजापतिः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–પુરાતન કાળમાં અત્રિવંશમાં ઉત્પન્ન થયેલો અને અત્રિના જેટલી જ શક્તિવાળો તથા ધર્મનું રક્ષણ કરનારો અંગ નામનો પ્રજાપતિ હતો.[१] તેને વેન નામનો પુત્ર હતો.* તેનામાં ધર્મશાસ્ત્રનું જ્ઞાન અતિશય ઓછું હતું. એ વેન પ્રજાપતિ મૃત્યુની પુત્રી સુનીથાના ઉદરથી જન્મ્યો હતો.[२] આમ વેન કાલની પુત્રીનો પુત્ર હતો, એટલે માતામહ પક્ષના, જન્મથી જ પોતાનામાં ઉતરી આવેલા દોષોને લીધે તેણે પોતાના કર્તવ્યને ડાબું કરી દીધું, અને કામ તથા લોભને વશ થઈને સ્વચ્છંદ વર્તન કરવા લાગ્યો.[३] એ વેન રાજાએ વેદે આજ્ઞા કરેલાં ધર્મકર્મનું ઉલ્લંઘન કર્યું, અને પોતાને રુચતી અધર્મયુક્ત કર્તવ્યની નવી જ મર્યાદા સ્થાપન કરી, અને અધર્મમાં જ રચ્યો પચ્યો રહ્યો.[४] પરિણામે તે રાજ્ય ચલાવતો હતો, તે સમયમાં તેના રાજ્યમાં વેદોનો અભ્યાસ, પઠનપાઠન તથા દેવતાઓનાં પૂજન, અર્ચન અને તેમને યજ્ઞદ્વારા અપાતી આહુતિઓ, એ સર્વે ધર્મકાર્યો બંધ પડ્યાં. યજ્ઞોમાં હોમવાના સોમરસનું પાન પણ દેવતાઓને મળતું અટકી પડ્યું.[५] તેનો વિનાશ થવાનો સમય સમીપ આવતો હતો, તેથી દુર્બુદ્ધિથી પ્રેરાયલા વેન પ્રજાપતિએ પોતાની પ્રજાને એવી ક્રૂર આજ્ઞા કરી, કે "કોઈએ પણ કદી યજ્ઞાદિક કર્મ કરવાં નહીં, અને કોઈએ કદી દેવોને આહુતિઓ પણ આપવી નહીં."[६] હે કુરુવંશના અગ્રણી જનમેજય! વળી વેન રાજાએ એવી પણ આણ વર્તાવી કે, "હું પોતે જ યજ્ઞથી પૂજાવાને યોગ્ય છું, હું પોતે જ યજમાન છું તેમ હું પોતે જ યજ્ઞરૂપ છું, મને જ ઉદ્દેશીને સર્વ યજ્ઞયાગ કરાવવા જોઈએ અને મને જ ઉદ્દેશીને યજ્ઞ યાગોમાં સર્વ આહુતિઓ પણ હોમાવી જોઈએ."[७]

ધર્મશાસ્ત્રોએ યજ્ઞયાગાદિ સંબંધમાં ઠરાવેલી મર્યાદાને આવી રીતે વટાવી જનારા તથા અયોગ્ય રીતે આહુતિઓને પોતે જ સ્વીકારનારા વેન રાજા સમીપ, મરીચિ આદિને મોખરે કરી સર્વ મહર્ષિઓ ગયા; અને તેને કહ્યું કે, "હે વેન! અમે અનેક સંવત્સરો સૂધી યાગદીક્ષા ધારણ કરીને વ્રત પાળવાના છીએ, માટે તું આવા પ્રકારનું અધર્મયુક્ત આચરણ કર નહીં; આવો વર્તાવ ચલાવવો, એ આપણો પરાપૂર્વનો સનાતન ધર્મ નથી.[८–९] તું અત્રિ ઋષિના વંશમાં જન્મેલો છું. તેથી નિઃશંક તું પ્રજાપતિ થવાને પાત્ર છે. વળી રાજ્યાભિષેક વેળા 'હું પ્રજાનું પાલન–રક્ષણ–પોષણ કરીશ' એવો કરાર પણ તેં કર્યો છે"[१०]

---

* શ્રીમદ્ભાગવતના ચતુર્થ સ્કંદમાંના ૧૩–૧૪મા અધ્યાયમાં વેન રાજાની ઉત્પત્તિનો આ પ્રસંગ યથાસ્થિત વર્ણવેલો છે. જે અંશોનું માત્ર બીજ જ હરિવંશમાં નાંખેલું છે, તે અંશો શ્રીમદ્ભાગવતમાં અંકુરિત થઈ સપલ્લવિત થયા છે, એમ આ તથા અન્ય પ્રસંગોના સકારણ વિકાસથી સમજાય છે, અને હરિવંશની શ્રીમદ્ભાગવત કરતાં પ્રાચીનતા સિદ્ધ કરવાનું એ એક સાધન છે.

આ પ્રમાણે તે સર્વે મહર્ષિઓ તેને આવો ઉપદેશ આપતા હતા, તે દરમ્યાન દુષ્ટ બુદ્ધિવાળો અને તેમના હિતકર વચનને અનર્થરૂપ સમજનાર વેન રાજા વચમાં જ ખડખડ હસીને બોલી ઉઠયો.[૧૧]

વેને કહ્યું:–હે ઋષિઓ! ધર્મવ્યવસ્થા વિષે તમે મને આવો ઉપદેશ આપો છો, પરંતુ મારા સિવાય ધર્મનો સર્જનાર બીજો છે કોણ? તેમ મારે વળી કોનો ઉપદેશ સાંભળવાનો છે? જ્ઞાન, શક્તિ, તપ, અને સત્યમાં આ પૃથ્વી ઉપર મારા સમાન બીજો કોણ સમર્થ છે?[૧૨] હું જ વિશેષે કરીને સર્વ ભૂતો અને ધર્મોનો સર્જનાર–પેદા કરનાર છું. તમે ખરેખર પૂરેપૂરા મૂઢ જ છો અને ચેતન–ભાન વિનાના છો, તેથી જ તમે મારું આ ખરું સ્વરૂપ જાણી શકયા નથી.[૧૩] જો હું ઇચ્છું તો આ પૃથ્વીને બાળી શકું કે જળમાં તેને ડુબાડી શકું. આકાશ અને પૃથ્વીના અંતરને પણ હું ટાળી શકું એમ છું. આમાં તમારે કંઈ પણ લવલેશ શંકા કરવા જેવું નથી જ."[૧૪]

તેને સમજાવવાના અનેક ઉપાયો કર્યાં છતાં આખરે મહર્ષિઓને જ્યારે એમ લાગ્યું કે, મોહ અને ગર્વથી ઉન્મત્ત થયેલા વેન રાજાને સમજાવવો એ અશક્ય છે, ત્યારે તે મહાત્માઓ નખથી શિખપર્યંત તેના ઉપર અતિશય ક્રોધે ભરાયા. એટલે વેન ધ્રુજ્યો. પરંતુ તે ન ગણતાં ઋષિઓએ મહાન્ બળવાન્ વેન રાજાને ધ્રુજતો ધ્રુજતો પણ પકડ્યો, અને ક્રોધના આવેશમાં ને આવેશમાં તેઓ તેની ડાબી જાંઘનું મથન-મર્દન કરવા લાગ્યા.[૧૬] આ પ્રમાણે તેઓ તેની જંઘાનું મંથન કરતા હતા, તે દરમ્યાન તેની જંઘામાંથી ઘણો જ નાનો અને દૃઢ અંગવાળો (તેના મલીન–પાપ અંશોની મૂર્તિરૂપ) એક અતિશય કાળો પુરુષ ઉત્પન્ન થયો.[૧૭]

હે જનમેજય! એ પુરુષ ભયભીત થઇને ઋષિઓ સમક્ષ હાથ જોડીને ઉભો રહ્યો. તેને વિહ્વળ–ગભરાયેલો જોઇને અત્રિએ કહ્યું કે, 'નિષિદ'–બેસ.[૧૮] એથી હે ભાષણ કરનારાઓમાં ઉત્તમ રાજા જનમેજય! તે પુરુષ નિષાદ વંશનો મૂળ પુરુષ થયો, અને તેણે વેનના કિલ્બિષ–પાપના અંશો–ના અંશભૂત ધીવરો–મચ્છીમારો–ને ઉત્પન્ન કર્યા.[૧૯] તુષાર (હાલના ગોંડ), તંબુર (કોળી, ધારાળા) આદિ અધર્મયુક્ત કર્મોમાં રુચિ ધરતી જે જાતિઓ વિંધ્યાચલ પર્વતમાં વસે છે, તે સર્વે વેનરાજાના પાપાંશથી ઉત્પન્ન થયેલી છે, એમ તું જાણ.[૨૦] ત્યાર પછી પુનઃ મહાત્મા મહર્ષિઓએ જાણે અરણીના* કડકાઓને ઘસતા હોયની, તે પ્રમાણે વેનની જમણી જાંઘનું મંથન કરવા માંડ્યું.[૨૧] મંથન થતાં થતાં તે જંઘામાંથી અગ્નિના જેવો કાંતિવાળો, (વેનના પુણ્યાંશની મૂર્તિરૂપ) તેજથી દીપતો, તથા સાક્ષાત્ અગ્નિ હોય તેમ પોતાના શરીરના તેજથી જાજ્વલ્યમાન પૃથુ* ઉત્પન્ન થયો.[૨૨] મહાયશસ્વી પૃથુ ધનુષ તથા કવચ એ સિદ્ધ સામગ્રી સાથે જ જન્મ્યો હતો. તેણે રક્ષણને માટે મહા તેજસ્વી કવચ, અતિ ઉત્તમ આજગવ નામનું ધનુષ્ય અને દિવ્ય બાણોનો ભાથો ધારણ કર્યો હતો.[૨૩] હે મહારાજ! તેનો જન્મ થયો, એટલે સર્વ ભૂતો સર્વ રીતે અતિશય આનંદમાં આવી ગયાં અને વેન રાજા સ્વર્ગે સીધાવ્યો.[૨૪] હે કૌરવ્ય! હે પુરુષવ્યાઘ્ર! આવા મહાત્મા સત્પુત્રના જન્મવાથી રાજા વેન પુત નામના નરકમાં જતો ઉગર્યો.[૨૫] તે સમયે તેના રાજ્યાભિષેક માટે સર્વે સમુદ્રો અને નદીઓ પોતપોતાનાં સર્વ પ્રકારનાં રત્નો અને જળના ઉપહાર સાથે તેની સમક્ષ આવીને ખડાં થયાં.[૨૬] અંગિરસના પુત્ર દેવો સાથે ભગવાન્ બ્રહ્મા તથા સ્થાવર જંગમ સર્વ ભૂતો પણ તે જ પ્રમાણે પોતપોતાના ઉપહારો લઇને ત્યાં આવી પહોંચ્યા, અને તેમણે સર્વેએ વેન રાજાના પુત્ર, મહાન્ કાંતિવાળા, પ્રજાનું પાલન કરનારા પૃથુ રાજાને રાજાઓના પણ મહાન્ રાજાનો અભિષેક કર્યો.[૨૭–૨૮] ધર્મને જાણનારા મહર્ષિઓથી વિધિપૂર્વક અભિષેક કરાયલા મહા તેજસ્વી અને પ્રતાપી પૃથુ રાજાએ રાજાઓના આદિ રાજ્યનો સ્વીકાર કર્યો.[૨૯]† પછી પોતાના પિતાએ દુઃખી કરેલી પ્રજાને તેણે પોતાના શુભ વર્તાવથી પ્રસન્ન કરી, અર્થાત્ તે સર્વને સર્વ પ્રકારના સુખના માર્ગે પ્રવર્તાવ્યા. પ્રજાના તેના ઉપરના સ્નેહને લીધે સર્વ પૃથુ રાજાના યથાર્થ‡ નામથી બોલાવવા લાગ્યા.[૩૦] તે જ્યારે સમુદ્રના પ્રદેશ ઉપર પ્રવાસ કરવાને ઇચ્છતો ત્યારે સમુદ્રનાં પાણી સ્થિર અને બરફ જેવાં ઘટ્ટ બની જતાં. તેના પ્રવાસના માર્ગમાં આવતા પર્વતો પણ ભેદાઇને તેને પોતાની

* દેવતા પાડવા માટે પુરાતન કાળમાં અરણી વૃક્ષના કડકા ઘસવામાં આવતા હતા. કડકા ખૂબ ઘસાતાં તેમાંથી અગ્નિ ઉત્પન્ન થતો હતો.

* શ્રીમદ્‌ભાગવતના ચતુર્થસ્કંધના ૧૫ મા અધ્યાયમાં પૃથુ ચરિત્ર વર્ણવેલું છે, તેમાં વેનના જમણા હાથમાંથી એક જોડલું–પૃથુ અને અર્ચિસ્–પતિ અને પત્નીનું યુગલ–જન્મ્યું, એમ જણાવેલું છે. પૃથુના ચક્રવર્તી રાજ્યાભિષેકનો પ્રસંગ પણ આ જ અધ્યાયમાં વિશેષ રસિક રીતે વર્ણવેલો છે.

† સૃષ્ટિમાં પૃથુથી રાજ્ય જેવી સંસ્થાનો આરંભ થયો, એમ કહેવાનો ભાવાર્થ છે. વેન રાજા પાસે મહર્ષીઓએ તેના રાજ્યાભિષેક વેળાએ પ્રજાપાલનની પ્રતિજ્ઞા કરાવી હતી, તે રાજાપ્રજા વચ્ચેના કરારનું સૂચન કરે છે. પાશ્ચાત્ય પ્રજાઓમાં રુસોએ Theory of Contractને નામે આ મુદ્દો અઢારમા સૈકામાં યૂરોપમાં રજુ કર્યો હતો.

‡ પ્રજાનું રંજન કરે, તથા તેમને સંતોષ આપે, એ રાજા એવો ધાત્વર્થ છે.

વચ્ચેથી રસ્તો કરી આપતા, અને વનોમાં વૃક્ષવલ્લિઓ આપોઆપ નમી પડી તેના રથને માર્ગ આપતી, એટલે તેની ધ્વજા કદી પણ ભાંગતી ન હતી;[૩૧] પૃથ્વી પણ પ્રજાપોષણની ચિન્તાથી કેવળ સંકલ્પ અનુસાર જ, વગર ખેડ્યે અને વગર વાવ્યે જોઇતી અન્નાદિ સામગ્રી પૂરી પાડતી હતી; સર્વ ગાયો કામદુઘા થઈ ગઈ અને વનસ્પતિનાં પત્રેપત્ર મધુથી પૂર્ણ થઈ ગયાં.[૩૨] તેના સમયમાં બ્રહ્માને ઉદ્દેશીને કરાયેલા શુભ યજ્ઞમાં, સોમરસ કાઢવાને દિવસે, સોમરસના નિષ્કર્ષના સ્થળમાંથી મહાબુદ્ધિશાળી સૂત* ઉત્પન્ન થયો.[૩૩] વળી તેજ મહાન્ યજ્ઞમાંથી બુદ્ધિમાન્ માગધ* પણ ઉત્પન્ન થયો. પૃથુ રાજાની કીર્તિનું ગાન કરવા માટે દેવર્ષિઓએ એ બન્ને સૂતમાગધને તે સ્થળે બોલાવ્યા.[૩૪] તે સર્વેએ તેમને આજ્ઞા કરી કે, "હે સૂત અને માગધ! તમે પૃથુ રાજાના યશનું ગાન કરો. એ કામ તમારે યોગ્ય છે, અને રાજા પણ એવી સ્તુતિને પાત્ર છે."[૩૫] એટલે સૂત અને માગધ બન્નેએ તે સર્વે ઋષિઓને કહ્યું† કે, "અમે બન્ને અમારા સ્તુતિકર્મથી સર્વ દેવો અને ઋષિઓને પ્રસન્ન કરીશું.[૩૬] પણ, હે દ્વિજો! આ તેજસ્વી રાજાનાં કર્મો, લક્ષણ અને યશથી અમે તદ્દન અજાણ છીએ. એટલે અમે તેમની કીર્તિનાં ગાન શી રીતે કરી શકીશું?"[૩૭] ત્યારે ઋષિઓએ તેમને આજ્ઞા કરી કે, "આ મહાબળી પૃથુ રાજાએ પૂર્વના કલ્પોમાં જે જે સત્કર્મો કર્યાં છે, તે સર્વે કર્મોને ઉદ્દેશીને, તે હવે ભવિષ્યમાં કેવાં કર્મો કરશે, તેનું તમે સ્તુતિગાન કરો.[૩૮] આ પૃથુ રાજા સત્યવચની છે, દાનશૂર છે, સત્ય ધર્મનું યથાસ્થિત પાલન કરનારો છે, રાજાઓનો રાજા છે, રાજ્યશ્રીથી યુક્ત છે, જેતા છે, ક્ષમાશીલ છે, શૂરવીર છે, પરાક્રમી છે, યથાયોગ્ય રીતે આજ્ઞા કરનારો છે,[૩૯] શાસ્ત્રોનો જાણકાર છે, કૃતજ્ઞ છે, દયાવાન્ છે, પ્રિયભાષી છે, માનને લાયક છે, માન આપનારો છે, યજ્ઞનો કરનારો છે, બ્રાહ્મણોનો પૂજક છે, સત્યની વાહાર કરનારો છે,[૪૦] શાંત છે, ઇંદ્રિયોનું દમન કરનારો છે, બ્રહ્મજ્ઞાનમાં નિમગ્ન છે, અને વ્યવહારનું યથાસ્થિત પાલન કરનારો છે."

ઋષિઓનાં આવાં વચન સાંભળીને, હે જનમેજય! સૂત અને માગધે પૃથુનાં સ્તુતિસ્તોત્રો ગાયાં. આ સમય પછીથી બંદિજનો, લોકો સમક્ષ રાજાની કીર્તિનું ગાન કરતાં પોતાનાં સ્તવનોમાં આ પ્રકારનાં આશીર્વાદનાં વચનો બોલે છે.[૪૧] તે બન્નેનાં સ્તુતિગાનથી* પ્રજાનો સ્વામી પૃથુ રાજા તેમના ઉપર અતિશય પ્રસન્ન થયો, અને સૂતને અનૂપ દેશ અને માગધને મગધ દેશ અર્પણ કર્યો.[૪૨] પૃથુને નીરખીને મહર્ષિઓએ પરમ પ્રસન્ન થઇને સમસ્ત પ્રજાવર્ગને કહ્યું કે, "આ પ્રજાપાલક પૃથુ રાજા તમને તમારી વૃત્તિ-જીવન વ્યવહારનું સાધન-પૂરું પાડશે."[૪૩]

તે પછી, હે મહારાજ! મહર્ષિઓના વચનથી સર્વ પ્રજાવર્ગ પૃથુ રાજા સમીપ દોડી ગયો અને તેને કહ્યું કે, "હે રાજા! અમને અમારા જીવનવ્યવહારનું સાધન દર્શાવો."[૪૪] આ પ્રમાણે પ્રજાએ તેના પાસે જઈને ઉપજીવિકાનાં સાધન માટે યાચના કરી, એટલે એ બળવાન્ રાજાએ પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી હાથમાં ધનુષ્ય અને બાણ લીધાં, અને પૃથ્વીનુ મર્દન† કરવા માંડ્યું.[૪૫] પોતાનુ મર્દન થવાથી પૃથુના ભયથી પૃથ્વી ત્રાસી, અને તેણે ગાયનું રૂપ લીધું. પછી પોતાના રક્ષણ અર્થે તેણે પૂરપાટ દોડવા માંડ્યું ધનુષ્યબાણ સાથે પૃથુ રાજા પણ દોડતી પૃથ્વીની પાછળપાછળ દોડ્યો ગયો.[૪૬] પૃથ્વી પણ પૃથુના ભયથી આ લોકમાંથી બ્રહ્મલોક આદિ લોકોમાં દોડતી વિચરવા લાગી. પરંતુ દરેકેદરેક સ્થળે તેણે પૃથુને ધનુષ્યબાણ સાથે પોતાની પાછળ અને પાછળ જ દોડતો જોયો.[૪૭] દાહ પ્રકટાવતાં તીક્ષ્ણ બાણોથી તે ઉગ્ર તેજસ્વી દેખાવા લાગ્યો, અને ક્રોધથી પણ ન ચળે એવો તે મહાયોગી, મહાત્મા પૃથુ દેવતાઓથી પણ અજિત જણાયો.[૪૮] જ્યારે કોઈ પણ સ્થળેથી પૃથ્વીને રક્ષણ મળ્યું નહીં, ત્યારે ત્રણે લોકથી સદા પૂજ્ય એવી પૃથ્વી, બન્ને હાથ જોડીને, પૃથુને જ શરણે ગઈ;[૪૯] અને તેને આમ વિનતિ કરી:-

વેન રાજાના પુત્ર પૃથુ! સ્ત્રીવધરૂપી અધર્મયુક્ત આચરણ કરવું, એ તારા જેવા ધર્મજ્ઞ રાજાને છાજતું

*-૨ જાતિઓ ગાયકની છે. બીજાં પુરાણોમાં જણાવેલું છે કે, તે બંને પૃથુના અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયા હતા.

† શ્રીમદ્ ભાગવતના ચતુર્થ સ્કંધના ૧૫મા અધ્યાયમાં તો પૃથુ પોતે જ સ્તુતિ કરતા સૂતમાગધને જણાવે છે કે, મારા ગુણો હજી લોકોમાં અસ્પષ્ટ છે તો તમે મારી ખાલી સ્તુતિ કેમ કરો છો? મારા ગુણો જોયા પછી મારી સ્તુતિ પરોક્ષ (પ્રત્યક્ષ નહીં) કરજો. આ વચનો વિશેષ યુક્ત અને પૃથુના હૃદયની ઉન્નત અવસ્થા દાખવે છે. આ શ્લોકો વિચારવા જેવા છેઃ-

> भो सूत हे मागध सौम्य बन्दिँल्लोकेऽधुनास्पष्टगुणस्य मे स्यात् ।
> किमाश्रयो मे स्तव एव योज्यतां मामय्यभूवन्वितथा गिरो वः ॥
> तस्मात्परोक्षेऽस्मदुपश्रुतान्यलं करिष्यथ स्तोत्रमपीच्य वाचः ।
> सत्युत्तमश्लोकगुणानुवादे जुगुप्सितं न स्तवयन्ति वाचः ॥ २२-२३ ॥

* સૂત અને માગધે પૃથુની કરેલી સ્તુતિ શ્રીમદ્ભાગવતના ચતુર્થ સ્કંધના સોળમા અધ્યાયમાંથી ખાસ સમગ્ર વાંચવા જેવી છે.

† શ્રીમદ્ભાગવતમાં જણાવેલું છે કે, પૃથ્વી રસકસ વગરની થઈ ગયાથી પૃથુએ પૃથ્વી ઉપર શસ્ત્ર ઉગામ્યું હતું. તેણે પૃથ્વીને કહ્યું કે, "બ્રહ્માએ સરજેલાં તારા શરીરમાં રોપાયલાં ઓષધિબીજોને, મારી અવજ્ઞા કરીને તું શા માટે કાઢતી નથી." શ્લોક ૪.

નથી. તેમ, હે રાજા! મારા અસ્તિત્વ વિના પણ તું તારી પ્રજાનું પોષણ અને ધારણ પણ કેવી રીતે કરી શકવાનો છું?[૫૦] હે રાજા! મારા વિષેજ સર્વે લોક સ્થિતિ કરી રહ્યા છે, તેમ મારે લીધેજ આ જગત્ પણ ટકી રહ્યું છે; તેથી મારા નાશની સાથેજ તારી સર્વ પ્રજાનો પણ નાશ થશે, એ વાત, હે રાજા! તું નિશ્ચયથી માનજે.[૫૧] જો તું ખરેખર તારી પ્રજાનું શ્રેય-કલ્યાણ કરવાની ઇચ્છા ધરાવતોજ હોય તો તે ખાતર પણ તારે મને મારવી જોઇતી નથી. માટે, હે પ્રજાપાલક રાજા જનમેજય! મારું આ વચન તું સાંભળ.[૫૨] યથાયોગ્ય સાધનોથી આરંભ કરેલા સર્વે ઉપક્રમો અંતે સિદ્ધ થાય છે; તેથી, હે રાજા! જે સાધનોથી તું પ્રજાનું રક્ષણ કરી શકે એમ હોય, તે સાધનો કિયાં છે તેનોજ તું પ્રથમ વિચાર કર.[૫૩] મારો વધ કરીને પણ, હે રાજા! મારા સિવાયના અન્ય કોઈ ઉપાયથી તું તારી પ્રજાનું રક્ષણ કરવાને સમર્થ થવાનો નથી. વળી હું તને તારા પ્રયત્નની સિદ્ધિમાં અનુકૂળ થઇશ. માટે, હે મહા તેજસ્વી રાજા! તું તારા કોપને દૂર કર.[૫૪] સ્ત્રીઓ, પશુ આદિ નીચી યોનિમાં જન્મી હોય તો પણ, વધ કરવા લાયક નથી જ. વળી તું પૃથ્વીપાલ હોવાથી પૃથ્વીનું પાલન કરવાનો તારો જે ધર્મ છે, તે ધર્મનો પણ તારે આમ સહસા ક્રોધથી ત્યાગ કરવો, એ પણ તને કોઈ રીતે યોગ્ય નથી.[૫૫]

પૃથ્વીરૂપી ગાયનાં આવાં વિવિધ પ્રકારનાં વિનયથી પ્રેરાયલાં વચનો સાંભળીને મોટા મનવાળા ધર્માત્મા, પૃથુ રાજાએ પોતાના ક્રોધને તત્કાલ શમાવી દીધો, અને પૃથ્વીને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.[૫૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो
'वेन अने पृथु राजानां उपाख्यान' ए नामनो
अध्याय ५ मो समाप्त

---

## અધ્યાય ૬ ઠ્ઠો
## પૃથુ રાજાએ પૃથ્વીનું કરેલું દોહન

पृथुरुवाच—

एकस्यार्थाय यो हन्यादात्मनो वा परस्य वा ।
बहून्वै प्राणिनो लोके भवेत्तस्येह पातकम् ॥ १ ॥

પૃથુ રાજાએ ઉત્તર આપ્યોઃ–હે પૃથ્વી! જો કોઈ માણસ પોતાના એકલાના જ હિત-સ્વાર્થને માટે પોતાનાં કે પારકાનાં ઘણાં પ્રાણીઓને હણે છે, તો તેને આ લોકમાં એ વધનું પાપ લાગે છે.[૧] પરંતુ, હે કલ્યાણકારી પૃથ્વી! જો એક જ અશુભ, દુષ્ટ કૃત્ય કરનારા જીવને હણવાથી અનેક મનુષ્યોનું કલ્યાણ સધાતું હોય, તો પછી તે પ્રાણીનો વધ કરવાથી વધકર્તાને તેનું કોઈ પાપ કે ઉપપાતક (પ્રાયશ્ચિત્તથી ટળે એવું નાનું પાપ) પણ લાગતું નથી.[૨] ઉલટું જો એક દુષ્ટ આચરણવાળા મનુષ્યને મારી નાંખવામાં આવે, અને તેના મરણથી અનેક માણસોનું કલ્યાણ સાધી શકાય એમ હોય, તો તેવા મનુષ્યનો વધ કરવો, એ કૃત્ય પુણ્યકારી ગણાયું છે.[૩] તેટલા માટેજ, હે વસુંધરા! જો મારાં વચન પ્રમાણે તું આજે જ જગતનું કલ્યાણ થાય એવું કોઈ આચરણ નહીં કરી દાખવે, તો હું, મારી પ્રજાના હિતની ખાતર, અવશ્ય તારો વધ કરીશ જ.[૪] હે પૃથ્વી! મારી-આજ્ઞાથી પરાઙ્મુખ થયલી એવી તને હું આજેજ મારા આ બાણથી હણીને મારા આ આત્માનો વિસ્તાર કરીશ, અને હું પોતે જ તેવડે મારી પ્રજાનું પોષણ અને ધારણ કરીશ.[૫] માટે, હે ધર્મના પાલકોમાં શ્રેષ્ઠ પૃથ્વી! મારા શાસન પ્રમાણે તું વર્ત અને સર્વે પ્રજાને તારાં સત્વથી સજીવન કર; કારણ કે તું તેમનું રક્ષણ, ધારણ, પોષણ કરવાને સર્વથા સમર્થ છે.[૬] તું મારી પુત્રી થઇને રહે એટલે હું આ મારું ઘોર દેખાવવાળું બાણ જે મેં તારા વધને માટે ધનુષ્યપર સજ્જ કરેલું છે, તેને હું પાછું ખેંચી લઇશ.[૭]

એટલે પૃથ્વી બોલીઃ–હે વીર! તેં મને આ જે કાર્ય કહ્યું છે તે સર્વે હું કરીશ, એમાં તું નિઃસંશય રહેજે. પરંતુ એટલું સ્મરણમાં રાખજે કે, યથાયોગ્ય સાધનોથી આરંભ કરેલા સર્વે ઉપક્રમો અંતે સિદ્ધ થાય છે.[૮] માટે તું એવું કોઈ સાધન શોધી કાઢ, કે જેથી મારા દ્વારા તું આ સર્વ પ્રજાનું રક્ષણ કરી શકે. તારી પ્રજાને પોષણ આપનાર સત્વોરૂપી ક્ષીર સારુ (મને દોહવાને તું ઇચ્છે છે તો) મારા વત્સ તરીકે તું કોને ધરવા માગે છે તેનો પૂરો વિચાર કર, અને એવા વત્સને તું પ્રથમ શોધી લાવ; જેથી એ વત્સ પ્રતિના પ્રેમથી વત્સલ થઇને હું મારા દૂધની સેરો આ ભૂમિરૂપી પાત્રમાં છોડું.[૯] વળી, હે ધર્માચારીઓમાં શ્રેષ્ઠ રાજા પૃથુ! પ્રથમ તો વાંકીચૂકી, ઉંચીનીચી મારી સપાટી છે તે બધી તું એકસરખી સીધી કર, જેથી કરીને મારાં સ્તનોમાંથી ઝરી પડતું દૂધ-સત્વ સર્વ સ્થળે એકસરખી રીતે પહોંચી શકે, અને રસ આપી શકે.[૧૦]*

વૈશંપાયન કહે છેઃ–પૃથ્વીનું આવું યોગ્ય વચન સાંભળીને પૃથુ રાજાએ પોતાના ધનુષ્યની કોટીથી પૃથ્વી ઉપરના સેંકડો હજારો શૈલો ટેકરાઓ છોલી ઉખેડી

* પૃથ્વીના આ વચનથી એ સ્પષ્ટ અર્થ સમજવાનો છે કે, ખાડાખોચિયાંવાળી જમીન સારો પાક આપી શકતી નથી, માટે તેને સરખી સપાટીવાળી કરવાની પ્રથમ જરૂર છે.

નાંખ્યા, અને તેના પરિણામમાં અન્ય સ્થાનોએ પાછા બીજા શૈલો વૃદ્ધિ પામ્યા.[11]* તે પછી પૃથુ રાજાએ ચારે કોર પૃથ્વી એકસરખી સપાટ કરી નાંખી. પરંતુ સ્વાભાવિક વ્યતિકરોથી અમુક મન્વંતરો પુરા થતાં વસુંધરા પાછી આપોઆપ વિષમ (ઉંચા ટેકરા અને ઉંડા ખાડાવાળી) થઈ જાય છે.[12] સ્વાભાવિક રીતેજ તેની સ્થિતિ સમ અને વિષમ હોય છે. ચાક્ષુષ મન્વંતરના પહેલા કલ્પમાં પણ પૃથ્વીની આવી જ વિષમ સ્થિતિ હતી, એમ કહેવાય છે.[13] હે રાજન્! પૂર્વેના મન્વંતરોમાં તેની આવી વિષમ (ઉંચી નીચી) સ્થિતિને લીધે તે સમયે ગામડાં, શહેરો, અને નગરીઓ એવા તેના વિવિધ વસવાના વિભાગો પડી શકાયા ન હતા;[14] તેમ તેની વિષમ સ્થિતિથી તે સમયે પૃથ્વીમાંથી ધાન્ય પણ પકાવ્યામાં આવતું નહીં; જેમ ખેતી ચાલતી નહીં અને ગાયની રક્ષા થતી ન હતી, તેમ જ વ્યાપારવ્યવહાર ચલાવવાના રાજમાર્ગો પણ ન હતા. તે વેળા જગતમાં સત્ય કે અસત્ય, લોભ કે મત્સર એમાંનું કાંઈ ન હતું.[15]

હે રાજેન્દ્ર! સાંપ્રત વૈવસ્વત મન્વંતર આવ્યો ત્યાર પછીથી જ વેનના પુત્ર પૃથુ રાજાથી પૃથ્વીના આ સર્વે વિભાગો, વસ્તુઓ, ગુણદોષો, ઉત્પન્ન થવાની શરુઆત થઈ.[16] આ સમય પછીથી, હે અનઘ જનમેજય! જે જે સ્થળે પૃથ્વીની એકસરખી સપાટી હતી, તે તે સ્થળે સર્વે લોકો પોતપોતાના નિવાસો બાંધવાનું પસંદ કરવા લાગ્યા; આના પરિણામે વસ્તીના સમૂહો બંધાતાં નાનાં મોટાં ગામરાં અને નગરો વસાયાં.[17] આરંભમાં તો ફળ અને મૂળીઆં એ જ લોકોના આહારનાં સાધનો હતાં, અને તે પણ તેમને મહા કષ્ટથી મળતાં હતાં, એમ અમે કથાપરંપરાથી સાંભળતા આવ્યા છીએ.[18] પરંતુ, હે પુરુષમાં શ્રેષ્ઠ જનમેજય! પ્રતાપી પૃથુ રાજાએ, સંકલ્પ કરીને સ્વાયંભુવ પ્રભુ મનુને વત્સ બનાવ્યા, અને આ પૃથ્વીને સ્વહસ્તે દોહી, તથા તેના ક્ષીરમાંથી સર્વ જાતનાં અન્નો ઉત્પન્ન કર્યાં.[19] હે તાત! પૃથુ રાજાએ યોજેલાં અન્નસાધનોથી લોકો અદ્યાપિ પર્યંત હમેશાં પોતાનો જીવનનિર્વાહ ચલાવી રહ્યા છે.

વળી પૃથુના દોહન પછીથી ઋષિઓએ પણ ફરીથી એકવાર આ પૃથ્વીને દોહી હતી, એમ અમે સાંભળ્યું છે. તે વેળા સોમ રાજા તેમના વત્સ થયો હતો, અને દેવોના ગુરુ મહાન તેજસ્વી બૃહસ્પતિએ પૃથ્વીને દોહી હતી, અને, હે ભારત! છંદો–વેદો એ તેમનું ક્ષીર ઝીલવાનું પાત્ર થયા હતા. કૃચ્છ્રચાંદ્રાયણ અને અગ્નિહોત્રાદિક કર્મોરૂપી શાશ્વત બ્રહ્મ એ તેમને મળેલું અનુપમ ક્ષીર હતું.[20–21]

વળી અમે એમ સાંભળેલું છે કે, તે પછી સર્વે દેવગણોએ પુરંદર–ઇંદ્રને પ્રમુખ કરીને કાંચનમય પાત્રમાં ફરીથી આ પૃથ્વીને દોહી હતી.[22] ઇંદ્ર તેમનો વત્સ થયો હતો, સૂર્ય ભગવાન્ પોતે તેના દોહનાર હતા, અને વીર્યશાલી અમૃત એ તેમનું ક્ષીર હતું. એ અમૃતને આધારે દેવતાઓ અદ્યપર્યંત પોતાનું જીવન ટકાવી રહ્યા છે.[23]

વળી અમે સાંભળ્યું છે કે, અમાપ પરાક્રમવાળા પિતૃગણે આ વસુંધરાને પાછી ચાંદીના પાત્રમાં દોહી હતી, અને સ્વધારૂપી ક્ષીર દોહી કાઢ્યું હતું.[24] વિવસ્વાનનો પુત્ર પ્રતાપી યમ તેમનો વત્સ બન્યો હતો, અને લોકોનો સંહારક કાળ અંતક તેમનો દોહનારો હતો.[25]

હે મનુષ્યોમાં ઉત્તમ રાજા! વળી અમે સાંભળ્યું છે કે, નાગલોકે તક્ષકને વત્સ બનાવીને તુંબીફલના પાત્રમાં આ પૃથ્વીને દોહીને વિષરૂપી ક્ષીર કાઢ્યું હતું.[26] હે ભરતોમાં ઉત્તમ મહિપતિ જનમેજય! નાગોમાં અને સર્પોમાં ઉત્તમ એવા પ્રતાપી ઐરાવત નામના નાગે અને ધૃતરાષ્ટ્ર નામના સર્પે આ પૃથ્વીને દોહી હતી.[27] એ ક્ષીરને આધારે ઉગ્ર, મહાકાય અને ભયંકર વિષ વાળા નાગો અને સર્પો પોતપોતાનો જીવનવ્યવહાર ચલાવી રહ્યા છે. એ જ વિષ એ તેમનો આહાર છે, એ જ તેમના કર્મનું સાધન છે, એથી જ તેમનું પરાક્રમ ટકી રહેલું છે, અને એ જ તેમનો આશ્રય છે.[28]

વળી અમે એમ પણ સાંભળેલું છે કે, અસુરોએ પણ શત્રુઓનો નાશ કરે એવા, માયારૂપ દૂધની પ્રાપ્તિ સારુ લોઢાના પાત્રમાં વસુંધરાને પુનઃ દોહી હતી.[29] તે સમયે પ્રહ્લાદનો પુત્ર વિરોચન તેમનો વત્સ બન્યો હતો, અને દૈત્યોના ઋત્વિક બે માથાવાળા મહાબલી મધુએ તેને દોહી હતી.[30] એ માયાથી અદ્યાપિ પર્યંત સર્વે અસુરો માયાવી (માયાના પ્રયોગમાં કુશલ)જ રહ્યા છે. એ માયાના પ્રતાપથી જ અમાપ બુદ્ધિ અને બલવાળા અસુરો જીવે છે.[31]

હે તાત! વળી અમે એમ સાંભળ્યું છે કે, યક્ષોએ આમ (કાચા માટીના) પાત્રમાં ફરીથી પૃથ્વીને દોહીને અંતર્ધાન થવાય તથા અક્ષય રહેવાય એવી વિદ્યારૂપી દૂધ પ્રાપ્ત કર્યું હતું.[32] પવિત્ર યક્ષોએ વિશ્રવણના પુત્ર કુબેરને પોતાનો વત્સ બનાવ્યો હતો. મણિનાભનો પિતા અને કુબેરનો નાનો ભાઈ, ત્રણ માથાવાળો, મહા તપસ્વી ને મહા તેજસ્વી રજતનાભ તેમનો દોહનારો હતો. એ વિદ્યાવડે તેઓ જીવે છે, એમ પરમ ઋષિ નારદે કહ્યું છે.[33–34]

હે નરોમાં ઉત્તમ જનમેજય! પોતાનાં સંતાનોની

* પૃથ્વી ઉપર વચ્ચે વચ્ચે આવતા શૈલો ઉખેડાયાના કચરો બાજુ ઉપર જામવાથી નવા શૈલો થયા, એમ કહેવાનો આશય છે.

તૃપ્તિને માટે રાક્ષસોએ અને પિશાચોએ મડદું અને માથાની ખોપરીને પાત્ર કરી તેમાં વસુંધરાને દોહી હતી.[૩૫] હે કુરુઓના નેતા! તેમનો દોહનારો રજતનાભ હતો, તેમનો વત્સ સુમાલી હતો, અને તેમનું ક્ષીર તે રુધિર હતું.[૩૬] તે ક્ષીરથી યક્ષ, રાક્ષસ, પિશાચ અને ભૂતનો સમૂહ સંપૂર્ણ રીતે દેવતાતુલ્ય બની પોતપોતાની ઉપજીવિકા ચલાવી રહ્યા છે.[૩૭]

વળી, હે નરોના અગ્રણી! ગંધર્વોએ અને અપ્સરાગણોએ, ચિત્રરથને વાછડો બનાવી, કમલપત્રના પાત્રમાં પૃથ્વીને દોહી હતી, અને શુદ્ધ ગંધદ્રવ્યોરૂપી ક્ષીર પ્રાપ્ત કર્યું હતું.[૩૮] હે ભરતસત્તમ! સૂર્ય સમાન કાન્તિવાળો મહાત્મા, અતિબલી, ગંધર્વરાજ સુરુચિ તેમનો દોહનારો હતો.[૩૯]

હે રાજન્! વળી અમે એમ સાંભળ્યું છે કે, શૈલોએ–પર્વતોએ–પણ મૂર્તિમતી ઔષધિઓ અને વિવિધ જાતિનાં રત્નો માટે આ પૃથ્વીને દોહી હતી.[૪૦] મહાગિરિ મેરુ હિમાલય પર્વત એ જ તેમનો વાછડો હતો, તેમનું પાત્ર શિલામય હતું, અને એ દૂધના પ્રતાપથી પર્વતોએ સ્થિરતા પ્રાપ્ત કરી છે.[૪૧]

હે રાજન્! વળી અમે એમ સાંભળ્યું છે કે, પ્રાચીન કાળમાં વનસ્પતિઓએ પાલાશના (ખાખરો) પાત્રમાં વસુંધરાને દોહીને, બળેલાં, કે કપાયલાં વૃક્ષો તથા લતાઓને, પુનઃ સજીવન કરે એવું ક્ષીર પ્રાપ્ત કર્યું હતું.[૪૨] પુષ્પવાળો સાલ વૃક્ષ તેમનો દોહનારો હતો, અને પ્લક્ષ, (પીપળો) વૃક્ષ તેમનો વાછડો હતો.

આવાં આવાં સત્વ અને શક્તિવાળી એ વસુંધરા સર્વ પ્રાણી માત્રને પાવન કરનારી અને પોષણ આપનારી ધાત્રી છે, તેમ સર્વનો પોતાનામાં સમાવેશ કરનારી વિધાત્રી પણ છે.[૪૩] તે ચર અને અચર સર્વ સૃષ્ટિના પ્રસવનું તેમ જ આશ્રયનું પણ સ્થાન છે. તે સર્વ કામનાઓને પૂરી પાડનારી કામદુઘા ગાય છે, અને સર્વ પ્રકારનાં અન્નોને પણ તે જ ઉગાડે છે.[૪૪] આ વસુંધરા સમુદ્ર પર્યંત વિસ્તારવાળી હતી. એક સમયે પણ તે મેદિનીને નામે પ્રખ્યાત હતી. દાનવ મધુ અને કૈટભે તેની આખી સપાટીને મેદથી છાઈ નાંખી હતી. તેથી જ બ્રહ્મા અને બીજા દેવો તેને મેદિની દેવી કહે છે.[૪૫]

તે પછી હે ભારત! પૃથ્વી વેનના પુત્ર પૃથુને શરણે ગઈ અને તેની પુત્રીરૂપ થઈ રહી તેથી જ તે પૃથ્વીદેવી (પૃથુની પુત્રી) કહેવાય છે. પૃથુએ, પૃથ્વીને સપાટ કરીને ઉપર જણાવ્યા પ્રમાણે તેના વિભાગ કર્યા, અને તેનું શોધન કર્યું.[૪૬] પછીથી પૃથ્વી ધાન્ય અને રત્નાદિની ખાણોથી વધતી ગઈ, સમૃદ્ધ થતી ગઈ, અને શહેરો તથા પત્તનોની માળાઓથી વિસ્તાર પામવા લાગી.

હે રાજશ્રેષ્ઠ જનમેજય! પૃથુ રાજા આટલા બધા પ્રભાવવાળો રાજા હતો.[૪૭] સર્વ સૃષ્ટ પદાર્થોથી તે નમસ્કાર કરાવા અને પૂજાવાને યોગ્ય છે, એમાં કઈ પણ સંશય નથી. તે સનાતન બ્રહ્મથી ઉત્પન્ન થયેલો હોવાથી મહાભાગ્યશાળી અને વેદવેદાંગપારંગત બ્રાહ્મણોથી પણ નમસ્કાર કરાવાને યોગ્ય છે. જે મહાભાગ રાજાઓ પૃથ્વીપતિપણું પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા છે તેમનાથી પણ એ પ્રતાપી આદિરાજા પૃથુ નમસ્કારને યોગ્ય છે. યોદ્ધાઓમાં પ્રથમ એવો એ રાજા પૃથુ યુદ્ધમાં જયની પ્રાપ્તિ ઇચ્છનારા પરાક્રમી યોદ્ધાઓથી પણ નમસ્કારને યોગ્ય છે.[૪૮–૫૦] જે યોદ્ધાઓ પૃથુ રાજાના ગુણનાં ગાન ગાઈને રણે ચઢે છે તેઓ, ઘોરરૂપ સંગ્રામને કીર્તિથી ક્ષેમપૂર્વક જીતી આવે છે.[૫૧] જીવનવ્યવહારનું સાધન (વૃત્તિ) આપનાર એ મહાયશસ્વી પૃથુ પુણ્યવૃત્તિથી વ્યવહાર ચલાવનારા ધનાઢ્ય વૈશ્યોથી પણ નમસ્કાર કરાવાને યોગ્ય છે.[૫૨] તે જ પ્રમાણે ત્રણ વર્ણની પરિચર્યા–સેવા–કરનાર અને પરમ શ્રેયની વાંછના કરનાર પવિત્ર શૂદ્રથી પણ તે આદિરાજા પૃથુ નમસ્કારને યોગ્ય છે.[૫૩]

હે જનમેજય રાજન્! મેં આ પ્રમાણે પૃથ્વીના પૂર્વ સમયમાં થયલાં દોહનો વેળાએ જે જે મુખ્ય મુખ્ય વત્સો હતા, તેના જે જે મુખ્ય મુખ્ય દોહનારાઓ હતા, તે સમયે પ્રાપ્ત થયલાં જે જે મુખ્ય મુખ્ય ક્ષીર અને પાત્રવિશેષો હતાં તે સર્વ સંબંધી સંક્ષેપ તને કહ્યો છે. હવે તેનું આથી વિશેષ વર્ણન હું તારી આગળ શું કરું?[૫૪] જે માણસ પૃથુનું ચરિત આરંભથી તે અંત પર્યંત સાંભળશે તે પુત્રપૌત્રવાળો થશે, અને આ પૃથ્વીમાં દીર્ઘ કાળ સુધી આનંદ કરશે.[૫૫]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वना "पृथुपाख्यानमां पृथ्वीनां दोहनो" ए नामनो अध्याय ६ ठ्ठो समाप्त.

---

## અધ્યાય ૭ મો

### મનુ અને મન્વંતરોનું વર્ણન

जनमेजय उवाच—

मन्वंतराणि सर्वाणि विस्तरेण तपोधन ।
तेषां सृष्टिं विसृष्टिं च वैशंपायन कीर्तय ॥ १॥

જનમેજયે વિનતિ કરી છે કે, હે તપરૂપી ધનવાળા વૈશંપાયન! સર્વ મન્વંતરો સંબંધી, તેમની ઉત્પત્તિ અને તેમના પૂર્વની સૃષ્ટિ સંબંધી વિગત મને વિસ્તારથી કહો.[૧] હે બ્રહ્મન્! અદ્યપર્યંત જેટલા મનુ થઈ ગયા હોય,

જેટલા કાલ સુધી પૃથ્વી ઉપર તેમની સત્તા પ્રવર્તી હોય, અને જેટલા મન્વંતર થઈ ગયા હોય તે સર્વ સંબંધી વિગત યથાર્થ રીતે સાંભળવાની મારી ઇચ્છા છે.[૨]

વૈશંપાયન બોલ્યાઃ-હે તાત! થઈ ગયેલા અને થવાના મન્વંતરોનું સવિસ્તર વર્ણન તો, સો વર્ષ વીતી જાય તો પણ પૂરું થવું અશકય છે; તથાપિ, હે કુરુવંશમાં ઉત્પન્ન થયેલા રાજા જનમેજય! હું તને તે સર્વનું સંક્ષેપમાં વર્ણન કહું છું તે તું સાંભળ.[૩] હે તાત! સ્વાયંભુવ મનુ સ્વારોચિષ મનુ, ઔત્તમિ મનુ, તામસ મનુ, રૈવત તથા ચાક્ષુષ મનુ, એ છ વીતી ગયલા મનુ છે; અને સાતમો સાંપ્રત મનુ એ વૈવસ્વત મનુ છે. સાવર્ણિમનુ, ભૌત્ય મનુ, રૌચ્ય મનુ એ ત્રણ તથા બીજા ચાર મેરુસાવર્ણ* મનુઓ (બ્રહ્મસાવર્ણિ મનુ, રુદ્રસાવર્ણિ મનુ, મેરુસાવર્ણિ મનુ અને દક્ષસાવર્ણિ મનુ) મળી બીજા સાત મનુઓ હજી પૃથ્વી ઉપર નહીં આવેલા મનુઓ છે.[૪-૬] હે તાત! એકંદર આ ચૌદ (સાતના બે સમૂહ) મનુઓ સંબંધી મેં જે પ્રમાણે સાંભળ્યું હતું તે જ પ્રમાણે તને તે કહ્યું છે. આ મનુઓના કાલના ઋષિઓ, તેમના પુત્રો, અને દેવગણો સંબંધી વિગત હું હવે તને કહું છું.[૭]

મરીચિ, ભગવાન્ અત્રિ, અંગિરા, પુલહ, ક્રતુ, પુલસ્ત્ય, અને વસિષ્ઠ એ સાતે બ્રહ્માના માનસ પુત્રો છે.[૮] હે રાજન્! સ્વાયંભુવ મન્વંતરમાં ઉત્પન્ન થયેલા આ સાત ઋષિઓ ઉપરાંત બીજા સાત ઋષિઓ હતા, અને તેમનાથી ઉત્તર દિશા વ્યાપેલી હતી. વળી આ જ મન્વંતરમાં સત્વગુણી યામ નામથી ઓળખાતા દેવતાઓ હતા.[૯] અગ્નીધ્ર, અગ્નિબાહુ, મેધાવી, મેધાતિથી, વસુ, જ્યોતિષ્માન્, દ્યુતિમાન્, હવ્ય, સવન, અને પુત્ર એ નામના દશ મહા ઓજસ્વી પુત્રો સ્વાયંભુવ મનુને હતા. હે રાજન્! મેં તને આટલું પહેલા સ્વાયંભુવ મન્વંતર સંબંધી કહ્યું છે.[૧૦-૧૧]

હે તાત! બીજા સ્વારોચિષ મન્વંતરમાં વસિષ્ઠનો પુત્ર ઔર્વ, કશ્યપના પુત્ર સ્તંભ, પ્રાણ, બૃહસ્પતિ, દત્ત, અત્રિ અને ચ્યવન એટલા મહાન્ વ્રત આચરનારા સાત મહર્ષિઓ થઈ ગયા છે, એમ વાયુએ કહેલું છે, તથા દેવતાઓ તુષિત નામથી ઓળખાતા હતા, એમ અમે સાંભળેલું છે.[૧૨-૧૩] હવિધ્ર, સુકૃતિ, જ્યોતિ, આપ, મૂર્તિ, અયસ્મય, પ્રથિત, નભસ્ય, નભ, અને ઊર્જ એ દશ સ્વારોચિષ મનુના મહાત્મા પુત્રો હતા. હે પૃથ્વીના પાલક જનમેજય! એ સર્વે પુત્રો મહા વીર્યશાલી અને પરાક્રમી તરીકે પંકાયા હતા.[૧૪-૧૫] આ પ્રમાણે મેં તને બીજા સ્વારોચિષ મન્વંતર સંબંધી કહ્યું છે.

હવે હું તને ત્રીજા ઔત્તમિ મન્વંતર વિષે વાત કહું છું તે, હે રાજા! તું સાંભળ.[૧૬] ઔત્તમિ મન્વંતરમાં વસિષ્ઠના વાસિષ્ઠ નામે સુવિખ્યાત સાત પુત્રો એ જ સપ્ત મહર્ષિઓ હતા. મેં કહેલા એ અતિ પ્રતાપી મહર્ષિઓ મૂળ હિરણ્યગર્ભના પુત્રો હતા. પૂર્વ કલ્પમાં ઊર્જ નામથી ઓળખાતા આ સપ્તર્ષિઓએ પછીથી આ મન્વંતરમાં વસિષ્ઠથી જન્મ લીધો હતો. હવે મહારાજ! હું ઔત્તમિના મનને આનંદ આપનારા, તેના દશ પુત્રોનાં નામ કહું છું તે તું સાંભળ.[૧૭-૧૯] ઇષ, ઊર્જ, તનૂજ, મધુ, માધવ, શુચિ, શુક્ર, સહ, નભસ્ય, અને નભ એ તેમનાં નામ હતાં. આ મન્વંતરના દેવો ભાનુના નામથી ઓળખાતા હતા. આટલું મેં તને ત્રીજા ઔત્તમિ મન્વંતર સંબંધી કહ્યું.

હવે હું તને ચોથા તામસ મન્વંતર સંબંધી વાત કહું છું તે તું સાંભળ.[૨૦] હે ભારત! તામસ મન્વંતરમાં કાવ્ય, પૃથુ, અગ્નિ, જન્યુ, ધામ, કપીવાન, અને અકપીવાન એ નામના સાત મહર્ષિઓ હતા. હે ભારત! અન્યત્ર પુરાણોમાં તેમના પુત્ર ને પૌત્રો સંબંધી વર્ણન કરાયલું છે. આ મન્વંતરમાં દેવતાઓ સત્ય નામથી ઓળખાતા હતા.[૨૧-૨૨] હે રાજન્! હવે હું તને તામસ મનુના પુત્રો ગણાવું છું. દ્યુતિ, તપસ્ય, સુતપા, તપોમૂલ, તપોધન, તપોરતિ, અકલ્માષ, ધન્વી, તન્વી, અને પરંતપ એ નામના તાપસમનુને દશ મહા બલવાન્ પુત્રો હતા, એમ વાયુએ કહેલું છે.[૨૩-૨૪]

હે મહારાજ! હવે હું તને પાંચમા રૈવત મન્વંતરની હકીકત કહું છું. આ મન્વંતરમાં વેદબાહુ, યદુધ્ર, વેદશિરા મુનિ, હિરણ્યરોમા, પર્જન્ય, સોમનો પુત્ર ઉર્ધ્વબાહુ, અને અત્રિનો પુત્ર સત્યનેત્ર એ સાત મહર્ષિઓ હતા.[૨૫-૨૬] જેમ આ મન્વંતરના દેવતાઓ, જેમનો સ્વભાવ રજોગુણ એટલે રાગદ્વેષવાળો નથી એવા અભૂતરજસના નામથી ઓળખાતા હતા, તેમ અન્ય પ્રજાવર્ગ પણ રાગદ્વેષ રહિત હતો. આ નામના દેવો ઉપરાંત પારિપ્લવ અને રૈભ્યનાં નામોથી ઓળખાતા બીજા બે જાતિના દેવો આ જ મન્વંતરમાં હતા, એમ કહેવાય છે.[૨૭] હવે હું રૈવત મનુના પુત્રોની વાત કહું છું તે તું સાંભળ. ધૃતિમાન્, અવ્યય, યુક્ત, તત્ત્વદર્શી, નિરુત્સુક, અરણ્ય, પ્રકાશ, નિર્મોહ, સત્યવાક્ અને કૃતિ એ નામના રૈવત મનુને દશ પુત્રો હતા. આટલું પાંચમા રૈવત મન્વંતર સંબંધી મેં કહ્યું છે.[૨૮-૨૯]

હવે, મનુષ્યોના રાજા જનમેજય! હું તને છઠ્ઠા ચાક્ષુષ મન્વંતરની વાત કહું છું તે તું સાંભળ. ભૃગુ, નભ, વિવસ્વાન્, સુધામા, વિરજા, અતિનામા, અને અસહિષ્ણુ, એ નામના સાત મહર્ષિઓ ચાક્ષુષ મન્વંતરમાં થયા હતા.

* આ ચાર મનુઓએ મેરુપર્વત ઉપર તપ કરીને સિદ્ધિ પ્રાપ્ત કરી હતી તેથી એ ચારે મેરુસાવર્ણને નામે ઓળખાય છે.

વળી આ મન્વંતરમાં આદ્ય, પ્રભૂત, ઋભુ, પૃથુગ્ભાવ અને લેખ નામથી ઓળખાતા દેવતાઓના પાંચ સમૂહો પણ હતા, તથા અંગિરસ ઋષિના, પુત્રોરૂપ ઋષિઓનો સમૂહ બનેલો હતો. તેઓ મહાત્મા અને મહાશક્તિવાળા હતા.[૩૦–૩૨] હે મહારાજ! ચાક્ષુષ મનુને ઉરુ, પુરુ, શતદ્યુમ્ન, તપસ્વી. સત્યવાક્, હવિ, અગ્નિષ્ટુત, અતિરાત્ર, સદ્યુમ્ન, અને અભિમન્યુ, એ દશ પુત્રો હતા; પરંતુ નડ્વલા સ્ત્રીથી તેઓ ઉત્પન્ન થયાથી નાડ્વલેયાના નામથી પ્રસિદ્ધ થયા હતા. આ પ્રમાણે છઠ્ઠા ચાક્ષુષ મન્વંતર સંબંધી વ્યવસ્થા મેં તને કહી છે.[૩૩]

હવે સાતમા વર્તમાન વૈવસ્વત મન્વંતર સંબંધી વિગત તું સાંભળ. અત્રિ, ભગવાન્ વસિષ્ઠ, મહાન્ ઋષિ કશ્યપ, ગૌતમ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, અને મહાત્મા ઋચિકના પુત્ર ભગવાન્ જમદગ્નિ, એ નામના સાત મહર્ષિઓ સાંપ્રત સમયે (વૈવસ્ત મન્વંતરમાં) આકાશમાં સ્થિતિ કરી રહ્યા છે.[૩૪–૩૫] સાધ્ય, રુદ્ર, વિશ્વેદેવા, મરુત્, વસુઓ, આદિત્યો, અને બે અશ્વિનીકુમાર, એ સર્વે દેવોની સાંપ્રત મન્વંતરમાં સ્થિતિ છે.[૩૬] વળી વર્તમાન વૈવસ્વત મનુને ઇક્ષ્વાકુ આદિ દશ મહાત્મા પુત્રો છે.[૩૭] હે ભારત! હે રાજન્! ઉપર કહેલા આ સર્વ મહા પ્રભાવશાલી મહર્ષિઓના પુત્રો અને પૌત્રો સર્વે દિશાઓમાં પ્રવર્તી રહ્યા છે.[૩૮]

પૂર્વના વીતી ગયલા કલ્પોની પેઠે આ સાંપ્રત (વારાહ) કલ્પમાં પણ (સાત સાતના સમૂહો) ઓગણપચાસ મરુત્ દેવો, લોકવ્યવસ્થા અને લોકરક્ષણને માટે સર્વે મન્વંતરોમાં પ્રવર્તી રહે છે.[૩૯] એક મન્વંતર પૂરો થતાં જ્યારે આ મરુત્ દેવોનાં ચાર સપ્તકો-સાત સાતના ચાર સમૂહો એટલે અઠાવીસ મરુતો-પોતપોતાનાં દિવ્ય કૃત્યો કરીને અનામય શાશ્વત બ્રહ્મલોકમાં સીધાવે છે, ત્યારે તે પછીના મન્વંતરમાં ઉગ્ર તપોબળથી યોગ્ય થયેલા પુણ્યવાન્ મરુત્ દેવોનાં બીજાં ચાર સપ્તકો-અઠ્ઠાવીસ મરુતો તેમનું સ્થાન લે છે, અર્થાત મરુતોના સાત સમૂહો (ઓગણપચાસ)ની સંખ્યા તો ઉત્તરોત્તર અસ્ખલિતપણે ચાલુ જ રહે છે. હે ભારત! આવી જ પરંપરા પ્રમાણે કેટલાંએક મરુતોનાં સપ્તકો ક્રમપુરઃસર જતાં રહ્યાં છે, અને હાલ તેમનાં સાત સપ્તકો યોગ્ય ક્રમે હયાત છે.[૪૦–૪૧]

હે કુરુવંશજ! આ પ્રમાણે છ થઈ ગયેલા અને એક વર્તમાન એમ સાત મન્વંતર સંબંધી વિગત મેં તને કહી છે. હવે જે છ (? સાત) મન્વંતરો આવવાના બાકી રહ્યા છે, તેમના સંબંધી વર્ણન તું મારી પાસેથી સાંભળ.[૪૨] હે તાત! તેમાં પાંચ સાવર્ણ મનુ છે. આ પાંચમાં એક વૈવસ્વત (સૂર્યનો પુત્ર) મનુ છે, અને બીજા ચાર પ્રજાપતિ પરમેષ્ઠીના પુત્રો થશે. આ ચાર મનુઓ મેરુસાવર્ણિપદને પામશે. હે નૃપ! એ ચાર દક્ષ પ્રજાપતિના દૌહિત્રો અને (તેની પુત્રી) પ્રિયાના પુત્રો થશે. મેરુપર્વત ઉપર મહાન્ તપ આદરવાથી મહા ઓજસ્વી બનેલા મનુઓ મેરુસાવર્ણિ કહેવાશે.[૪૩–૪૪] રુચિ પ્રજાપતિનો પુત્ર રૌચ્ય નામનો મનુ થશે. રુચિથી ભૂતિ નામની દેવીને વિષે ઉત્પન્ન થયલો અન્ય પુત્ર ભૌત્ય મનુ કહેવાશે.[૪૫]

હવે પછી આવનારા સાવર્ણ મન્વંતરના સાત મહર્ષિઓ હજી પૃથ્વી ઉપર આવેલા નથી, અને તેઓ સ્વર્ગમાં વસે છે, એમ કહેવાય છે. તેમનાં નામ હું તને કહું છું તે તું સાંભળ.[૪૬] પરશુરામ, વ્યાસ, અત્રિના પુત્ર અને દીપ્તિ માનની પદવીથી વિખ્યાત થનારા ભારદ્વાજ, દ્રોણનો પુત્ર મહા તેજસ્વી અશ્વત્થામા, ગૌતમનો પુત્ર શરદ્વાન્ ગૌતમ-કૃપાચાર્ય, કુશકના પુત્ર ગાલવ, અને કશ્યપના પુત્ર રુરુ, એ સાત મહર્ષિઓ ભવિષ્યમાં મુનિઓમાં શ્રેષ્ઠ થશે. એ સાત મહર્ષિઓ બ્રહ્મા સમાન નીવડશે અને તેમના જેટલા જ ધન્યવાદને પાત્ર થશે.[૪૭–૪૯] ઉત્તમ કુલમાં જન્મથી તપોબલ, મંત્રશાસ્ત્ર અને વ્યાકરણશાસ્ત્રમાં પ્રવીણતા, એ સર્વને લીધે, મલરહિત એ સાત મહર્ષિઓ બ્રહ્મલોકમાં અત્યારે પ્રતિષ્ઠા પામેલા છે.[૫૦] તેમણે પોતે ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાલનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે; તેઓ તપથી પ્રસિદ્ધ છે; તેઓ સર્વ એકત્ર રહીને વિશેષ પ્રકારના ચિંતનમાં લીન રહે છે.[૫૧] મંત્ર-વ્યાકરણાદિના યોગથી, તેમ જ અણિમાદિ, પરમ ઐશ્વર્યવાળી, યોગસિદ્ધિના બલથી તેઓને સર્વ રીતે બધું દીસી આવે છે.[૫૨]* આ સંખ્યામાં ઋષિઓ સાત હોવાથી તથા નીચેના સાત ગુણો તેમનામાં હોવાને લીધે સપ્તર્ષિ કહેવાય છે: તેઓ દીર્ઘાયુષી, મંત્રાદિના કર્તા ઈશ્વર, દીર્ઘદર્શી, બુદ્ધિથી પ્રત્યક્ષ ધર્મના જાણકાર, ગોત્ર કુટુંબોના પ્રવર્તકો છે; તેમ સત્ય ધર્મપરાયણ અને મહાભાગ્યશાળી છે. આ મહર્ષિઓ સત્યયુગ આદિ સર્વે યુગોમાં પુનઃપુનઃ વર્ણો અને આશ્રમોના ધર્મોને સર્વ રીતે મર્યાદાસર પ્રવર્તાવે છે.[૫૩–૫૫] જ્યારે જ્યારે કાલ બલથી ધર્મ વિશેષ શિથિલ થતો જાય છે, ત્યારે ત્યારે મંત્ર અને બ્રાહ્મણોના કર્તા ઋષિઓ પુનઃપુનઃ આમના વંશમાં જ જન્મ લે છે.[૫૬] એ સાત મહર્ષિઓ જગતનું કલ્યાણ કરનારા છે, એટલે અન્ય લોકો પણ તેમની

* અહીં एतान् मार्योग्निजो ज्ञात्वा नैष्ठिकानि च नाम च એ ચરણ છે, તેનો અર્થ બંધબેસતો આવતો નથી. મન્મથનાથ દત્ત એમ. એ. એ આ ચરણનું ભાષાંતર છોડી દીધું છે. મરાઠી પ્રતમાં ઉપરનો પાઠ સ્વીકારી "તેઓ ધર્મજ્ઞ હોઇને નૈષ્ઠિક કર્મ કરનારા તથા તે દ્વારા કીર્તિ મેળવનારા" એવો અર્થ કર્યો છે; પણ તે શી રીતે આવો અર્થ કરે છે, એ સમજાતું નથી.

પાસે જ કલ્યાણુની યાચના કરે છે. તેટલા માટે આ ઋષિઓની ઉત્પત્તિના સમય અને વય સંબંધી કંઈ પણ વિચાર કરવામાં આવેલો નથી.૫૭ હે નૃપ! મેં તને આ સપ્તર્ષિઓની ઉત્પત્તિના આવો ઉદ્દેશ કહ્યો.

હે નરશ્રેષ્ઠ જનમેજય! હવે તું સાવર્ણમનુના ભવિષ્યમાં થનાર પુત્રો સંબંધી વિગત સાંભળ.૫૮ હે ભારત! વરીયાન્ અંબરીયાન્, સંમત, ધૃતિમાન્, વસુ, ચરિષ્ણુ, અધૃષ્ણુ, વાજ અને સુમતિ એ નામના પુત્રો સાવર્ણ મનુને ભવિષ્યમાં થશે.૫૯ મૂળ ક્રમ પ્રમાણે આઠમા અને ભવિષ્યના પહેલા મેરુ સાવર્ણના મુનિઓનાં નામ હું તને કહું છું તે તું સાંભળ. પુલસ્ત્યનો પુત્ર મેધાતિથિ, કશ્યપનો પુત્ર વસુ, ભૃગુનો પુત્ર જ્યોતિષ્માન્, અંગિરાનો પુત્ર દ્યુતિમાન્, વસિષ્ઠનો પુત્ર સવન, અત્રિના પુત્ર હવ્યવાહન અને પુલહનો પુત્ર સત્ય, આ નામવાળા સાત મહર્ષિઓ રોહિત મન્વંતરમાં થશે. હે નરાધિપ! એ મન્વંતરમાં દક્ષના પુત્ર રોહિત પ્રજાપતિના પુત્રોમાંથી ત્રણ ત્રણ દેવતાઓના સમૂહ થશે. ધૃષ્ટકેતુ, પંચહોત્ર, નિરાકૃતિ, પૃથુ, શ્રવ, ભૂરિધામા, ચાર્વાક, અષ્ટહત અને ગય, એ નામના નવ મહા ઓજસ્વી પુત્રો પહેલા મેરુસાવર્ણ—બ્રહ્મસાવર્ણને થશે.૬૦–૬૪

મૂળના ક્રમ પ્રમાણે નવમા* અને ભવિષ્યના બીજા રુદ્ર સાવર્ણ મન્વંતરમાં પુલહનો પુત્ર હવિષ્માન્, ભૃગુનો પુત્ર સુકૃતિ, અત્રિનો પુત્ર આહો–મૂર્તિ, વસિષ્ઠનો આઠમો પુત્ર મૂર્તિ, પુલસ્ત્યના પુત્ર પ્રમિતિ, કશ્યપનો પુત્ર નભોગ, અને અંગિરાના છઠ્ઠા પુત્ર નભનો પુત્ર સત્ય, આ સત્ય નામવાળા સાત પરમ ઋષિઓ થશે.૬૫–૬૬ વળી આ મન્વંતરમાં દેવતાઓના બે સમૂહો† થશે. તેઓ વેદમંત્રોએ પ્રતિપાદન કરેલા દેવો થશે. ઉત્તમૌજા, નિકુંજ, વીર્યવાન્, શતાનીક, નિરામિત્ર, વૃષસેન, જયદ્રથ, ભૂરિદ્યુમ્ન અને સુવર્ચા, એ નામના દશ‡ પુત્રો રુદ્રસાવર્ણને થશે.૬૭–૬૮ ત્રીજા મેરુ સાવર્ણ મન્વંતરમાં થવાના સપ્તર્ષિઓનાં નામ હું તને કહું છું, તે તું સાંભળ.૬૯ કશ્યપનો પુત્ર હવિષ્માન્, ભૃગુનો પુત્ર હવિષ્યમાન્, અત્રિનો પુત્ર તરુણ, વસિષ્ઠનો પુત્ર અનઘ, અંગિરાનો પુત્ર દધિષ્ણ, પુલસ્ત્યનો પુત્ર નિશ્ચર, અને અગ્નિના તેજથી ઉત્પન્ન થયેલો પુલહ, એ નામવાળા સાત મહર્ષિઓ ભવિષ્યમાં થશે.૭૦–૭૧ આ મન્વંતરમાં બ્રહ્માના પુત્રોના ત્રણ દેવતાઓના સમૂહ થશે, એમ અમે સાંભળ્યું છે. સંવર્તક, સુશર્મા, દેવાનીક, પુરુદ્વહ, ક્ષેમધન્વા, દૃઢાયુ, આદર્શ, પંડક અને મનુ એ નામના નવ પુત્રો ત્રીજા મેરુસાવર્ણને થશે, એમ કહેવાય છે.૭૨–૭૩

હવે મૂળ ક્રમ પ્રમાણે અગીઆરમા અને ભવિષ્યના ચોથા મેરુસાવર્ણ દક્ષસાવર્ણ મન્વંતરના સપ્તર્ષિઓનાં નામ તું સાંભળ. વસિષ્ઠનો પુત્ર દ્યુતિ, અત્રિનો પુત્ર સુતપા, અંગિરાનો પુત્ર તપોમૂર્તિ, કશ્યપનો પુત્ર તપસ્વી, પુલસ્ત્યનો પુત્ર તપોશન, કલહનો પુત્ર તપોરવિ, અને ભૃગુનો પુત્ર તપોધૃતિ એ નામના સાત ભવિષ્યના મહર્ષિઓ છે. વળી બ્રહ્માના માનસ પુત્રોના પાંચ દેવગણો થશે, એમ કહેવાય છે.૭૪–૭૬ દેવવાયુ, દૂર, દેવશ્રેષ્ઠ, વિદૂરના મિત્રવાન્, મિત્રદેવ, મિત્રસેન, મિત્રકૃત, મિત્રબાહુ, અને સુવર્ચા એ નામના પુત્રો બારમા સાવર્ણ મનુને ભવિષ્યમાં થશે.૭૭ મૂળ ક્રમ પ્રમાણે તેરમા ભવિષ્યત્ રૌપ્ય મન્વંતરમાં અંગિરાનો પુત્ર ધૃતિમાન્, પુલસ્ત્યનો પુત્ર હવ્યપ, પુલહનો પુત્ર તત્ત્વદર્શી, ભૃગુના પુત્ર નિરુત્સુક, અગ્નિનો પુત્ર નિષ્પ્રકંપ, કશ્યપનો પુત્ર નિર્મોહ, અને વસિષ્ઠનો પુત્ર સુતપા, એ નામના સાત મહર્ષિઓ થશે, અને દેવતાઓના ત્રણ સમૂહો થશે, એમ સ્વયંભૂ બ્રહ્માએ કહેલું છે.૭૮–૮૦ ચિત્રસેન, વિચિત્ર, નય, ધર્મભૃત, ધૃત, સુનેત્ર, ક્ષત્રવૃદ્ધિ, સુતપા, નિર્ભય અને દૃઢ એ નામના દશ પુત્રો તેરમા રૌપ્ય મનુને થશે.૮૧–૮૨

મૂળ ક્રમ પ્રમાણે ચૌદમા ભૌત્ય મન્વંતરમાં કશ્યપનો પુત્ર અગ્નિધ્ર, પુલસ્ત્યનો પુત્ર ભાર્ગવ, ભૃગુનો પુત્ર અતિબાહુ, અંગિરાનો પુત્ર શુચિ, અત્રિનો પુત્ર યુક્ત, વસિષ્ઠનો પુત્ર શુક્ર, પુલહનો પુત્ર અજિત્, એ નામના અંતના મન્વંતરના સાત મહર્ષિઓ થશે.૮૩–૮૪

હમેશાં પ્રાતઃકાલમાં ઉઠીને વ્યતીત થઈ ગયેલા, વર્તમાન, અને હવે પછી આવનારા મન્વંતરોના આ સર્વ મહર્ષિઓનાં નામોનું કીર્તન જે કોઈ મનુષ્ય કરશે તેને સુખ અને યશ પ્રાપ્ત થશે, તથા તેનું ઘણું જ મોટું આયુષ્ય થવા પામશે. હે ભરતશ્રેષ્ઠ! છેલ્લા મન્વંતરમાં દેવતાઓના પાંચ સમૂહો થશે.૮૫–૮૬ તરંગભીરુ, વપ્ર, તરસ્માન્, ઉગ્ર, અભિમાની, પ્રવીણ, જિષ્ણુ, સંક્રંદન, તેજસ્વી અને સબલ, એ નામના દશ પુત્રો ભવિષ્યના ભૌત્ય મનુને થશે. ભૌત્ય મનુનો આ લોક ઉપરનો અધિકાર પૂરો થતાં સાંપ્રત વારાહ કલ્પ પણ પૂરો થશે.૮૭–૮૮

* અહીં મૂળમાં દશમો મનુ એમ છે. પરંતુ તેમાં ભૂલ લાગે છે. કદાચિત્ તે લહીઆની હશે. કારણ છ થઈ ગયલા, એક વર્તમાન એટલે સાત અને પહેલો મેરુ સાવર્ણ આઠમો ગણતાં આ મનુ નવમો, નહીં કે દશમો, ગણાવો જોઈએ. આ સંખ્યાંકની આ ભૂલ અગીઆરના આંક સુધી ચાલી જાય છે.

† દક્ષિણાયન માર્ગના અભિમાની દેવો અગ્નિ વિગેરેનો એક સમૂહ, અને ઉત્તરાયન માર્ગના અભિમાની દેવો ધૂમ વિગેરેનો બીજો સમૂહ, એમ મંત્રોથી પ્રતિપાદિત થયલા બે સમૂહો.

‡ અહીં નામગણનામાં ભૂલ લાગે છે, કારણ આ તો નવની સંખ્યા છે.

આ પ્રમાણે, હે જનમેજય! મેં તને વ્યતીત થયેલા, વર્તમાન અને હવે પછી આવનારા મનુ સંબંધી વર્ણન તારી સમક્ષ કહી સંભળાવ્યું છે. હે રાજન્! પોતાના તપના બલથી સમુદ્ર, અને પત્તન વાળી આ પૃથ્વીનું તપવડે તથા પ્રજાઓવડે એક હજાર યુગ ચોકડી સુધી સંરક્ષણ કરવાનું કર્તવ્ય આ સર્વ મનુઓનું છે. પછી નિત્યના ક્રમ વાર મનુઓનો અધિકાર સમાપ્ત થતાં તેમનો ઉત્તરોત્તર સંહાર અવશ્ય થાય છે.[૮૯-૯૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो
'मनुओ अने मन्वंतरादिनुं वर्णन' ए नामनो
अध्याय ७ मो समाप्त

---

## અધ્યાય ૮ મો

### મન્વન્તરો અને યુગોનું અનુકીર્તન

जनमेजय उवाच—

मन्वंतरस्य संख्यानं युगानां च महामते।
ब्रह्मणोह्नः प्रमाणं च वक्तुमर्हसि मे द्विज ॥ १ ॥

જનમેજયે પૂછ્યું:–હે મહાબુદ્ધિમાન્ વૈશંપાયન! મન્વંતર અને યુગોના કાલની ગણત્રી તથા બ્રહ્માના એક દિવસનું પ્રમાણ, એ સર્વ કાલગણના વિષે, હે દ્વિજ! તમારે મને કાંઈ કહેવું ઘટે છે.[૧]

વૈશંપાયન બોલ્યા:–હે દુશ્મનને દમનાર રાજા જનમેજય! આપણા મનુષ્યલોકના, મનુઓના અને બ્રહ્માના દિવસ અને રાત્રિના વિભાગ સૂર્ય કરે છે. તેથી સૂર્યની ગતિને અવલંબીને લોકમાં જે કાલગણના પ્રસિદ્ધ છે તેને અનુસરીને હું તને મનુષ્ય, મનુ અને બ્રહ્માના અહોરાત્રનું માપ કહું છું તે તું સાંભળ.[૨] પંદર નિમેષોની* એક કાષ્ઠા† થાય છે. એવી ત્રીશ કાષ્ઠાની એક કલા થાય છે. આવી ત્રીશ કલાઓ મળીને એક મુહૂર્ત થાય છે, એમ તત્ત્વજ્ઞો કહે છે. હે નૃપ! વિશેષે કરીને એવાં ત્રીશ મુહૂર્તોના સમયને એક અહોરાત્ર કહે છે. બુદ્ધિમાન્–વિચક્ષણ પુરુષો, દૃષ્ટિએ પડતી ચંદ્રસૂર્યના એક ઉદયથી આરંભી બીજા ઉદય પર્યંતની દૈનંદિન ગતિની ફેરી જેટલા સમયને એક અહોરાત્ર કહે છે. વિશેષે કરીને મેરુ પર્વત એટલે વિષુવૃત્તની આસપાસના સર્વ ભૂપ્રદેશોમાં‡ આટલી અવધિવાળાં અહોરાત્ર નિત્ય નિત્ય થયાં કરે છે.[૩-૪] આવા પંદર અહોરાત્રના સમયને એક પક્ષ (પખવાડિયું) એવી સંજ્ઞા અપાય છે. આવાં બે પખવાડિયાંનો એક માસ થાય છે, અને બબ્બે માસની એક એક ઋતુ કહેવાય છે.[૫] ત્રણ ઋતુના સમયને એક અયન કહેવામાં આવે છે, અને એવાં બે અયનોનું એક વર્ષ થાય છે. સંખ્યા (ગણત્રિ)ના તત્ત્વને ઉત્તમ રીતે જાણનારા નિપુણ પુરુષો, એબે અયનોને દક્ષિણાયન અને ઉત્તરાયણ એવી સંજ્ઞા આપે છે.[૬]

કાલવિદ્* પુરુષો મનુષ્યોની કાલગણનાના આ માપ અનુસાર થયલા શુક્લ અને કૃષ્ણ એ બે પક્ષોના બનેલા એક માસને પિતૃઓનો એક અહોરાત્ર† ગણે છે.[૭] આપણો કૃષ્ણ પક્ષ એ પિતૃઓનો દિવસ, અને શુક્લપક્ષ એ તેમની રાત્રિ ગણાય છે. હે નૃપ! તેથી પિતૃઓના નિમિત્ત કરાતાં શ્રાદ્ધો તેમના દિવસમાં એટલે આપણા કૃષ્ણ પક્ષમાં થાય છે.‡[૮]

મનુષ્યોની દિવસ અને રાત્રિની કાલગણનાને આધારે જેટલા અહોરાત્ર (૩૬૦) નો સંવત્સર કહેવાય છે, તેટલા સમયનો દેવતાઓનો એક અહોરાત્ર થાય છે. તેમાં ઉત્તરાયણ એ દેવતાઓનો દિવસ અને દક્ષિણાયન એ તેમની રાત્રિ છે, એમ તત્ત્વાર્થને જાણનારા બુદ્ધિમાન્ પુરુષો કહે છે.[૯] દેવતાનાં દશ વર્ષ મળીને મનુનો એક અહોરાત્ર થાય છે. એવા દશ અહોરાત્રનો સમય તે મનુનો એક પક્ષ (પખવાડીઉં) કહેવાય છે.[૧૦] એવાં દશ પખવાડિયાંનો મનુનો એક માસ થાય છે; એવા બાર માસ મળીને મનુની એક ઋતુ થાય છે, એમ તત્ત્વાર્થને જાણનાર પ્રાજ્ઞ પુરુષો કહે છે. એવી ત્રણ ત્રણ ઋતુઓનું એક અયન, અને એવાં બે અયનોનો મનુનો એક સંવત્સર થાય છે.[૧૧]. આવાં મનુનાં ચાર હજાર વર્ષનો એક કૃતયુગ થાય છે. વળી, હે નૃપ! એવાં ચારસો વર્ષની કૃતયુગની સંધ્યા એક (યુગના પૂર્વનો

---

* અમરકોષમાં પણ अष्टादशनिमेषास्तु काष्ठा એમ છે; પરંતુ વિષ્ણુપુરાણમાં काष्ठा निमेषो दश पंच च એમ છે; તેમ જ શ્રીમદ્ ભાગવતમાં પણ 'હરિવંશ'ના જેવી જ કાલગણના સ્વીકારાયલી છે. પરંતુ મનુસ્મૃતિના અધ્યાય પહેલામાં સમયની ગણત્રી આપતાં निमेषा दशचाष्टौ च काष्ठा (શ્લોક ૬૪) ૧૮ નિમેષની એક કાષ્ઠા ગણેલી છે.

† કાષ્ઠા એક કલાનો ત્રીશમો ભાગ છે. એક નિમેષ એટલે આંખનો એક પલકારો.

‡ ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવના અને તેની નિકટના ભૂપ્રદેશોમાં અહોરાત્રની લંબાઈ વધતી ઓછી હોય છે.

* કાલ–સમય અને વિદ્–તેના વિભાગોને યથાસ્થિત જાણનાર.

† દિવસ અને રાત્રિ એ બન્નેનો કુલ સમય.

‡ પિતૃઓની સ્થિતિ ચન્દ્રલોકમાં છે. શુક્લ પક્ષમાં ચન્દ્ર સૂર્યથી દૂર દૂર જતો જાય છે અને પૃથ્વી ક્રમશઃ બન્ને વચ્ચે પુરાય છે. આથી ચન્દ્ર લોકમાં વસતા પિતૃઓ શુક્લ પક્ષમાં સૂર્યને દેખી શકતા નથી, તેથી આપણો શુક્લ પક્ષ એ તેમની રાત્રિ ગણાય છે. કૃષ્ણ પક્ષમાં ચન્દ્ર સૂર્યની અભિમુખ ગતિ કરે છે અને પૃથ્વીનો પટંતર ખસી અમાવાસ્યાએ તે કેવળ સૂર્યની સન્મુખ આવી રહે છે. તેથી પિતૃઓ સૂર્યને જોઈ શકે છે. આ કારણથી આપણી પૂર્ણિમા એ તેમની અમાવાસ્યા છે, અને આપણી અમાવાસ્યા એ તેમની પૂર્ણિમા છે. બંગાળા આદિ પ્રદેશોમાં આ કાળને પ્રથમ કૃષ્ણ પક્ષ અને પછી શુક્લ પક્ષ ગણવામાં આવે છે.

સંધિકાલ) થાય છે, તથા તેટલાં જ બીજાં ચારસો વર્ષનો સંધ્યાંશ (યુગના અંતનો સંધિકાલ) થાય છે.*[૧૨]

મનુનાં ત્રણ હજાર વર્ષનો એક ત્રેતાયુગ થાય છે, અને તેના પ્રમાણમાં તેની સંધ્યા અને સંધ્યાંશનાં ત્રણસેં ત્રણસેં વર્ષ છે.[૧૩] વળી એ પ્રમાણે બે હજાર વર્ષનો દ્વાપરયુગ કહેવાય છે, અને તે પ્રમાણે તેની સંધ્યા અને સંધ્યાંશનાં બસેં બસેં વર્ષ છે.[૧૪] કલિયુગનો સમય એક હજાર વર્ષનો છે, અને તેની સંધ્યા અને સંધ્યાંશનાં સો સો વર્ષ છે, એવી બુદ્ધિમાન્ પુરુષોએ નક્કી ગણત્રી કરેલી છે.[૧૫] આ પ્રમાણે એક મનુનાં બાર હજાર વર્ષ સમાપ્ત થતાં ચાર યુગોની એક ચોકડી થાય છે; તેના સમયની સંખ્યા મેં તને ઉપર પ્રમાણે કહી.

હવે દેવતાઓના સમયની ગણત્રી પ્રમાણે આ યુગોની કાલગણના હું તને કહું છું તે તું સાંભળ.[૧૬] સત્ય, ત્રેતા, દ્વાપર, અને કલિયુગ એ ચાર યુગની એક ચોકડીનો એક દિવ્ય યુગ અથવા મહાયુગ કહેવાય છે. હે નૃપોમાં શ્રેષ્ઠ! આવી ઈકોતેર યુગચોકડીનો એક મન્વંતર ગણાય છે, એવી સંખ્યાર્થમાં વિશારદ પુરુષોની ગણત્રી છે. આ મન્વંતર એ જ અયન કહેવાય છે. કારણ, આટલા કાલાવધિને અંતે બ્રહ્મલોકમાં જવાને માટે મનુ અદૃષ્ટ થાય છે, તેથી જ મન્વંતરને અયન કહેલું છે. મનુનાં આવાં બે અયનો હોય છેઃ- દક્ષિણાયન અને ઉત્તરાયન. સમર્થ મનુનો અયન કાલ સમાપ્ત થતાં તેનો લય થાય છે, અને તે પછી તેટલા જ કાલની અવધિ માટે એક બીજો મનુ થાય છે.†[૧૭–૧૯]

હે રાજેન્દ્ર! આવી રીતે અનેકાનેક મનુઓ લીન થતાં, એટલે કે અનેક મન્વંતરો પરિપૂર્ણ થતાં, બ્રહ્માનો એક સંવત્સર પૂરો થયો કહેવાય છે. અનેકાનેક સંવત્સરો એટલે અયુત–દશ હજાર મન્વંતરો મળીને બ્રહ્માનો એક સંવત્સર થાય છે, અને તે જ બ્રહ્માનો અહોરાત્ર છે, એમ તત્ત્વદર્શી મુનિઓ કહે છે. આ કાલગણના અનુસાર બ્રહ્માના સંવત્સરનો‡ અર્ધ ભાગ જે બ્રહ્માનો દિવસ છે તેને એક કલ્પ કહેવામાં આવે છે. ઉપર કહ્યા પ્રમાણે, હજાર દિવ્ય યુગને વીતવાને જેટલો સમય લાગે છે તેટલા

---

*** અનાદિકાલમાન**

આ સર્વ કાલગણનાનો બરાબર ખ્યાલ આવે તેમાટે એક કોઠો નીચે તારવ્યો છે. આમાં 'નિમેષ' પહેલાંની અને બ્રહ્માના અહોરાત્ર પછીની કાલગણના શ્રીમદ્ ભાગવતના આધારે પૂર્તી સારૂ ઉમેરેલી છેઃ–

૨ પરમાણુ=૧ અણુ.
૩ પરમાણુ=૧ ત્રસરેણુ.
૨૦૦ ત્રસરેણુ=૧ ત્રુટિ.
૧૦૦ ત્રુટિ=૧ વેધ.
૩ વેધ=૧ લવ.
૩ લવ=૧ નિમેષ.
૩ નિમેષ=૧ ક્ષણ.
૫ ક્ષણ=૧ કાષ્ઠા.
૧૫ નિમેષ=૧ કાષ્ઠા.
૩૦ કાષ્ઠા=૧ કલા.
૩૦ કલા=૧ મુહૂર્ત.
૩૦ મુહૂર્ત=૧ અહોરાત્ર.
૧૫ અહોરાત્ર=૧ પક્ષ.
૨ પક્ષ=૧ માસ (પિતૃઓનો રાત્રિદિવસ)
૨ માસ=૧ ઋતુ.
૩ ઋતુ=૧ અયન.
૨ અયન=૧ વર્ષ.
૧ વર્ષ=૧ દેવોનો અહોરાત્ર.
૩૬૦ દેવોના અહોરાત્ર=૧ દેવોનું વર્ષ.
૧૦ દેવનાં વર્ષ=૧ મનુનો (દિવ્ય) અહોરાત્ર.
૧૦ મનુના અહોરાત્ર=૧ મનુનો પક્ષ.
૧૦ મનુના પક્ષ=૧ મનુનો માસ.
૧૨ મનુના માસ=૧ મનુની ઋતુ.
૩ મનુની ઋતુ=૧ મનુનું અયન.
૨ મનુનાં અયન=૧ મનુનું (દિવ્ય) વર્ષ.
૪૦૦૦ મનુનાં વર્ષ=૧ કૃતયુગ.
૧ કૃતયુગ=૪૦૦૦ મનુનાં (દિવ્ય) વર્ષ.
સંધ્યા=૪૦૦ મનુનાં (દિવ્ય) વર્ષ.
સંધ્યાંશ=૪૦૦ „ ——૪૮૦૦
૨ ત્રેતાયુગ=૩૦૦૦ „
સંધ્યા=૩૦૦ „
સંધ્યાંશ=૩૦૦ „ ——૩૬૦૦
૩ દ્વાપરયુગ=૨૦૦૦ મનુનાં (દિવ્ય) વર્ષ.
સંધ્યા=૨૦૦ „
સંધ્યાંશ=૨૦૦ „ ——૨૪૦૦
૪ કલિયુગ=૧૦૦૦ મનુનાં (દિવ્ય) વર્ષ.
સંધ્યા=૧૦૦ „
સંધ્યાંશ=૧૦૦ ——૧૨૦૦
કુલ————૧૨૦૦૦
૧૨,૦૦૦ મનુના (દિવ્ય) વર્ષ=૧ યુગ ચોકડી.
૪ યુગચોકડી=દિવ્યયુગ અથવા મહાયુગ.
૭૧ યુગચોકડી=૧ મન્વંતર, અથવા અયન.
૧૦૦૦ દિવ્યયુગ=૧ બ્રહ્માનો દિવસ અથવા કલ્પ.
૧૪ મન્વંતર=૧ બ્રહ્માનો દિવસ.
૨૦૦૦ દિવ્યયુગ=૧ બ્રહ્માનો અહોરાત્ર.
૧૦ કલ્પ=૧ પરાર્ધ.
૨ પરાર્ધ=૧ મહાકલ્પ અથવા બ્રહ્મકલ્પ.
૨ મહાકલ્પ=૧ પૌરુષ નિમેષ.

† એક મન્વંતરને અંતે એક મનુ જો કે લીન થાય છે, છતાં બે અયન–મન્વંતર સમાપ્ત થયા વિના તે બ્રહ્મલોકને પામતો નથી, એવો ભાવ 'મનુનાં બે અયનો છે,' એ વચનથી નીકળે છે. આનો એ અર્થ છે કે, એક અયનને અંતે મનુ દક્ષિણાયન–ધૂમાદિ માર્ગે વટાવી, ઉંચે ઉત્તરાયન–દેવમાર્ગમાં વિચરતા, લય પામે છે અને આ કાલાવધિ, એટલે બીજો મન્વંતર સમાપ્ત થતાં તે બ્રહ્મલોક પામે છે.

‡ અહીં સંવત્સર શબ્દનો અર્થ વર્ષ લેવાનો નથી; પણ એક રાત્રિ દિવસનું માન એ અર્થ છે, એમ ફલિત થાય છે. શા કારણે આમ છે તે સમજાતું નથી.

સમય પર્યંત બ્રહ્માની રાત્રિ ટકે છે, એમ વિદ્વાનોનું કહેવું છે.[૨૦-૨૧] બ્રહ્માની રાત્રિ દરમ્યાન આ પૃથ્વી, પર્વતો, વન-ઉપવન અને જંગલો સહિત જળમાં ડૂબેલી જ રહે છે. હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ જનમેજય! એક હજાર દિવ્ય યુગ પરિપૂર્ણ થતાં બ્રહ્માનો દિવસ થાય છે, અને તેને અંતે એક કલ્પ પણ પરિપૂર્ણ થયલો કહેવાય છે.

હે જનમેજય! આ પ્રમાણે મેં તને યુગોની કાલ-ગણનાનો સમગ્ર ઇતિહાસ કહ્યો.[૨૨-૨૩] તે પ્રમાણે કૃત, દ્વાપર, ત્રેતા અને કલિ એ ચાર યુગોની એક ચોકડી, અને આવી ઇકોતેર યુગ ચોકડીનો એક મન્વંતર કહેવાય છે. બ્રહ્માના એક દિવસમાં ચૌદ મનુ થઈ જાય છે. આવા કાલાવધિવાળા ચૌદ મનુ સંબંધી વિગત મેં તને કહી છે. એ સર્વે કીર્તિને વધારનારા મનુઓ છે.[૨૪] સર્વ વેદો અને સર્વે પુરાણોમાં કહેલું છે કે, આ મનુઓ સર્વે પ્રકારે સમર્થ હોય છે, અને તેઓ પ્રજાઓના પતિ છે. તેમનું સંકીર્તન કરવું, એ અહોભાગ્ય છે.[૨૫] એક મન્વંતર પૂરો થવા આવતાં સૃષ્ટિનો સંહાર થવા માંડે છે; અને સંહારનો કાળ પૂરો થતાં, તેને અંતે કેટલેક કાળે, સૃષ્ટિની પાછી ઉત્પત્તિ થવા માંડે છે. હે ભારત! પ્રજાઓના સંહાર અને સંભવના સમયની વચ્ચે સૃષ્ટિ જેમાં લીન થાય છે, એ બ્રહ્મનું વર્ણન સો વર્ષ થાય છતાં પણ પૂરું થવું અશક્ય છે.[૨૬] હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા જનમેજય! જરાયુજ આદિ ચાર પ્રકારની પ્રજાઓના સંહાર અને સંભવ મન્વંતરોમાં થાય છે, એમ સાંભળવામાં છે[૨૭] પરંતુ એ સંહારોમાં બ્રહ્મર્ષિઓ સાથે મન્વંતરના સંરક્ષક અધિષ્ઠાતા દેવો ક્ષય-લય પામતા નથી; કારણ કે, તેઓ તપ, બ્રહ્મચર્ય અને બ્રહ્મજ્ઞાનના પ્રભાવથી પોતાની સ્થિતિ ટકાવી રહે છે.[૨૮]

એક હજાર યુગચોકડી પૂરી થયે બ્રહ્માનો દિવસ પરિપૂર્ણ થયો કહેવાય છે. હે સમર્થ રાજા જનમેજય! બ્રહ્માનો દિવસ પરિપૂર્ણ થતાં આદિત્યનાં કિરણોથી બળેલાં સર્વે ભૂતમાત્ર, બ્રહ્માને પ્રમુખ કરીને, આદિત્યગણ સાથે દેવોમાં શ્રેષ્ઠ એવા યોગસ્વરૂપ, યોગીશ્વર, સ્વયંપ્રકાશ, અજન્મા, ક્ષેત્રજ્ઞ, અચ્યુત, પ્રભુ, નારાયણમાં અંતર્હિત થઈ જાય છે.[૨૯-૩૦] નારાયણ પ્રભુ, બીજી હજાર યુગ ચોકડી વીત્યા પછી એટલે બ્રહ્માની રાત્રિ સમાપ્ત થતાં પ્રત્યેક કલ્પને અંતે સર્વ ભૂતોને પુનઃ પુનઃ સર્જે છે. પ્રભુ નારાયણ-બ્રહ્મ અવ્યક્ત છે, શાશ્વત છે, અને આ સર્વ જગત તેનું જ વ્યક્ત સ્વરૂપ છે.[૩૧] બ્રહ્મમાં સર્વ સૃષ્ટિ અંતર્હિત થતાં રાત્રિ પ્રવર્તી રહે છે, અને સકલ જગત કેવલ અર્ણવ-જળ-મય જ થઈ જાય છે. બ્રહ્માનાં હજાર વર્ષ રૂપ રાત્રિમાં ભગવાન્ નારાયણ નિદ્રા ધારણ કરે છે.[૩૨] કાળના આટલા સમયને તેથી જ 'રાત્રિ'ની સંજ્ઞા અપાય છે. પિતામહ બ્રહ્મા પણ નિદ્રાયોગ પ્રાપ્ત કરીને એ રાત્રિમાં સમાધિસ્થ થાય છે.[૩૩] એક હજાર ચતુર્યુગ-ચોકડી-પૂરી થતાં રાત્રિ પાછી જતી રહે છે, એટલે પાછા પિતામહ ભગવાન્ બ્રહ્મા જાગૃત થાય છે, અને વળી પાછા સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી સજ્જ થાય છે, અને તે કાર્યમાં પોતાનું મન પુનઃ પરોવે છે, અને એ ઉદ્યોગે લાગે છે. તે સમયે પ્રાચીન કાળની (ગત કલ્પની સૃષ્ટિ) ઉત્પત્તિની તેની તે જ સ્મૃતિ તેને પાછી તાજી થાય છે,* અને તેની તે જ સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. તેનાં તે જ વૃત્ત, તેની તે જ ચેષ્ટાઓ, અને સૂર્યાદિ દેવતાઓનાં (પિંડમાં ચક્ષુ આદિ ઇંદ્રિયોનાં) પણ તેનાં તે જ સ્થાન પ્રવર્તી રહે છે, તેમાં કાંઈ અપૂર્વ ભેદ હોતો નથી. માત્ર પ્રલયને લીધે પ્રાણીઓની અવસ્થામાં કે બાહ્ય સ્વરૂપમાં કંઇક કંઇક ફેર થયલો દીસે છે. હે તાત! હે ભરતર્ષભ! સૃષ્ટિની ઉત્પત્તિનું કાર્ય શરુ થતાં આદિત્યનાં કિરણોથી બળી ગયેલાં સર્વ ભૂતતત્ત્વો, દેવર્ષિઓ, ગંધર્વો, પિશાચો, સર્પો, અને રાક્ષસો પુનઃ યુગના આરંભે ઉત્પન્ન થાય છે.[૩૪-૩૭] જેમ બ્રહ્મદેવની રાત્રિના સમયે, એટલે પ્રલયકાલ વેળા, અંતર્હિત થઈ ગયલા હેમંતાદિ સર્વ ઋતુઓના શીતોષ્ણાદિ ભાવો અંતર્હિત થઈ જાય છે, અને તે જેમ પાછા સૃષ્ટિની ઉત્પત્તિ સમયે તેનાં તે જ લક્ષણો સાથે પ્રકટ થાય છે, તેમ બ્રહ્મદેવની રાત્રિ સમાપ્ત થતાં પ્રજાપતિ બ્રહ્મા પરમાત્માના ઉદર-નાભિકમલ-માંથી બહાર નીકળી પુનઃ એવી ને એવી જ ભૂતસૃષ્ટિ ઉત્પન્ન કરે છે, એમાં કાંઈ સંશય નથી. પરંતુ જે સર્વે મનુષ્યો, દેવો અને મહર્ષિઓ બ્રહ્મ સાથે શુદ્ધ એકીભાવને પામેલા હોય છે, જેઓ શુદ્ધ સત્વશાલી હોય છે, અને જેમણે દેહાદિકના સ્વાભાવિક ધર્મોનો ત્યાગ કરેલો હોય છે તેઓને, હે ભરત કુલમાં શ્રેષ્ઠ જનમેજય! યુગચોકડીને અંતે પુનઃ ઉત્પન્ન થવું પડતું નથી; તેઓ તો જરામરણથી મુક્ત થયા હોય છે.[૩૮-૪૦]†

કાલસંખ્યાના વિભાગોને જાણનારા, સર્વ પદાર્થોને સર્જનાર ઈશ્વર પોતાના અહોરાત્રના, પૂર્વોક્ત ક્રમના યોગને અનુસરીને હજાર ચતુર્યુગ-ચોકડીનો દિવસ અને બીજા હજાર ચતુર્યુગ-ચોકડીની રાત્રિ એમ બે વિભાગ કરે છે. રાત્રિના સમયમાં ભગવાન્ પ્રભુ સર્વ ભૂતોનો સંહાર-અર્થાત્ પોતામાં લય-કરે છે, અને રાત્રિને અંતે

* વિચારો શ્રુતિ. धाता यथा पूर्वमकल्पयत् બ્રહ્માએ સૃષ્ટિને યથાસ્થિત પૂર્વની પેઠે ઉત્પન્ન કરી.

† અન્ય જીવાએ વિષ્ણુપદ પ્રાપ્ત કરેલું હોય છે, પરંતુ તેમની મોહકંચુકી દૂર થયલી ન હોવાથી તેમને પુનર્જન્મની ઘટમાળમાં પુનઃ ઉતરવું પડે છે.

એટલે દિવસ થતાં પુનઃ પુનઃ તે સર્વને ઉત્પન્ન કરે છે.[૪૧-૪૨]

હરિ, નારાયણ, પ્રભુ સર્વથી મોટા દેવ છે. તેઓ વ્યક્ત તેમ જ અવ્યક્ત ઉભય છે. હવે, હે ભરતશ્રેષ્ઠ! એ મહાન્ દ્યુતિમાન્ પ્રભુના અંશરૂપ સાંપ્રત વૈવસ્વત મનુનો ઇતિહાસ તને હું કહી સંભળાવું છું. મેં વૃષ્ણિવંશની કથા સંભળાવતાં, તે પ્રસંગે એ પુરાતન ઇતિહાસ તને કહ્યો હતો.[૪૩-૪૪] આ વૃષ્ણિ કુલમાં મહાત્મા પ્રભુ શ્રીહરિએ પોતે અસુરોના વિનાશ માટે અને સર્વ લોકનું કલ્યાણ સાધવા માટે આ મનુષ્યલોકમાં અવતાર લીધો હતો.[૪૫]*

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'मन्वंतरना समयनुं वर्णन' ए नामनो अध्याय ८ मो समाप्त.

---

## અધ્યાય ૯ મો

### દ્વાદશ આદિત્યોના જન્મની કથા

वैशंपायन उवाच—

विवस्वान् कश्यपाज्जज्ञे दाक्षायण्यामरिंदम ।
तस्य भार्याभवत्संज्ञा त्वाष्ट्री देवी विवस्वतः ॥१॥

વૈશંપાયન બોલ્યા:-હે શત્રુને દમનાર રાજા જનમેજય! કશ્યપ મુનિથી દક્ષ પ્રજાપતિની પુત્રી અદિતિએ વિવસ્વાન્-સૂર્યને જન્મ આપ્યો. ત્વષ્ટા પ્રજાપતિની પુત્રી સંજ્ઞા એ વિવસ્વાનની સ્ત્રી હતી.[૧] શુદ્ધ ચિત્તવાળી એ દેવી સંજ્ઞા ત્રણે લોકમાં સુરેણુના નામથી વિખ્યાત હતી. એ જ તે મહાત્મા ભગવાન્ માર્તણ્ડની† પત્ની હતી. તે વિશેષ જાજ્વલ્યમાન તપથી યુક્ત હોવાને લીધે મનુષ્યલોકમાં સંજ્ઞા નામથી ઓળખાતી હતી. પોતે રૂપ અને યૌવનથી સંપન્ન હતી, અને એવું ને એવું રૂપ તથા યૌવન ટકાવવાની અભિલાષા તેને હતી, તેથી સંજ્ઞાને પોતાના પતિ માર્તણ્ડના અતિશય ઉષ્ણ રૂપથી લેશમાત્ર સંતોષ ન થયો.[૨-૩] કારણ તેજોમંડળમાં સ્થિત થયલા આદિત્યના અતિશય ઉષ્ણ તેજથી સર્વત્ર પોતાનાં કોમળ અવયવોનું રૂપ-લાવણ્ય અને તેજ બળી જતું હોવાથી તેના દેહની અતિ રમણીયતા નષ્ટ થતી જતી હતી.[૪]

(સૂર્યની માતા) અદિતિનું પોતાનો ગર્ભ મરણ પામ્યા સંબંધી અજ્ઞાન દૂર કરવાને સ્નેહથી આકર્ષાઈને તેને કશ્યપે કહ્યું હતું કે, 'અંડમાં સ્થિત થયેલો તારો ગર્ભ ખરેખર મરી ગયો નથી' એ વચન ઉપરથી સૂર્ય માર્તંડ કહેવાય છે.[૫]

હે તાત! કશ્યપના પુત્ર સૂર્યનું તેજ નિત્ય અધિક ને અધિક વધ્યું જાય છે, તેનાથી તે ત્રણે લોકને અતિશય તાપ આપે છે.[૬] હે કુરુવંશના જનમેજય! તેજસ્વી પદાર્થોમાં શ્રેષ્ઠ એવા સૂર્યને સંજ્ઞાથી બે પુત્ર અને એક પુત્રી એમ ત્રણ સંતાન થયાં. તે બે પુત્રો પ્રજાપતિ થયા.[૭] તેમાં પ્રથમ વૈવસ્વત મનુનો જન્મ થયો, અને પછીથી શ્રાદ્ધમાં પૂજાતા દેવ યમ અને યમુના એમ બે જોડકાં બાળકો ઉત્પન્ન થયાં.[૮] સૂર્યના અતિશય તેજથી લાવણ્ય બળવાને લીધે પોતાની કાંતિ શ્યામ અને ફીકી પડતી જોઈને સંજ્ઞાથી તે સહન થઈ શક્યું નહીં, તેથી તેણે પોતાના વર્ણ-રૂપરંગને સર્વથા મળતી આવતી છાયારૂપ એક પ્રતિનિધિ સ્ત્રીને ઉત્પન્ન કરી.[૯] કારણ આ સંજ્ઞા પોતે જ માયાસ્વરૂપ હોવાથી આવાં માયાવી કાર્યમાં નિપુણ હતી. એટલે તેના પ્રતાપે તેના શરીરમાંથી છાયા એકદમ બહાર નીકળી આવી, અને, હે નરેશ્વર જનમેજય! એ છાયા બે હાથ જોડી નમન કરીને સંજ્ઞાને પોતાને શું કર્તવ્ય કરવાનું છે તે વિષે આજ્ઞા માગવા લાગી.[૧૦]

છાયા પૂછે છે:-હે સંજ્ઞા! મારી પાસે તું શું કાર્ય કરાવવાની ઇચ્છા રાખે છે તે, હે શુદ્ધ હાસ્યવાળી! મને સત્વર કહી દે? હું તો માત્ર તારી આજ્ઞાની જ રાહ જોઈ રહી છું. માટે, હે ઉત્તમ વર્ણવાળી સ્ત્રી! તારે મારી પાસે જે કાર્ય કરાવવાનું હોય, તેની મને સત્વર આજ્ઞા કર.[૧૧]

એટલે સંજ્ઞાએ ઉત્તર આપ્યો:-હે છાયા! હું પોતે અહીંથી મારા બાપને ઘેર સીધાવું છું. તારે મારા

---

* સરખાવો શ્રીમદ્ ભગવદ્ગીતા:-

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

સાધુઓના રક્ષણને માટે, દુષ્કર્મીઓના વિનાશને માટે, અને પુનઃ ધર્મ મર્યાદાની શુભ સ્થાપના કરવા માટે હું પ્રત્યેક યુગમાં જન્મ લઉં છું.

† સૂર્યનું માર્તંડ નામ કેમ પડ્યું તે વિષે અહીં એક આવી આખ્યાયિકા છે:-કશ્યપની સ્ત્રી અદિતિ ગર્ભવતી હતી, તે સમયે બુધ ભિક્ષાની યાચના કરવા માટે તેના પાસે ગયો. પરંતુ તે ગર્ભના ભારથી ઉતાવળથી બુધને ભિક્ષા આપી શકી નહીં; એટલે બુધ તેના ઉપર ક્રોધે ભરાયો, અને તેને એવો શાપ દીધો કે, "આ તારો ગર્ભ મરણ પામો." આવાં અયુક્ત શાપવચન સાંભળીને અદિતિ ગભરાઈ ગઈ, અને અતિ આકુલવ્યાકુલ થઈ. પોતાની સ્ત્રીને આવી રીતે બેબાકળી બની ગયલી જોઇને તથા તેના તરફના સ્નેહથી આકર્ષાઇને, કશ્યપે પોતાના તપના પ્રભાવથી બુધના શાપનું નિવારણ કર્યું, અને તેને કહ્યું કે, 'ખરેખર તારો ગર્ભ મરી ગયો નથી, તે અત્યારે અંડમાં જીવે છે, એમ તું નિશ્ચયપૂર્વક માનજે.' છતાં અદિતિને અજ્ઞાનથી પોતાનો ગર્ભ મરી ગયાનું ઉલટું ભાન રહેવાથી તે ગર્ભનું નામ માર્તણ્ડ પડ્યું:-मृतं अण्डं यस्य तत् मृताण्डम् જેનું અંડ મરી ગયું છે, તે મૃતાંડ, અને मृताण्डाज्जायते इति मार्तण्डः મરી ગયલા અંડમાંથી જન્મે છે, તે માર્તણ્ડ.

આ ભુવનમાં કોઈ પણ પ્રકારની ચિંતા કર્યા સિવાય કે કોઈ વિકાર આણ્યા વિના મારે બદલે સૂર્ય સાથે વસવાનું છે. તારું અહીં કલ્યાણ થાઓ, એવી મારી આશિષ છે.[૧૨] મારાં આ બે બાળકો અને આ ઉમ્મરે પહોંચેલી, પાતળી કટિવાળી, કન્યા યમુનાની તું સંભાળ રાખજે, અને મારા અહીંથી પિતાને ઘેર જવા સંબંધી મેં યોજેલી આ યુક્તિ ભગવાન્ સૂર્યને કદી પણ જણાવતી નહીં.[૧૩]

છાયા બોલી:–હે સંજ્ઞા! જ્યાં સુધી મારા માથાનો અંબોડો ઝાલી, મને ખેંચી, શાપ દેવાને સૂર્યદેવ તત્પર થશે નહીં ત્યાં સુધી, હે દેવી! હું તેમને તારી આ યુક્તિ સંબંધી કદી કંઈ પણ કહીશ નહીં; માટે તને સુખ થાય તેવી રીતે તું વિના સંકોચે તારા પિતાને ગૃહે સુખેથી સીધાવ.[૧૪]

વૈશંપાયને કહ્યું:–છાયાના આ શબ્દો સાંભળીને, 'ભલે એમ કરજે' એવું કહીને, એ તપસ્વીની સંજ્ઞા પતિના ત્યાગથી જાણે લજ્જા પામતી હોય, તેમ પોતાના પિતા ત્વષ્ટા પ્રજાપતિ સમીપ ચાલી ગઈ.[૧૫] પરંતુ જેવી તે પોતાના પિતા સમીપ જઈ પહોંચી કે તત્કાલ જ તેણે, તેને પતિને આમ એકાએક છોડી આવવા માટે કઠણ વચનો કહ્યાં અને ભારે ઠપકો આપ્યો; તથા, 'તારા પતિની પાસે સત્વર પાછી ચાલી જા' એવી આજ્ઞા પણ પુનઃ પુનઃ કરવા માંડી.[૧૬] આથી સંજ્ઞા પિતા પાસેથી ચાલી ગઈ. પછી નિંદાવાને પાત્ર નહીં એવી એ સંજ્ઞાએ (પતિને ઘેર પાછાં નહીં ફરતાં) પોતાનું અપ્રતિમ રૂપ છાવર્યું, અને ઘોડીનું સ્વરૂપ ધારણ કરી ઉત્તર કુરુ પ્રદેશમાં કુંળોકુમળો ઘાસચારો ચરવા લાગી.[૧૭]

હવે આણી પાસ સૂર્યે તો સંજ્ઞાની છાયારૂપ પેલી છાયાને મૂળની સંજ્ઞા જ છે, એમ માનીને તેની સાથે સર્વ સંસારવ્યવહાર યથાસ્થિત ચલાવ્યો, અને તેનાથી પોતાના સમાન તેજવાળો એક પુત્ર પણ ઉત્પન્ન કર્યો.[૧૮] હે તાત! એ પ્રભાવશાળી પુત્ર પોતાના મોટા ભાઈ વૈવસ્વત મનુના જેવો જ જણાતો હતો. તેનો વર્ણ અને કાંતિ વૈવસ્વત મનુના જેવાં જ હોવાથી તે સાવર્ણ્ય મનુને નામે ઓળખાયો, અને તે સાવર્ણ્ય મનુ થયો. વળી એ જ છાયાથી સૂર્યે બીજો પણ પુત્ર ઉત્પન્ન કર્યો. તે શનિશ્ચર દેવના નામથી સારી રીતે વિખ્યાત છે.[૧૯–૨૦] હે તાત! સંજ્ઞાના વિકારથી ઉત્પન્ન થયલી બીજી સંજ્ઞા છાયા પોતાના પુત્રો ઉપર જેટલો અધિક સ્નેહ રાખતી હતી, તેટલો સ્નેહ તે પહેલાંનાં (મૂળ સંજ્ઞાના) જન્મેલાં છોકરાં ઉપર નહોતી દાખવી શકતી.[૨૧] તેના આવા પક્ષપાતી વિષમ સ્નેહને વૈવસ્વત મનુ તો લવલેશ લેખવતો જ નહતો, પરંતુ યમ તો આવો પક્ષપાત સહન કરી શકયો જ નહીં, તેથી જ્યારે એક સમયે તેણે, માતાનો આવો ભેદભાવ ન સહી શકાયાથી, છોકરવાદીપણામાં અજ્ઞાનતાથી, ક્રોધથી અને જે ભાવી બનવાનું હતું તેના આવેગથી ઉશ્કેરાઈ જઈને પોતાની માતારૂપ છાયાને મારવા સારુ લાત ઉગામી ત્યારે, હે જનમેજય રાજા! એ સાવર્ણ્ય મનુની માતા છાયારૂપ સંજ્ઞાએ અતિશય સંતાપને લીધે ક્રોધે ભરાઈને તેને એવો શાપ આપ્યો કે, 'હે યમ! તારો મને મારવા ઉગામેલો આ પગ હેઠે તૂટી પડો'![૨૨–૨૩] સંજ્ઞાના આવા કડક શાપના ભયથી ઉદ્વેગ પામતો તથા તેનાં આ શાપયુક્ત વચનોથી ઉશ્કેરાયલો યમ પોતાના પિતા સૂર્ય પાસે ગયો, અને બે હાથ જોડીને બનેલી સર્વ વાત તેને કહી દીધી, તથા તે સાથે વિનતિ કરી કહ્યું કે, "હે પિતા! મારી માતાનો આવો શાપ પાછો ફરે–અફળ જાય એમ કરો. સર્વે પુત્રોપ્રતિ માતાએ સમાન સ્નેહથી વર્તવું જોઈએ, એવો નિયમ છે;[૨૪–૨૫] પરંતુ તે અમો ત્રણે ભાઈબહેનની તરફ બેદરકાર રહે છે, અને અમારા નાના ભાઈઓ ઉપર અમારા કરતાં પણ અધિક સ્નેહ રાખે છે. તેના આવા પક્ષપાતી સ્નેહથી ઉશ્કેરાઈને જ છોકરવાદીપણામાં તેમ અજ્ઞાનતાથી જ મેં તેને મારવાને લાત ઉગામી હતી, પણ લાત મારી ન હતી. હવે આપ મારો એ અપરાધ ક્ષમા કરશો. હે તાત! શાપ આપતાં તેણે મને એમ કહ્યું કે, તેં તારી પૂજવા યોગ્ય માતાનું લત્તાપ્રહારથી અપમાન કર્યું છે, તેથી નિઃસંશય તારો પગ તૂટી પડશે. હે પિતા! છોરુ કછોરુ થાય, પરંતુ માતા તો કદી પણ કુમાતા થતી નથી.*[૨૬–૨૮] હે લોકેશ સૂર્ય! હે તેજસ્વીઓમાં શ્રેષ્ઠ પિતા! મને માતાએ આવો શાપ આપ્યો છે, પણ તમારી કૃપાથી મારો પગ તૂટી ન પડે એમ કાંઇક કરો, અને એ રીતે મારું રક્ષણ કરો.[૨૯]

એટલે વિવસ્વાને યમને ઉત્તર આપ્યો:–હે પુત્ર! આવો પ્રસંગ બન્યો, તેનું કાંઇક મોટું અગમ્ય કારણ નિઃસંશય હોવું જ જોઇએ, નહિતર તારા જેવા ધર્મને જાણનારા અને સત્યવાદી પુત્રમાં નિષ્કારણ ક્રોધ પ્રવેશ કરી શકે જ નહીં.[૩૦] હે પુત્ર! મારાથી તારી માતાનું એ શાપવચન તો અન્યથા થઈ શકે એમ નથી. તેથી, હે મહાબુદ્ધિમાન્ યમ! આ શાપને લીધે તારા પગમાંથી માંસના લોચાની સાથે કૃમિઓ તો ધરણીતલ ઉપર અવશ્ય પડશે, પરંતુ તેમ થયા પછી તને સુખ આરામ મળશે. આવી રીતે તારી માતાનું એ શાપવચન પૂર્ણ થઈ સત્ય થશે.[૩૧–૩૨] પરંતુ આ પ્રમાણે તારી માતાના એ શાપ નહીં ટળવા છતાં તું જ તારો રક્ષક થશે.

* સરખાવો શ્રીમચ્છંકરાચાર્યનું વચનઃ–कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति દેવ્યાપરાધ સ્તોત્ર.

યમના મનનું આ પ્રમાણે સમાધાન કીધા પછી સૂર્યે છાયારૂપ સંજ્ઞાને આ પ્રશ્ન પૂછયો કે, "હે સંજ્ઞા! તારે તો સર્વેય પુત્રો પ્રતિ સમાનતાથી સ્નેહ દાખવવો જોઈએ છતાં, તેને બદલે તું શામાટે વારંવાર તારા એ નાના પુત્રો ઉપર અધિક અને અધિક સ્નેહ દર્શાવે છે?"[૩૩] પરંતુ જ્યારે સંજ્ઞાના માયાવી કૃત્યને છૂપાવવાની ઇચ્છાથી છાયારૂપ સંજ્ઞાએ સૂર્યને આ પ્રશ્નનો કંઈ પણ ઉત્તર આપ્યો નહીં, ત્યારે સૂર્યે પોતાનું ચિત્ત એકાગ્ર કરીને યોગના બળથી સઘળી સત્ય ઘટના જાણી લીધી. પછી, હે કુરુનંદન જનમેજય! છાયાનો નાશ કરવાની ઇચ્છાથી તેને શાપ દેવાને સૂર્ય તત્પર થયો,[૩૪-૩૫] અને તેને અંબોડાથી પકડી. આમ થતાં મૂળ સંજ્ઞા સાથે તેનુ માયાવી કૃત્ય છૂપાવવાનો છાયાએ કરેલો કરાર પૂરો થયો; એટલે વિના સંકોચે છાયાએ બનેલી સઘળી ઘટના સૂર્યને યથાસ્થિત કહી દીધી.[૩૬]

આ વૃત્તાંત સાંભળી સૂર્ય ક્રોધે ભરાયો, અને ત્વષ્ટા પ્રજાપતિની પાસે ગયો. ત્વષ્ટાએ, પોતાને ક્રોધના આવેશરૂપી અગ્નિથી ભસ્મ કરવાને તત્પર થયલા સૂર્યનું પૂજનઅર્ચન કર્યું; પછી ન્યાયપુરઃસર તે તેના મનનું સાંત્વન કરવા લાગ્યો.[૩૭]

પછી ત્વષ્ટાએ તેને સાંત્વન કરતાં કહ્યું કે:-"હે વિવસ્વાન્ સૂર્ય! તારા અતિશય તેજથી બળવાને લીધે પોતાનું રૂપ ખીલી શકતું નથી, એ સંજ્ઞાથી ખમાયું નહીં; અને તે કારણે જ તે તારાથી વિખૂટી પડી, ઘોડીનુ રૂપ લઇને ઉત્તર કુરુ પ્રદેશના વનમાં લીલાં હરીઆળાં ક્ષેત્રોમાં ઘાસચારો ચરતી ફરે છે. નિત્ય તપમાં નિમગ્ન થયલી અને શુદ્ધ ચારિત્ર્યવાળી તારી ભાર્યા સંજ્ઞાને ઘોડીનું રૂપ ધારણ કરીને એ ક્ષેત્રોમાં વિચરતી તું આજે જ જોઈ શકીશ. શરીરે કૃશ થયલી, દીન, જટાને ધારણ કરતી, બ્રહ્મચર્ય પાળતી, માત્ર જીવ ટકાવવા પૂરતાં ઘાસપાંદડાંનો જ આહાર કરતી, હાથીઓની સૂંઢથી કલેશ પામતી, ભમરાઓના ભ્રમણથી આકુળવ્યાકુળ થતી, પદ્મિની જેવી, પ્રશંસાને પાત્ર, અને યોગ બળવાળી તારી પત્ની સંજ્ઞા કુરુ પ્રદેશનાં ક્ષેત્રોમાં યોગનું સેવન કરતી વિચરે છે, અને જીવન નિર્ગમે છે.[૩૮-૪૦] હે દેવ! જો તને મારો આ વિચાર અનુકૂળ જણાતો હોય તો, હે શત્રુનુ દમન કરનાર સૂર્ય! હું મારા યોગના પ્રભાવથી આજે જ તારા રૂપને મનોહર બનાવું."[૪૧]

વૈશંપાયન બોલ્યાઃ-હે જનમેજય! સૂર્યની કાંતિનું તેજ તિરછું, ઉંચું અને સીધું એમ સર્વ રીતે અણસરખું પડતું હતું. તેના તેજની આવી સંપૂર્ણ સ્થિતિથી સૂર્યદેવ આવો વિરૂપ દેખાતો હતો.[૪૨] તેટલા માટે પ્રજાપતિ સૂર્યને પણ ત્વષ્ટાનું એ વચન વધારે રુચિકર થઈ પડ્યું, અને તેના કહેવા પ્રમાણે પોતાનું રૂપ સુંદર કરવાની તેણે પૂરેપૂરી અનુજ્ઞા ત્વષ્ટાને આપી.[૪૩] એટલે ત્વષ્ટા, તેજસ્વી માર્તણ્ડ વિવસ્વાનની સમીપ ગયા, અને તેણે તેને ફરતા ચક્રયંત્ર (શરાણ) ઉપર ચઢાવ્યો. પછી, હે ભારત! ત્વષ્ટાએ તેના મંડળના સઘળા તિરછા ભાગો છોલી કાપી નાંખ્યા, અને સૂર્યમંડળને એક સરખું ગોળ કરી દીધું.[૪૪] આ પ્રમાણે હેતુસર પૃથક્ કરેલા તેજથી તેનું પ્રકટ થતું નવું રૂપ મનોહારિ પદાર્થોથી પણ વિશેષ મનોહર અવલોકવા લાયક થયું, અને એ રીતે સૂર્ય પહેલાંના કરતાં પણ અધિક શોભવા લાગ્યો.[૪૫] લોકની રક્ષા કરનારા, સૂર્યદેવના મુખ આગળનું રૂપ ભ્રામકયંત્ર (શાણ)થી ઘસી કોરીને સંપૂર્ણ ગોળાકાર કરાયલું હોવાથી તે સમયથી તે લોહીના જેવું રાતું લાલચોળ દેખાવા માંડ્યું.[૪૬] ત્વષ્ટાએ ચરખા ઉપર સૂર્યને ચઢાવતાં તેના મુખ ઉપરના પૂર્વના તેજના જે ચૂરા-કટકાઓ હેઠા પડ્યા, તે ચૂરાઓથી તેજસ્વી બાર આદિત્યો નિર્માણ કર્યા. ધાતા, અર્યમા, મિત્ર, વરુણ, અંશ, ભગ, ઇંદ્ર, વિવસ્વાન્, પૂષા, દશમો પર્જન્ય, ત્વષ્ટા, અને સૌથી નાનામાં નાનો વિષ્ણુ એ નામ આ બાર આદિત્યોનાં છે.[૪૭-૪૮] આમ પોતાના દેહથી બીજા બાર આદિત્યોને ઉત્પન્ન થયલા જોઈને સૂર્ય હર્ષ પામ્યો. પછી ત્વષ્ટા પ્રજાપતિએ ગંધ, પુષ્પ, અલંકાર અને ચળકતા મુકુટથી સૂર્યની યથાવિધિ પૂજા કરી. પછી તેણે તેને કહ્યું કે, "હે સૂર્ય દેવ! હવે તમારી ભાર્યા પાસે નિઃશંક જાઓ. તે ઘોડીનું રૂપ લઇને ઉત્તર કુરુપ્રદેશનાં હરિયાળાં ખેતરોમાં ચરતી ફરે છે."[૪૯-૫૦]

પછી તેના એજ ઘોડીના રૂપમાં પોતાની પત્ની સાથે લીલાવિહાર કરવાના વિચારથી, યોગબળવડે, સૂર્યે પણ ઘોડાનુ રૂપ ધારણ કર્યું, અને ત્યાં જઇને પોતાની સ્ત્રીને ઘોડીના રૂપમાં ચરતી જોઈ.[૫૧] હે જનમેજય રાજન્! તે સ્ત્રીએ જો કે ઘોડીનુ રૂપ ધારણ કર્યું હતું, છતાં પણ પોતાના તેજના પ્રભાવ તથા તપ આદિના પરિપાલનને લીધે કોઈ પણ પ્રાણી તેનું નામ સુદ્ધાંત પણ લઈ શકતું નહીં અને વિના ભયે તે ચરતી ફરતી હતી. પછી ઘોડાના રૂપમાં ભગવાન્ સૂર્યે તેના મુખમાં સમાગમ કર્યો.[૫૨-૫૩] પરંતુ રીતસરની મૈથુનક્રિયાથી પ્રતિકૂળ ચેષ્ટા કરતા, એ ઘોડામાં સંજ્ઞાને પરપુરુષની શંકા થઈ, તેથી તેણે સૂર્યના વીર્યને નાસિકા દ્વારા બહાર કાઢી નાંખ્યું.[૫૪] તે વીર્યથી તેની નાસિકા દ્વારા વૈદ્યોમાં ઉત્તમ એવા બે અશ્વિનીકુમાર અવતર્યા. તે બે ભાઇઓ નાસત્ય અને દસ્રના નામથી ત્રણે લોકમાં સુવિખ્યાત

થયા, એમ કહેવાય છે.[૫૫] તે બન્ને અશ્વિનીકુમારો આઠમા પ્રજાપતિ માર્તણ્ડના ઔરસ પુત્રો છે. તે પછી સૂર્યે (ત્વષ્ટા પ્રજાપતિ પાસે છોલાવીને કરાવેલું) મનોહર રૂપ ધારણ કરી, પોતાની પત્નીને નીરખવા લાગ્યો.[૫૬] હે જનમેજય! તે સ્ત્રી પણ પોતાના પતિનું મનોહર રૂપ જોઇને સંતુષ્ટ થઈ.

હવે આ પાસ સૂર્યનો નાનો પુત્ર યમ માતાને લાત માર્યાના પોતાના અઘટિત કર્મથી, મનમાં અતિશય પશ્ચાત્તાપ કરવા લાગ્યો,[૫૭] અને ધર્મથી ધર્મ રાજાની પેઠે પોતાની પ્રજાનું પાલન કરવા લાગ્યો. આવા પરમ શુભ કર્મથી મહા પ્રકાશમાન થયલા યમને પિતૃલોકનું અધિપતિપદ અને માનવ લોકોનું પ્રજાપતિપદ પ્રાપ્ત થયું.

સૂર્યનો છાયારૂપ સંજ્ઞાથી થયલો પુત્ર તપોધન હતો, તેથી તે સાવર્ણમનુ પ્રજાપતિ થયો, અને તે ભવિષ્યના સાવર્ણિ મન્વંતરમાં મનુ થશે. એ સામર્થ્યવાળો છે, અને તે અદ્યાપિ પર્યંત મેરુ પર્વત ઉપર ઘોર તપ આચરી રહ્યો છે.[૫૮-૬૦] તેના ભાઈ શનિશ્ચરે ગગનમંડળમાં નવ ગ્રહોમાં યોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે.

ઉપર નાસત્ય અને દસ્ર એ નામના બે અશ્વિની કુમાર સંબંધી કહેવાયલું છે, તેઓ ત્રણ લોકમાં ઉત્તમોત્તમ વૈદ્યો થયા.[૬૧] તેઓ પોતાની વૈદ્યવિદ્યાનુ સેવન કરીને અશ્વોને શાંતિ આપનારા થયા.*

દાનવોનો અંત આણવાની ઇચ્છાથી ત્વષ્ટા પ્રજાપતિએ સૂર્યના કાપી કાઢેલા તેજમાંથી વિષ્ણુને માટે એક સુદર્શન ચક્ર બનાવ્યું અને તેનું એ ચક્ર યુદ્ધમાં કોઇથી કદી પણ પાછું હઠે એવું નથી.

વૈવસ્વત મનુ અને યમની જે નાની બેન હતી, તેનું નામ યશસ્વતી યમી હતું.[૬૨-૬૩] તે યમુનાના નામથી શ્રેષ્ઠ નદીરૂપે સુવિખ્યાત છે, અને તે આ લોકને પવિત્ર તથા શુદ્ધ કરે છે.

(છાયા સંજ્ઞાનો પુત્ર) લોકમાં મનુ સાવર્ણમનુને નામે વિખ્યાત છે.[૬૪] તેના બીજા નાના ભાઈ શનિશ્ચરે સહપદ પ્રાપ્ત કર્યું છે, અને સર્વ લોક તેનું પૂજન કરે છે.[૬૫]

હે જનમેજય રાજન્! જે કોઈ માણસ દેવોના જન્મ સંબંધી આ વૃત્તાંત સાંભળશે, અથવા તો તેનું શુદ્ધ ચિત્તથી મનન કરશે, તે સર્વ પ્રકારની આપત્તિઓથી સંપૂર્ણ રીતે મુક્ત થશે, અને મહાન્ યશ પ્રાપ્ત કરશે.[૬૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "वैवस्वत मनु आदिनी उत्पति" ए नामनो अध्याय ९ मो समाप्त

## અધ્યાય ૧૦ મો

## વૈવસ્વત મનુની સંતતિ સંબંધી આખ્યાન

वैशंपायन उवाच:—

मनोर्वैवस्वतस्यासन्पुत्रा वै नवतत्समाः ।
इक्ष्वाकुश्चैव नाभागो धृष्णुः शर्यातिरेव च ॥१॥

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! વૈવસ્વત મનુને પોતાના જ જેવા નવ પુત્રો હતા. હે ભરતર્ષભ! ઇક્ષ્વાકુ, નાભાગ, ધૃષ્ણુ, શર્યાતિ, નરિષ્યત, પ્રાંશુ, નાભાગારિષ્ટ, કુરુષ અને પૃષધ્ર, એ તેમનાં નામ હતાં.[૧-૨] હે તાત! હે પૃથિવીપતિ! હે ભારત! આ નવ પુત્રો ઉત્પન્ન થયા તે પહેલાં, પુત્રો ઉત્પન્ન કરવાની પ્રબળ કામનાથી પ્રેરાઇને પ્રજાપતિ વૈવસ્વત મનુએ, મિત્ર અને વરુણને ઉદ્દેશીને પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો હતો. હે ભરતોમાં શ્રેષ્ઠ રાજા જનમેજય! એ ઇષ્ટિ ચાલતી હતી, તેમાં તેણે મિત્રાવરુણના યજ્ઞભાગની આહુતિ હોમી. તે આહુતિ હોમાતી હતી તે વેળા દેવ, ગંધર્વ, મનુષ્યો અને તપોધન મુનિઓ તેના આ કૃત્યથી પરમ સંતોષ પામ્યા, અને તેઓ બોલ્યા કે, 'અહાહા! આના તપનો પ્રભાવ કેવો અદ્દભુત છે! અહાહા! આનું શાસ્ત્રજ્ઞાન કેવું અસાધારણ છે!'[૩-૬] હે રાજન્! તે વેળાએ યજ્ઞકુંડમાંથી દિવ્ય વસ્ત્ર-કંચુકી ધારણ કરેલી, દિવ્ય આભૂષણથી શણગરાયલી, અને દિવ્ય દેહવાળી, ઇલા નામની કન્યા ઉત્પન્ન થઈ, એમ અમારા સાંભળવામાં આવ્યું છે.[૭] પછી દંડ કરવાને સમર્થ રાજા મનુએ એ ઇલાને કહ્યું કે, 'હે કલ્યાણ કરનારી પુત્રી ઇલા! તું મારી સાથે મારે ઘેર ચાલ.' એટલે ઇલાએ પુત્રકામનાની ઇચ્છાવાળા પ્રજાપતિ મનુને તેનું ધર્મયુક્ત આ વચન સાંભળીને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.[૮]

ઇલાએ કહ્યું કે:-'હે વક્તાઓમાં શ્રેષ્ઠ વૈવસ્વત મનુ! હું મૈત્રાવરુણના અંશથી યજ્ઞકુંડમાંથી ઉત્પન્ન થયલી છું, તેથી હું તેમની સમીપ જઇશ. (જો તેમની પાસે હું ન જાઉં તો) દુષ્ટ અધર્મથી મારો નાશ થાય."[૯]†

* ૬૧ મો આખો અને ૬૨ મો અડધો શ્લોક કાશીની પુરાણી પ્રતમાં નથી. ૬૨ માના પહેલાં બે પાદ सेवनोऽपि तथा गजअश्वानां शांतिदोऽभवत् નો અર્થ બેસતો નથી. વાત ત્યારે બે અશ્વિની કુમારની છે, અને આમાં એક વચન शांतिदः વાપરેલું છે. તે ઉપરથી બંધબેસતો માત્ર ભાવાર્થ આપ્યો છે.

અશ્વિનીકુમાર નામનું તીર્થ તાપી નદી જે સૂર્યની પુત્રી કહેવાય છે તેને દક્ષિણ કાંઠે સુરતથી ત્રણ માઇલ દૂર આવેલું છે.

† મુંબઇની તથા બંગાળાની પ્રતમાં न मां धर्मो हतोवधीत्-એ પાઠ છે. આનો સીધી રીતે અર્થ થતો નથી. તેથી આ પાઠ છોડી કાશીની પ્રતનો न माऽधर्मो हतोऽहनत् એ પાઠ સ્વીકાર્યો છે. અર્થાત્ ઉત્પન્ન કરનાર પિતા સમક્ષ જઇને મારે, તેને મારું કર્તવ્ય પૂછી લેવું જોઇએ એ મારો ધર્મ છે, અને તેમ જો ન કરું તો અધર્મ થાય અને એથી મારો વિનાશ થાય, એવો ઇલાનો કહેવાનો ભાવાર્થ છે.

મનુ દેવને આવું વચન કહીને ઉત્તમ રૂપવાળી ઇલા મૈત્રાવરુણ સમીપ ગઈ, અને બે હાથ જોડી તેમને કહેવા લાગી કે, "હે મિત્રાવરુણ દેવો! હું આપ બન્નેના અંશથી ઉત્પન્ન થયલી છું. 'મારી સાથે મારે ઘેર ચાલ' એમ વૈવસ્વત મનુ મને કહે છે. હે દેવો! હવે મારે શું કરવું તે કહો?"

આવું વચન કહેનારી સાધ્વી, અને ધર્મપરાયણ ઇલાને મિત્રાવરુણે જે ઉત્તર આપ્યો તે, હે રાજન્! તું મારી પાસેથી સાંભળ:[૧૦-૧૨]

મિત્રાવરુણે ઇલાને કહ્યું કે:-હે ઉત્તમ વર્ણવાળી! હે સુંદર કટિવાળી ઇલા! અમે તારા આવા ધર્મ, વિનય, સંયમ અને સત્યયુક્ત વચનથી તારી ઉપર પ્રસન્ન થયા છીએ.[૧૩] હે મોટા ભાગ્યવાળી! અમારી પુત્રી તરીકે વિશ્વમાં તારી ખ્યાતિ થશે અને, હે શુભ રૂપવાળી! તું પોતેજ મનુના વંશને ટકાવનાર અને તેની વૃદ્ધિ કરનાર પુત્ર પણ થઇશ.[૧૪] આમ, હે શોભના ઇલા! મનુના જગત્પ્રિય અને ધર્મશીલ પુત્ર સુદ્યુમ્ન તરીકે તારી ત્રણે લોકમાં ખ્યાતિ પ્રસરશે.

મિત્રાવરુણનું આવું વચન સાંભળીને એ ઇલા કન્યા પોતાના પાલક પિતા મનુ સમીપ જવાને પાછી ફરી. પિતાગૃહ તરફ ઇલા જતી હતી, તેવામાં માર્ગમાં મૈથુનની ઇચ્છાથી બુધે તેને વિનતિ કરી:[૧૫-૧૬] અને, હે જનમેજય રાજન્! ચંદ્રના પુત્ર બુધના સમાગમથી તેણે પુરૂરવાને જન્મ આપ્યો. આવી રીતે પુત્રને જન્મ આપ્યા પછી ઇલાએ મનુના પુત્ર સુદ્યુમ્નનું રૂપ ધારણ કર્યું.[૧૭] હે ભારત! સુદ્યુમ્નને ઉત્કલ, ગય અને વિનતાશ્વ એ નામના ત્રણ પરમ ધાર્મિક પુત્રો થયા.[૧૮] હે રાજન્! ઉત્તર દિશામાં ઉત્કલની પુરી ઉત્કલા, પશ્ચિમ દિશામાં વિનતાશ્વના પુરી પશ્ચિમા, અને, હે ભરતશ્રેષ્ઠ! પૂર્વ દિશામાં ગયની પુરી ગયા આવેલી છે.[૧૯]

હે તાત! હે શત્રુને દમનાર જનમેજય! મનુએ સૂર્યલોકમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી તેના સુદ્યુમ્ન સાથે ઇક્ષ્વાકુ આદિ દશ પુત્રોએ તેના રાજ્યદેશના દશ ભાગ કર્યા અને અક્કેક વહેંચી લીધો[૨૦] તેના જ્યેષ્ઠ પુત્ર ઇક્ષ્વાકુને મધ્યદેશ મળ્યો. યજ્ઞથી પવિત્ર કરેલી તેની રાજભૂમિ યજ્ઞદંડથી અંકિત થઈ હતી.[૨૧]

સુદ્યુમ્નમાં જન્મથી જ કન્યાના ગુણ હોવાથી, જ્યેષ્ઠ પુત્ર તરીકે તેને મધ્ય દેશનું રાજ્ય મળ્યું નહીં. વસિષ્ઠના અનુગ્રહથી એ મહાત્મા ધર્મરાજ સુદ્યુમ્નને મધ્યદેશની સમીપમાં આવેલા પ્રતિષ્ઠાન* દેશનો રાજ્યાભિષેક થયો. હે કુરુવંશના અગ્રણી જનમેજય! એ મહાયશસ્વી રાજા સુદ્યુમ્ને તે રાજ્ય પોતાના પુત્ર પુરુરવસ્ને સોંપી દીધું, અને પોતે માત્ર પ્રયાગરાજમાં જ રાજવહીવટ ચલાવવા લાગ્યો.

ઉત્કલને ત્રણ લોકમાં વિખ્યાત થયેલા ધૃષ્ટક, અંબરિષ અને દંડ એ નામના ત્રણ પુત્રો હતા.[૨૨-૨૪] તેમનામાંથી મહાત્મા દંડે ઉત્તમ દંડકારણ્યની રચના કરી. એ વન તપસ્વીઓના નિવાસને યોગ્ય અતિ ઉત્તમ તપઃસ્થાન તરીકે આ લોકમાં પ્રસિદ્ધ છે.[૨૫] એ વનમાં માત્ર પ્રવેશ કરવાથી જ મનુષ્ય પાપથી મુક્ત થાય છે. હે ભારત જનમેજય! ઐલ નામના પુત્રને ઉત્પન્ન કરીને સુદ્યુમ્ન સ્વર્ગે સીધાવ્યો.[૨૬] હે મહારાજ! મનુના એ પુત્રમાં પુરુષ અને સ્ત્રી બન્નેનાં લક્ષણો સંયુક્ત હતાં; તેથી તે ઇલા તેમ જ સુદ્યુમ્ન એ બે નામથી ત્રણે લોકમાં વિખ્યાત છે.[૨૭]

હે ભારત! નરિષ્યતને શક નામના પુત્રો થયા, અને નાભાગનો પુત્ર અંબરિષ રાજાઓમાં શ્રેષ્ઠ થયો.[૨૮] શર્યાતિને જોડીયાં બે બાળક થયાં; તેનો પુત્ર આનર્તના નામથી પ્રસિદ્ધ હતો, અને પુત્રી સુકન્યા નામથી વિખ્યાત હતી. સુકન્યા ચ્યવન મુનિની પત્ની થતી હતી. આનર્તને રેવ નામનો મહા તેજસ્વી દાયાદ-(જ્યેષ્ઠ) પુત્ર થયો.[૨૯-૩૦] તેના રાજ્યપ્રદેશ આનર્તની રાજ્યધાનીની નગરી કુશસ્થલી-દ્વારાવતી (દ્વારિકા) હતી. રેવનો ધાર્મિક પુત્ર રૈવત કકુદ્મીના નામથી પ્રખ્યાત થયો. રેવના સો પુત્રોમાં તે સૌથી મોટો હતો, તેથી તેને કુશસ્થલીનું રાજ્ય પ્રાપ્ત થયું. રૈવત અને તેની પુત્રી બ્રહ્માજીની પાસેથી ગાંધર્વવિદ્યા, નૃત્યસંગીતાદિ વિદ્યા શીખ્યાં, અને, હે પ્રભુ જનમેજય! તેમની સમીપ તેમણે અનેક યુગો મુહૂર્તની પેઠે વીતાવ્યા. બ્રહ્મલોકથી પાછાં ફરતાં રૈવતે યાદવોથી વીંટળાઇને એવી ને એવી યુવાવસ્થામાં દ્વારાવતી પુરીમાં પ્રવેશ કર્યો.[૩૧-૩૩] તે આવી રીતે અનેક દ્વારવાળી, મનોરમ, અને ભોજ, વૃષ્ણિ, અંધક અને વસુદેવ આદિથી રક્ષાયલી પોતાની નગરીમાં પાછો ફર્યો.[૩૪]

હે શત્રુને દળનાર જનમેજય! ત્યારપછી રૈવતે પોતાની નગરીનું રક્ષણ બલદેવજીથી થયું હતું એમ જાણ્યું ત્યારે તેણે બલદેવને પોતાની રૈવતી નામની શુભ વ્રત આચરનારી પુત્રી પરણાવી, અને તેને રાજપાટ સોંપી પોતે મેરુપર્વતના શિખર ઉપર સીધાયોં, અને સ્વસ્થતાથી ત્યાં તપ આચરવા લાગ્યો. આ પાસ ધર્માત્મા બલદેવજી રૈવતી સાથે ક્રીડા કરતાં સુખી થયા.[૩૫-૩૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'वैवस्वत-मनुनी संतति' ए नामनो अध्याय १० मो समाप्त

* પ્રયાગના એક ભાગને પ્રતિષ્ઠાન કહે છે.

## અધ્યાય ૧૧ મો

### ધુન્ધુ વધનું આખ્યાન

जनमेजय उवाच—

कथं बहुयुगे काले समतीते द्विजोत्तम ॥
नजरा रेवती प्राप्ता रैवतं च ककुद्मिनं ॥ १ ॥

જનમેજયે પ્રશ્ન કર્યો:-હે દ્વિજોમાં ઉત્તમ વૈશંપાયન! તમે ઉપર કહ્યું કે રૈવતે બ્રહ્મા પાસે અનેક યુગ મુહૂર્ત પેઠે વીતાવ્યા તો તે સંબંધમાં મારી એ શંકા છે કે, રૈવતે ત્યાં કેવી રીતે બહુ યુગોનો સમય વીતાવ્યો? રેવતી ત્યાં એટલો લાંબો સમય રહી છતાં તેને વૃદ્ધાવસ્થા કેમ પ્રાપ્ત ન થઈ, અને રાજાઓમાં અગ્રણી કકુદ્મી રૈવત પણ કેવી રીતે યુવાન્ ને યુવાન્ રહી શક્યો?[1] વળી મેરુપર્વત ઉપર ગયલા શર્યાતિના પ્રપૌત્ર આ રૈવત રાજાની સંતતિ અદ્યાપિપર્યંત પૃથ્વી ઉપર શાથી ટકી રહેલી છે? એ સર્વ વિગત તત્વસહિત સાંભળવાની મારી ઇચ્છા છે.[2]

વૈશંપાયને કહ્યું:-હે ભરતોમાં શ્રેષ્ઠ જનમેજય! હે અનઘ! બ્રહ્મલોકમાં વૃદ્ધાવસ્થા,* ક્ષુધા, તૃષા, મૃત્યુ, અને ઋતુઓનાં પરિવર્તન† એ સૌનો સર્વથા અભાવ હોય છે.[3] કકુદ્મી રૈવત ગાંધર્વ-સંગીતાદિ વિદ્યા શિખવા સારુ બ્રહ્મલોકમાં ગયો. ત્યાર પછી, હે તાત! તેના પવિત્ર વતનીઓ સાથે એ દ્વારાવતી નગરીનો રાક્ષસોએ વિનાશ કર્યો.[4] શત્રુથી નહીં ચળનાર હે જનમેજય! ધાર્મિક મહાત્મા રૈવત રાજાને સો ભાઈઓ હતા. પરંતુ રાક્ષસો જ્યારે તેમનોએ સંહાર કરવા તત્પર થયા ત્યારે તેઓ જૂદીજૂદી દિશાઓમાં નાસી ગયા.[5] હે રાજેન્દ્ર! તેના સો ભાઈઓ આ પ્રમાણે જૂદીજૂદી દિશામાં પલાયન કરી ગયા ત્યારે, ભયથી આકુળવ્યાકુળ થયલા તેના વંશના અન્ય ક્ષત્રિયો પણ જ્યાં ત્યાં ભાગી ગયા.[6] હે પૃથિવીપતિ જનમેજય! તે તે દિશાઓમાં વસતા એ ક્ષત્રિયોના સંખ્યાબંધ વંશજો શર્યાતિના નામથી ઓળખાય છે.[7] હે ભરતશ્રેષ્ઠ! હે કુરુનંદન! સર્વ દિશાઓમાં નાસી ગયલા એ ધર્મિષ્ઠ ક્ષત્રિયોએ પર્વતોમાં જઈને નિવાસ કર્યો.[8]

નાભાગારિષ્ટને વૈશ્ય સ્ત્રીથી બે વૈશ્ય પુત્રો થયા. તેઓ બ્રાહ્મણને ઉચિત સંસ્કાર કરાયાથી બ્રાહ્મણપદને પામ્યા. કરુષને યુદ્ધમાં અજિત એવા કારુષ નામના ક્ષત્રિય પુત્રો થયા.[9] પ્રાંશુને પ્રજાતિ નામનો એક પુત્ર થયો હતો, એમ અમે સાંભળ્યું છે. હે જનમેજય! પૃષધ્રે પોતાના ગુરુની ગાયને મારી નાંખી હતી તેથી તેને શાપ લાગ્યો એટલે તે શૂદ્રત્વને પામ્યો. આ પ્રમાણે, હે ભરતર્ષભ! મેં તને વૈવસ્વત મનુના નવ પુત્રોની સંતતિ સંબંધી કથા કહી.[10-11]

(હવે મનુના મોટા પુત્ર ઇક્ષ્વાકુના વંશ સંબંધી વૈશંપાયન કહે છે) હે તાત જનમેજય! મનુને છીંક ખાતાં નાકમાંથી ઇક્ષ્વાકુ નામનો પુત્ર થયો હતો, અને તેને પુષ્કળ ધન આપનારા એક સો કુશલ પુત્રો હતા.[12] તેમાં વિકુક્ષિ (મોટી કુખવાળો) સર્વથી મોટો હતો. તેની કુખ બહોળી હોવાથી તે યુદ્ધમાં પ્રતિસ્પર્ધી સામે ટકાવ કરવા અયોગ્ય નીવડ્યો હતો. પરમ ધર્મ જાણનાર વિકુક્ષિ રાજા અયોધ્યા નગરી ઉપર રાજ્ય ચલાવતો હતો.[13] તેને શકુનિ આદિ ઉત્તમ પચાશ પુત્રો હતા. હે મહીપતિ! તે સર્વે ઉત્તરાપથ દેશમાં વસ્યા, અને તેમણે પોતાના દેશની પ્રજાનું રક્ષણ કર્યું.[14] વળી વિકુક્ષિના શશાદ આદિ બીજા અડતાળીસ પુત્રો દક્ષિણ દિશામાં વસ્યા, અને, હે પૃથ્વીપતિ! તેમણે તે દિશાની પ્રજાનું રક્ષણ કર્યું.[15]

એક સમયે અષ્ટકાના‡ શ્રાદ્ધને દિવસે ઇક્ષ્વાકુએ વિકુક્ષિને એવી આજ્ઞા કરી કે, 'હે મહાબળવાન્ પુત્ર! મૃગો-પશુઓ-નો શિકાર કરી શ્રાદ્ધને માટે જોઇતું માંસ લઈ આવ.'[16] પરંતુ તે શ્રાદ્ધકર્મ થયા પહેલાં તે માટે નિર્માણ કરેલું શશલું ખાઈ ગયો; હે તાત! શ્રાદ્ધકર્મ માટે જેનો સંકલ્પ થયો હોય, તે વસ્તુ શ્રાદ્ધકર્મ પૂર્વે ખાવી એ યોગ્ય નથી, એમ નહીં જાણવાથી તેણે શશલું ખાધું હતું. તેથી તે શશાદ-શશલાને ખાનાર-કહેવાયો. આમ શશલું ખાધા પછી તે અન્ય મૃગયા કરવાને ચાલી નીકળ્યો.[17] તેથી, હે પ્રભુ! ત્રિકાલજ્ઞ, કુલગુરુ વસિષ્ઠ આ વાત જાણી ગયા, અને તેમના વચનને અનુસરીને ઇક્ષ્વાકુએ તેનો ત્યાગ કર્યો. ઇક્ષ્વાકુ મરી ગયા પછી, હે તાત! એ શશાદ વિકુક્ષિએ અયોધ્યામાં આવીને નિવાસ કર્યો.[18]

શશાદને પરાક્રમી કકુત્સ્થ નામનો દાયાદ (વારસો લેનાર) પુત્ર હતો. પૂર્વે દાનવો સાથે દેવોના ઘોર 'આડીબક'§ યુદ્ધમાં, આખલાનું રૂપ ધારણ કરનારા

* આનું નિરાકરણ આ છે:-જઠરાગ્નિ તેજ હોય તો તેના પ્રભાવથી ભૂખ, તરસ વિગેરે લાગે છે; કારણ તે અન્નાદિનું પાચન કરે છે; એટલે તેના પરિણામે રોગ આદિ માનવ દેહમાં પ્રવેશ કરે છે, અને તેને લીધે વૃદ્ધાવસ્થા તેમ જ મરણ નીપજે છે. પરંતુ જઠરાગ્નિને તેજ કરનાર સૂર્યાદિ બ્રહ્મલોકમાં હોતા નથી, એટલે તેનાં પરિણામ રૂપ કાલ, અગ્નિ, ભૂખ, તૃષા, વૃદ્ધાવસ્થા આદિનો પણ ત્યાં અભાવ હોય છે.

† ઋતુનું બદલાવું અને પાછા આવવું.

‡ અગ્નિહોત્રી ગૃહસ્થો માર્ગશીર્ષ, પૌષ, માઘ, ફાલ્ગુન અને ભાદ્રપદ મહીનાની વદિ અષ્ટમીએ શ્રાદ્ધ કરે છે; આ તિથિ અષ્ટકા કહેવાય છે.

§ 'આડીબક' એ નામનો દેવાસુર રણસંગ્રામ મચેલો છે. તે સંબંધી આ આખ્યાયિકા છે. અંધકાસુરના પુત્ર 'આડી' એ ઉગ્ર તપ સાધી બ્રહ્મદેવને પ્રસન્ન કર્યા અને એવું વરદાન મેળવ્યું કે,

ઇંદ્રની ખુંધ ઉપર બેસીને ઇક્ષ્વાકુએ રાક્ષસોને જિત્યા હતા, તેથી તે કકુત્સ્થના (કકુત્=ખુંધ અને સ્થ એટલે બેઠેલો) નામથી વિખ્યાત થયો હતો. કકુત્સ્થને અનેનસ-નામનો, અને અનેનસને પૃથુ નામના પુત્ર થયા.[૧૯-૨૦] પૃથુને વિષ્ટરાશ્વ નામનો પુત્ર હતો, અને તેને આર્દ્ર નામનો પુત્ર ઉત્પન્ન થયો. આર્દ્રનો યુવનાશ્વ અને તેનો પુત્ર શ્રાવ હતો.[૨૧] રાજા શ્રાવને શ્રાવસ્તક નામના પુત્ર થયો. તેણે શ્રાવસ્તક નામની નગરી વસાવી. શ્રાવસ્તકને મહાયશસ્વી બૃહદશ્વ નામના દાયાદ પુત્ર હતો.[૨૨] તેનો પુત્ર કુવલાશ્વ પરમ ધાર્મિક રાજા હતો. તેણે ધુન્ધુ નામના રાક્ષસના વધ કર્યો, તેથી તે ધુન્ધુમારના નામથી પ્રસિદ્ધ થયો.[૨૩]

જનમેજયે પ્રશ્ન કર્યો:-હે બ્રહ્મન્ વૈશંપાયન! જેને મારવાથી કુવલાશ્વનું નામ ધુંધુમાર પડ્યું, એવા ધુંધુ રાક્ષસના વધ સંબંધી આખ્યાન તત્ત્વસહિત સાંભળવા મારી ઇચ્છા છે.[૨૪]

વૈશંપાયને કહ્યું:-કુવલાશ્વને સો* પુત્રો હતા. તે બધા ઉત્તમ ધનુષ્યધારી, સર્વ વિદ્યાઓમાં નિપુણ, બળવાન્ અને અજિત હતા. તે સર્વે ધર્મિષ્ઠ હતા. તેઓ બ્રાહ્મણોને ભારે દક્ષિણાઓ આપી યથાશાસ્ત્ર યજ્ઞો કરતા હતા. બૃહદશ્વે પોતાના પુત્ર કુવલાશ્વને રાજ્યપાટ ઉપર બેસાડવાની યોજના કરી.[૨૫-૨૬] પછી તેને સર્વ રાજ્ય સોંપીને રાજા બૃહદશ્વ વનમાં પ્રવેશ કરવા તત્પર થયો. પરંતુ વિપ્રર્ષિ ઉત્તંકે તેને વનવાસ કરવા જતાં જ અટકાવ્યો, અને અવશેષ રહેલું રાજાને યોગ્ય કર્તવ્ય કરવા આ પ્રમાણે ઉપદેશ આપ્યો.[૨૭]

વિપ્રર્ષિ ઉત્તંકે કહ્યું:-હે બૃહદશ્વ રાજન્! તું જ્યાં સૂધી તારી પ્રજાનું રક્ષણ કરવાને શક્તિવાન્ છે, ત્યાં સૂધી તારે તેનું રક્ષણ કરવું જોઇએ, એ તારું કર્તવ્ય છે. હે રાજન્! પ્રજા રક્ષણરૂપી ઉદ્વેગથી રહિત થયા વિના તું શાંતિથી તપ આચરવા સમર્થ થઈ શકીશ નહીં.[૨૮] હે રાજન્! તારા જેવા મહાત્માના રક્ષણથી રક્ષાયલી પૃથ્વી પણ (શત્રુઓ રૂપી) ઉદ્વેગથી રહિત થશે, માટે તારે તેનુ રક્ષણ કરવાનુ કર્તવ્ય પડતું મૂકીને હાલ અરણ્યમાં જવુ, એ તારે માટે યોગ્ય નથી.[૨૯] કારણ અહીં રહી પ્રજાનું પાલન કરવામાંજ તારો મહાન્ ધર્મ રહેલો છે, એમ દીસે છે; પરંતુ અરણ્યમાં જવાથી તારો એ ધર્મ સચવાશે, એમ મને દેખાતું નથી. તેટલા માટે તારી બુદ્ધિ આવી વનવાસની ઇચ્છાવાળી થાઓ નહીં, એમ હું ઇચ્છું છું.[૩૦] હે રાજેન્દ્ર! (રાજાએ પ્રજાનું પાલન છોડીને વનમાં જવું) એવો ધર્મ નિર્માણ કરેલો હોય, એમ શાસ્ત્રમાં કોઈ પણ સ્થાને મને દેખાતું નથી. પુરાતન કાળમાં રાજર્ષિઓએ પણ પ્રજાનું પાલન કરવાનો પોતાનો ધર્મ અંગીકાર કરેલો છે, અને તે પરિપૂર્ણ પણ કીધેલો છે. રાજાએ પ્રજાનું પાલન કરવું જ જોઇએ; તો પછી, હે બૃહદશ્વ રાજન્! તારો પણ એજ અવશ્ય ધર્મ-કર્તવ્ય-છે.[૩૧] સપાટ મરુધન્વ† દેશમાં મારા આશ્રયની જ સમીપમાં ઉજ્જનક‡ નામે રેતીથી ભરપૂર એક વિખ્યાત સમુદ્ર છે. એ સમુદ્રની રેતીવાળી ભૂમિની અંદર મધુ રાક્ષસનો પુત્ર ધુંધુમાર નામનો એક રાક્ષસ, સંતાઇને વસે છે. તે મોટા શરીરવાળો, મહા બળવાન્ અને દેવતાઓથી પણ જેનો વધ થાય નહી એવો છે. દારુણ તપ આચરીને લોકોના વિનાશને માટે આ રેતીવાળા પ્રદેશમાં તે સૂઈ રહ્યો છે.[૩૨-૩૩] 'લોકસંહારની શક્તિ મને મળો' એવો સંકલ્પ કરી પ્રત્યેક સંવત્સરને અંતે જ્યારે તે નિશ્વાસ મૂકે છે ત્યારે પર્વત, વન, અને કાનન-જંગલ-સહિત સમગ્ર ભૂમિ દોલાયમાન થાય છે.[૩૪] અને તેના નિઃશ્વાસના પવનથી રેતીના મોટા અંબાર ઉંચે ઉડે છે અને તે સૂર્યના માર્ગને પણ ઢાંકી દે છે, તથા સાત સાત દિવસ સૂધી ભૂકંપ પણ ચાલુ રહે છે.[૩૫] તે સમયે તેના નિઃશ્વાસની સાથે જ અગ્નિકણો અને અંગારા સહિત અતિ દારુણ ધૂમાડો પૃથ્વીમાંથી નીકળે છે તેને લીધે, હે તાત! હું પણ મારા આશ્રમમાં જ રહી શકતો નથી[૩૬] લોકોનું હિત કરવાની ઇચ્છાથી, હે બૃહદશ્વ રાજન્! તું એ મોટા શરીરવાળા ધુંધુ રાક્ષસનો સંહાર કર. એ અસુરનો નાશ થશે તો લોકો તેથી તરતજ સ્વસ્થ થશે.[૩૭] હે પૃથ્વીપતિ! આ પૃથ્વીમાં તારા સિવાય બીજો કોઈ પણ વીર એ દાનવનો વધ કરવાને સમર્થ નથી. હે અનઘ! વિષ્ણુએ મને પૂર્વ યુગમાં એવું વરદાન આપ્યું છે કે, 'જે વીર એ મહા બળવાન્, ભયંકર અસુરનો સંહાર કરવાને તત્પર થશે, તેના તેજમાં તું વરદાનથી તારા પોતાના તેજની વૃદ્ધિ કરી શકીશ."[૩૮-૩૯] હે પૃથ્વીનું પાલન કરનાર બૃહદશ્વ રાજા! અલ્પ તેજવાળા વીરથી એ મહા તેજસ્વી ધુંધુ રાક્ષસનું તેજ સો વર્ષ સૂધી પણ બાળી શકાય એમ નથી. તેનું પરાક્રમ એટલું બધું અજિત છે, કે તે દેવતાઓથી પણ અજિત છે."[૪૦]

---

હું રૂપાંતર કરું અટલે મારું મૃત્યુ ન થાય. એક સમયે તેણે મહાનદથી અંધ થઈ ઘોર સંગ્રામ કરી ઇદ્રનું ઇંદ્રાસન ઝુંટવી લીધું. એટલે ઇંદ્રે ઇક્ષ્વાકુની સહાયતા લીધી. 'આડી' અસુર રાજા મરણથી ઉગરવા બક-બગલો થયો હતો, અને તેને યુક્તિથી ઇક્ષ્વાકુએ માર્યો.

* શ્રીમદ્દભાગવતમાં કુવલાશ્વને એકવીસ હજાર પુત્રો હતા, એમ કહેલું છે. સંસ્કૃત ભાષામાં શત અનેક સંખ્યાના અર્થમાં પણ વપરાય છે, તેથી અહીં પણ અનેક અર્થ કરવો યોગ્ય છે.

† મરુ=પાણી વગરનો. ધન્વ=થોડા પાણીવાળો.

‡ ઉત્+જનક=મનુષ્યોનો સમૂહ જેમાં નાશ પામ્યો છે, તે એટલે મનુષ્યરહિત પ્રદેશ.

મહાત્મા ઉત્તંકે રાજર્ષિ બૃહદશ્વને રાજાના કર્તવ્ય સંબંધી આવાં વચન કહ્યાં એટલે, તેણે, ધુંધુ રાક્ષસનું નિવારણ કરવા સારુ પોતાના પુત્ર કુવલાશ્વને વિપ્રર્ષિ ઉત્તંકને સોંપતાં, આ પ્રમાણે કહ્યું:-[૪૧]

બૃહદશ્વ કહે છે:-હે ભગવન્ ઉત્તંક! મેં પોતે તો સંકલ્પપૂર્વક શસ્ત્રનો ત્યાગ કર્યો છે; એટલે, હે દ્વિજશ્રેષ્ઠ! મારીવતી આ મારો પુત્ર કુવલાશ્વ એ ધુંધુ રાક્ષસને મારી, ધુંધુમાર કહેવાશે, એમાં કંઈ પણ સંદેહ તમારે રાખવો નહીં.[૪૨]

પછી પોતાના પુત્ર કુવલાશ્વને ધુંધુ રાક્ષસને મારવાની આજ્ઞા કરીને, રાજર્ષિ બૃહદશ્વ તપ આચરવા સારુ પર્વત ઉપર સીધાર્યા, અને ત્યાં વ્રતનિયમ આદરવા લાગ્યા.[૪૩]

પછી આણી તરફ પોતાના સો પુત્રોને સાથે લઇને કુવલાશ્વ રાજા ઉત્તંક મુનિ સાથે ધુંધુ રાક્ષસને હણવા સારુ ચાલી નીકળ્યો. તેના પ્રયાણ વેળાએ ઉત્તંક મુનિના વરદાનના પ્રભાવથી તથા લોકોનું હિત કરવાની ઇચ્છાથી પ્રેરાઇને વિષ્ણુ ભગવાને પોતાના તેજથી તેના દેહમાં પ્રવેશ કર્યો.[૪૪-૪૫] એ દુર્ધર્ષ કુવલાશ્વ રાજા પ્રયાણ કરવા તત્પર થયો, ત્યારે આકાશમાં એવો મહાન્ શબ્દ થયો કે, "આજથી આ શ્રીમાન્ રાજા અવધ્ય થયો છે, અને તે ધુંધુ રાક્ષસનો વધ અવશ્ય કરશે."[૪૬] વળી દેવતાઓએ તે જ સમયે તેની ઉપર સર્વ બાજુએથી દિવ્ય પુષ્પમાલાઓ ફેંકી, અને, હે ભરતર્ષભ જનમેજય! એ સમયે દેવનાં દુંદુભિ પણ ગડગડ્યાં.[૪૭]

પછી વિજયી પુરુષોમાં શ્રેષ્ઠ અને વીર્યવાન્ એવો કુવલાશ્વ રાજા પોતાના સો પુત્રો સાથે ઉત્તંક મુનિના આશ્રમ સમીપ આવી પહોંચ્યો, અને એ રાજાએ અદ્યપર્યંત અવિકારી રહેલા, વાલુકારૂપી જળથી ભરેલા ઉજ્જનક સમુદ્રને ખોદાવા માંડ્યો.[૪૮] હે કુરુવંશજ જનમેજય! નારાયણનું તેજ તેના દેહમાં વ્યાપેલું હોવાથી કુવલાશ્વ રાજા મહાતેજસ્વી અને અતુલ બલવાળો થયો હતો.[૪૯] પિતાના સૂચવ્યા પ્રમાણે તેના પુત્રો એ સમુદ્રને ખોદતા ખોદતા આગળ વધ્યા એટલે, હે જનમેજય રાજન્! તેમણે વાલુકામાં ગુપ્ત રહેલા ધુંધુ રાક્ષસને પશ્ચિમ દિશાને ઢાંકીને સુતેલો જોયો.[૫૦] તેમને જોતાં વાર જેમ પૂર્ણ ચન્દ્રના ઉદય સમયે મહાસાગર વેગવાળાં પાણીનાં મોજાંઓથી પૃથ્વીને ઢાંકવાને ઉછાળા મારી રહે છે તેમ ધુંધુરાક્ષસ, ક્રોધના આવેશથી જાણે ત્રણે લોકને ઉથલાવી નાંખતો હોય એ રીતે, મોંઢામાંથી અગ્નિની પ્રચંડ જ્વાળાઓ ઓકવા લાગ્યો. એ રાક્ષસે આવી જ્વાળાઓથી કુવલાશ્વના સત્તાણુ છોકરાઓને બાળીને ભસ્મ કરી દીધા.[૫૧-૫૨]

એટલામાં તો, હે કૌરવ્ય જનમેજય! ધુંધુને હણનાર, મહા તેજસ્વી કુવલાશ્વ રાજા એ મહાબળવાન્ ધુન્ધુ રાક્ષસની સમીપ આવી પહોંચ્યો,[૫૩] અને તેણે જળના વેગ સમાન શીઘ્ર ગતિવાળા તેના તેજનું પાન કરી લીધું. પોતાના યોગના પ્રભાવથી એ યોગી રાજા કુવલાશ્વે જળ ઉત્પન્ન કરીને તેના અગ્નિને તદ્દન સમાવી દીધો.[૫૪] પછી મોટી કાયાવાળા, ઉદક રાક્ષસ ધુંધુનો બલથી આ રીતે સંહાર કરીને, સોંપેલું કાર્ય પૂર્ણ કરનાર કુવલાશ્વ રાજાએ ઉત્તંક મુનિને તે રાક્ષસનો મૃત દેહ દાખવ્યો.

આ રીતે કુવલાશ્વ રાજા કૃતકૃત્ય થયો.[૫૫] એટલે ઉત્તંક મુનિએ મહાત્મા કુવલાશ્વ રાજાને વરદાન આપ્યું. તે દ્વારા મુનિએ તેને અક્ષય વિત્ત, શત્રુથી અપરાજયતા, ધર્મ પ્રતિ સતત અનુરાગ, અને તેને પોતાને તથા તેના રાક્ષસથી મરણ પામેલા સત્તાણુ પુત્રોને અક્ષય સ્વર્ગવાસ, એ ઇષ્ટ વસ્તુઓ આપી.[૫૬-૫૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे "धुंधु राक्षसनो वध" ए नामनो अध्याय ११ मो समाप्त.

## અધ્યાય ૧૨ મો

### સત્યવ્રત અને ગાલવની કથા

वैशंपायन उवाच—

तस्य पुत्रास्त्रयः शिष्टा दृढाश्वो ज्येष्ठ उच्यते ।
चंद्राश्वकपिलाश्वौ तु कुमारौ द्वौ कनीयसौ ॥ १॥

વૈશંપાયન બોલ્યા:-હે જનમેજય! ધુંધુ રાક્ષસની અગ્નિજ્વાલાઓથી ઉગરેલા, કુવલાશ્વના, ત્રણ કુમારોમાં સર્વથી મોટો પુત્ર દૃઢાશ્વ, અને સૌથી નાના બે પુત્રો ચંદ્રાશ્વ અને કપિલાશ્વ હતા.[૧] ધુંધુમાર કુવલાશ્વનો જ્યેષ્ઠ પુત્ર દૃઢાશ્વ હતો; અને તેને હર્યશ્વ નામનો પુત્ર હતો. હર્યશ્વનો પુત્ર નિકુંભ હતો. તે સદા ક્ષત્રિય ધર્મમાં તત્પર હતો.[૨] નિકુંભને રણક્ષેત્રની કળામાં પાવરધો સંહતાશ્વ નામનો પુત્ર હતો, અને, હે રાજા! તેને અકૃશાશ્વ અને કૃશાશ્વ નામના બે પુત્રો તથા હૈમવતી નામની એક કન્યા હતી. સજ્જનોની માતા તરીકે પૂજાતી હૈમવતી ત્રણ લોકમાં દૃષદ્વતીના નામે સુવિખ્યાત હતી; આ હૈમવતીને પ્રસેનજિત્ નામનો પુત્ર થયો.[૩-૪] પ્રસેનજિત્ ગૌરી નામની પતિવ્રતા પત્નીને પરણ્યો હતો. પરંતુ તે સ્ત્રી પતિના શાપથી બાહુદા નામની નદી થઈ ગઈ.[૫] એ ગૌરીને યુવનાશ્વ નામનો પુત્ર હતો. તે મહાન્ મહીપતિ હતો. યુવનાશ્વને ત્રણે લોકને જિતનારો માંધાતા નામનો પુત્ર હતો.[૬] શશબિન્દુની પુત્રી ચૈત્રરથી માંધાતાની પત્ની થતી હતી. તે બિન્દુ-

મતીના અપર નામથી ઓળખાતી હતી. રૂપમાં એ સાધ્વીની બરોબરી કરી શકે એવી કોઇપણ સ્ત્રી જગતમાં ન હતી.[૭] તે પતિવ્રતા હતી, અને દશ હજાર ભાઇઓમાં સૌથી મોટી હતી. હે જનમેજય રાજન્! એ બિન્દુમતીથી માંધાતાએ બે પુત્રો ઉત્પન્ન કર્યા.[૮] ધર્મને જાણનાર પુરુકુત્સ અને ધર્મિષ્ઠ મુચકુંદ એ તેમનાં નામ હતાં. પુરુકુત્સને ત્રસદસ્યુ નામનો પુત્ર હતો. તે મહીપતિ હતો.[૯] ત્રસદસ્યુએ નર્મદાથી સંભૂત નામના પુત્ર ઉત્પન્ન કર્યો. સંભૂતને રાજા સુધન્વા નામનો દાયાદ પુત્ર હતો.*[૧૦] સુધન્વાને દુશ્મનને હણનાર ત્રિધન્વા નામનો પુત્ર હતો. ત્રિધન્વા રાજાને ત્રય્યારુણ નામનો પુત્ર હતો. તે વિદ્વાન્ પણ હતો.[૧૧] ત્રય્યારુણને સત્યવ્રત નામના એક મહા બળવાન્ કુમાર હતો. તે અતિશય દુર્બુદ્ધિવાળો હતો. સત્યવ્રતે પાણિગ્રહણ સમયના મંત્રોમાં ઉપદેશેલી ગૃહસ્થ ધર્મમાં જોડાવાની ભાવનાઓ સફળ થવામાં અનેક વિઘ્નો† નાંખ્યાં.[૧૨] સત્યવ્રતે અન્ય નગરવાસીની વિવાહિત ભાર્યાનું (તેની લગ્નવિધિની સપ્તપદીની‡ ક્રિયા પૂરી થતાં પહેલાં) હરણ કર્યું. વળી તે બાલિશતાથી, કામવાસનાથી, મોહથી, વિષયાનંદની ઘેલછાથી તેમજ ઉદ્ધતાઇથી પ્રેરાઇને કોઈ નગરવાસીની કન્યાને ઉપાડી ગયો. આવાં અધર્મ કૃત્યોની મૂર્તિ જેવા પુત્રરૂપ કાંટાથી ભેદાયલા હૃદયવાળા ત્રય્યારુણ રાજાએ ક્રોધે ભરાઇને સત્યવ્રતનો ત્યાગ કર્યો, અને તેનો, "હે અપધ્વંસ!" "હે કુલનો વિનાશ કરનાર!" આદિ સંબોધનોથી બહુ બહુ રીતે તિરસ્કાર કર્યો. પિતાએ આ પ્રમાણે, પોતાનો ત્યાગ કર્યો ત્યારે, "હું કયાં જાઉં?" "હું કયાં જાઉં?" એવો પ્રશ્ન સત્યવ્રતે વારંવાર પોતાના પિતા ત્રય્યારુણને કરવા માંડ્યો.[૧૩-૧૫] એટલે ત્રય્યારુણે તેને સામો ઉત્તર આપ્યો કે, 'હે દુષ્ટ! તું ચાંડાલોમાં નિવાસ કર. હે કુલને કલંક લગાડનારા! આજથી હું તારા જેવા પુત્રથી મને પુત્રવાળો માનતો જ નથી, તેમ મારે તારી ગરજ પણ નથી.'[૧૬] પિતાનાં આવાં તિરસ્કારનાં વચનો સાંભળી તેની આજ્ઞા માન્ય કરી સત્યવ્રત નગર બહાર નીકળ્યો. તેના કુલગુરુ ભગવાન્ વસિષ્ઠ ઋષિએ પણ તેને તેમ કરતાં વાર્યોયે નહિ[૧૭]§

હે તાત જનમેજય! પિતાથી ત્યજાયલો તે ધીર પુત્ર સત્યવ્રત ચાંડાલોના આવાસ સમીપ રહેવા લાગ્યો. તે પછી તેનો પિતા ત્રય્યારુણ વનવાસ કરવા અરણ્યમાં સીધાવ્યો.[૧૮] પછી, હે રાજેન્દ્ર! સત્યવ્રતના આવાં અધર્મ કૃત્યોથી તેના રાજ્યપ્રદેશમાં પાકશાસન-ઇંદ્રે લાગલાગટ બાર વર્ષ લગી બિલકુલ વર્ષાદ વરસાવ્યો જ નહિ.[૧૯]

એ જ સમયમાં પોતાની સ્ત્રીને સત્યવ્રતના રાજ્યપ્રદેશમાં મૂકીને, મહાતપસ્વી વિશ્વામિત્ર પણ સાગર સમીપ વિપુલ તપ આચરવા ગયા હતા.[૨૦] વર્ષાદના અભાવે દુકાળની પીડાથી વિશ્વામિત્રની સ્ત્રી પોતાના સો પુત્રોનું પાલનપોષણ કરી શકતી ન હતી. તેથી બાકીના નવ્વાણું પુત્રોનું પાલન થઈ શકે તે માટે, એક વચેટ પુત્રને ગળે દોરડી બાંધીને સો ગાયોના મૂલ્ય પેટે તેને વેચવા તે નીકળી.[૨૧] હે ભારત! ગળે દોરડી બાંધીને, પશુપેરે વેચાવા આવેલા, મહર્ષિ વિશ્વામિત્રના એ પુત્રને, ત્રય્યારુણ રાજાના પુત્ર, દયાશીલ મહાબાહુ સત્યવ્રતે, ઋષિ વિશ્વામિત્રને સંતોષવા ખાતર જ તથા તેમની દયા-કૃપા મેળવવા સારુ છૂટો કર્યો, અને પોતે વિશ્વામિત્રના કુટુંબનું ભરણપોષણ કરવા લાગ્યો.[૨૨-૨૩] વિશ્વામિત્રનો એ મહાતપસ્વી વચેટ પુત્ર ગળાના બંધનને લીધે ગાલવ મુનિના નામથી પ્રસિદ્ધ થયો, અને, હે તાત! એ વીર ગાલવે મહર્ષિ કૌશિક વિશ્વામિત્રને પુત્રઋણના બંધનથી મુક્ત કર્યા.[૨૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे 'सत्यव्रत अने गालवनी कथा' ए नामनो अध्याय १२ मो समाप्त

## અધ્યાય ૧૩ મો

### ત્રિશંકુ ચરિત્ર

वैशंपायन उवाच—

सत्यव्रतस्तुभक्त्या च कृपया च प्रतिज्ञया ।
विश्वामित्रकलत्रं तद्बभार विनये स्थितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ-પછી, હે જનમેજય! મહર્ષિ વિશ્વામિત્ર પ્રતિની ભક્તિથી, તેમના અનાથ કુટુંબ પ્રતિની દયાથી, તથા વસિષ્ઠનું શિષ્યપણું ત્યજવાની

---

* કાશીની પુરાણી પ્રતમાં નીચેના ત્રણ શ્લોક વધારે છેઃ- સુધન્વાને વિષ્ણુવૃદ્ધ નામનો પુત્ર હતો અને તેના પુત્રાદિ વિષ્ણુવૃદ્ધની સંજ્ઞાથી ઓળખાતા હતા. તેઓ આંગિરસના પક્ષમાં ભળ્યા, અને તેમનાથી ક્ષત્રપ જાતિના ક્ષત્રિયો થયા. સંભૂતને બીજો મહાયશસ્વી અનરણ્ય નામનો પુત્ર હતો. પૂર્વે રાવણે ત્રણે લોક જિત્યા ત્યારે તેણે અનરણ્યને હણ્યો હતો. આ અનરણ્યને દૃષદશ્વ નામનો પુત્ર હતો. તેનો પુત્ર હર્યશ્વ હતો. હર્યશ્વે દૃષદ્વતીથી વસુમના નામના પુત્રને ઉત્પન્ન કર્યો. તેનો પુત્ર રાજા ત્રિધન્વા હતો.

† 'नावेहि संभवावहै सहरेतो दधावहै पुंसे पुत्राय वेत्तवै' ઇત્યાદિ મંત્રની ભાવના. ‡ 'सखा सप्तपदी भव' એ અંતિમ મંત્રને અંતે કન્યા વાસ્તવિક પત્ની થાય છે; અને પછીથી જ, તે પત્નીધર્મ પાળવાને બંધાયલી છે.

§ વસિષ્ઠે ત્ર્યય્યારુણને વાર્યો નહીં, એમ અહીં કહેવાનો ખાસ ઉદ્દેશ છે. આગળના અધ્યાયમાં આ વચનનું પ્રયોજન જણાવેલું છે. વસિષ્ઠ સાથે સત્યવ્રતને શત્રુત્વ બંધાયું હતું તેનું મૂળ આ જ હતું.

દૃઢ પ્રતિજ્ઞાથી સત્યવ્રત વિનયપૂર્વક વિશ્વામિત્રના કુટુંબનું ભરણપોષણ કરવા લાગ્યો.[૧] તેમના નિર્વાહ અર્થે સત્યવ્રત હરણ, ડુક્કર, પાડા આદિ વનચર પ્રાણીઓનો શિકાર કરીને તેમનું માંસ વિશ્વામિત્રના આશ્રમ સમીપનાં વૃક્ષો ઉપર નિત્ય નિત્ય ટીંગાડતો હતો.[૨] (ત્રય્યારુણ) રાજા વનમાં સીધાવ્યા પછી પિતાની આજ્ઞાનું પાલન કરીને સત્યવ્રત નગર બહાર રહેતો હતો. ત્યાં તેણે બાર વર્ષ પર્યંત ઉપાંશુ* વ્રત આચરવાની દીક્ષા લીધી.[૩] સત્યવ્રતના પિતા ત્રય્યારુણ વનમાં ગયા ત્યારે વસિષ્ઠ મુનિ, તેના કુલના પૂજ્ય તેમ જ ઉપાધ્યાય હોવાને લીધે, તેના અયોધ્યાના રાજ્યનું અને અંતઃપુરનું સર્વ પ્રકારે રક્ષણ કરતા હતા.[૪] તેમ છતાં છોકરાથી અથવા તો જે અવશ્યભાવી બનવાનું હતું, તેની પ્રેરણાના બળથી સત્યવ્રત વસિષ્ઠ ઋષિ પ્રતિ અધિક અને અધિક ક્રોધે ભરાતો હતો.[૫]

હે તાત જનમેજય! જ્યારે પોતાના પુત્ર સત્યવ્રતને ત્રય્યારુણ રાજાએ તેનાં અધર્મ કૃત્યોથી કંટાળી રાજ્યમાંથી બહાર કાઢી મૂક્યો, ત્યારે કોઈ અદૃષ્ટ કારણથી† વસિષ્ઠે તેને તેમ કરતાં વાર્યો હતો નહિ.[૬] અધર્મ કૃત્ય પોતે કર્યાં ત્યારે, 'લગ્નક્રિયામાં સાતમે પગલે સમાપ્ત થતી પાણિગ્રહણની વિધિ તોડાવ્યાનું પ્રાયશ્ચિત્ત બાર વર્ષની ઉપાંશુવ્રતની દીક્ષાથી પૂરું થાય છે,' એ રહસ્ય સત્યવ્રત જાણતો ન હતો.[૭] એટલે, 'વસિષ્ઠ મારાં અધર્મ કૃત્યોનું પ્રાયશ્ચિત્ત શું છે તે જાણે છે, છતાં પણ તેઓએ એવા પ્રાયશ્ચિત્તનું સૂચન કર્યું નથી એટલું જ નહીં પણ પિતાના ત્યાગથી મારું કાંઇ રક્ષણ જાણી જોઇને કર્યું નથી,' એમ તેને લાગ્યું; અને આ કારણે, હે ભારત! સત્યવ્રત તે દિવસથી જ મનમાં વસિષ્ઠ પ્રતિ રોષે અને દ્વેષે ભરાયો હતો.[૮] વાસ્તવિક રીતે ઉપાંશુ વ્રત આચરનારે પોતાની જ બુદ્ધિથી એ વ્રતની દીક્ષા લેવી જોઇએ, એ નિયમ ભગવાન્ વસિષ્ઠ જાણતા હતા, તેથી તેનાં કલ્યાણ માટે જ તેણે આ પ્રસંગ આપોઆપ થવા દીધો હતો, પરંતુ સત્યવ્રત વસિષ્ઠનો એવો ગૂઢ હેતુ સમજી શક્યો ન હતો.[૯] તેના મહાત્મા પિતાને પુત્રના પાપકર્મથી સંતોષ થયો ન હતો, એ કારણને લીધે ઇંદ્ર બાર વર્ષ લગી લાગલાગટ તેના રાજ્યમાં વર્ષાદ વરસાવ્યો ન હતો.[૧૦] 'પૃથ્વી ઉપર ઘણી જ મુશ્કેલીથી પાળી શકાય એવી દીક્ષાનું પાલન કરવાથી તેનું કુલ પાપથી મુક્ત થશે' અને સત્યવ્રત પણ વનમાં જઇને, 'આવી દીક્ષા લેશે, એ ભાવી પોતે જાણતા હોવાથી, હે તાત જનમેજય! ભગવાન્ વસિષ્ઠે તેના પિતાને તેનો ત્યાગ કરતાં અટકાવ્યો ન હતો. વળી અગત્ય જણાતાં તેના પુત્રને હું સત્વર રાજ્યાભિષેક કરીશ, એવો પણ સંકલ્પ વસિષ્ઠ મુનિને હતો.[૧૧-૧૨]

હે રાજા જનમેજય! આણી તરફ દુર્ઘટ ઉપાંશુ વ્રત બલવાન્ સત્યવ્રત આચરતો હતો, તેવામાં એક દિવસ તેને જોઇતું માંસ બિલકુલ મળ્યું નહિ, અને એવામાં મહાત્મા વસિષ્ઠની, સર્વ કામનાને પરિપૂર્ણ કરનારી, કામદુઘા ગાય અચાનક જ તેની નજરે ચઢી ગઈ.[૧૩-૧૪] એટલે, હે જનમેજય! ક્ષુધા, ક્રોધ, મોહ, શ્રમ આદિ દશ આવેશોને‡ વશ થયેલા તથા તેથી પીડાતા સત્યવ્રત રાજાએ એ કામદુઘા ગાયને તત્કાલ મારી નાંખી, અને તેના માંસનું પોતે તથા વિશ્વામિત્રનાં છોકરાંઓએ ભક્ષણ કર્યું. આ વાત સાંભળીને ભગવાન્ મુનિ વસિષ્ઠ પણ રાજપુત્ર સત્યવ્રતના ઉપર અતિશય ક્રોધે ભરાયા અને ક્રોધના આવેશમાં ને આવેશમાં તેમણે તેને નીચે પ્રમાણે શ્રાપ આપ્યો:-[૧૫-૧૬]

વસિષ્ઠે શ્રાપ આપ્યો કે:-હે ઘાતકી સત્યવ્રત! જો તેં પિતાનો અસંતોષ અને ગુરુની ગાયનો વધ, એવા બે પ્રકારના શંકુઓ-દોષો કર્યા ન હોત, તો હું તારા ગાયના વધરૂપી આ ત્રીજા પાપનું શંકુ તારા ઉપર ન નાંખત; પણ તેં બે શંકુ-દોષો તો ક્યારનાયે કીધા છે, ઉપરાંત તેં દુષ્ટ યોગથી પ્રેરાઈ, પ્રોક્ષણ કર્યા વિના, દેવપિતૃને સમર્પવાના સંસ્કાર પણ કર્યા વિના, ગાયનું માંસ ખાધું અને અન્યને ખવરાવ્યું પણ ખરું, અને એ રીતે તેં ત્રીજો શંકુ-અપરાધ કર્યો. આમ ત્રણ પ્રકારે તેં ધર્મનું ઉલ્લંઘન કર્યું છે, તેથી, હે ક્રૂર! હું નિઃસંશય તારા ઉપર આ કૃત્યનું એક વધુ શંકુ-આણ ફેંકું છું.[૧૭-૧૮]

---

* परेषां अविदितनियमम् અન્યને પોતાના વ્રતનિયમની ખબર પડે નહિ એવું વ્રત. આ વ્રતના નિયમની જેમ અન્યને ખબર પડવી નહીં જોઇએ, તેમ તે કરવાની સૂચના અન્ય કોઇથી થવી પણ નહીં જોઇએ. માત્ર વ્રતીને તેની સ્વાયંભૂ વૃત્તિ થવી જોઇએ.

† આ પાપકર્મનું તેણે અમુક સમય સુધી પ્રાયશ્ચિત્ત કરવું જ જોઇએ, અને એ પ્રાયશ્ચિત્ત ઉપાંશુ વ્રતથી જ થઈ શકશે, કે જે વ્રતસિદ્ધિ, જો અન્ય તે કરવાની સૂચના કરે તો, ન થાય, માટે આપોઆપ જ તેની સ્ફુરણા થવા દેવી, એ આશય વસિષ્ઠનો હતો; વળી તેઓ આ પાપકર્મના પરિણામે શું ભાવી હતું, તે જાણતા હતા, એટલે એ ભાવીને નહિ અટકાવવાની ઇચ્છાથી તેઓ મુંગા રહ્યા હતા.

‡ એ દશ ધર્મો-આવેશો આ છે:-

मत्तः प्रमत्त उन्मत्तः श्रान्तः क्रुद्धो बुभुक्षितः।
त्वरमाणश्च भीरुश्च लुब्धः कामी च ते दश ॥

મોહને વશ થવું, કર્તવ્યઅકર્તવ્ય વિસરી જવું, એક જ ધૂન ભરાવી, થાકી જવું, ક્રોધે ભરાવું, ક્ષુધાથી પીડાવું, અતિ ઉતાવળિયા થવું, ભયભીત થવું, લોભી બનવું, અને કામેચ્છામાં જ તત્પર રહેવું, એ દશ આવેશો છે.

વૈશંપાયન બોલ્યાઃ-હે જનમેજય! મહા તપસ્વી વસિષ્ઠે તેના આ પ્રકારના ત્રણ દોષો-શંકુ જોઈને તેને, ત્રિશંકુ એવું નામ આપ્યું, અને તે જગતમાં ત્રિશંકુના નામથી ઓળખાયો.[૧૯] કેટલેક સમયે મુનિ વિશ્વામિત્ર તપશ્ચર્યા કરીને પાછા ફર્યા, ત્યારે તેમના જાણવામાં આવ્યું કે, ત્રિશંકુએ સંકટના સમયે તેમના કુટુંબનું ભરણપોષણ કર્યું હતું. આથી તેઓ તેના ઉપર પ્રસન્ન થયા અને તેને વરદાન આપવાને તત્પર થયા.[૨૦] આ પ્રમાણે મળતા વરદાનથી હર્ષમાં આવી જઈને રાજપુત્ર ત્રિશંકુએ વિશ્વામિત્રમુનિની પાસે એવી યાચના કરી કે, 'હું સદેહે સ્વર્ગે સીધાવી શકું, એવું વરદાન મને આપો.'[૨૧]

પછી બાર વર્ષની અનાવૃષ્ટિનો ભય વીતી ગયો, એટલે મુનિ વિશ્વામિત્રે તેને તેના પિતાના રાજ્યપાટનો રાજ્યાભિષેક કર્યો, અને તેઓએ જ તેના ઉપાધ્યાય થઈ યજ્ઞયાગાદિ પણ કરાવ્યા.[૨૨] પછી સત્યવ્રતના આયુષ્યનો કાલાવધિ પૂર્ણ થતાં વિશ્વામિત્ર પંડે તપોબળથી શક્તિમાન્ હતા તેથી, દેવતાઓ તેમ જ વસિષ્ઠ જોતા રહ્યા અને તેમણે, તેને સ્વદેહે સ્વર્ગે પણ મોકલાવી આપ્યો.[૨૩]

સત્યવ્રતને કૈકય વંશમાં જન્મેલી સત્યરથા નામની પત્ની હતી. તેણે હરિશ્ચંદ્ર નામના નિષ્પાપ પુત્રને જન્મ આપ્યો.[૨૪] રાજા હરિશ્ચંદ્ર ત્રૈશંકવના નામથી સુપ્રસિદ્ધ થયો. તે રાજસૂય યજ્ઞાદિ કરીને પ્રખ્યાત ચક્રવર્તી રાજાની કીર્તિ પામ્યો.[૨૫] હરિશ્ચંદ્રને રોહિત નામનો બળવાન્ પુત્ર હતો. તેણે રાજ્યસિદ્ધિને માટે રોહિતપુર નામનું નગર વસાવ્યું.[૨૬] પ્રજાનું પાલનપોષણ કરતાં, કેટલોક કાળ રાજ્ય ચલાવતાં, રાજર્ષિ રોહિત આ સંસારની અસારતા સમજ્યો, એટલે તેણે પોતાની રોહિતપુરી બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દીધી.[૨૭] રાજા રોહિતને હરિત નામનો પુત્ર હતો. હરિતના પુત્રનું નામ ચંચુ હતું. ચંચુને વિજય અને સુદેવ નામના બે પુત્રો હતા.[૨૮] તેમાં વિજય સર્વ ક્ષત્રિયોના વિજેતા તરીકે સુવિખ્યાત થયો. રાજા વિજયને ધર્મ અને અર્થશાસ્ત્રોમાં પારંગત એવો રુરુક નામનો પુત્ર હતો.[૨૯] રુરુકને વૃક નામનો પુત્ર હતો.

વૃકથી બાહુ ઉત્પન્ન થયો. હે તાત જનમેજય! ધર્મપ્રધાન સત્યયુગમાં પણ રાજા બાહુ લવલેશ ધાર્મિક હતો નહીં તેથી, હૈહયો અને તાલજંઘાના નામથી ઓળખાતા ક્ષત્રિયોએ શક, યવન, કાંબોજ, પારદ, અને પહ્લવની સહાયતા લઈ તેને રાજ્યમાંથી હાંકી કાઢ્યો, અને પોતે જ તેનું રાજ્ય પચાવી પડ્યા.[૩૦-૩૧] બાહુ રાજાને ગર-વિષમય અંશો સાથે સગર નામનો પુત્ર જન્મ્યો હતો. પરંતુ તે ગર્ભમાં હતો ત્યારે જ તેની માતા ઔર્વ ઋષિના આશ્રમમાં આશ્રય અર્થે ગઈ હતી, તેથી ભાર્ગવ મુનિએ તેનું અને તેના ગર્ભનું વિષથી સર્વ પ્રકારે રક્ષણ કર્યું હતું.[૩૨] પછી સગર રાજા તેમના આશ્રમમાં જ ઉછર્યો, અને તેમની પાસેથી આગ્નેયાસ્ત્ર પ્રાપ્ત કર્યું. પછી તેણે સામર્થ્ય આવતાં તાલજંઘ, હૈહયો, શક, પારદ અને પહ્લવ ક્ષત્રિયોને હણીને, પોતાની પૃથ્વી પાછી જિતી લીધી; તથા, હે કુરુઓમાં શ્રેષ્ઠ જનમેજય! ધર્મને જાણનારા એ અજિત રાજા સગરે તે સર્વ ક્ષત્રિયોને પોતાનો ક્ષત્રિયધર્મ-યુદ્ધ કરવાનો ધર્મ ત્યજી દેવાની ફરજ પાડી.[૩૩-૩૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे 'त्रिशंकुचरित्र' ए नामनो अध्याय १३ मो समाप्त.

---

## અધ્યાય ૧૪ મો

### સગરની ઉત્પત્તિનું વર્ણન

जनमेजय उवाच—

कथं स सगरो जातो गरेणैव सहाच्युतः ।
किमर्थं च शकानां स क्षत्रियाणां महौजसाम् ॥१॥

જનમેજયે પ્રશ્ન કર્યોઃ-હે વૈશંપાયન! સગર રાજા શાથી બાહુને ત્યાં વિષના અંશ સાથે જન્મ્યો હતો, અને શા માટે એ અજિત શક્તિવાળો રાજા ધર્મિષ્ઠ હોવા છતાં તેણે ક્રોધે ભરાઈને, શક આદિ મહા તેજસ્વી ક્ષત્રિયોને તેમનો પોતપોતાનો કુલોચિત ક્ષત્રિય ધર્મ છોડી દેવાની ફરજ પાડી? હે તપોધન વૈશંપાયન! એ સર્વ વૃત્તાંત મને સવિસ્તર કહો.[૧-૨]

વૈશંપાયન બોલ્યાઃ-હે તાત જનમેજય! જ્યારે બાહુ રાજા વ્યસની થઈ ગયો ત્યારે, હે પૃથ્વીપતિ! હૈહયો, તાલજંઘો અને શક લોકોએ એકઠા મળીને તેનું રાજ્ય ખુંચવી લીધું હતું, અને હૈહયોને સહાય કરવા અર્થે યવન, પારદ, કાંબોજ, પહ્લવ અને ખસ (શક) એ પાંચ મ્લેચ્છ જાતિઓ તેનું રાજ્ય હરી લેવામાં સામેલ થઈ હતી, અને તેમણે પોતપોતાનું પરાક્રમ દાખવ્યું હતું.[૩-૪] આ પાસ પોતાનું રાજ્ય હરી લેવાયાથી બાહુ રાજા વનમાં સ્ત્રી સાથે સીધાર્યો. વનમાં દુઃખો ભોગવતાં તેણે પોતાના પ્રાણનો ત્યાગ કર્યો.[૫] યાદવકુળમાં જન્મેલી તેની સગર્ભા પત્ની યાદવી પણ તેની પાછળ વનમાં સીધારી હતી. તેને વનમાં જતાં પહેલાં તેની શોકે દ્વેષથી વિષ આપ્યું હતું, એમ કહેવાય છે.[૬] હે જનમેજય! પતિ મરી જતાં તે સ્ત્રી વનમાં ચિતા ખડકી બળી મરવાને તેના ઉપર ચઢી; પરંતુ, હે તાત! ઉર્વ મુનિના પુત્ર ભાર્ગવે તેના ઉપર કરુણા આવવાથી તેને ગર્ભ સાથે બળી

મરતાં આગ્રહપૂર્વક અટકાવી.[૭] પછી ભૃગુના આશ્રમમાં તેમના રક્ષણથી એ સ્ત્રીએ વિષના અંશવાળા અજિત અને મહાબાહુ સગર નામના સજીવ રાજપુત્રને જન્મ આપ્યો.[૮] પછી મહાત્મા ભાર્ગવે તેના જાતકર્માદિ સંસ્કારો કર્યા અને વેદ તથા ધર્મશાસ્ત્રો પણ ભણાવ્યાં. વળી દેવતાઓ પણ મહાકષ્ટથી સહી શકે, એવું મહાઘોર આગ્નેય અસ્ત્ર પણ તેમણે તેને સિદ્ધ કરાવ્યું.

પછી સમય આવતાં સૈન્યસહિત કુચ કરીને રાજા સગરે, આ આગ્નેય અસ્ત્રના પ્રભાવથી રુદ્ર જેમ પશુઓનો સંહાર કરે છે તેમ, ક્રોધે ભરાઈને હૈહયોનું નિકંદન વાળ્યું; અને કીર્તિમાનોમાં શ્રેષ્ઠ એવા એ રાજાએ ત્રણે લોકમાં મહાન્ કીર્તિ મેળવી.[૯-૧૧] પછીથી તે યવનો સાથે શક, કાંબોજ, પારદ ને પહ્લવોને નિર્મૂળ કરવાને સર્વ પ્રકારે તત્પર થયો.[૧૨] જ્યારે મહાત્મા વીર સગરથી આ પ્રમાણે પોતાનો સંહાર થતો જણાયો ત્યારે, તે સર્વે ક્ષત્રિયો રક્ષણ અર્થે વિચક્ષણ વસિષ્ઠ મુનિને શરણે ગયા, અને તેમને પગે પડ્યા.[૧૩] એટલે શરણે આવેલાઓનું રક્ષણ કરવું જ જોઈએ, એવી શિષ્ટ ધર્મમર્યાદાનું પાલન કરવાની બુદ્ધિથી મહાતેજસ્વી વસિષ્ઠે શક, કામ્બોજાદિનો વધ કરતાં સગર રાજાને અટકાવ્યો, અને તેમને અભયદાન અપાવ્યું.[૧૪] પછી તેમને નહીં મારવાની ગુરુની આજ્ઞા અને તેમને મારવાની પોતાની પ્રતિજ્ઞા, એ બે ધર્મસંકટ સંભાળવા અર્થે સગરે મધ્યમ માર્ગ યોજ્યો. તેણે ગુરુનાં વચનને માન આપીને એ સર્વ ક્ષત્રિયોને જીવતા તો મૂકયા, પરંતુ તેમને પોતાનો ક્ષત્રિય કુલધર્મ છોડી દેવાની અને અન્ય વેષ તેમજ જીવનવૃત્તિ ધારણ કરવાની ફરજ પાડી.[૧૫] તેણે શક લોકોને તેમના અર્ધા માથાનું મુંડન કરાવીને વિદાય કર્યા, તથા યવનો અને કાંબોજોના આખા માથાનું મુંડન કરાવ્યું.[૧૬] તેણે પારદોને છૂટા વાળ રાખવાની અને પહ્લવોને દાઢી મુંછો વધારવાની ફરજ પાડી. વળી મહાત્મા સગરે તે સર્વને વેદશાસ્ત્રનો અભ્યાસ કરવાની અને વષટ્કાર સહિત અગ્નિને આહૂતિ આપવાની મના કરી.[૧૭] હે પૃથ્વીપતિ જનમેજય! હે તાત! શક, યવન, કાંબોજ, પારદ, કોલિસર્પ, મહિષ, દાળ, ચૌલ, કેરલ આદિ સર્વે ક્ષત્રિય લોકો હતા. પરંતુ, હે જનમેજય રાજન્! મહાત્મા સગરે વસિષ્ઠ ઋષિના વચનને માન આપીને તેમને જીવતા તો રાખ્યા, પરંતુ ક્ષત્રિયધર્મથી વિમુખ કર્યા.[૧૮-૧૯]

પછી ખસ, તુષાર, ચૌલ, મદ્ર, કિષ્કિંધા, કૌંતલ, વંગ, સાલ્વ, કોંકણક આદિ લોકોના દેશોવાળી પૃથ્વી ધર્મવિજયથી સગર રાજાએ જિતી, અને અશ્વમેધ યજ્ઞની દીક્ષા લીધી. પછી દીક્ષાના નિર્વાહ અર્થે અશ્વને દેશવિદેશમાં ફરવાને છૂટો મૂકી દીધો.[૨૦-૨૧] પોતે પણ એ અશ્વની પાછળપાછળ ફરવા લાગ્યો. ફરતોફરતો તે ઘોડો અગ્નિ ખૂણામાં આવેલા સમુદ્રના રેતીવાળા કીનારાની સમીપ ચોરાયો. આ સ્થળેજ અશ્વે એકદમ પૃથ્વીમાં પ્રવેશ કર્યો,[૨૨] એટલે સગર રાજાએ પોતાના પુત્રો પાસે એ પ્રદેશને ખોદાવરાવ્યો. મહા સમુદ્ર જેટલો વિશાળ અને ઊંડો પ્રદેશ ખોદતાંખોદતાં તે સર્વે, જે સ્થળે આદિપુરુષ, પ્રજાપતિ, હરિ, કૃષ્ણ, વિષ્ણુ, પુરુષોત્તમ ભગવાન્ કપિલમુનિના સ્વરૂપમાં સુતેલા હતા, તે સ્થળે આવી પહોંચ્યા.[૨૩-૨૪] હે મહારાજ જનમેજય! વિષ્ણુ ભગવાન્ તેમના ખોદવાના ખટાટોપથી જાગી ઉઠયા, અને તેમની આંખો ઉઘડી ગઈ. એટલે તેમાંથી નીકળેલા તેજથી સગરના ચાર સિવાય બધા પુત્રો બળીને ભસ્મ થઈ ગયા. આથી સાઠ હજાર પુત્રોમાંથી તેના ચારજ પુત્ર જીવતા રહી શકયા.[૨૫] હે રાજન્! બર્હકેતુ, સુકેતુ, ધર્મરથ અને વીર પંચજન એ ચાર પુત્રો વિષ્ણુના તેજથી બળતાં ઉગર્યા હતા. તેમાંથી શૂરવીર પંચજને સગર રાજાના વંશનો વિસ્તાર વધાર્યો.[૨૬]

પછી ભગવાન્ હરિનારાયણે સગરની સ્તુતિથી પ્રસન્ન થઈને તેને નીચે જણાવેલાં અનેક વરદાનો આપ્યાં: અક્ષય વંશ, ઇક્ષ્વાકુવંશની કદી પણ ન ભુંસાય એવી કીર્તિ, સમુદ્રનો પુત્રરૂપે જન્મ, અક્ષય સ્વર્ગવાસ, તથા તેમના આંખના તેજથી હણાયલાઓને અક્ષયલોકવાસ આદિ વરદાનો હતાં.[૨૭-૨૮] આ વરદાનોના પ્રતાપે સમુદ્ર સત્વર સગર રાજાની પાસે અર્ઘ્ય લઈને આવ્યો અને તેને પગે પડ્યો. આ કૃત્યથી સમુદ્ર સાગરના નામથી પ્રસિદ્ધ થયો.[૨૯] પછી સમુદ્ર પાસેથી અશ્વમેધયજ્ઞ માટે નિર્મિત થયલો ઘોડો સગર રાજાને પાછો મળ્યો. પછી એ મહા યશસ્વી સગર રાજાએ સો અશ્વમેધ યજ્ઞો કર્યા. તેના સાઠ હજાર છોકરાઓ વિષ્ણુના તેજથી બળી ગયા હતા, એમ અમે સાંભળ્યું છે.[૩૦]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे
'सगरोत्पत्तिवर्णन' ए नामनो अध्याय
१४ मो समाप्त.

---

## અધ્યાય ૧૫ મો.

## સગરવંશનું વર્ણન

जनमेजय उवाच.—

सगरस्यात्मजा वीराः कथं जाता महात्मनः ।
विक्रांता षष्टिसाहस्रा विधिना केन वा द्विज ॥१॥

જનમેજયે પ્રશ્ન પૂછ્યો કે:-હે દ્વિજ વૈશંપાયન! કેવી રીતે અને કઈ વિધિથી સગરના સાઠ હજાર વીર અને

પરાક્રમશીલ મહાત્મા પુત્રો ઉત્પન્ન થયા, તે સંબંધી વૃત્તાંત મને કહો.[૧]

વૈશંપાયન બોલ્યાઃ–હે જનમેજય! જેમનાં પૂર્વજન્મનાં પાપ તપના યોગથી બળી ગયાં હતાં એવી બે પત્નીઓ સગરને હતી. તેમાંની મોટી વિદર્ભ રાજાની પુત્રી કેશિનીને નામે વિખ્યાત હતી.[૨] તેની બીજી નાની સ્ત્રી પરમ ધર્મ આચરનારી હતી. તે અરિષ્ટનેમી રાજાની પુત્રી હતી. તેનું નામ ઇલિની હતું, અને તે આ પૃથ્વીમાં કેવળ રૂપની જ અપ્રતિમ મૂર્તિ હતી.[૩] હે જનાધિપ! ભૃગુકુલના ઔર્વ ઋષિએ તે બન્ને સ્ત્રીઓને જે અક્કેકું વરદાન આપ્યું હતું, તે તું સાંભળ. ઔર્વ મુનિએ તેમને કહ્યું કે, "તમારામાંની એક તપસ્વિની સ્ત્રીએ સાઠ હજાર પુત્રોની માતા થવાનું વરદાન માગવું અને બીજી તપસ્વિનીએ સગરના વંશને ટકાવનાર, માત્ર એક જ પુત્રની માતા થવાની યાચના કરવી. આમાંનું તમને જે યોગ્ય લાગે, તે પ્રત્યેક માગો." સગરની બે પત્નીઓમાં ઇલિની લોભી હતી, તેથી ઔર્વ મુનિનું વચન સાંભળી તેણે શૂરવીર સાઠ હજાર પુત્રોની માતા થવાનું વરદાન માગી લીધું,[૪–૫] અને બીજી રાજપત્ની કેશિનીએ માત્ર વંશને ટકાવનાર એક જ પુત્રની માતા થવાની ઇચ્છા દાખવી. એટલે ઔર્વ મુનિએ તે બન્નેને તેમની ઇચ્છા અનુસાર વરદાન આપ્યાં. પછી કેશિનીએ સગરથી અસમંજસ નામના પુત્રને જન્મ આપ્યો.[૬] એ મહા બળવાન્ રાજા અસમંજસ પંચજનને નામે વિખ્યાત થયો.

સગરની નાની રાજપત્ની ઇલિનીએ બીજથી ભરેલા તુંબી ફલના આકારના ગર્ભને જન્મ આપ્યો હતો, એમ અમે સાંભળ્યું છે. એ ગર્ભમાં તલ જેવડા સાઠ હજાર ગર્ભો બીજરૂપે ઉત્પન્ન થયા હતા. અનુકૂલ સમય આવતાં એ સર્વે બીજો ક્રમપુરઃસર વધવા લાગ્યાં.[૭–૮] તેમના પિતા સગરે ઘીથી ભરેલા જૂદા જૂદા સાઠ હજાર ઘડાઓમાં પ્રત્યેક ગર્ભને મૂકાવ્યો, અને તેમના પોષણને માટે દરેક ઘડા દીઠ અક્કેકી ધાત્રી રાખી. આ રીતે તેણે સાઠ હજાર ધાત્રીઓને તેમની સંભાળ નીચે સર્વે ગર્ભોને સોંપ્યા.[૯] પછી દશ માસ પૂરા થયા, એટલે તે સર્વે ગર્ભોમાંથી, સગર રાજાની પ્રીતિમાં વૃદ્ધિ કરનારા રાજપુત્રો, યોગ્ય કાલે અને યોગ્ય સમયે, ઉત્પન્ન થયા.[૧૦] આવી રીતે, હે રાજન્! હે પૃથ્વીપતિ જનમેજય! તુંબડીના આકારના ગર્ભમાંથી સગરના સાઠ હજાર પુત્રો જન્મ્યા હતા.[૧૧] ઉપર જણાવ્યું છે તેમ નારાયણની આંખના તેજથી એ સર્વે બળી ગયા. પછી સગરનો માત્ર પંચજન નામનો જે એક જ પુત્ર એ તેજથી જીવતો ઉગર્યો હતો, તે રાજા થયો*.[૧૨]

પંચજનને પરાક્રમી અંશુમાન્ નામનો પુત્ર હતો, અને તેનો પુત્ર દિલીપ ખટ્વાંગને નામે પ્રસિદ્ધ થયો.[૧૩] હે પાપરહિત જનમેજય! દિલીપે, દેવાસુર યુદ્ધમાં વિજય મેળવી, સ્વર્ગથી આ મૃત્યુ લોકમાં પાછા ફરતાં એક મુહૂર્ત માત્ર જીવન ગાળ્યું. એટલા સમયમાં તેણે પોતાની બુદ્ધિના પ્રભાવથી, ધ્યાનના બળથી, તેમ જ બ્રહ્મભાવનાવડે ત્રણે લોકનાં તત્ત્વોને જાણી લીધાં, અર્થાત્ સર્વ બ્રહ્મમય છે, એ ભાવનાનો તેણે સાક્ષાત્કાર કર્યો, અને જીવન્મુક્ત થયો.†[૧૪]

દિલીપને મહારાજા ભગીરથ નામનો પુત્ર હતો. તે જ તેના રાજ્યપાટનો અધિકારી હતો. તે શક્તિમાન્, કીર્તિમાન્, અને મહાભાગ્યવાન્ હતો, અને ઇંદ્ર સમાન મહા પરાક્રમી પણ હતો. આ ભગીરથ રાજાએ સર્વે નદીઓમાં શ્રેષ્ઠ ગંગાજીને સ્વર્ગમાંથી આ ભૂમિ ઉપર ઉતાર્યાં, અને તેમને સમુદ્રમાં લઈ ગયો તથા પોતાની પુત્રીરૂપે કરી લીધાં. આથી વંશાવલિનો વિચાર કરનારાઓ ગંગાજીને ભાગીરથી કહે છે.[૧૫–૧૬] રાજા ભગીરથને શ્રુત નામનો અતિ વિખ્યાત પુત્ર હતો. શ્રુતનો પુત્ર નાભાગ હતો. તે પરમ ધાર્મિક હતો.[૧૭] નાભાગનો પુત્ર અંબરીષ હતો. અંબરીષને સિંધુદ્વીપ નામનો એક પુત્ર હતો. સિંધુદ્વીપને અયુતાજિત્ નામનો રાજ્યાધિકારી પુત્ર હતો. અયુતાજિતને ઋતુપર્ણ નામનો પુત્ર હતો. મહા યશસ્વી ઋતુપર્ણ રાજા દિવ્ય અક્ષ(પાસા) વિદ્યાનું રહસ્ય જાણતો હતો. આ બળવાન્ રાજા નલરાજાનો પણ મિત્ર થતો હતો.[૧૮–૧૯] ઋતુપર્ણને પૃથ્વીપતિ આર્તપર્ણી નામનો પુત્ર હતો. તેનો પુત્ર સુદાસ રાજા ઇંદ્રનો મિત્ર હતો.[૨૦] સુદાસનો પુત્ર રાજા સૌદાસ, કલ્માષપાદ‡ અને મિત્રસહ (મિત્ર ઉપર ગાઢ પ્રીતિ રાખનાર) એ બે નામથી પ્રસિદ્ધ થયો.[૨૧] કલ્માષપાદનો પુત્ર

* ગયા અધ્યાયમાં સગરના માત્ર ચાર જ પુત્ર નારાયણના તેજથી ઉગર્યાનું કહેવાયું છે; પરંતુ અહીં તો માત્ર એક જ પંચજન ઉગર્યાનું અને તેણે જ સગરનો વંશ ચલાવ્યાનું કહેવાય છે. શાથી આમ સંખ્યાફેર છે તે સમજાતું નથી.

† એવી આખ્યાયિકા પ્રચલિત છે કે, દેવાસુર યુદ્ધમાં દેવોને સહાય આપવા દિલીપ સ્વર્ગે સદેહે સીધાર્યો હતો, અને ઇંદ્રની બાંધે બેસી અસુરો સામે લઢી તેણે વિજય મેળવ્યો હતો. સ્વર્ગલોકથી પાછા ફરતાં ઇંદ્રને તેણે પોતાના આયુષ્યની અવધિનો પ્રશ્ન કર્યો ત્યારે ઇંદ્રે જણાવ્યું કે, મૃત્યુલોકમાં ગયા પછી તું મુહૂર્ત માત્ર જીવીશ.

‡ કલ્માષ+પાદ=જેના પગે કાળાશ છે તે. એવી આખ્યાયિકા છે કે, એક સમયે, પોતાનો અપરાધ નથી એમ સૌદાસને લાગ્યું છતાં વસિષ્ઠે શાપ દીધો, તેથી તેમને સામો શાપ દેવા તેણે અંજલિમાં પાણી લીધું; પરંતુ તેની પત્ની આડે પડતાં, છેવટે પોતાના પગ ઉપર જ અંજલિ ઢોળી દીધી. એટલે તેના યોગથી પગ કાળા થયા, અને સૌદાસ કલ્માષપાદ કહેવાયો.

સર્વકર્માને નામે અતિ વિખ્યાત થયો. સર્વકર્માને અનરણ્ય નામનો સુપ્રસિદ્ધ પુત્ર હતો.[22] અનરણ્યને નિઘ્ન નામનો એક પુત્ર હતો. નિઘ્નને સર્વ રાજર્ષિઓમાં ઉત્તમ એવા, અનમિત્ર અને રઘુ એ બે પુત્રો હતા.[23]

અનમિત્રનો પુત્ર દુલિદુહ હતો. તે ધર્માત્મા, અને વિદ્વાન્ હતો. દુલિદુહને દિલીપ નામનો પુત્ર થયો. તે રામચંદ્રજીના પ્રપિતામહ થાય.[24] દિલીપને આજાનબાહુ (ઘુંટણ સૂધી લાંબા હાથવાળો) રઘુ નામનો પુત્ર હતો. મહા બળવાન્ રઘુ અયોધ્યાનો મહારાજા હતો.[25] રઘુથી અજ ઉત્પન્ન થયો, અને અજથી દશરથે જન્મ લીધો. દશરથથી ધર્માત્મા, મહા યશસ્વી રામચંદ્રજીનો જન્મ થયો.[26] રામને કુશ નામનો વિખ્યાત પુત્ર હતો. કુશથી અતિથિ નામનો પુત્ર ઉત્પન્ન થયો, અને તેનાથી નિષધ જન્મ્યો.[27] નિષધનો પુત્ર નળ હતો. નળને નભ નામનો એક પુત્ર હતો. નભનો પુત્ર પુંડરીક થયો અને પુંડરીકથી ક્ષેમધન્વા જન્મ્યો, એમ કહેવાય છે.[28] ક્ષેમધન્વાનો પુત્ર દેવાનીક પ્રતાપી હતો, અને દેવાનીકનો પુત્ર શક્તિમાન્ અહિનગુને નામે પ્રસિદ્ધ થયો.[29] અહિનગુને રાજા સુધન્વા નામનો શુભ ચરિત્રવાળો રાજ્યાધિકારી પુત્ર થયો, અને સુધન્વાથી અનલ રાજા ઉત્પન્ન થયો.[30] અનલનો પુત્ર ધર્માત્મા ઉકથ-(ઉત્તંક)ના નામથી વિખ્યાત હતો, અને મહાત્મા ઉકથને વજ્રનાભ નામનો પુત્ર હતો.[31] વજ્રનાભનો પુત્ર શંખ વિદ્વાન્ હતો, અને તે ધ્યુષિતાશ્વને નામે પ્રસિદ્ધ થયો. શંખને પુષ્પ નામનો વિદ્વાન્ પુત્ર હતો, અને પુષ્પને અર્થસિદ્ધિ નામનો પુત્ર હતો.[32] અર્થસિદ્ધિથી સુદર્શન અને સુદર્શનથી અગ્નિવર્ણ ઉત્પન્ન થયો. અગ્નિવર્ણને શિઘ્ર નામનો પુત્ર હતો, અને શિઘ્રનો પુત્ર મરુદ્વહ હતો.[33] એ મરુદ્વહે કલાદ્વીપમાં વસીને યોગસાધના સાધી હતી. મરુદ્વહનો પુત્ર બૃહદ્બલ અતિ વિખ્યાત હતો.[34] હે ભરતશ્રેષ્ઠ જનમેજય! પુરાણોમાં નળ નામના બે રાજા પ્રસિદ્ધ છે. તેમાંનો એક નળ વીરસેનનો પુત્ર હતો, અને બીજો નળ ઇક્ષ્વાકુ વંશમાં જન્મ્યો હતો.[35]

હે રાજન્! મેં આ રીતે પ્રધાનપણે અહીં તારી સમક્ષ ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓના જન્મ સંબંધી વૃત્તાંત કહ્યો છે. એ સર્વે રાજાઓ સૂર્યવંશી હોઇને મહાતેજસ્વી હતા.[36] પ્રજાની પુષ્ટિ કરનારા શ્રાદ્ધદેવ વિવસ્વાન્ સૂર્યના વંશનો જે કોઈ શ્રદ્ધાળુ મનુષ્ય યથાસ્થિત પાઠ કરશે તો તે પ્રજાવાળો થશે, આદિત્યલોકમાં સાયુજ્ય મુક્તિ પામશે, પાપ અને રજોગુણથી રહિત અર્થાત્ સત્વગુણ સંપન્ન થશે, અને દીર્ઘ આયુષ્ય પામશે.[37-38]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे "आदित्यवंश वर्णन" ए नामनो अध्याय १५ मो संपूर्ण

---

## અધ્યાય ૧૬ મો

## પિતૃઓ અને શ્રાદ્ધવિધિ

जनमेजय उवाचः—

कथं वै श्राद्धदेवत्वमादित्यस्य विवस्वतः ।
श्रोतुमिच्छामि विप्राग्र्य श्राद्धस्य च परं विधिम् ॥१॥

જનમેજયે પ્રશ્ન કર્યો કેઃ—હે વિપ્રોમાં અગ્રણી વૈશંપાયન! વિવસ્વાન્ આદિત્યને કેવી રીતે શ્રાદ્ધદેવ*નું પદ પ્રાપ્ત થયું તે તેમજ શ્રાદ્ધની ઉત્તમ વિધિ સાંભળવાની મારી ઇચ્છા છે.[1] પિતૃઓની આદિ–પ્રથમ ઉત્પત્તિ કેવી રીતે થઈ? પિતૃઓની સંજ્ઞા કોને અપાઈ છે? 'પિતૃઓ સ્વર્ગમાં વસે છે, અને તેઓ દેવોનું પણ દૈવત છે' એમ વેદને જાણનારા પુરુષો કહે છે, એવું અમે બ્રાહ્મણોના મુખથી સાંભળ્યું છે, પણ તે શી રીતે? એ સર્વ સાંભળવા મારી ઇચ્છા છે.[2-3] પિતૃઓના જે ગણો કહેવાય છે, તે કોણકોણ છે? તેઓનું ઉત્કૃષ્ટ બળ (સામર્થ્ય) કેવું છે? તે જ પ્રમાણે અમે આ લોકમાં શ્રાદ્ધ સારીએ છીએ તેથી પરલોકમાં વસનારા પિતૃઓને તૃપ્તિ કેવી રીતે થાય છે?[4] તેમ એથી જે (અન્ય લોકમાં વસતા) પિતૃઓ સંતુષ્ટ થયેલા હોય છે તે (આ લોકમાં વસતા) અમારા કલ્યાણના કાર્યમાં કેવી રીતે યોજાય છે? આ સર્વ પ્રશ્નોનાં નિરાકરણ અને તે સાથે પિતૃઓની ઉત્તમ ઉત્પત્તિનું વૃત્તાંત સાંભળવાની મારી ઇચ્છા છે.[5]

વૈશંપાયન બોલ્યાઃ—હે જનમેજય! ભલે હું તને, પિતૃઓની ઉત્તમ ઉત્પત્તિ સંબંધી તથા કેવી રીતે શ્રાદ્ધવિધિ કરવાથી આપણે પિતૃઓને પ્રસન્ન કરી શકીએ, અને તેઓ પ્રસન્ન થતાં કેવી રીતે આપણું કલ્યાણ સાધી શકે, એ સંબંધી સર્વે વિગત કહીશ.[6] પૂર્વે માર્કંડેય મુનિને† ભીષ્મ પિતામહે તેં જે પ્રશ્ન પૂછ્યા છે, એવા જ પ્રકારના પ્રશ્નો પૂછ્યા હતા, અને તેમણે તેનો ભીષ્મને જે ઉત્તર આપ્યો હતો તે, અને તે પછી ભીષ્મ પિતામહ

---

* પંદરમા અધ્યાયમાં (શ્લોક ૩૭) વિવસ્વાન આદિત્યના વંશનું માહાત્મ્ય વર્ણવતાં તેને "શ્રાદ્ધદેવ"ની સંજ્ઞા વૈશમ્પાયને આપી તેથી પ્રસ્તુત પ્રશ્ન કર્યો છે. તેને અંગે શ્રાદ્ધફલનું અને પિતૃઓની ઉત્પત્તિનું વર્ણન આ તથા પછીના અધ્યાયોમાં આવેલું છે.

† આ પિતૃવિદ્યાનો પ્રશ્ન છે. એના જ્ઞાનનો સંપ્રદાય આ પ્રમાણે છેઃ—સનત્કુમારે માર્કંડેય મુનિને તે સમજાવી તથા પ્રત્યક્ષ કરાવી, અને માર્કંડેયે ભીષ્માદિને તે સમજાવી. પછી તેમની દ્વારા પરંપરાથી આ વિદ્યા આ લોકમાં પ્રસરી.

જ્યારે (મૃત્યુની વાટ જોતા) બાણશય્યા ઉપર પોઢયા હતા ત્યારે તું મને જે પ્રશ્ન અત્યારે પૂછે છે તે જ પ્રશ્ન ધર્મરાજા યુધિષ્ઠિરે તેમને પૂછયો હતો, અને ભીષ્મે તેનો જે ઉત્તર આપ્યો હતો તે, સર્વ અનુસંધાનપૂર્વક તને હું કહું છું. વળી માર્કંડેય મુનિને તેમના પ્રશ્નનો સનત્કુમારે જે કંઈ ઉત્તર આપ્યો હતો, તે પણ હું તને ક્રમસર કહું છું.[૭–૮]

યુધિષ્ઠિરે પ્રશ્ન કર્યોઃ–હે ધર્મના જ્ઞાતા, પિતામહ ભીષ્મ! જો કોઇને પુષ્ટિ મેળવવાની ઇચ્છા હોય તો તે કેવી રીતે પુષ્ટિ મેળવી શકે છે? વળી કિયાં કર્મ કરનારા લોકને તે વિષે શોચ–પસ્તાવો કરવો પડતો નથી? આ સર્વ સાંભળવાની મારી ઇચ્છા છે.[૯]

ભીષ્મે ઉત્તર આપ્યોઃ–હે યુધિષ્ઠિર! પિતૃઓનું શ્રાદ્ધ એ ઇચ્છેલા ફળને આપનારું અનુષ્ઠાન છે, તેથી એવું શ્રાદ્ધ કરનારા (શ્રાદ્ધી) જે મનુષ્ય વિશુદ્ધ થઈ અને તેની વિધિમાં એકાગ્ર થઇને, પિતૃઓને પ્રસન્ન કરે છે, તે મનુષ્ય આ લોકમાં આનંદ મહાણે છે, અને મરણ પછી પરલોકમાં પણ આનંદ ભોગવે છે.[૧૦] હે યુધિષ્ઠિર! પિતૃઓ ધર્મની ઇચ્છાવાળાને ધર્મબુદ્ધિ આપે છે, અને પ્રજાની ઇચ્છાવાળાને પ્રજા તથા પુષ્ટિની ઇચ્છાવાળાને પુષ્ટિ આપે છે.[૧૧]

એટલે યુધિષ્ઠિરે ફરી પ્રશ્ન કર્યો કેઃ–હે ભીષ્મ પિતામહ! જેવાં કર્મ મનુષ્ય કરે તેવાં ફળ તેને અવશ્ય મળે છે, એ નિયમ વિશ્વમાં સર્વ પ્રાણીઓને એક સરખો જ લાગુ પડે છે, એમ કહેવાય છે; તેથી આ શંકા મને થાય છે કે, કોઇના પિતૃઓ સ્વર્ગમાં વસતા હશે તો કોઇના પિતૃઓનો નરકમાં નિવાસ થયો હશે.[૧૨] ફળની ઇચ્છાવાળા મનુષ્યો તો સદા શ્રાદ્ધકર્મ કર્યા જ જાય છે, અને તે રીતે પિતા, પિતામહ અને પ્રપિતામહ, એ ત્રણની સંધિ કરીને નિત્યનિત્ય ત્રણ-ત્રણ પિંડનું દાન આપ્યા જ જાય છે. તો પ્રશ્ન એ છે કે, આ રીતે કરેલાં શ્રાદ્ધો (જૂદા જૂદા લોકમાં વસતા) પિતૃઓને શી રીતે પહોંચે છે? વળી જે પિતૃઓ નરકમાં વસતા હશે તેઓ, (પોતે જ નરકની યાતના ભોગવતા હોવાથી) એ લોકમાં રહ્યારહ્યા તેમના નિમિત્ત કરાયલાં શ્રાદ્ધોનું સારું ફળ (આ લોકમાં વસતા શ્રાદ્ધીઓને) આપવાને શી રીતે સમર્થ થાય છે? જો એ શ્રાદ્ધોનું ફળ તેઓ પંડે આપી શકતા ન હોય તો પછી તેનું ફળ આપનારા બીજા કોઈ પિતૃઓ છે ખરા? અને જો એવા ફળદાતા અન્ય પિતૃઓ હોય તો પછી, આ પિતૃઓમાંથી અમારે કિયા પિતૃઓનું યજન કરવું ઘટે છે?[૧૩–૧૫] વળી અમે એમ પણ સાંભળ્યું છે કે, દેવતાઓ પણ સ્વર્ગમાં પિતૃઓનું યજન કરે છે, (તો તેમના પિતૃઓ કિયા હશે)? હે મહાતેજસ્વી બુદ્ધિવાળા ભીષ્મ! એ સર્વે, પ્રશ્નોનાં નિરાકરણો વિસ્તારપૂર્વક સાંભળવાની મારી ઇચ્છા છે.[૧૬] હે પિતામહ ભીષ્મ! આપ અમિત બુદ્ધિવાળા છો, માટે પિતૃઓ નિમિત્ત આ લોકમાં કરેલાં શ્રાદ્ધો મનુષ્યને કેવી રીતે ભવનાં બંધનોમાંથી મુક્તિ આપી શકે છે, એ સંબંધી કથા મને સવિસ્તર કહેવાની કૃપા આપ કરશો.[૧૭]

ભીષ્મે ઉત્તર આપ્યોઃ–હે શત્રુને દમનાર યુધિષ્ઠિર! પિતૃઓ કોણ છે, અને આપણે જેનું પૂજન કરીએ છીએ, તે સિવાય બીજા કિયા પિતૃઓ પૂજન કરવા યોગ્ય છે? એ સંબંધી, અન્ય લોકમાં ગયેલા મારા પિતા શંતનુએ ઘણા સમય પહેલાં કહેલું વર્ણન મેં જેવી રીતે સાંભળ્યું હતું, તેવી રીતે હું તારી સમક્ષ કહી સંભળાવીશ.[૧૮] ચમત્કાર એવો થયો કે, એક સમયે મારા પિતાના શ્રાદ્ધકાલે હું જેવો તેમને (પરોક્ષ) પિંડનું દાન આપવાને તત્પર થયો કે, તરત જ તેમણે તે સ્થળની ભૂમિ ભેદીને પોતાને જ હાથે (પ્રત્યક્ષ) તે પિંડ મારી પાસેથી સ્વીકારી લેવાની માંગણી કરી.[૧૯] હાથે ધારણ કરેલાં ઘરેણાં અને કડાંવાળા તથા આંગળીઓના લાલ નખ સાથે, મેં જેવા તેમને પહેલાં (તેઓ જીવતા હતા ત્યારે) જોયા હતા તેવા જ તેઓ મને આ સમયે પણ દેખાયા.[૨૦] એટલે હું વિચારમાં પડ્યો કે, બૌદ્ધાયનાદિ કલ્પસૂત્રોમાં, ક્યાંય પણ પિતૃને પ્રત્યક્ષ પિંડ આપવાનો આવો વિધિ જોવામાં આવેલો નથી, તેથી હવે મારે શું કરવું? પછી (વિધિવિરુદ્ધ નહીં જવું એ હેતુથી) બીજા કશાનો વિચાર કર્યા વગર મેં તો તે પિંડને (તેમને સ્વહસ્તે આપવાને બદલે) દર્ભ ઉપર જ મૂકી દીધો.[૨૧] એટલે (વિધિનું પાલન થવાથી) મારા પિતાએ પ્રસન્ન થઈને મધુર વાણીથી મને કહ્યું કે, હે ભરતશ્રેષ્ઠ ભીષ્મ! હે શુદ્ધ ચરિતવાળા પુત્ર! હું તારા ઉપર આ (શાસ્ત્રવિધિને વળગી રહેવાના વર્તન)થી અતિશય પ્રસન્ન થયો છું. તારાથી હું મને ખરેખર પુત્રવાળો સમજું છું. હે પુત્ર! તારા જેવા ધર્મજ્ઞ, સુજ્ઞ અને સત્પુત્રથી હું આલોક તથા પરલોકમાં કૃતાર્થ થયો છું.[૨૨–૨૩] હે દઢતાથી વ્રત આચરનારા પુત્ર! હે પાપરહિત ભીષ્મ! ધર્મકાર્યમાં લોકોની નિષ્ઠા દઢ કરવાની તારી જિજ્ઞાસાને મેં આ રીતે જાગૃત કરી છે.[૨૪] ધર્મનું રક્ષણ કરનાર રાજાને તેના ધર્મકાર્યના ફલનો ચોથો ભાગ મળે છે, અને તેથી ઉલટું ધર્મનું રક્ષણ નહીં કરનાર મૂઢ રાજા (ધર્મના અરક્ષણરૂપી) પોતાના પાપકર્મના સંપૂર્ણ ફળનો ભાગીદાર થાય છે.[૨૫] રાજા પોતે ધર્મ સંબંધી આચારો પાળવામાં જેવું વર્તન રાખે છે, તે જ વર્તન પ્રમાણરૂપ અને અનુકરણ કરવા

યોગ્ય થાય છે, અને તેના જેવા જ વર્તાવથી પ્રજા પણ ધર્મમાં કહેલા આચારોને સેવે છે.૨૬ હે ભરતશ્રેષ્ઠ ભીષ્મ! તેં સનાતન અને વેદધર્મમાં કહેલા આચારો વિધિપુરઃસર પાળ્યા છે, તેથી મારી તારા ઉપર અતુલ પ્રીતિ થઈ છે.૨૭ તેટલા માટે હું તારા ઉપર અતિશય પ્રસન્ન થયો છું, અને પ્રીતિથી પ્રેરાઇને હું તને ત્રણે લોકમાં દુર્લભ એવું આ એક વરદાન આપું છું:–૨૮ "જ્યાંસુધી તું જીવવાની ઇચ્છા કરીશ ત્યાં સુધી મૃત્યુનું બળ તારી ઉપર કોઈ રીતે પણ ચાલી શકનાર નથી, અને માત્ર તારી પોતાની અનુજ્ઞાથી જ મૃત્યુ તારી સમીપ આવીને પોતાનું સામર્થ્ય દાખવી શકશે, અર્થાત્ તારા આત્માને પરલોકમાં લઈ જશે."૨૯ હે ભરતશ્રેષ્ઠ ભીષ્મ! આ ઉપરાંત જો બીજું કોઈ ઉત્તમ વરદાન માગવાની ઇચ્છા તારા મનમાં થતી હોય, તો તે તું વિના સંકોચે માગી લે; હું તે તને પ્રસન્નતાથી આપીશ, માટે જે કંઈ માગવું હોય તે સત્વર બોલી દે."૩૦

મારા પિતા શંતનુએ મને આ પ્રમાણે વચનો કહ્યાં, ત્યારે બે હાથ જોડી નમન કરીને તેમને કહ્યું કે, "હે પુરુષોમાં શ્રેષ્ઠ પિતા શંતનુ! તમે મારા ઉપર પ્રસન્ન થયા છો તેથી હું મને કૃતકૃત્ય માનું છું.૩૧ હે મહા તેજસ્વી પિતા! જો હું તમારા બીજા અનુગ્રહને માટે પાત્ર હોઉં, તો આપને એક પ્રશ્ન પૂછવાની મારી ઇચ્છા છે, અને આપ પોતે તેનો ઉત્તર આપશો."૩૨

એટલે મારા ધર્માત્મા પિતાએ મને કહ્યું કે, "હે ભીષ્મ! તારે જે કોઈ પ્રશ્ન પૂછવાની ઇચ્છા હોય તે તું બેલાશક પૂછ. હે ભારત! તું મને જે પ્રશ્ન પૂછીશ તે સંબંધી તારા સર્વ સંશયોને હું દૂર કરીશ."૩૩

તે પછી સારાં કૃત્યો કરનારાઓને પ્રાપ્ત થતા લોકમાં ગયલા મારા પિતા શંતનુને તેમની અંતર્હિત દશામાં જ મેં કુતૂહલથી પ્રેરાઇને આ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા:૩૪

મેં (ભીષ્મે) પ્રશ્ન પૂછ્યો:–"એમ સાંભળવામાં છે કે, પિતૃઓ દેવો છે, રે! તેઓ દેવોના પણ દેવો છે; તો મારે તમને એ પૂછવાનું કે, શું પિતૃઓ ખરેખર દેવો છે કે, તેઓથી અન્ય કોઈ દૈવી વ્યક્તિઓ છે? વળી અમારે દેવોનું, પિતૃઓનું, કે કોનું યજન કરવું?૩૫ અમે કેવી રીતે પિંડદાન આપીએ તો અન્ય લોકમાં ગયલા પિતૃઓ પ્રસન્ન થાય? તેમ, હે તાત શંતનુ! શ્રાદ્ધનું શું ફલ છે?૩૬ દેવ, મનુષ્ય, દાનવ, યક્ષ, સર્પ, મોટા નાગ, ગંધર્વ, કિન્નર આદિ લોકો કિયા પિતૃઓનું યજન–આરાધન કરે છે? આ વિષયમાં મારો સંશય લીધા છે, અને તેનું સમાધાન મેળવવાની મારી જિજ્ઞાસા પણ ઉત્કટ છે; વળી તમે સર્વજ્ઞ છો, એવી મારી માન્યતા છે, માટે, હે ધર્મજ્ઞ પિતા શંતનુ! મને આ સંબંધી સર્વ હકીકત કહો."૩૭–૩૮

ભીષ્મનાં આવાં વચન સાંભળીને તેમના પિતા શંતનુએ ઉત્તર આપ્યો કે:–હે ભારત! તેં મને જે પ્રશ્નો પૂછ્યા છે, તે સર્વનો હું તને સંક્ષેપમાં ઉત્તર આપું છું. હે નિષ્પાપ ભીષ્મ! પિતૃઓની કેવી રીતે ઉત્પત્તિ થઈ છે, તથા કેવી રીતે તેઓ શ્રાદ્ધકર્મનું ફલ શ્રાદ્ધીને આપે છે, તે સર્વ હું તને કહું છું.૩૯ વળી પિતૃઓનું શ્રાદ્ધ કરવાનું શું કારણ છે, એ સર્વ પણ તું એકચિત્તથી સાંભળ. હે તાત ભીષ્મ! પિતૃઓ આદિદેવ બ્રહ્માના પુત્રો છે. સ્વર્ગમાં દેવતાઓ પણ તેમનું યજનપૂજન કરે છે, તથા ભૂરાદિ લોકમાં વસતા યક્ષો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, કિન્નરો અને મહાનાગો પણ તેમનું યજન કરે છે અને તેમને પિંડનું દાન આપે છે.૪૦–૪૧ તેઓ શ્રાદ્ધોથી સંતોષ પામે છે, અને તેના બદલામાં તેઓ આ જગતને અને દેવ તથા ગંધર્વ આદિ લોકને તેમની ઇચ્છાઓ તૃપ્ત કરીને સંતોષ આપે છે, એવું બ્રહ્માનું વચન છે.૪૨ માટે, હે મહાભાગ્યશાલી ભીષ્મ! તું પ્રમાદનો ત્યાગ કરીને મુખ્ય કલ્પસૂત્રોમાં વિધાન કરેલા શ્રાદ્ધવિધિથી પિતૃઓનું યજન કરજે. પિતૃઓ સર્વ કામનાના ફલને આપવાવાળા હોવાથી તેઓ તારું કલ્યાણ સાધશે.૪૩ હે ભારત! નામ, ગોત્ર આદિના સંકીર્તનવડે જેમનું તું યજન કરે છે એ પિતૃઓ સ્વર્ગમાં વસે છે, છતાં પણ તેઓ મનુષ્યલોકમાં આપણી ઇચ્છાઓ તૃપ્ત કરી શકે છે.૪૪ હે ભારત! તારા પ્રશ્નના બાકીના ભાગનું સમાધાન માર્કંડેય મુનિ કરશે; કારણ કે તેઓ પિતૃભક્ત છે, અને આત્મજ્ઞાનના જાણવાવાળા છે.૪૫ તેઓ મારી ઉપર અનુગ્રહ કરવા માટે અહીં આજે મારી સાથે શ્રાદ્ધકાલે પધારેલા છે. માટે એ ભાગ્યશાલી મુનિને તું તારો પ્રશ્ન પૂછ."૪૬

આવાં વચનો બોલીને શંતનુ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे 'श्राद्धकल्पप्रसंग' नामनो अध्याय १६ मो समाप्त.

---

## અધ્યાય ૧૭ મો

## પિતૃકલ્પ વર્ણન–પિતૃઓની ઉત્પત્તિ અને શ્રાદ્ધવિધિ

भीष्म उवाच–

ततोऽहं तस्य वचनान्मार्कंडेयं समाहितः ।
प्रश्नं तमेवान्वपृच्छं यन्मे पृष्टः पुरा पिता ॥१॥

ભીષ્મ બોલ્યા:–હે યુધિષ્ઠિર! પછી તેમના વચનથી પ્રેરાઈ, એકચિત્ત થઇને જે પ્રશ્ન મેં મારા પિતાને પ્રથમ

પૂછયો હતો તે જ પ્રશ્ન મેં માર્કંડેય મુનિને પણ પૂછયો.[1] એટલે ધર્માત્મા માર્કંડેય મુનિએ મને કહ્યું કે, હે પાપ રહિત ભીષ્મ! હું તારા પ્રશ્નનું સવિસ્તર સમાધાન આ પ્રમાણે કરું છું, તે તું સાવધાન થઇને સાંભળ.[2]

માર્કંડેય બોલ્યા કેઃ-હે ભીષ્મ! પિતૃઓના પ્રસાદથી મને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થયું છે. વળી પૂર્વકાલમાં કરેલી પિતૃઓની ભક્તિથી જ આ લોકમાં મને પરમ યશ મળ્યો છે.[3] આમ પિતૃઓના પ્રસાદથી સંપન્ન થઈને, અનેક હજાર વર્ષોવાળા પુરા થયલા યુગને અંતે મેરુ પર્વત ઉપર વસી, અતિશય કષ્ટથી સાધી શકાય એવું તપ હું સાધતો હતો, એવામાં એક દિવસે પર્વતના ઉત્તર ભાગ તરફ તેજથી આકાશને અતિશય પ્રકાશિત કરતું એક મોટું વિમાન ઉતરતું મેં જોયું.[4-5] એ વિમાનની અંદર પલંગમાં જાજ્વલ્યમાન આદિત્યના તેજ સમાન તેજથી પ્રકાશતા અને જાણે એકઠો કરેલો સાક્ષાત બીજો અગ્નિ હોય નહીં એવા દીસતા, અંગુષ્ઠમાત્ર પુરુષને સુતેલો મેં જોયો. તત્કાલ મેં એ વિભુન પ્રથમ માથું નમાવી નમસ્કાર કર્યો, અન પછી સાષ્ટાંગદંડવત્ પ્રણામ પણ કર્યો.[6-7] પછી પાદ્ય તથા અર્ધ્યથી મેં એ વિમાનમાં સુતેલા વિભુની પૂજા કરી, અને એ દુર્ધર્ષ પુરુષને પૂછ્યું કે, "હે વિભુ! તમને હું શી રીતે ઓળખવાને સમર્થ થઇશ. તમે તપોબળથી ઉત્પન્ન થયલા, નારાયણના ગુણરૂપ અર્થાત્ શુદ્ધ સત્વગુણસંપન્ન છો, એટલે તમે દેવતાઓનું પણ દૈવત છો, એમ મને મારી મતિથી સમજાય છે."[8-9]

મારા આ શબ્દો સાંભળી, મારી તરફ હસતાં હસતાં એ ધર્માત્મા વિભુએ મને કહ્યું કે, "હે શુદ્ધ ચરિતવાળા માર્કંડેય! જોકે તું તપોબળથી નિર્મલ છે ખરો પરંતુ તે હજી જોઇએ તેટલું મોટું કષ્ટસાધ્ય કઠિન તપ કરેલું નથી, તેથી જ તું મને બરોબર ઓળખી શકતો નથી."[10] આમ કહેતાં કહેતાં એક ક્ષણભરમાં એ અંગુષ્ઠમાત્ર પુરુષે મેં કદી પણ નહીં જોયલું એવું અનુપમ પુરુષરૂપ ધારણ કર્યું.[11]

(એ પુરુષ તે સનત્કુમાર હતા.) સનત્કુમાર બોલ્યાઃ- "હે ભૃગુકુલના વંશજ માર્કંડેય! સર્વ શક્તિમાન્ બ્રહ્માનો હું જ્યેષ્ઠ માનસ પુત્ર છું, અને તેં કહ્યું તેમ તપોબળથી ઉત્પન્ન થયલા, નારાયણના ગુણમય, સત્વગુણમય શક્તિરૂપ છું, એમ તું જાણ.[12] હું પુરાતન કાળમાં વેદમાં પ્રસિદ્ધ થયલો સનત્કુમાર છું. હે ભૃગુપુત્ર! આવી પ્રસિદ્ધિવાળો હું તારી સમીપ આવેલો છું. તારું કલ્યાણ થાઓ. મારે તારી કઈ ઇચ્છા પૂર્ણ કરવાની છે, તે તું જણાવ.[13] બ્રહ્માના બીજા સાત માનસ પુત્રો મારાથી નાના છે. મારા એ સાત દુર્ધર્ષ ભ્રાતાઓના વંશો પ્રતિષ્ઠાને પામ્યા છે.[14] ક્રતુ, પુલહ, વસિષ્ઠ, પુલસ્ત્ય, અત્રિ, અંગિરા અને બુદ્ધિમાન્ મરિચી, એ તેમનાં નામ છે, અને દેવો તથા ગંધર્વો તેમની સેવા કરે છે. દેવ, ગંધર્વો આદિથી પૂજાતા એ પ્રજાપતિઓ આ ત્રણે લોકને ધારણ કરી રહેલા છે.[15] પરંતુ, હે મહામુનિ માર્કંડેય! પ્રજા ઉત્પન્ન કરવાના ધર્મનો તથા કામવાસનાનો ત્યાગ કરી, આત્મતત્ત્વ સાથે આત્માનો સંયોગ કરીને, મેં યતિધર્મનો અંગીકાર કર્યો છે.[16] ઉત્પત્તિસમયે જેવી કુમારાવસ્થામાં હતો તેવી જ અવસ્થામાં હું હાલ પણ છું, એમ તું જાણ. એટલા જ કારણથી મારું નામ સનત્કુમાર (સનત્=નિરંતર અને કુમાર=બાલક, બ્રહ્મચારી) પડેલું છે.[17] મારા પ્રતિના ભક્તિથી તથા મને જોવાની તારી આકાંક્ષાથી પ્રેરાઈ તેં આ અતિશય કષ્ટથી સાધી શકાય એવું તપ આચરેલું છે. તે મને હવે તારા એ તપના ફળરૂપે દીઠો છે, તો, હે માર્કંડેય! મને હવે કહે કે, મારે તારી કઈ કામના પુરી કરવાની છે?"[18]

સનત્કુમારે મને આવાં વચનો કહ્યાં, તથા પ્રસન્ન થઇને એ ભગવાને મને વર માગવાની અનુજ્ઞા આપી, એટલે, હે ભારત! હે અનઘ ભીષ્મ! મેં એ સનાતન પ્રભુને પિતૃઓની ઉત્પત્તિ તથા શ્રાદ્ધના ફલ સંબંધી પ્રશ્ન પૂછયો.[19-20] એટલે, હે ભીષ્મ! દેવાના પણ ઈશ્વર એવા સનત્કુમારે મારો એ સંશયનો ઉચ્છેદ કર્યો. પુષ્કળ વર્ષો સુધી મારી અને તેમની વચ્ચે એ વિષે સંવાદ ચાલ્યો. તે પછી અંતે એ ધર્માત્મા સનત્કુમારે મને કહ્યું કેઃ-

"હે વિપ્રર્ષિ માર્કંડેય! હું તારા પ્રશ્નોથી પ્રસન્ન થયો છું, માટે તેનું (પિતૃઓની ઉત્પત્તિથી આરંભીને) સર્વ સમાધાન તું વિગત વાર સાંભળ.[21] હે ભૃગુપુત્ર! 'દેવો મારું (બ્રહ્માર્પણપૂર્વક) યજન કરશે,' એવા હેતુથી બ્રહ્માએ તેમને પ્રથમ ઉત્પન્ન કર્યા હતા. પરંતુ એ દેવોએ તો બ્રહ્માનું ઈશ્વરાર્પણ બુદ્ધિથી યજન-આરાધન કરવાનું પડતું મુકયું અને કેવલ ફ્લની ઇચ્છાથી જ આત્મશ્રેયને અર્થે આત્મપૂજા કરવા લાગ્યા. (અર્થાત્ શરીર, ઇન્દ્રિય અને મનને તૃપ્તિ થાય એવાં કર્મ કરવા લાગ્યા અને અંતરાત્મા-બ્રહ્મને વિસારે મૂકયો.)[22] એટલે બ્રહ્માએ તેમને શાપ દીધો, તેથી એ સ્વર્ગવાસી દેવો સારાસારની બુદ્ધિ-વિવેક વિનાના મૂઢ બની ગયા; અને તેમને કંઈ પણ વસ્તુની સમજ પણ પડવા ન લાગી, અને તેના પરિણામમાં સંસારવાસી લોકો પણ મૂઢ થયા અને સંસારવ્યવહાર ચલાવતાં પણ ગુંચવાવા લાગ્યા.[23] આમ લોકવ્યવહાર પણ ચાલતો અટકયો એટલે, શાપ પામેલા દેવોએ નમ્ર ભાવે પોતાનો એ શાપ દૂર કરાવવા સારુ પિતામહ બ્રહ્માની સ્તુતિ કરી. એટલે લોકોના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી જ

બ્રહ્માએ દેવોને કહ્યું કે, 'હે દેવો! તમે પૂજ્યની પૂજા કરવાના નિયમનું ઉલ્લંઘન કર્યું છે, તેથી તમારે તેનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇશે. તેટલા માટે તમે તમારા પુત્રોના શિષ્ય થાઓ અને તેમને એ નિયમભંગનું શું પ્રાયશ્ચિત્ત તમારે આચરવું તે સંબંધી પ્રશ્ન પૂછો, અને એ રીતે તમે ફરીથી તમારા પૂર્વના જ્ઞાનની પ્રાપ્તિ કરી લો."[૨૪-૨૫] તે પછી પ્રાયશ્ચિત્ત આચરવાની ક્રિયા જાણી લેવા માટે, એ દેવોએ અતીવ દુઃખની લાગણીથી પોતાના પુત્રોને તે સંબંધી પ્રશ્ન કર્યો. પછી આત્મસંયમવાળા તેમના પુત્રોએ ધ્યાન ધરી, એવા પ્રાયશ્ચિત્તનો વિચાર કર્યો અને તેમણે કહ્યું કે,[૨૬] 'પ્રાયશ્ચિત્ત અનેક પ્રકારનાં છે. નિત્ય મન, વાણી અને કાયાથી કરાયલાં કર્મો માટે કુશલ ધર્મજ્ઞોએ પ્રાયશ્ચિત્તો કરવાનું કહેલું છે, અને તેઓ પોતે પણ નિત્ય કર્મોના ભંગનું પ્રાયશ્ચિત્ત કરે છે."[૨૭]*

તદનંતર પોતાનાં પ્રાયશ્ચિત્ત અને તેની ક્રિયાનું તત્ત્વ જાણી લઈને દેવો પુનઃ સમજશક્તિવાળા થયા, એટલે તેમના પુત્રોએ તેમને કહ્યું કે, "હે પુત્રકો! હવે તમે સુખેથી તમારે સ્થાને સીધાવો."[૨૮] બ્રહ્માનો શાપ પામેલા દેવો પોતાના પુત્રોનાં આવાં નિંદાયુક્ત વચનો સાંભળીને આશ્ચર્યચકિત જ થઈ ગયા, અને (જાણે ઉન્મત્ત હોય તેમ પોતાના પુત્રોએ પિતાઓને જ 'પુત્રક' એવા સંબોધનથી શા માટે બોલાવ્યા હશે એવો સંશય થવાથી તે) સંશય દૂર કરવા સારુ તેઓ પિતામહ બ્રહ્મા પાસે ગયા.[૨૯] બ્રહ્મા તેમના સંશયનું નિવારણ કરતાં બોલ્યા કે, "હે દેવો! તમે પોતે જ વેદમંત્રના અર્થના જાણકાર છો; જ્ઞાન આપનારો પુત્ર પિતાનો પણ પિતા છે, એ શ્રુતિનું રહસ્ય તમે જાણો છો; તેથી તેમણે તમને પુત્રક કહ્યા છે તે યોગ્ય જ છે. તેમનુ વચન અન્યથા (ખોટું) થનાર નથી.[૩૦] તમે તેમના શરીરને ઉત્પન્ન કર્યું તેથી તમે તેમના પિતા અને તેઓ તમારા પુત્ર, એ ન્યાય જેમ ખરો છે, તેમ તેમણે તમને જ્ઞાન આપ્યું, તેથી તેઓ તમારા પિતા અને તમે તેમના પુત્ર, એ ન્યાય પણ તેટલો જ યોગ્ય છે, એમાં કંઈ સંશય નથી.[૩૧] તેથી તમે અન્યોન્યના પિતા છો, તેમાં કંઈ પણ શક નથી. હે દેવો! તમે દેવો પણ છો તેમ પિતૃઓ પણ છો, એ રહસ્ય સમજો (એટલે તમને પુત્રકના સંબોધનથી અપમાન માનવા કોઈ કારણ રહેશે નહીં)."[૩૨]

હે માર્કંડેય! આ પ્રમાણે પોતાનો સંશય દૂર થયો એટલે એ દેવો પોતાના પુત્રો પાસે પાછા આવ્યા, અને તેમને કહેવા લાગ્યા કે, "હે પુત્રો! બ્રહ્માએ અમારો સંદેહ ભાગ્યો છે, અને આપણે હવે ઉદ્વેગ વિના પરસ્પર પ્રીતિ ધરાવીશું.[૩૩] તમે ધર્મજ્ઞ હોવાથી અમને જ્ઞાનનો પ્રતિબોધ કર્યો છે, તેથી તમે અમારા પિતૃઓ છો. તમારી શી ઇચ્છા છે? તમારે કિયું વરદાન જોઈએ છીએ? તે તમે કહો, અને અમે તમને તે આપીએ.[૩૪] તમે અમને પુત્રકો કહ્યા છે તે પ્રમાણે જ થશે, તેથી કાંઈ અન્યથા થનાર નથી. તમે અમને પુત્રો કહીને બોલાવેલા છે, તો અમે તમારા પુત્રો થયા છીએ એટલે તમે અમારા પિતૃઓ છો, એમાં કંઈ પણ સંશય રહેશે નહીં.[૩૫] રાક્ષસો, દાનવો અને નાગોમાંથી જે કોઈ શ્રાદ્ધોદ્વારા પોતાના લૌકિક પિતૃઓને ઉદ્દેશીને જે જે ક્રિયાઓ કરશે, તે સર્વનું ફલ તેમને મળશે.[૩૬]† (એ ફલ તેમને એવી રીતે મળશે કે,) તેમના શ્રાદ્ધના અન્નાદિકથી તમે પ્રથમ સંતુષ્ટ થશો, અને તમારા દ્વારા એ શ્રાદ્ધકર્તાઓના પિતૃઓ તૃપ્તિ મેળવશે, અને એ પિતૃઓદ્વારા (પિતૃઓના) સનાતન અધિદેવ સોમ (ચંદ્ર)ને નિત્ય પુષ્ટિ મળશે.[૩૭]‡ આ પ્રકારે શ્રાદ્ધક્રિયાઓથી પુષ્ટ થતાં સોમ, સમુદ્ર, પર્વત, વન, જંગમ, સ્થાવર-આદિથી ત્રિટળ ચલી સર્વ લોકસૃષ્ટિને પુષ્ટિ આપશે.[૩૮] તેથી પુષ્ટિની કામનાવાળા જે મનુષ્યો શ્રાદ્ધક્રિયાઓ કરશે તેમને પિતૃઓ સદા પુષ્ટિ અને પ્રજા એ એ બન્ને વાનાં આપશે.[૩૯] જેઓ શ્રાદ્ધોમાં પોતાના લૌકિક પિતૃઓ પિતા, પિતામહ, અને પ્રપિતામહ એ ત્રિપુટિનાં નામ તથા ગોત્રાદિના ઉચ્ચાર કરીને ત્રણ પિંડ મુકશે તેમના પિતૃઓ (પૂર્વજો) પોતાનાં કર્મોની ગતિથી જે કોઈ યોનિમાં અને જે કોઈ સ્થળે વસતા હશે તેમને, તમે (દેવ-પિતૃઓ) એ શ્રાદ્ધકર્તાઓના દાનથી પ્રસન્ન થઈને, સતત સંતુષ્ટ કરશો.[૪૦] આ કર્તવ્ય તમારે કરવાનું છે, એવી આજ્ઞા પરમેષ્ઠી બ્રહ્માએ પૂર્વે જ કરેલી છે; તેથી, હે દેવો! તેમનું એ વચન સત્ય થાઓ. આજથી આપણે સર્વે પરસ્પર અન્યોન્યના પિતાપુત્ર છીએ."[૪૧]

સનત્કુમારે કહ્યું કે, હે માર્કંડેય! આમ એ પિતૃઓ

---

* અહીં મુંબઇની પ્રતિમાં चक्षुर्भ्यामपि नित्यशः–'બે ચક્ષુઓથી નિત્ય કરાયલાં કર્મો માટે પણ'–એ પાઠ છે. કાશીની પુરાણી પ્રતિમાં તેને બદલે चक्षुस्तान्यपि नित्यशः એ પાઠ છે. ઉપર આ પાઠ સ્વીકાર્યો છે. કારણ મનથી કરાતાં કર્મોમાં આંખથી પ્રેરાયલાં કર્મોનો સમાવેશ થાય છે જ. મરાઠી પ્રતિમાં ત્યારે આ બેથી જૂદો જ शत्रुभ्योऽपि नित्यशः–શત્રુઓને પણ તેઓ નિત્ય આ પ્રાયશ્ચિત્તો કહે છે, એ પાઠ છે. પરન્તુ પોતે પ્રાયશ્ચિત્ત કરે છે એ અર્થ વધારે સંગત છે.

† બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ગમાં કોઈ પણ શુભ ક્રિયા કરતાં પહેલાં વૃદ્ધિશ્રાદ્ધ કે નાંદિશ્રાદ્ધ કરવાની જે પ્રથા છે, તે આ ઉપરથી પડેલી હોવી જોઇએ, એવો સંભવ છે.

‡ પ્રાણાગ્નિહોત્રપ્રસંગમાં છાન્દોગ્ય ઉપનિષદમાં જણાવેલું છે કે, આધ્યાત્મિક દેવતા તૃપ્ત થતાં આધિભૌતિક દેવ તૃપ્ત થાય છે.

દેવ છે અને દેવો તેમના પિતૃઓ છે. એ દેવો અને પિતૃઓ અન્યોન્યના પિતાપુત્રો છે.[૪૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे "पितृकल्पवर्णनमां पितृओनी उत्पत्ति अने श्राद्धविधि" ए नामनो अध्याय १७ मो संपूर्ण

## અધ્યાય ૧૮ મો

### પિતૃકલ્પનું વર્ણન-સાત પિતૃગણોનાં સ્વરૂપ અને તેમની સંતતિ

मार्कंडेयउवाच–

इत्युक्तोऽहं भगवता देवदेवेन भास्वता।
सनत्कुमारेण पुनः पृष्टवान् देवमव्ययम्॥ १ ॥

માર્કંડેય બોલ્યા:–હે ભીષ્મ! દેવોના દેવ, દિવ્ય તેજસ્વી, ભગવાન્ સનત્કુમારે આ પ્રમાણે મારા પ્રશ્નનું સમાધાન કર્યું. ત્યાર પછી મેં દેવોમાં શ્રેષ્ઠ અવિનાશી, સર્વ ઐશ્વર્યથી સંપન્ન તથા કામાદિ છ રિપુઓને દળનાર એ ભગવાનને ફરી જે સંદેહ પૂછયો હતો, તેનું સમસ્ત સમાધાન, હે ગંગાપુત્ર! તું હવે આરંભથી સાંભળ.[૧-૨] હે ભીષ્મ! પછી મેં તેમને એ પ્રશ્ન પૂછયો કે, પિતૃઓના ગણ કેટલા છે? શ્રાદ્ધાદિકથી ચંદ્રને પુષ્ટિ આપનારા, દેવોમાં ઉત્તમ એવા પિતૃઓ કિયા લોકમાં નિવાસ કરીને રહ્યા છે એ, હે પ્રભુ! સર્વ મને કહો.[૩]

એટલે સનત્કુમાર બોલ્યા:–હે યજન કરનારાઓમાં શ્રેષ્ઠ માર્કંડેય! પિતૃઓના સાત ગણ છે. તેઓ સ્વર્ગ લોકમાં છે. તેમાંના ચાર* ગણ મૂર્તિમંત એટલે દેહધારી છે, અને ત્રણ† ગણ કામરૂપ એટલે અમૂર્તિમંત છે.[૪] હવે તેમના લોક તથા સૃષ્ટિ, તેમનો પ્રભાવ અને મહત્તા સંબંધી તને સવિસ્તર વર્ણન કહું છું તે, હે તપોધન માર્કંડેય! તું સાંભળ.[૫] ઉપર કહેલા સાત ગણમાંના જે ત્રણ ઉત્તમ ગણ છે તેઓ ધર્મને જ મૂર્તિ‡ રૂપે ધારણ કરનારા છે. હવે હું તેમનાં નામો અને લોકો વિશે કહું છું તે તું સાંભળ.[૬] એ ત્રણ તેજોમય અમૂર્ત (આકાર વિનાના) પિતૃગણો છે, અને જે લોકોમાં તેઓ વસે છે તે લોકો સનાતન§ કહેવાય છે. હે દ્વિજશ્રેષ્ઠ માર્કંડેય! તેઓ વિરાજ પ્રજાપતિના પુત્રો હોવાથી વૈરાજને નામે પ્રસિદ્ધ છે, અને શાસ્ત્રોએ ઉપદેશેલાં કર્મોથી દેવગણો તેમનું આરાધન કરે છે.[૮] (આ વૈરાજ પિતૃઓ મનના જેવી શીઘ્રગતિવાળા છે, સ્વધા(વષટ્કાર)ના ઉચ્ચારપૂર્વક અપાયલા પિંડાદિક એ તેમનું ભક્ષણ છે, સર્વે કામનાઓને પરિપૂર્ણ કરવાની શક્તિથી યુક્ત છે, અને યોગસિદ્ધિનો ત્યાગ કરી મહાત્માના પદને પામેલા છે.)|| પરંતુ નિષ્કામ યોગથી વંચિત હોવાથી અર્થાત્ પૂર્ણ યોગસિદ્ધિને નહીં પામ્યાથી એ બ્રહ્મવાદીઓ સનાતન બ્રહ્મલોકમાં¶ જાય છે ખરા અને એક હજાર યુગ ચોકડી સુધી વસે છે પરંતુ તેને અંતે પાછા જન્મ લે છે.[૯] પછી નવા કલ્પમાં તેમને પોતાના પૂર્વ જન્મની સ્મૃતિ થાય છે, અને તે જન્મમાં અપ્રતિમ સાંખ્યયોગનો, અપૂર્ણ રહેલો અભ્યાસ નવા જન્મમાં પૂર્ણ કરે છે. તે પૂર્ણ થતાં પૂર્ણ યોગસિદ્ધિ પ્રાપ્ત કરી, તેઓ જ્યાં જન્મ-મરણની આવૃત્તિ (ફેરા) નથી એવા શાશ્વતપદને પામે છે.[૧૦]** હે તાત માર્કંડેય! એ જ પિતૃગણ છે. તેઓ આ મૃત્યુલોકમાં યોગીઓના યોગને પુષ્ટિ આપનારા છે, અને પૂર્વે તેઓ જ પોતાના યોગબળવડે ચંદ્રને પુષ્ટિ આપતા હતા.[૧૧] તેટલા માટે સર્વેએ પિતૃઓ નિમિત્ત શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરવી, અને યોગીઓએ તો તે વિશેષ કરીને કરવી જ જોઇએ. સોમની વૃદ્ધિ કરનારા સોમપા મહાત્માઓની આ પ્રથમ સૃષ્ટિ છે.[૧૨] તેમને મેના નામની એક માનસ* પુત્રી હતી. તે મહાન્ પર્વતરાજ હિમાચલની શ્રેષ્ઠ પત્ની થતી હતી. તેનાથી જન્મેલો પુત્ર મૈનાક પર્વત કહેવાય છે.[૧૩] મૈનાકનો પુત્ર શ્રીમાન્ ક્રૌંચ નામનો મહાન્ ગિરિ છે. તે સર્વે પર્વતોમાં શ્રેષ્ઠ છે, અને નાનાવિધ રત્નોથી ભરપૂર છે.[૧૪] પર્વતોના રાજા

---

* સુકાલ, અંગિરસ, સુસ્વધા અને સોમપા. આ ચાર ગણ સ્વકર્મબળથી ઉત્પન્ન થયલા દિવ્ય દેહોને ધારણ કરે છે.

† વૈધસ, અગ્નિશ્વાત્ત અને બર્હિષદ. આ ત્રણ ગણ કામરૂપ છે, એટલે કે પોતાની ઇચ્છાની અનુસાર રૂપ ધારણ કરવાની શક્તિવાળા છે; તેઓ આકારથી પણ સૂક્ષ્મ મહાપરમાણુના મધ્યમાં પ્રવેશ કરવાની શક્તિ ધરાવે છે.

‡ ધર્મ એ જ જેમનો દેહ છે એવા.

§ નિત્ય અને સર્વવ્યાપી અર્થાત્ જે મનથી પણ અતીત છે અને ભવિષ્યમાં હયાતીમાં આવનારું સર્વ, વર્તમાન જેની સમીપ છે, સદા જેની આડે ભૂત કે ભવિષ્ય કાળ આવતો નથી, એટલે કે જે કાલ અને અંતર બન્ને દૂર નથી પણ સદા વર્તમાન અને સમીપ જ છે, તે સનાતન.

|| આ શ્લોક માત્ર કાશિની પુરાણી પ્રતિમાં જ છે.

¶ વૈરાજ નામના પિતૃગણો કેવળ કર્મકાંડી હોઇને યોગશક્તિથી તેઓ સગુણ બ્રહ્મને શરણ ગયેલા હોવાથી, (પણ નિર્ગુણ બ્રહ્મપદને પામેલા નહીં હોવાથી) તથા પરમ વૈરાગ્યનો તેમનામાં અભાવ હોવાથી, જોકે તેમને સનાતન બ્રહ્મલોકની પ્રાપ્તિ થયલી છે છતાં સત્ય મુક્તિ નહીં મળેલી હોવાથી, કલ્પને અંતે પ્રજાપતિ બ્રહ્માની સાથે તેઓ બીજા કલ્પમાં બ્રહ્મવાદી સનકાદિક પ્રજાપતિઓ તરીકે પુનઃ આ લોકમાં જન્મ લે છે.

✽ ૨. ચાર યુગની ચોકડી એવી હજાર ચોકડીને અંતે એક કલ્પ પૂરો થાય છે.

** ૩ સાંખ્ય દર્શને માન્ય કરેલાં પચીશ તત્ત્વોનો સ્વીકાર કરનાર યોગશાસ્ત્ર. યોગ એ સેશ્વર સાંખ્ય કહેવાય છે, અને સાંખ્યની જે શાખા ઈશ્વરને માનતી નથી તે નેશ્વર કહેવાય છે.

હિમાચલે મેનાથી ત્રણ પુત્રીઓ ઉત્પન્ન કરી હતી; અપર્ણા, એકપર્ણા, અને એકપાટલા એ તેમનાં નામ હતાં.[૧૫] દેવ અને દાનવો પણ અતિશય કષ્ટથી આચરી શકે એવું ઘોર તપ આચરવાથી તે ત્રણે કન્યાઓ સ્થાવર અને જંગમ લોકોને સંતાપનું કારણ થઈ પડી, અર્થાત્ તેમના તપથી સર્વ લોક ખળભળ્યા.[૧૬] એકપર્ણા માત્ર એક જ પર્ણ–પાંદડું ખાઈને, તથા એકપાટલા માત્ર એક જ પાટલ–પુષ્પનો આહાર કરીને તપ આચરતી હતી.[૧૭] ત્રીજી અપર્ણા તો આમ પાંદડું પણ ન ખાતાં કેવલ નિરાહાર રહીને જ તપ આચરતી હતી, તેથી તેની માતા તેને તેમ કરતાં વારતી હતી. વળી માતૃવાત્સલ્યથી દુઃખી થયલી તેની મા મેના તેને उमा* એ સંબોધનથી એવું દુશ્ચર તપ આચરવાનો નિષેધ સમજાવતી હતી.[૧૮] દુશ્ચર તપ આચરનારી અપર્ણા દેવીને તેની મા મેનાએ "उमा। उमा" એ શબ્દોથી વારંવાર બોલાવી તેથી એ અપર્ણા સુંદરી ત્રણે લોકમાં ઉમાના નામથી પ્રખ્યાત થઇ.[૧૯] યોગધર્મવાળી એ અપર્ણા દેવી આ લોકમાં પણ ઉમાના નામે પ્રસિદ્ધ છે. હે ભૃગુપુત્ર માર્કંડેય! એ ત્રણે કુમારિકાઓથી યુક્ત આ સમસ્ત જગત્ ચિરસ્થાયી થશે.[૨૦] એ ત્રણે કન્યાઓ યોગબળથી સંયુક્ત અને તપોમય શરીરવાળી હતી. એ ત્રણે બ્રહ્મવાદીની અને ઊર્ધ્વરેતસથી† સંયુક્ત હતી, અર્થાત્ વિષયની વાસનાથી રહિત હતી.[૨૧] એ ત્રણેમાં ઉમા શ્રેષ્ઠ, જ્યેષ્ઠ, ઉત્તમ વર્ણવાળી, અને મહાયોગબલવાળી છે. તે મહાદેવ શંકર સાથે પરણી.[૨૨] હે મહાન્ બ્રાહ્મણ માર્કંડેય! તેમાંની બીજી એકપર્ણા મહાત્મા, યોગાચાર્ય, બુદ્ધિમાન્ અસિત દેવલને પરણી.[૨૩] તે જ પ્રમાણે તું જાણ કે, એકપાટલા જૈગીષવ્યની પત્ની થાય છે. આવી રીતે બાકીની, મહાભાગ્યશાલી બે કન્યાઓ પણ બે યોગાચાર્યોને પરણી.[૨૪]

જે લોકમાં મરીચિના પુત્રો (બીજા અમૂર્ત પિતૃગણ) વસે છે તે લોક સોમપદ કહેવાય છે. તેમને દેવો શ્રાદ્ધાદિકથી તૃપ્ત કરે છે.[૨૫] આ પિતૃગણ અગ્નિષ્વાત્તને‡ નામે ઓળખાય છે. આ બધા પિતૃઓ અમિત ઓજસવાળા છે. તેમની માનસ પુત્રી નામે અચ્છોદા નદી છે.[૨૬] આ નદીમાંથી (હિમાલય ઉપરનું) અચ્છોદ નામનું વિખ્યાત સરોવર થયલું છે. આ અચ્છોદાએ પૂર્વે કદી પણ પોતાના પિતૃઓને જોયલા ન હતા.[૨૭] વાસ્તવિક રીતે તો તેમના સંકલ્પથી ઉત્પન્ન થયલી, સુંદર હાસ્યવાળી એ અચ્છોદે પોતાના પિતૃઓ અમૂર્ત હતા છતાં દિવ્ય દૃષ્ટિથી તેમને જોયલા ખરા, પરંતુ તે તેમને પોતાના પિતૃઓ છે, એમ ઓળખી શકી ન હતી.[૨૮] ઉત્તમ વર્ણવાળી અચ્છોદા પોતાના પિતૃઓને નહીં જોયાથી દુઃખથી સીજાતી હતી. એક સમયે આયુનો પુત્ર યશસ્વી અમાવસુ નામનો વસુ, અદ્રિકા નામની અપ્સરા સાથે વિમાનમાં બેસીને, અંતરિક્ષમાં જતો હતો, તેને તેણે પોતાનો પિતા માની લઇને પિંડદાન આપ્યું.[૨૯–૩૦] પિતા તરીકે અન્યની પ્રાર્થના કરવાથી ઇચ્છા–સંકલ્પ–પ્રમાણે રૂપ ધરનારી તે સ્ત્રીએ ધર્મનો નિયમ આ રીતે તોડ્યો તેથી તે યોગથી ભ્રષ્ટ થઈ, અને નીચે મૃત્યુલોકમાં પડી.[૩૧] આમ સહસા આકાશમાંથી પડતી તે સ્ત્રીએ પડતાંપડતાં ત્રસરેણુના§ કદનાં ત્રણ વિમાનો જોયાં, અને તેમાં તેણે પોતાના પિતૃઓને વિરાજતા જોયા.[૩૨] તેઓ અતિ સૂક્ષ્મ, સ્પષ્ટ નહીં દેખાય તેવા; અને અગ્નિમાં હોમાયલા ઘી જેવા હતા. ઉંધે માથે નીચે પડતાંપડતાં તે સ્ત્રીએ દુઃખથી ચીચીઆરી પાડી કે, "મારું રક્ષણ કરો! રક્ષણ કરો!"[૩૩] આકાશમાં એક સમયે સ્થિત થયલી તે સ્ત્રીનું આવું દુઃખભર્યું વચન સાંભળીને તેમણે તેને કહ્યું કે, 'હે અચ્છોદા! તારે કોઈ ભય ધરવો નહીં.' એટલે તે સ્ત્રી દીન વાણીથી પોતાના પિતૃઓને પ્રસન્ન કરવા મંડી.[૩૪] એટલે તેમણે ઐશ્વર્યથી ભ્રષ્ટ થયલી કન્યા અચ્છોદાને કહ્યું કે, "હે પુત્રી અચ્છોદા! તેં ધર્મનિયમનો ભંગ‖ કર્યો છે, તેથી તું ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ છું. હે શુદ્ધ હાસ્ય-

---

* उ=અરે+मा=આવું દુષ્કર તપ આચરીશ નહીં; અર્થાત્ અરે પુત્રી! તારે આવું તપ આચરવું નહીં જોઇએ.

† જે પુરુષ પોતાના વીર્યને અને જે સ્ત્રી પોતાના રજસના બિંદુઓને નીચે પડવા ન દેતાં તેનો નિરોધ કરે છે અર્થાત્ વીર્ય કે રજસની સ્વાભાવિક નિમ્ન ગતિને અટકાવી ઊર્ધ્વગતિ રાખે છે તેઓ ઊર્ધ્વરેતસ કહેવાય છે. યોગશાસ્ત્રમાં વજ્રોલી નામની એક મુદ્રા કહી છે. આ મુદ્રાના અભ્યાસીઓ રતિકાલે પોતાના વીર્યને (અને સ્ત્રી રજસને) હેઠું પડવા ન દેતાં તેને ઉંચે આકર્ષે છે, અને પ્રતિપક્ષીના ગમે તેવા પ્રયત્ન છતાં તેનું એક બિંદુ પણ પડવા દેતા નથી; કદાચિત્ તેમાં કંઈક પ્રમાદ થયો હોય તો તેને પડ્યા છતાં પુનઃ આકર્ષી લે છે. આ પ્રમાણે જેમનાં શરીરસત્વનો ક્ષય થયો નથી એવા બ્રહ્મચારીઓ મૃત્યુભયથી મુક્ત રહે છે, અને અતિ બળવાન થાય છે. આવી વજ્રોલી સાધનારા તેમ જ વીર્ય અને રજસને પડવા ન દેનારા યોગીઓનાં શરીર ઉત્તમ સુવાસ આપે છે, અને તેમનો જન્મમૃત્યુનો ભય ટળે છે. આ સિદ્ધિ સ્ત્રી તેમ જ પુરુષ ઉભય સાધી શકે છે. તર્પણ કરતાં "ऊर्ध्वरेतसस्तर्पयामि" એ વચન જ પુરાણકાલમાં આ સિદ્ધિનું કેટલું મહત્વ હતું તેની સબલ સાક્ષી પૂરે છે.

‡ અગ્નિથી સાધ્ય થતાં કર્મોમાં અર્થાત્ પિતૃઓ આદિની ઇષ્ટિઓમાં જેઓ આહુતિઓનો સ્વીકાર કરે છે, તેઓ અગ્નિષ્વાત્ત કહેવાય છે. (अग्निषु×आत्ताः)

§ ઘરમાં જાળીના કાણામાંથી આવતાં સૂર્યના કીરણમાં દેખાતી સૂક્ષ્મ રજના કીરણ જેટલા માપનું:–

जालांतरगते भानौ सूक्ष्मं यद्दृश्यते रजः।
प्रथमं तत्प्रमाणानां त्रसरेणु प्रचक्षते ॥

‖ એકને બદલે બીજાને પિતા કહેવાથી.

વાળી પુત્રી! તારા પોતાના દોષથી જ ભ્રષ્ટ થયલી તું હવે આકાશમાંથી તો પડવાની જ છું.[૩૫] સ્વર્ગમાં દેવતાઓ શરીરથી જે કંઈ કર્મો કરે છે તેનું તેમને પણ તેવું ફળ અહીં જ (સ્વર્ગમાં) મળે છે.[૩૬]* પરંતુ દેવો તો પોતાનાં કર્મનું ફળ સંકલ્પ માત્રથી તર્ત જ પ્રાપ્ત કરે છે, પણ મનુષ્યોને મરણ પછીથી પોતાનાં કર્મનાં ફળ ભોગવવાં પડે છે. (જે કર્મોનાં ફળ દેવો તત્કાલ પ્રાપ્ત કરી શકે છે તે કર્માનાં ફળ મનુષ્યોને મરણ પછી મળે છે, એવો નિયમ છે.)†.તેટલા માટે, હે પુત્રી! તું મરણ પછી તારા તપનું ફળ પુનઃ મેળવી શકીશ."[૩૭]

પિતૃઓએ આ પ્રમાણે કહ્યું એટલે અચ્છોદાએ ધ્યાન ધર્યું, અને પોતાના પિતૃઓને પ્રસન્ન કર્યા, અને તેના ધ્યાનથી પ્રસન્ન થઇને તેમણે દયાથી તેના ઉપર કૃપા કરી.[૩૮] તેનું જે ભાવિ અવશ્ય થવાનું હતું તે જાણી લઇને તેમણે તેને કહ્યુ કે, "હે પુત્રી અચ્છોદા! હવે તું વસુ રાજાની પુત્રી થઇને અવતરીશ. તારે મત્સ્યને પેટે કન્યારૂપે અવતરવું પડશે. મનુષ્યોમાં મહાત્મા એવો તે રાજા પૃથ્વી ઉપર ઉત્પન્ન થયો છે, (વળી પૃથ્વીમાં મહાત્મા શંતનુ રાજા ઉત્પન્ન થયો છે તેની ભાર્યા તારે થવાનું અને તે‡) પછી તારું આયુષ્ય નિર્માણ પૂરું થતાં તારા પોતાના આ દુર્લભ લોકને તું પુનઃ પ્રાપ્ત કરીશ.[૩૯-૪૦] તું (કન્યા અવસ્થામાં) પરાશર મુનિથી તેમના વારસ પુત્ર વ્યાસને§ જન્મ આપીશ. એ બ્રહ્મર્ષિ વ્યાસ ભગવાન્ એક વેદને ચાર વિભાગમાં વહેંચી નાંખશે.[૪૧] પૂર્વજન્મમાં મહાભિષ નામથી વિખ્યાત શંતનુ રાજાથી તું, ધર્મના જ્ઞાતા વિચિત્રવીર્ય અને તેજસ્વી ચિત્રાંગદ નામના, કુરુઓની કીર્તિમાં વૃદ્ધિ કરનારા બે પુત્રોને જન્મ આપીશ. આ પ્રકારે ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા પછી તને આ લોકની પ્રાપ્તિ થશે. પિતૃઓનો વ્યતિક્રમ કરવાથી તારે એવો હલકો જન્મ લેવો પડશે.[૪૨-૪૩] અઠ્ઠાવીસમા દ્વાપર યુગમાં મત્સ્યની યોનીથી ઉત્પન્ન થઇને (મત્સ્યગંધા) તું વસુ રાજાની રાણી અદ્રિકાની પુત્રી થઈશ."[૪૪]

પિતૃઓનાં આવાં વચનો સાંભળ્યા પછી અચ્છોદા વસુ રાજાથી મત્સ્યયોનિમાં ઉત્પન્ન થઈ, અને દાસ જાતિના મચ્છીમારની પુત્રી સત્યવતી કહેવાઈ.[૪૫]

સ્વર્ગમાં સુંદર દેખાવવાળા વૈભ્રાજ નામના લોક છે. તેમાં સ્વર્ગમાં વિખ્યાત થયલા બર્હિષદ નામના (ત્રીજા અમૂર્ત) પિતૃઓ વસે છે.[૪૬] આ અમિત ઓજસ્વાળા પિતૃઓને દેવગણો, યક્ષો, ગંધર્વો, રાક્ષસો, નાગો, સર્પો અને સુપર્ણો (પક્ષીઓ) પિંડદાનથી સંતોષ આપે છે.[૪૭] તેઓ મહાત્મા પુલસ્ત્ય પ્રજાપતિના પુત્રો છે. તેઓ પડે મહાત્મા, મહાભાગ્યશાળી, તેજસ્વી, અને તપસ્વી છે.[૪૮] તેમની માનસ પુત્રી પીવરી નામે વિખ્યાત છે. પોતે જ યોગસ્વરૂપ હોવાથી ધર્મશીલોમાં ઉત્તમ એવી એ પીવરી દ્વાપર યુગમાં યોગી પતિની પત્ની અને યોગી પુત્રની માતા થશે. વળી એ જ યુગમાં પરાશર કુલમાં શુક નામનો એક મહાતપસ્વી થશે. એ દ્વિજોમાં ઉત્તમ અને મહાયોગી શુકને વ્યાસથી અરણી જન્મ આપશે. ધૂમાડા વિનાનો અગ્નિ હોય તેમ તે પ્રકાશશે.[૪૯-૫૧] એ શુક પિતૃકન્યા પીવરીથી એક કન્યા અને ચાર મહાબળવાન યોગાચાર્યોને ઉત્પન્ન કરશે.[૫૨] કૃષ્ણ, ગૌર, પ્રભુ અને શંભુ એ તેના ચાર પુત્રોનાં અને કૃત્વી એ તેની પુત્રીનું નામ છે. કૃત્વી અણુહ રાજાની પટ્ટરાણી અને બ્રહ્મદત્તની માતા થશે. આમ ચાર મહાવ્રતસ્વી યોગાચાર્યોને ઉત્પન્ન કર્યા પછી પોતાના પિતા વ્યાસ પાસેથી જૂદાજૂદા ધર્મોનાં તત્ત્વો સાંભળી ધર્માત્મા, અમિત બુદ્ધિવાળા, મહાયોગી શુક ફરીથી અવતાર લેવો ન પડે એવી પુનર્જન્મથી શૂન્ય ગતિવાળા, ઉદ્વેગથી રહિત, સનાતન બ્રહ્મલોકને પામશે.[૫૪-૫૫] (આદિત્યનાં કિરણોદ્વારા એ લોકમાં જવાય છે.)‖ હે માર્કંડેય મુનિ! આ ત્રણ પિતૃગણો મૂર્તિ-આકાર વિનાના પણ ધર્મરૂપી મૂર્તિને જ ધારણ કરનારા છે. તને આમ મેં ત્રણ દેવોથી પૂજ્ય અમૂર્ત પિતૃગણોની કથા કહી. હવે મનુષ્યોથી પૂજ્ય ચાર મૂર્તિમાન્ પિતૃગણો વિષે કથા કહું છું તે તું સાંભળ.[૫૬]¶

હે દ્વિજશ્રેષ્ઠ માર્કંડેય! હવે હું તને મૂર્તિમત, મહા પ્રભાવશાળી પિતૃઓ વિષે કહું છું. સુકાલા નામના પિતૃઓ (મૂર્ત પિતૃઓનો પહેલો ગણ) પ્રજાપતિ વસિષ્ઠના પુત્રો છે. તેઓ સ્વર્ગમાં ભોગ્ય પદાર્થોમાં નિમગ્ન રહે છે. તેઓ સર્વ કામનાને પરિપૂર્ણ કરનારી, તેજથી પ્રકાશતી વ્યક્તિઓમાં પણ પ્રકાશમાન છે. બ્રાહ્મણો સદા તેમનું તર્પણ કરે છે.[૫૭] તેમને ગૌ નામની સ્વર્ગમાં વિખ્યાત થયલી માનસ

* તેમનાં શરીર યોગબળથી પ્રાપ્ત કરેલા તેજસ દેહવાળાં હોવાથી તેઓ સંકલ્પમાત્રથી કર્મનું ફળ તરત જ ભોગવી લે છે.

† આ બે પંક્તિઓ કાશીની પુરાણી પ્રતિમાં આપેલી છે.

‡ આ પંક્તિ કાશીની પુરાણી પ્રતિમાં છે.

§ સત્યવતીની ઉત્પત્તિ સંબંધી તથા પરાશર મુનિથી વ્યાસને જન્મ આપ્યાની અને તે પછી શંતનુ સાથે પરણી વિચિત્રવીર્ય અને ચિત્રાંગદને જન્મ આપ્યાની સવિસ્તર કથા મહાભારતના આદિ પર્વના ૬૩ મા અધ્યાયમાં આપેલી છે.

‖ કાશીની પ્રતિમાં આ પંક્તિ છે.

¶ જે ૫૬ મો શ્લોક મુંબઈ, મહારાષ્ટ્ર અને બંગાલાની પ્રતિઓમાં છે તે અસ્પષ્ટ છે. તે ૫૫ અને ૫૭ મા શ્લોક સાથે બરોબર સંબંધ પણ દર્શાવતો નથી. પરંતુ કાશીની પુરાણી પ્રતિમાં તેને બદલે આવશ્યક સંબંધ અવિચ્છિન્ન દર્શાવનારો જે દોઢ શ્લોક છે, તે ઉપર સ્વીકાર્યો છે.

પુત્રી છે. તેને તારા જ વંશમાં પરણાવેલી હતી. તે શુકની બીજી પ્રિય પટ્ટરાણી થતી હતી. સાધ્ય નામના દેવોની કીર્તિમાં વૃદ્ધિ કરનારી તે કન્યા એકશૃંગાના નામથી જગતમાં વિખ્યાત હતી.[૫૮]

(મૂર્ત પિતૃઓનો બીજો ગણ) અંગિરસના પુત્રો આંગિરસ નામના પિતૃઓ છે. તેઓ સૂર્યનાં કિરણો જેવા પ્રકાશમાન 'મરીચિગર્ભ' નામના લોકનો આશ્રય કરીને રહે છે, અને તેમને પૂર્વે સાધ્યોએ પુષ્ટ કર્યા હતા.[૫૯] હે તાત માર્કંડેય! ફળની ઇચ્છાવાળા ક્ષત્રિયોના ગણો તેમનું તર્પણ કરે છે. આ પિતૃઓની માનસ પુત્રી યશોદા નામથી વિખ્યાત છે.[૬૦] તે વિશ્વમહતની પત્ની, વૃદ્ધશર્માની પુત્રવધુ, અને રાજર્ષિ, મહાત્મા દિલીપની માતા હતી.[૬૧] હે તાત! પૂર્વે દેવયુગમાં તેના અશ્વમેધ નામના મહાયજ્ઞમાં તેના ઉપર મહર્ષિઓએ પ્રસન્ન થઇને આ એક ગાથા ગાઈ હતી:–[૬૨] "શાંડિલ્ય ગોત્રમાં ઉત્પન્ન થયલા મહાત્મા અગ્નિની કથા સાંભળીને જે મનુષ્યો વિશેષ સાવધાન ચિત્તથી સત્યવાદી, મહાત્મા યજમાન દિલીપને જોશે તેઓ પણ સ્વર્ગને જીતનારા થશે."[૬૩]

(મૂર્ત પિતૃઓનો ત્રીજો ગણ) કર્દમ પ્રજાપતિના પુત્ર પુલહ પ્રજાપતિથી ઉત્પન્ન થયલા સુસ્વધા નામના પિતૃઓ છે. એ મહાત્માઓ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ છે.[૬૪] આકાશમાં અનિર્યંત્રિતપણે ગતિ કરનારા પક્ષીરૂપે તેઓ સંચાર કરે છે, અને કામગ નામના દિવ્ય લોકમાં વસે છે. હે તાત માર્કંડેય! ફલની ઇચ્છાવાળા વૈશ્યગણો તેમનું તર્પણ કરે છે.[૬૫] હે ઋષિ! તેમની માનસ પુત્રી વિરજા નામે વિખ્યાત છે. હે બ્રહ્મને જાણનાર માર્કંડેય! તે નહુષ રાજાની પટ્ટરાણી અને યયાતિ રાજાની માતા હતી.[૬૬]

હે માર્કંડેય! આ પ્રમાણે મેં તને પિતૃઓના ત્રણ (મૂર્ત) ગણ સંબંધી કહ્યું; હવે ચોથા (મૂર્ત) ગણ સંબંધી કહું છું, તે તું સાંભળ. કવિની પુત્રી સ્વધાથી હિરણ્યગર્ભ અગ્નિએ ઉત્પન્ન કરેલા, પુત્રો સોમપા–સોમરસ પીનારા–નામના પિતૃઓ છે, અને શૂદ્રો તેમની આરાધના કરે છે.[૬૭] જે દિવ્ય લોકમાં તેઓ વસે છે તે માનસ લોક કહેવાય છે. તેમની માનસ પુત્રી નદીઓમાં શ્રેષ્ઠ નામે નર્મદા છે.[૬૮] તે દક્ષિણ દિશામાં વહે છે, અને સર્વે પ્રાણીઓને પોતાના જલના સ્પર્શથી પાવન કરે છે. તે પુરુકુત્સ રાજાની પત્ની અને ત્રસદસ્યુ રાજાની માતા હતી.[૬૯] (આ પ્રમાણે સાત પિતૃ ગણોનું વૃત્તાંત, હે માર્કંડેય! તને કહ્યું.)* હે તાત માર્કંડેય! પિતૃઓને પૂજ્ય ગણવાનો ધર્મ અંગીકાર કરાયલો હોવાથી, પ્રજાપાલક વૈવસ્વત મનુ (યમ) ધર્મનો નાશ થતાં દરેક યુગમાં, સાત પિતૃઓની જેમાં વિશેષ પૂજા થાય છે એ શ્રાદ્ધો લોકમાં પ્રવર્તાવે† છે.[૭૦] હે દ્વિજ શ્રેષ્ઠ! આ સાત પિતૃગણોમાં યમ પ્રથમ જન્મ્યો છે, અને શ્રાદ્ધથી રક્ષણ આપવાનો ધર્મ પણ તેનો છે. તેથી જ વેદ તેને શ્રાદ્ધદેવ–પિતૃપતિ કહે છે.[૭૧]

(હવે સનત્કુમાર શ્રાદ્ધનું વિધાન કહે છે.) હે માર્કંડેય! "**स्वधापितृभ्यः**" એ મંત્રના ઉચ્ચારપૂર્વક રૂપાના કે રૂપે મઢેલા પાત્રમાં પિંડદાન આપીને કરેલા શ્રાદ્ધથી સર્વે પિતૃઓ પ્રસન્ન થાય છે.[૭૨] શ્રાદ્ધકાલે જે પુરુષ "**सोमाय पितृमते स्वधा नमः। अग्नये कव्यवाहनाय स्वधा नमः। यमायांगिरसे स्वधा नमः**" આ મંત્રનો ઉચ્ચાર કરીને પ્રથમ સોમ, પછી અગ્નિ, અને પછી વિવસ્વાન્ સૂર્યના પુત્ર યમને અગ્નિમાં અને અગ્નિ ન હોય તો જલમાં પણ આહુતિઓ આપશે અને તેમનું તર્પણ કરશે, તથા (સ્વધાના ઉચ્ચારપૂર્વક ત્રણ આહુતિ આપીને) તેમનું ઉદ્ગાયન કરશે; તે પુરુષ પોતાની ભક્તિથી પિતૃઓને તૃપ્ત કરશે અને તેનાથી પ્રસન્ન થયલા પિતૃઓ પણ તેને સારાં ફળ આપી પ્રસન્ન કરશે. કારણ કે, આ પ્રકારે શ્રાદ્ધ કરનારા પુરુષને પિતૃઓ પુષ્ટિ, વિપુલ પ્રજા, સ્વર્ગ, આરોગ્ય અને અન્ય જે કંઈ ઇષ્ટ હોય તે સર્વ આપે છે. હે માર્કંડેય મુનિ! દેવકાર્ય (દેવનું પૂજન, આરાધન)ના કરતાં પિતૃકાર્ય(શ્રાદ્ધાદિક)નું મહત્વ વિશેષ છે.[૭૩–૭૫]‡ વળી શાસ્ત્રોમાં પણ એમ કહેલું છે કે, દેવકાર્ય (યજ્ઞયાગાદિ) કરતાં પહેલાં પિતૃઓનું તર્પણ (નાંદિશ્રાદ્ધ) કરવું જોઇએ. કારણ કે, (દેવોનું આરાધન કષ્ટથી થાય છે અને ફળ મોડું મળે છે.) ત્યારે પિતૃઓ શીઘ્રતાથી કૃપા કરે છે, તેઓ ક્રોધશૂન્ય છે, અને થોડાથી સંતુષ્ટ થઇને લોકોને પરમ સંતોષ આપે છે.[૭૬]

હે ભૃગુપુત્ર માર્કંડેય! પિતૃઓની કૃપા સદા સ્થિર રહેવાવાળી છે, તેથી તારે તેમને સદા નમન કરવું. હે વિપ્રર્ષિ! તું પિતૃભક્ત છો, તેથી જ તું ખાસ કરીને મારો પણ ભક્ત છો.[૭૭] તેટલા માટે, હે માર્કંડેય! આજ હું તારું કલ્યાણ કરીશ, અને કેવી રીતે તે તું પોતે જ હમણાં પ્રત્યક્ષ જોજે. હે અનઘ! હવે હું તને અનુભવસિદ્ધ જ્ઞાન આપવાની સાથે દિવ્ય ચક્ષુ પણ આપું છું.[૭૮] હે માર્કંડેય! શ્રાદ્ધફલરૂપી ગતિ વિષે જે કંઈ હું તને

---

* કાશીની પ્રતિમાં આ પંક્તિ છે.

† શ્રાદ્ધક્રિયા ચાલુ કરવાની આજ્ઞા કરે છે.

‡ એવો પક્ષ પણ છે કે "अग्निमुखा वै देवाः पाणिमुखाः पितरः" દેવોને આહુતિ અગ્નિમાં આપવી, કારણ અગ્નિ એ તેમનું મુખ છે; ત્યારે પિતૃઓને જળમાં આહુતિઓ આપવી, કારણ જલ એ તેમનું મુખ છે. આથી બ્રાહ્મણો પિતૃઓનું તર્પણ જલમાં કરે છે.

કહું છું તે તું પૂરેપૂરા સાવધાન ચિત્તથી સાંભળ. દેવોની યોગગતિ અને પિતૃઓની શ્રાદ્ધફલરૂપી ગતિ, તું સિદ્ધ મહાત્મા હોવા છતાં તનેય ચર્મચક્ષુથી દેખાય એવી નથી.

હે ભીષ્મ! મને આ પ્રમાણે કહીને દેવેશ સનત્કુમાર મારી સમક્ષ આવ્યા, અને દેવોને પણ દુર્લભ એવા અનુભવસિદ્ધ જ્ઞાન સાથે દિવ્ય ચક્ષુ આપીને, જાણે અગ્નિ બળતો હોય નહીં તેમ પ્રકાશતા પોતાની ઇષ્ટ ગતિએ જતા રહ્યા.[૮૦-૮૧] હે કુરુઓમાં શ્રેષ્ઠ ભીષ્મ! જતાંજતાં જગતમાં મનુષ્યો જાણી શકે નહીં એવી જે કથા તે સનત્કુમાર દેવે કૃપાથી મને સંભળાવી હતી, તે તું સાવધાનતાથી સાંભળ.[૮૨]

इतिश्री महाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे "पितृकल्पनुं वर्णन–पितृगणोनां स्वरूप अने तेमनी संतति" ए नामनो अध्याय १८ मो समाप्त

---

## અધ્યાય ૧૯ મો

### (પિતૃકલ્પવર્ણન) યોગસિદ્ધિની પાત્રતા

मार्कंडेय उवाच—

आसन्पूर्वयुगे तात भरद्वाजात्मजा द्विजाः ।
योगधर्ममनुप्राप्य भ्रष्टादुश्चरितेन वै ॥ १ ॥

માર્કંડેય મુનિ બોલ્યાઃ–હે તાત ભીષ્મ! સનત્કુમારે અંતર્ધાન થતાં પહેલાં મને કહ્યું કે, પૂર્વ યુગમાં ભરદ્વાજના દ્વિજ પુત્રો હતા. તેમણે (કર્મના ફલના ત્યાગરૂપી) યોગધર્મ પ્રાપ્ત કર્યો હતો, છતાં યોગધર્મથી વિરુદ્ધ કર્મ આચરણરૂપી દુશ્ચરિત કરવાથી તેઓ યોગથી ભ્રષ્ટ થયા.[૧] યોગધર્મનો આમ દુરુપયોગ કરનારા એ દ્વિજો બ્રહ્મલોકમાંથી ભ્રષ્ટતાને પામ્યા, અને સારાનઠારાની બુદ્ધિ વિનાના થઈને તેઓ માનસ સરોવરના તીરે પડ્યા.[૨] જાણે સરોવરના પાણીમાં જ તેમની યોગસિદ્ધિનો નાશ થઈ ગયો હોય તેમ, તેઓ એ જ અર્થ–યોગસિદ્ધિને જલમાં શોધતા, અને તેની જ શોધનું ધ્યાન ધરતા ગાંડા જ થઈ ગયા. તેમ છતાં ખોવાયલી યોગસિદ્ધિ તો તેમને પ્રાપ્ત થઈ નહીં જ, પણ ઉલટા તેઓ સઘળા એકસામટા જ કાલધર્મ–મૃત્યુ ને વશ થયા.[૩] યોગથી ભ્રષ્ટ થયા હતા છતાં, તેઓ પૂર્વનાં સુકૃતના ભોગ સારુ ઘણા લાંબા કાળ સુધી દેવતાઓમાં રહ્યા હતા, અને તે પછી જ તેમણે કુરુક્ષેત્રમાં કૌશિક ઋષિના વંશમાં ઉત્તમ મનુષ્યરૂપે જન્મ લીધો.[૪] આ માનવ યોનિમાં પણ પિતૃઓ માટે નિશ્ચિત કરેલા શ્રાદ્ધરૂપ ધર્મને નિમિત્ત બનાવીને તેઓ (બ્રાહ્મણ હોવા છતાં) પશુ આદિની હિંસા કરતા ફરશે, એટલે તેઓ પાછા મનુષ્યયોનિથી ભ્રષ્ટ થશે, અને તેથી પણ અધમ પશુપક્ષીની યોનિમાં જન્મ લેશે.[૫] પરંતુ આ નીચ યોનિ પ્રાપ્ત કર્યા છતાં, 'શાથી અમને આ સર્વ નીચ પશુયોનિઓ ઉત્તરોત્તર પ્રાપ્ત થતી ગઈ' તેનું ભાન તેમને પોતાનાં પૂર્વજન્મનાં શુભ કર્મોથી પ્રાપ્ત થયલી, પિતૃઓની કૃપાથી થશે.[૬] એટલે તેઓ સાવધાનતાથી સંયમશીલ થઈને પાછા સ્વકર્મનું અનુષ્ઠાન કરી ધર્મચારી થશે, અને પછી પોતાનાં કર્મોનાં બલથી પાછા બ્રાહ્મણપદને પ્રાપ્ત કરશે.[૭] તે પછી પૂર્વજન્મમાં મેળવેલી યોગસિદ્ધિનું તેમને યથાર્થ સ્મરણ થશે, અભ્યાસથી તે પાછી મેળવશે. એ ઈષ્ટ યોગસિદ્ધિ તેમને પુનઃ પ્રાપ્ત થશે, એટલે તેના બલે તેઓ શાશ્વત સનાતન બ્રહ્મલોકની ગતિ પામશે.[૮]

(હે માર્કંડેય! આ વાતથી તારા લક્ષમાં આ રહસ્ય રહેશે કે શુભ ધર્માચરણનો કદી પણ નાશ થતો નથી. કદાચિત્ વચમાંથી એ ધર્મચારી પુરુષ સરી પડે છે તોયે તેની પૂર્વની સદ્બુદ્ધિ તેને પાછો સન્માર્ગે લઈ આવે છે. માટે)* હે માર્કંડેય! આ પ્રમાણે જો તું પણ વારંવાર ધર્મમાં જ બુદ્ધિને આસક્ત અને સ્થિર થવા દઈશ તો યોગાચરણથી અવશ્ય તારી બુદ્ધિ દિન પર દિન ઉત્તમ થતી જશે.[૯] પરંતુ યોગસિદ્ધિ કાંઈ રખડતી પડી નથી. અલ્પ બુદ્ધિવાળા મનુષ્યોને તો યોગસિદ્ધિ સદા દુર્લભ જ છે. કદાચિત્ તેઓ કોઈ સુકૃતથી એ સિદ્ધિ પ્રાપ્ત કરે છે, તોપણ હિંસા આદિ વિવિધ ક્રૂર કર્મોનાં વ્યસનો તેમને લાગે છે; આમ તેઓ અધર્મના આચરણમાં પ્રવર્તે છે, અને ગુરુઓને પણ વિશેષ દુભવે છે, તેથી તેમની પ્રાપ્ત કરેલી એ સિદ્ધિનો નાશ થઈ જાય છે.[૧૦]

પરંતુ, જે મનુષ્યો કોઈની સ્ત્રીઆદિ, યોગ્ય વસ્તુઓ ન હોય એવી વસ્તુઓની યાચના કરતા નથી, શરણે આવેલાનું જેઓ રક્ષણ કરે છે, દુઃખી અને દુર્બળ પ્રાણીઓની જેઓ લેશ માત્ર અવજ્ઞા કરતા નથી, તેમ ધનના મદથી જેઓ ઉન્મત્ત બની જતા નથી, એ સાધુ પુરુષો યોગસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.[૧૧] વળી જેમનો આહાર અને વિહાર પ્રમાણસર છે, પોતાનાં કર્તવ્ય પાર પાડવામાં જેમનો વ્યવહાર–ચેષ્ટા રીતસરનાં છે, ધ્યાન અને અધ્યયનમાં જેઓ સદા તત્પર છે, અને પોતાની હરાયલી વસ્તુઓને માટે તેના ચોરને શોધી કાઢવાને જેઓ મથતા નથી તે સાધુ પુરુષો યોગસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.[૧૨] વળી જેઓ નિત્ય ઉપભોગમાં રચીપચી રહેતા નથી, જેઓ કદી

* આ શ્લોક કાશીની પુરાણી પ્રતિમાં છે.

માંસનું ભક્ષણ કે મદ્ય (દારુનું) પાન કરતા નથી, જેઓ નિત્ય કામવાસનામાં રચ્યાપચ્યા રહેનારા નથી, (જેઓ નિદ્રાના સેવનમાં જ નિમગ્ન રહેતા નથી,) અને વિપ્રોની વૃત્તિનો ઉચ્છેદ કરતા નથી, તે સાધુ પુરુષો યોગસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.[૧૩] વળી જેઓ અનાર્ય (ગ્રામ્ય) ગોષ્ઠી અને વાર્તાવિનોદથી આકર્ષાતા નથી, જેઓ આળસથી હણાતા નથી, જેઓ માનમાં અત્યંત આસક્ત થતા નથી, તથા જેઓ નિત્ય આત્મપ્રશંસાની લાલસા રાખતા નથી, એવા મનુષ્યો યોગસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે; કારણ કે, જગતમાં યોગસિદ્ધિ પ્રાપ્ત થવી બહુ જ દુર્લભ છે. જેઓ વિશેષ શાંત છે, જેમણે ક્રોધનો પરાજય કર્યો છે, જેમણે માન અને અહંકાર આદિનો ત્યાગ કર્યો છે, અને જેઓ કલ્યાણના સાક્ષાત્ પાત્ર છે, તેઓ જ એવું ઉત્તમ યોગ્ય વ્રત આદરી શકે છે અને પાર પડી પણ શકે છે. હે તાત માર્કંડેય! તે કાળમાં આવા ગુણોવાળા તથા પાત્ર બ્રાહ્મણો હતા.[૧૪-૧૬] એવા પાત્ર બ્રાહ્મણો પ્રમાદથી થયલો પોતાનો કર્મદોષ સંભારી કાઢે છે, ધ્યાન અને અધ્યયનમાં સદા તત્પર રહે છે, તથા શાંત માર્ગે યથાપ્રાપ્ત વ્યવહાર ચલાવે છે.[૧૭] (એવા ધર્મજ્ઞ બ્રાહ્મણોને શીઘ્ર શાંતિ પાછી પ્રાપ્ત થાય છે, એમાં કાંઈ સંશય નથી, માટે તું પણ એવા યોગધર્મમાં નિમગ્ન થા). હે ધર્મજ્ઞ માર્કંડેય! યોગધર્મથી બીજો કોઈ પણ ધર્મ શ્રેષ્ઠ નથી. એ જ સર્વ ધર્મોમાં ઉત્તમ છે; તેથી, હે ભૃગુપુત્ર માર્કંડેય! તું પણ એ જ યોગધર્મ આચરજે.[૧૮] કાળક્રમે કરીને લઘુ આહાર કરનારો, ઇંદ્રિયને જિતનારો, શ્રાદ્ધકર્મમાં તત્પર અને ઉદ્યુક્ત રહેનારો, તથા શ્રદ્ધાવાન્ એવો તું એ યોગધર્મને પ્રાપ્ત કરી શકીશ.[૧૯]

હે ભીષ્મ! આટલું બોલીને ભગવાન્ સનત્કુમાર દેવ ત્યાંથી જ અંતર્ધાન થઈ ગયા. પછી એ દેવેશની ઉપાસના કરવામાં વીતાવેલાં અઢાર વર્ષ જાણે એક દિવસ જેટલો જ સમય વીત્યો હોય તેમ મને અલ્પ જણાયાં.[૨૦] અઢાર વર્ષમાં એ દેવની કૃપાથી મને લેશ માત્ર પણ ગ્લાનિ થઈ ન હતી, તથા હે અનઘ ભીષ્મ! ભૂખ અને તરસ પણ શું છે, તે પણ મને તેટલો કાળ જણાયું ન હતું, અને આ વ્રત પૂરું થયું ત્યારે તે આચારમાં મને કેટલો સમય વીત્યો હતો તે મને (મારા) શિષ્યે જણાવ્યું, ત્યારે જ મેં જાણ્યું.[૨૧-૨૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे 'पितृकल्पवर्णनमां योगसिद्धिनी पात्रता' ए नामनो अध्याय १९ मो समाप्त

## અધ્યાય ૨૦ મો
## પિતૃકલ્પ વર્ણન-ભારદ્વાજના યોગભ્રષ્ટ પુત્રોનું વૃત્તાંત

मार्कण्डेय उवाच—

तस्मिन्नन्तर्हिते देववचनात्तस्य वै प्रभोः ।
चक्षुर्दिव्यं सविज्ञानं प्रादुरासीत्तदा मम ॥ १ ॥

માર્કંડેય કહે છેઃ-હે ભીષ્મ! મને આવો ઉપદેશ આપી, મુનિ સનત્કુમાર અંતર્હિત થયા પછી, એ શક્તિમાન્ દેવના વચન અનુસાર મને વિવેકપૂર્વક જ્ઞાન મેળવવાની શક્તિ અને દિવ્ય ચક્ષુ તત્કાળ પ્રાપ્ત થયાં.[૧] એટલે, હે ગંગાપુત્ર ભીષ્મ! તે બન્નેના યોગથી, વિભુ સનત્કુમારે, મને જે બ્રાહ્મણોની એટલે કૌશિકના સાત પુત્રોની ગતિ સંબંધી (ગયા અધ્યાયમાં) કહ્યું હતું, તે બ્રાહ્મણોને મેં કુરુક્ષેત્રમાં પ્રત્યક્ષ જોયા.[૨] એ સાત (બ્રાહ્મણ) ભાઈઓમાં જે સાતમો હતો, તે બ્રહ્મદત્ત નામનો રાજા થયો હતો. આ બ્રહ્મદત્ત પોતાના શીલ અને કર્મથી પિતૃવર્તીને નામે વિશેષ વિખ્યાત થયો હતો.[૩] શુકદેવની કન્યા કૃત્વીએ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા અણુહ રાજાથી આ બ્રહ્મદત્ત રાજાનો ઉત્તમ કાંપિલ્ય નગરમાં જન્મ આપ્યો હતો.[૪]

ભીષ્મ કહે છેઃ-હે રાજન્ યુધિષ્ઠિર! મહા તપસ્વી અને મહાભાગ્યશાળી માર્કંડેય મુનિએ પછી બ્રહ્મદત્તના વંશ સંબંધી મને જે વૃત્તાંત કહ્યો હતો, તે હું તને હવે કહું છું, માટે તે તું એકચિત્તથી સાંભળ.[૫]

એટલે યુધિષ્ઠિરે પ્રશ્ન પૂછ્યો કેઃ-હે ભીષ્મ પિતામહ! રાજા અણુહ કોનો પુત્ર હતો? ધર્મરક્ષકોમાં શ્રેષ્ઠ એવો એ રાજા કિયા કાળમાં થઈ ગયો છે? મહા યશસ્વી બ્રહ્મદત્ત રાજા જેનો પુત્ર થાય, તે અણુહે શાં શાં પરાક્રમ કર્યાં હતાં? તે કેવો વીર્યશાળી હતો? કૌશિક ભાઈઓમાં એ સાતમો હતો, છતાં તે એકલો શા માટે રાજા થયો?[૬-૭] લોકપૂજ્ય ભગવાન્ શુકદેવ પોતે યોગાત્મા અને શક્તિમાન્ હતા, તેથી તેઓ, અલ્પ પરાક્રમવાળા પુરુષને તો પોતાની યશસ્વી પુત્રી કૃત્વી પરણાવે જ નહીં, અર્થાત્ એ અણુહ રાજા મહાન્ વીર્યશાળી અવશ્ય હોવો જ જોઈએ.[૮] હે મહાતેજસ્વી ભીષ્મ! તેટલા માટે એ સર્વ આખ્યાન સવિસ્તર સાંભળવાની મારી ઇચ્છા છે. તેથી આપે મને એ બ્રહ્મદત્ત રાજાનું ચરિત કહેવું ઘટે છે. આ સાથે, માર્કંડેય મુનિએ કહેલા બાકીના છ દ્વિજો કેવી રીતે સંસારમાં વર્તતા હતા, તે સર્વ વૃત્તાંત પણ આપ મને કૃપા કરીને સવિસ્તર કહેશો.[૯-૧૦]

ભીષ્મ કહે છેઃ-હે રાજન્ યુધિષ્ઠિર! બ્રહ્મદત્ત મારા પિતામહ રાજર્ષિ પ્રતીપનો સમકાલીન રાજા થઈ

ગયો હતો, એમ મેં સાંભળ્યું છે.[૧૧] એ બ્રહ્મદત્ત રાજા મહાભાગ્યશાળી, યોગી અને રાજર્ષિઓમાં શ્રેષ્ઠ હતો. તે સર્વ ભૂતોના હિતમાં તત્પર રહેતો હતો તથા પ્રાણીમાત્રની વાણીનો જ્ઞાતા* હતો.[૧૨] યોગશિક્ષાના આચાર્ય મહાયશસ્વી ગાલવ મુનિ તેમના મિત્ર હતા; જે ગાલવ મુનિએ તપોબળથી શિક્ષા નામના વેદાંગ નિર્માણ કર્યું, અને વેદની સંહિતાનાં પદ, ક્રમ, જટા, ઘન આદિ વિભાગ કર્યાં હતા. યોગાત્મા કંડરીક બ્રહ્મદત્ત રાજાનો મહાન્ પ્રધાન હતો.[૧૩] હે રાજન્! સર્વે અવતારોમાં એ સાતે ભાઈઓ એકમેકના સહાયક સખા થયા હતા, અને સાતે અવતારોમાં તેઓ અમિત તેજસ્વી હતા; આમ મહા તપસ્વી અને મહા ભાગ્યશાળી માર્કંડેય મુનિએ મને કહ્યું હતું.[૧૪] હે રાજન્ યુધિષ્ઠિર! હવે પુરુના કુળમાં અવતરેલા પૌરવો અને મહાત્મા પૌરવ બ્રહ્મદત્તના વંશ સંબંધી વર્ણન હું તને કહું છું, તે તું સાંભળ.[૧૫]

પુરુકુલમાં બૃહત્ક્ષત્ર નામનો રાજા થઈ ગયો છે. એ બૃહત્ક્ષત્રને સુહોત્ર નામનો પરમ ધાર્મિક પુત્ર હતો. સુહોત્રને હસ્તી નામનો દાયાદ પુત્ર હતો.[૧૬] એ હસ્તી રાજાએ જ પૂર્વે આ ઉત્તમ હિસ્તનાપુર નગરની રચના કરી હતી. હસ્તીને પરમ ધાર્મિક ત્રણ પુત્રો હતા; અજમીઢ, દ્વિમીઢ અને પુરુમીઢ. હે યુધિષ્ઠિર રાજન્! એ ત્રણ પૈકી રાજા અજમીઢે ધૂમિની નામની પત્નીથી બૃહદિષુ નામના પુત્રને ઉત્પન્ન કર્યો. બૃહદિષુનો પુત્ર બૃહદ્ધનુ મહાયશસ્વી હતો.[૧૭-૧૮] રાજા બૃહદ્ધનુ પરમ ધાર્મિક હતો, તેથી તે બૃહદ્ધર્મને નામે વિખ્યાત થયો. બૃહદ્ધનુનો પુત્ર સત્યજિત્ હતો, અને સત્યજિતને વિશ્વજિત્ નામનો પુત્ર હતો.[૧૯] વિશ્વજિતનો પુત્ર સેનજિત્ પૃથ્વીપતિ હતો. એ સેનજિતને લોકમાં વિખ્યાત થયેલા ચાર પુત્રો હતા.[૨૦] સેનજિત્ અવન્તિ નગરીનો રાજા હતો, અને તેના રુચિર, શ્વેતકેતુ, મહિમ્નાર અને વત્સ એ ચાર રાજપુત્રો હતા.[૨૧] રુચિરને મહાયશસ્વી પૃથુસુનુ નામનો વારસ પુત્ર હતો. પૃથુસુનુનો પુત્ર પાર હતો, અને પારે નીપને ઉત્પન્ન કર્યો.[૨૨] હે તાત યુધિષ્ઠિર! હે રાજેન્દ્ર! નીપને અમિત ઓજસવાળા, મહારથી, શૂર અને બાહુના પરાક્રમમાં શ્રેષ્ઠ એવા સો પુત્રો હતા. એ સઘળા રાજપુત્રો નીપના નામથી પ્રખ્યાત હતા.[૨૩] એ નીપ રાજાઓનો તેમની કીર્તિને વધારનારો, વંશજ સમર હતો. તે કાંપિલ્ય નામના રાજ્યપ્રદેશમાં સુવિખ્યાત થયો હતો. તે નામ પ્રમાણે જ સમરાંગણમાં પરાક્રમી નીવડ્યો હતો.[૨૪] સમરને પર, પાર અને સદશ્વ નામના ત્રણ પુત્રો હતા. તેઓ પરમ ધર્મજ્ઞ હતા. પારને પૃથુ નામનો પુત્ર હતો.[૨૫] પૃથુનો પુત્ર સુકૃત આ સંસારમાં પૂર્વજન્મે કરેલાં સત્કૃત્યોથી સર્વગુણસંપન્ન જન્મ્યો હતો, અને તેને વિભ્રાજ નામનો પુત્ર હતો.[૨૬]

હે યુધિષ્ઠિર! એ વિભ્રાજનો પુત્ર રાજા અણુહ પોતાનાં કૃત્યોથી પ્રકાશ્યો. એ મહાયશસ્વી રાજા કૃત્વીનો પતિ અને શુકનો જમાઈ થાય.[૨૭] અણુહનો પુત્ર રાજર્ષિ બ્રહ્મદત્ત શક્તિમાન્, સમર્થ, અને યોગાત્મા હતો, અને તેનો પુત્ર વિષ્વક્સેન પરમ તપસ્વી હતો. આ સંસારમાં કરેલાં કર્મોના પ્રભાવથી તેનો (બ્રહ્મદત્તનો) દાદો વિભ્રાજ વિષ્વક્સેનરૂપે (બ્રહ્મદેવથી) અવતર્યો હતો. બ્રહ્મદત્તનો બીજો પુત્ર સર્વસેનને નામે વિખ્યાત હતો.[૨૮-૨૯] બ્રહ્મદત્તના ઘરમાં ઘણા લાંબા કાળથી રહેતી પૂજનીયા નામની વિચિત્ર સ્વભાવવાળી એક ચકલીએ સર્વસેનની બેય આંખો ફોડી નાંખી હતી.[૩૦] વળી બ્રહ્મદત્તે મહાબળવાન્ અને પરાક્રમી વિષ્વક્સેન નામનો બીજો પુત્ર ઉત્પન્ન કર્યો હતો. એ વિશ્વક્સેનને દંડકસેન નામનો પુત્ર હતો. દંડકસેનના કુમાર ભલ્લાટને રાધાના કુમાર કર્ણે પૂર્વે હણ્યો હતો.[૩૧-૩૨] દંડકસેનનો એ પુત્ર શૂરવીર, મહાત્મા અને કુલદીપક હતો. હે યુધિષ્ઠિર! ભલ્લાટને દુર્બુદ્ધિ નામનો પુત્ર હતો.[૩૩] અને, હે નૃપ! એ જ નીપના વંશનો અંત આણનારો હતો. તેનાં કર્મોથી ઉગ્રાયુધે સર્વે નીપોનો તેમના વંશજો સાથે સમૂળ નાશ કરી નાંખ્યો હતો.[૩૪] એ ઉગ્રાયુધ મદથી છીછરો, ગર્વિષ્ઠ, કેવળ ગર્વમાં જ પ્રીતિ ધરાવનારો, અને સદા દુષ્ટ આચરણમાં તત્પર રહેનો હતો, તેથી મેં જ તેને યુદ્ધમાં હણ્યો હતો.[૩૫]

યુધિષ્ઠિરે પ્રશ્ન પૂછ્યો કેઃ-હે ભીષ્મપિતામહ! એ ઉગ્રાયુધ કોનો પુત્ર થાય? તે કોના વંશમાં જન્મ્યો હતો? તમારે શા માટે તેને હણવો પડ્યો હતો? એ વિગેરે હકીકત તમે મને સવિસ્તર કહી સંભળાવો.[૩૬]

ભીષ્મ કહે છેઃ-હે યુધિષ્ઠિર! અજમીઢને રાજા યવીનર નામનો વિદ્વાન્ પુત્ર હતો. યવીનરને ધૃતિમાન્ નામનો પુત્ર હતો. ધૃતિમાનને સત્યધૃતિ નામનો પુત્ર થયો.[૩૭] એ સત્યધૃતિથી પ્રતાપી દૃઢનેમિ ઉત્પન્ન થયો

* મુંબઈની પ્રતિમાં, ऋतज्ञः सर्वभूतानाम्-પ્રાણીમાત્રના સત્ય ધર્મનો જ્ઞાતા હતો, એવો પાઠ છે; ત્યારે બંગાળી પ્રતિમાં कृतज्ञः-પ્રાણીમાત્રનો તેમનાં કૃત્યો માટે આભાર માનનારો હતો, એમ પાઠ છે. પરંતુ કાશીની પુરાણી પ્રતિમાં रुतज्ञः सर्वभूतानां એ પ્રાણીમાત્રની વાણીનો જ્ઞાતા હતો, એમ પાઠ છે. બ્રહ્મદત્ત રાજા ચકલી સાથે વાર્તાલાપ કરે છે, તેમ કીડીના સ્વરને ઓળખી શકે છે, એમ આ અધ્યાયમાં વર્ણવેલું છે. તેથી આ પાઠ વિશેષ યોગ્ય છે. મત્સ્યપુરાણમાં પણ योगवित् सर्वजंतुनां रुतवेत्ता भवत्सदा (અ. ૨૦ શ્લો. ૨૫) એ વિશેષણોથી બ્રહ્મદત્તને વિશિષ્ટ કર્યો છે, તે વિશેષ જોતાં પણ આ પાઠ યોગ્ય છે. તેથી ઉપર આ પાઠ સ્વીકારેલો છે.

હતો, અને તેને રાજા સુધર્મા નામનો પુત્ર હતો.[૩૮] સુધર્માને સાર્વભૌમ નામનો પુત્ર હતો, તે અખિલ પૃથ્વીનો ચક્રવર્તી, અને સમગ્ર પ્રજાના એક જ પ્રજાપતિરૂપે નૃપતિ હતો, તેથી તે સાર્વભૌમને નામે વિખ્યાત થયો હતો.[૩૯] સાર્વભૌમના મહાન્ વંશમાં પુરુવંશજ મહાન નામનો રાજા ઉત્પન્ન થયો હતો. મહાનને રાજા રુક્મરથ નામનો પુત્ર હતો.[૪૦] રુક્મરથને રાજા સુપાર્શ્વ નામનો પુત્ર હતો, અને સુપાર્શ્વનો પુત્ર સુમતિ ધાર્મિક હતો.[૪૧] સુમતિનો પુત્ર સન્નતિ ધર્માત્મા અને વીર્યશાલી હતો. સન્નતિને કૃત નામનો મહાબળવાન્ પુત્ર હતો.[૪૨] એ કૃત કૌશલના મહાત્મા હિરણ્યનાભનો શિષ્ય હતો. એ હિરણ્યનાભના શિષ્ય કૃતે પ્રાચ્ય સામવેદની સંહિતાને ચોવીસ રીતિએ ગાઈ હતી.[૪૩] તેથી પ્રાચ્ય સંહિતાનું ગાન ગાનારાઓ કાર્તયને નામે ઓળખાય છે. પુરુવંશમાં જન્મેલો, પરાક્રમી ઉગ્રાયુધ એ આ કૃત રાજાનો પુત્ર થાય. ઉગ્રાયુધે પોતાનું પરાક્રમ દાખવીને પાંચાળ દેશના અધિપતિ, પૃષતના પિતામહ, મહાતેજસ્વી નીપને રણમાં હણ્યો હતો.[૪૪-૪૫] એ ઉગ્રાયુધને મહાયશસ્વી ક્ષેમ્ય નામનો પુત્ર હતો; ક્ષેમ્યથી રાજા સુવીર અને સુવીરથી નૃપંજય ઉત્પન્ન થયો હતો.[૪૬] નૃપંજયને બાહુરથ નામનો પુત્ર હતો. આ બધા રાજાઓ પૌરવો કહેવાયા.

હે તાત યુધિષ્ઠિર! ઉગ્રાયુધમાં જ્યારે દુષ્ટ બુદ્ધિએ પ્રવેશ કર્યો, એટલે એ બળવાન્ રાજાએ પોતાના રાજ્યચક્રનો વિસ્તાર વધારવા માંડ્યો. નીપોના અંત આણનારા એ મહાન્ રાજા ઉગ્રાયુધે ગર્વથી છલકાઈ જઇને યુદ્ધમાં નીપોનો તથા બીજા રાજાઓનો પણ સંહાર કર્યો.[૪૭-૪૮] વળી મારા પિતા મરી ગયા, એટલે તેના આશૌચ(સુતક)ના દિવસોમાં જ તેણે મને એક પાપમયી વાત સંભળાવી. હું એક દિવસ મારા અમાત્યોથી વિંટળાઇને ધરણીતલ ઉપર સુતો હતો,* ત્યારે, હે રાજેન્દ્ર! ઉગ્રાયુધના દૂતે મારી સમીપ આવીને મને તેનો સંદેશો આ પ્રમાણે કહ્યોઃ-

"હે ભીષ્મ! હે કુરુઓમાં શ્રેષ્ઠ! સ્ત્રીઓમાં રત્ન જેવી તારી યશસ્વી માતા યોજનગંધા(સત્યવતી)ને મારી પત્ની તરીકે મને આજે ને આજેજ સ્વાધીન કરી દે.[૪૯-૫૦] હું તને તેના બદલામાં નિઃશંક વિશાળ રાજ્ય અને પુષ્કળ ધન આપીશ; કારણ આ જગતમાં મારી ઇચ્છા પરિપૂર્ણ થાય, એટલાં બધાં રત્નોનો હું ભોક્તા અને સ્વામી છું.[૫૧] હે ભારત! મારા દુર્જય અને પ્રજ્વલિત ચક્રનું નામ સાંભળતાંજ તથા મને દેખતાં વેંતજ મારા શત્રુઓ તો યુદ્ધભૂમિમાંથી પરભાર્યા પલાયન કરી જાય છે.[૫૨] જો તું તારા રાજ્યનું કલ્યાણ ઇચ્છતો હોય, તેમ જ તારા પ્રાણ અને કુળ ટકાવવા માગતો હોય તો મારી આજ્ઞા પ્રમાણે વર્ત, નહિં તો તને હું કોઈ રીતે શાંતિ પામવા દઇશ નહીં."[૫૩]

ભોંય ઉપર પાથરેલા દર્ભની શય્યામાં સુતાં સુતાં, તે દૂતે બોલેલાં, અગ્નિની શિખા જેવાં બળતાં વચનો સાંભળતાં વેંતજ હું તો એકદમ ઉશ્કેરાઈજ ગયો.[૫૪] હે યુધિષ્ઠિર અચ્યુત! એ દુર્બુદ્ધિ ઉગ્રાયુધની આવી ખરાબ ઇચ્છા જાણીને મેં તરતજ મારી સેનાના ઉપરીઓને રણસંગ્રામમાં ઉપડવા સારુ સર્વ પ્રકારની તૈયારીઓ કરવાની આજ્ઞા કરી દીધી.[૫૫] તે સમયે વિચિત્રવીર્ય બાળક હતો, એટલે સર્વથા મારા જ આશ્રય હેઠળ હતો; તેથી દૂતનાં વચનોથી હું ક્રોધે પૂરેપૂરો ભરાઈ ગયો. અને મેં પોતેજ સેનાપતિ થઇને યુદ્ધે ચઢવાનો નિશ્ચય કર્યો.[૫૬] પરંતુ સલાહ આપવામાં પારંગત એવા પ્રધાનોએ, દેવતુલ્ય (વેદસ્વરૂપ) ઋત્વિજોએ, ભવિષ્યનું પરિણામ જોઈ શકે એવા આપ્ત મિત્રોએ, તથા શાસ્ત્ર જાણનારા સ્નેહી જનોએ મને અનેક કારણોસર એકદમ યુદ્ધે ચઢતાં અટકાવ્યો. હે અનઘ યુધિષ્ઠિર! તેમ કરવાનાં આવાં યુક્ત કારણો તે સર્વેએ મને સંભળાવ્યાં હતાં.[૫૭-૫૮]

મંત્રીઓએ કહ્યું:-"હે પ્રભુ ભીષ્મ! ઉગ્રાયુધ યુદ્ધ માટે તમારી ઉપર ચક્ર ઉગામવાને સૈન્યાદિક સજ્જ કરી તૈયાર થયો છે, એ ખરું; પરંતુ અત્યારે તમે પિતાના શોકમાં હોઇને આશૌચવાળા છો, તેથી તમારે તમારી કાર્કીર્દીના પ્રથમ કાર્ય તરીકે કદી પણ આવું સાહસભર્યું યુદ્ધકાર્ય ઓચિંતું ઉપાડી લેવું, એ યોગ્ય નથી.[૫૯] અમે પ્રથમ તેની સાથે સામ, દામ, અને ભેદની યુક્તિઓ રચીશું, તેટલામાં તમે પિતૃશ્રાદ્ધ કરીને શુદ્ધ-પવિત્ર થાઓ; પછી દેવતાઓને નમી, વિપ્રો પાસે સ્વસ્તિવાચન કરાવી, અગ્નિને આહુતિ આપી, દ્વિજોનું પૂજન અર્ચન કરી, તેમની અનુજ્ઞા લ્યો, અને પછી તમો જય મેળવવા સારુ સુખેથી યુદ્ધે ચઢો.[૬૦-૬૧] વૃદ્ધોની એવી આજ્ઞા છે કે, મનુષ્ય આશૌચમાં હોય, ત્યારે તેણે રણસંગ્રામમાં પ્રવેશ કરીને અસ્ત્રશસ્ત્રો વાપરવાં જોઇએ નહીં.[૬૨] પ્રથમ સામ અને દામથી, તે પછી ભેદથી, અને છેક છેવટે પરાક્રમ કરીને ઇંદ્રે જેમ શંબર અસુરને હણ્યો હતો, તેમ તમારે તેને હણવો જોઇએ."[૬૩]

આપત્કાલે બુદ્ધિમાનોનું અને ખાસ કરીને વૃદ્ધોનું વચન પ્રત્યેક મનુષ્યે સાંભળવું જ જોઇએ, એ નિયમ હોવાથી, હે નરાધિપ! તેમનાં આવાં સલાહનાં વચનો

* આશૌચના દિવસમાં પલંગ કે પથારીપર સુવાનો નિષેધ છે, માટે ભીષ્મ ભોંય ઉપર સુતા હતા.

સાંભળીને તરત જ યુદ્ધે ચઢવાના નિશ્ચયથી હું અટકી પડ્યો.[૬૪] તે પછી મારા યુદ્ધશાસ્ત્રમાં પારંગત સચિવોએ સર્વ પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ અને ઉપાયો ઉગ્રાયુધની સાથે યોજ્યાં, અને, હે કુરુશ્રેષ્ઠ! મેં તે સમય દરમ્યાન શ્રાદ્ધાદિ ઉત્તમ કાર્યનો આરંભ કરી દીધો.[૬૫] બુદ્ધિમાનોએ સૂચવેલા સામ, દામ, ભેદ આદિ ઉપાયોથી મારા સચિવોએ તેને ઘણું ઘણું સમજાવવા માંડ્યો, પરંતુ એ દુર્બુદ્ધિ ઉગ્રાયુધને સમજાવવો, એ અશક્ય હતું.[૬૬] હે તાત! પારકાની પત્ની મેળવવાની ખરાબ અભિલાષાદ્વારા અધર્મ કરવાને તત્પર થયેલા ઉગ્રાયુધે પોતાના ચક્રને પ્રથમ ગતિમાં મૂક્યું તો ખરું, પરંતુ તે ચક્ર તરત જ પાછું ફર્યું.[૬૭] એ મારા જાણવામાં આવ્યું, તેનું એ ઉત્તમ ચક્ર પાછું ફર્યું, કારણ કે સજ્જનોએ નિંદેલા પોતાના કર્મથી જ તેના ચક્રની ગતિ દબાઈ ગઈ હતી.[૬૮]

પછી શૌચવિધિ કરી, તથા વિપ્રો પાસે સ્વસ્તિવાચન કરાવી, શસ્ત્રઅસ્ત્ર સજી, હું રથ ઉપર ચઢ્યો, નગર બહાર નીકળ્યો અને દુશ્મન જોડે યુદ્ધ કર્યું.[૬૯] તેનાં સૈન્યબલ તથા અસ્ત્રબલની સાથે મારે જબ્બર અથડાઅથડી ચાલી, અને ત્રણ દિવસ સુધી દેવાસુર યુદ્ધના જેવું ઉન્મત્ત યુદ્ધ મચી રહ્યું.[૭૦] તે પછી, હે શત્રુને દમનાર યુધિષ્ઠિર! મારા અસ્ત્રના પ્રતાપથી બળી જઈ, એ પરાક્રમી ઉગ્રાયુધ રણને મોખરે પ્રાણ છોડીને મારી સન્મુખ ભોંય ઉપર પડ્યો.[૭૧] હે તાત! આ સમય દરમ્યાન નીપોના રાજા, પૃષતના દાદાને રાજા ઉગ્રાયુધે હણ્યો હતો, તેથી તેનું વૈર લેવા ઉગ્રાયુધને મેં હણ્યો કે તરત જ મારી સંમતિથી મહા તેજસ્વી પૃષતે પોતાના પિતૃઓનું અહિચ્છત્રનું (ઉત્તર પાંચાલ દેશનું) રાજ્ય પાછું જિતી લીધું, અને કાંપિલ્ય નગર (દક્ષિણ પાંચાલ) પ્રતિ સીધાવ્યો. હે રાજન્ યુધિષ્ઠિર! પૃષત દ્રુપદનો પિતા અને મારો પક્ષકાર થતો હતો.[૭૨-૭૩] તે પછી અર્જુને આત્મબળથી દ્રુપદને જિતીને કાંપિલ્ય સહિત અહિચ્છત્રનો રાજ્યપ્રદેશ દ્રોણને સ્વાધીન કર્યો. વિજયી મનુષ્યોમાં ઉત્તમ એવા દ્રોણાચાર્યે એ રીતે જિતાયલા બન્ને ભાગોનો* સ્વીકાર કર્યો, અને પછી તે સાથે કાંપિલ્ય નગર દ્રુપદને પાછું સોંપી દીધું. આ સઘળી ઘટના તો, હે યુધિષ્ઠિર! તારી જાણમાં જ છે.[૭૪-૭૫] આ પ્રમાણે મેં તને દ્રુપદના પુરાણા વડવા બ્રહ્મદત્તના, નીપના અને ઉગ્રાયુધના વંશ સંબંધી સઘળી કથા કહી છે.[૭૬]

યુધિષ્ઠિરે પુનઃ પ્રશ્ન પૂછ્યો કે,-હે ગંગાપુત્ર ભીષ્મ! હે વિભુ! બ્રહ્મદત્તની પૂજનીયા નામની ચકલીએ શા માટે તેના જ્યેષ્ઠ પુત્ર સર્વસેનને પૂર્વે આંધળો કર્યો હતો? શા માટે એ ચકલી તેના ઘરમાં લાંબા સમય સુધી વસી રહી હતી? અને લાંબા સમય સુધી તેના ઘરમાં રહેવા છતાં શા માટે તેણે મહાત્મા બ્રહ્મદત્તનું આવું અહિત કર્યું હતું?[૭૭-૭૮] શા માટે પૂજનીયાએ બ્રહ્મદત્તની સાથે મિત્રતા બાંધી હતી? હે ભીષ્મ! આ મારી સર્વે શંકાઓને તમે યથાસ્થિત દૂર કરશો.[૭૯]

ભીષ્મ કહે છેઃ-હે મહારાજા! હે યુધિષ્ઠિર! બ્રહ્મદત્તના ગૃહમાં અગાઉ બનેલું સર્વ વૃત્તાંત તું યથાસ્થિત સાંભળ અને તેને ધ્યાનપૂર્વક ગ્રહણ કર.[૮૦] હે રાજન્! કોઈએક ચકલી બ્રહ્મદત્તના ગૃહમાં દીર્ઘ સમયથી માળો બાંધી રહી હતી. તે બ્રહ્મદત્તની સખી થઈ હતી. તેની પાંખો ધોળી હતી, તેનું માથું રાતું હતું, તથા તેની પીઠ કાળી અને તેનું ઉદર કૃશ હતું.[૮૧] તે બ્રહ્મદત્તની સખી થઈ, અને તેણે તેની સાથે ગાઢ મિત્રતા બાંધી હતી. હે મનુષ્યોમાં ઉત્તમ રાજા યુધિષ્ઠિર! તે બ્રહ્મદત્તના મહેલમાં જ માળો બાંધી, ત્યાં જ રહેતી હતી.[૮૨] તે દરરોજ રાજાના ઉત્તમ મહેલમાંથી બહાર નીકળીને સમુદ્ર, સરોવર અને તળાવની તીરે ભટકતી હતી.[૮૩] નદીઓનાં તીરો, પર્વતોનાં શૈલો, મોટાં મોટાં વૃક્ષો, વેલીઓનાં ઝુંડો, વાડીઓ, વનો, ઉપવનો, સુગંધી અને પ્રફુલ્લ કલ્હાર પુષ્પોવાળાં સરોવરો, તથા ચંદ્રથી ખીલતાં કુમુદો, સૂર્યથી ખીલતાં કમળ, કિંજલ્ક આદિ વિવિધ પુષ્પોથી સુગંધિત થયલા વાયુવાળા અને હંસ, સારસ અને કારંડવના મધુર સ્વરવાળા પ્રદેશોમાં આખો દિવસ વિહાર કરીને, હે રાજન્! એ ચકલી દરરોજ સાંજે કાંપિલ્ય નગરમાં પાછી આવતી, અને બુદ્ધિમાન્ બ્રહ્મદત્ત રાજાના મહેલમાં પોતાના માળામાં પાછી પ્રવેશ કરતી.[૮૪-૮૬] હે યુધિષ્ઠિર! એ ચકલી નિત્ય બુદ્ધિમાન્ બ્રહ્મદત્ત રાજા સાથે સદા કથાવાર્તા કરતી, અને વિવિધ દેશવિદેશમાં ફરીફરીને તેણે જે જે આશ્ચર્યકારક બનાવો અને વસ્તુઓ જોયાં હોય, તે તે સર્વ તેને રસપૂર્વક કહેતી.

હે કૌરવનંદન! આ પ્રમાણે આનંદમાં દિવસો વીતાડતાં કેટલેક સમયે રાજા બ્રહ્મદત્તને રાજાઓમાં ઉત્તમ એવો એક પુત્ર થયો. તે સર્વસેનને નામે વિખ્યાત થયો. વળી તેવા જ સમયમાં પૂજનીયાએ પણ પોતાના માળામાં એક ઇંડું મૂક્યું હતું.[૮૭-૮૮] થોડો સમય જતાં એ ઇંડું ફાટ્યું અને તેમાંથી હાથપગ ને મોંઢાવાળો એક માંસપિંડ બહાર નીકળ્યો.[૯૦] હે પૃથ્વીપતિ! તે પિંડ રંગે રતુમડો, આકારમાં વાંકો અને ચક્ષુ વિનાનો હતો. કેટલોક સમય થતાં એ માંસ પિંડને આંખો આવી, અને પાંખો પણ લગારલગાર

* ઉત્તર અને દક્ષિણ પાંચાલ.

વધી.[૯૧] ચકલી પૂજનીયા રાજપુત્ર અને પોતાના પુત્ર ઉપર એકસરખો સ્નેહ ધરાવતી અને દર્શાવતી હતી. દિવસેદિવસે એ બન્નેના ઉપર તે વિશેષ ને વિશેષ પ્રીતિ ધરાવતી ગઈ.[૯૨] તે દરરોજ સાયંકાલે સર્વસેન અને પોતાના પુત્રને માટે અમૃતના જેવા સ્વાદવાળાં બબ્બે અમૃત ફળ ઉંચકી લાવતી.[૯૩] બ્રહ્મદત્તનો બાળક અને પૂજનીયાનો બાળક એ બન્ને જણ તેનાં આણેલાં બે ફળમાંથી અક્કેકું ફળ ખાતા અને એ ફળના સ્વાદથી તેઓ નિત્યનિત્ય ઘણાજ પ્રસન્ન થતા. પૂજનીયા જ્યારે દરરોજ સવારે માળામાંથી બહારના પ્રદેશમાં ઘૂમવા જતી, ત્યારે, હે નૃપ યુધિષ્ઠિર! સર્વસેનની ધાત્રી તેના બાળકને માળામાંથી ઉપાડીને તેની સાથે બ્રહ્મદત્તના બાળક રાજપુત્રને ઘણીઘણી ક્રીડાઓ કરાવતી.[૯૪-૯૬]

એક દિવસ રાજકુમારની ધાત્રીનું લક્ષ ન હતું, તેવામાં એ રાજપુત્રે પોતે જ પૂજનીયાએ બનાવેલા માળામાંથી તેના બાળકને ઉપાડ્યો, અને દૃઢ મુઠ્ઠીથી બાળક પક્ષીની ડોક પકડી અને અજ્ઞાનતાથી સખ્ત રીતે દબાવી. એ બાળક કુમળું અને રાજપુત્રની મુઠ્ઠી મજબૂત, એટલે તેની દૃઢ મુઠ્ઠીથી હે રાજન્! તે બાળક પક્ષીએ તો તરત જ પ્રાણ છોડ્યો.[૯૭-૯૮] રાજપુત્રની દૃઢ મુઠ્ઠીથી તે પક્ષી તત્કાળ જ મરી ગયલું હોવાથી જ્યારે તેણે તેને મુઠ્ઠીમાંથી છૂટું કર્યું, ત્યારે બ્રહ્મદત્ત રાજાએ તેને ફાટેલા મોંવાળું અને મરેલું દીઠું, એટલે તે અતિશય દુઃખી થયો.[૯૯] પોતાના રાજકુમારને હાથે આવો અનિષ્ટ બનાવ બન્યાથી તેને વિશેષ સંતાપ થયો, અને તેની આંખો આંસુથી અતિશય ભરાઈ ગઈ. તેણે સર્વસેનની ધાત્રીને ઘણો જ સખ્ત ઠપકો આપ્યો, અને એ ચકલીના મરેલા બાળક માટે શોક અને વિલાપ કરતો બેઠો.[૧૦૦-૧] સાયંકાલે તે જ સમયે વનમાં ઘૂમનારી પૂજનીયા પણ દરરોજના રીવાજ મુજબ ચાંચમાં બે ફળ ઉંચકીને બ્રહ્મદત્તના ભુવનમાં આવી પહોંચી.[૧૦૨] હે નરાધિપ યુધિષ્ઠિર! જ્યારે તેણે ઘરમાં આવીને પોતાના બાળકને પંચમહાભૂતને શરણ થયલો (મુવેલો) જોયો, ત્યારે તેને એકદમ મૂર્ચ્છા આવી ગઈ, પરંતુ થોડીવારે તેને પાછું ભાન આવ્યું. હે રાજન્! ભાન આવ્યા પછી એ તપસ્વિની ચકલીએ નીચે પ્રમાણે પુત્રના મરણ માટે વિલાપ કરવા માંડ્યો.[૧૦૨-૩]

પૂજનીયા વિલાપ કરવા લાગી કેઃ–હે પુત્ર! બહારથી કૂજન કરતી આવેલી તારી માતાની આસપાસ તું નિત્ય અસ્પષ્ટ ઉચ્ચારવાળી વાણીથી હજારો કાલાકાલા પ્રિય શબ્દો બોલતોબોલતો ફરી વળતો હતો.[૧૦૪] તો, હે પુત્ર! તું આજે ભૂખની પીડાથી ફીકું પડી ગયેલું, તારું મોં ઉઘાડું કરતો કરતો તથા રતુમડું તાળવું બતાવતો બતાવતો શા માટે મારી સમીપ આવતો નથી?[૧૦૫] મારી બે પાંખોથી તને ભેટીને હું તને નિત્યનિત્ય કંઇકકંઇક મીઠુંમીઠું કહેતી હતી. શા માટે, હે પુત્ર! આજે હું તને ચીં ચીં શબ્દો બોલતો સાંભળી શકતી નથી?[૧૦૬] હે પુત્ર! આખો દિવસ મારા મનમાં એવો મનોરથ રમી રહેતો હતો કે, સાંજે મારી આગળ મોં ઉઘાડું કરીને પાણી માગતા તથા પાંખ ફફડાવતા મારા પુત્રને હું જોઇશ.[૧૦૭] તું મરી ગયો છે, તેથી મારો એ સઘળો મનોરથ ભાંગી પડ્યો છે.

આ પ્રમાણે અનેક પ્રકારે વિલાપ કરીને તે ચકલીએ રાજાને કહ્યું[૧૦૮] કે, "હે બ્રહ્મદત્ત રાજન્! તું રાજ્યાભિષેક કરાયલો રાજા છે, એટલે તું તો સનાતન ધર્મ સારી રીતે જાણે છે જ, તો પછી તેં શા કારણે મારા માળામાંથી મારા પુત્રને ખેંચતાં તથા ધાત્રી સમક્ષ તેને મારી નાંખતાં તારા પુત્રને અટકાવ્યો નહીં? હે ક્ષત્રિયોમાં અધમ બ્રહ્મદત્ત રાજા! મને આ પ્રશ્નનો ઝટ ઉત્તર આપ? તેં શું આ આંગિરસી શ્રુતિ સાંભળી નથી, કે શરણે આવેલો, ભૂખથી પીડા પામતો, શત્રુઓના ભયથી પલાયન કરી આવેલો, તથા પોતાના ગૃહમાં લાંબા સમયથી વાસ કરી રહેલો જન, પ્રત્યેક મનુષ્યથી સદા રક્ષણ કરવાને યોગ્ય જ છે; અર્થાત્ પ્રત્યેકે એવાનું રક્ષણ કરવું જ જોઇએ.[૧૦૯-૧૧] જે મનુષ્ય પોતાના કર્તવ્યનું પાલન કરતો નથી, તે નિઃસંશય કુંભિપાક નામના નરકમાં પડે છે. શી રીતે તેવા મનુષ્યના હાથથી દેવો સ્વાહા શબ્દપૂર્વક અપાયલા હવિનો, અને પિતૃઓ સ્વાધા શબ્દપૂર્વક અપાયલા પિંડનો સ્વીકાર કરશે? અર્થાત્ નહીં જ કરે."[૧૧૨]

આ પ્રમાણે, હે મહારાજ યુધિષ્ઠિર! વિવેકબુદ્ધિ ખોઈ દેવાનાં દશ કારણોને* કેવળ વશ થઇને એ સતી પૂજનીયાએ બ્રહ્મદત્તને અનેક કહેવા ન કહેવાનાં કડવાં વચનો કહ્યાં, અને શોકથી દુઃખી થઈ, તેણે પોતાના પગના તીવ્ર નખથી બ્રહ્મદત્તના બાળક રાજપુત્ર સર્વસેનની બન્ને આંખો ફોડી નાંખી. આ રીતે એ રાજપુત્રની બન્ને આંખો ફોડી, અને તેને આંધળો કરીને તે ચકલી આકાશમાં ઉડવા લાગી.[૧૧૩-૧૪]

પછી બ્રહ્મદત્ત રાજાએ પોતાના પુત્રને આંધળો

---

* એ દશ કારણો આ પ્રમાણે ધર્મશાસ્ત્રમાં ગણાવેલાં છેઃ–

मत्तः प्रमत्त उन्मत्तः श्रांतः क्रुद्धो बुभुक्षितः ।
त्वरमाणश्च भीतश्च लुब्धः कामी च ते दश ॥

થયલો જોઈ પૂજનીયાને કહ્યું કે, "હે કલ્યાણી પૂજનીયા! હવે તું તારા પુત્રશોકને દૂર કર. હે બીકણ ચકલી! મારા પુત્રની આંખો ફોડી, એ તેં સારું કર્યું.[૧૧૫] માટે તારા શોકને કાઢી નાંખી, હવે તું તારા માળામાં પાછી આવ અને રહે. તારું મારી સાથેનું સખાપણું અવિનાશી રહો. તું હવે તારા માળામાં પહેલાંની પેઠે પાછી સુખેથી નિવાસ કર. તારુ કલ્યાણ થાઓ. તું હવે પાછી ફર, અને પહેલાંની પેઠે પાછી હરફર અને ક્રીડા કર.[૧૧૬] ખરેખર પુત્રની પીડાથી મને તારા ઉપર ઝાઝો ક્રોધ ચઢયો નથી. તું મારી સખી છે. તારુ ઇષ્ટ જ થશે. તું તો તારે જે કરવાનું હતું તે કરી ચૂકી જ છું."[૧૧૭]

એટલે પૂજનીયાએ ઉત્તર આપ્યો કે, "હે બ્રહ્મદત્ત રાજા! મારા પોતાના પુત્ર ઉપરના સ્નેહના અનુભવથી જ હું જાણી શકી છું કે, તારો પણ તારા પુત્ર ઉપરનો સ્નેહ કેટલો અને કેવો છે. હે રાજશ્રેષ્ઠ! તારા પુત્રને ચક્ષુ વિનાનો કરીને અપરાધી થયેલી હું હવે તારા ગૃહમાં વસવા ઇચ્છતી નથી.[૧૧૮] કારણ શુક્રાચાર્યે કહેલાં નીતિનાં વચનો હું કહું છું, તે તું સાંભળ:-

(૧) પ્રત્યેક મનુષ્યે નઠારો મિત્ર, નઠારો દેશ, નઠારો રાજા, નઠારો સગપણસંબંધ, નઠારો પુત્ર, અને નઠારી સ્ત્રીનો તો સદા દૂરથી જ ત્યાગ કરવો જોઇએ.[૧૧૯] કારણ કે, નઠારા મિત્ર સાથે સખાપણું કે અંતરનો સ્નેહ હોય નહીં; નઠારી સ્ત્રીમાં પ્રેમ ક્યાંથી હોય? અર્થાત્ તેનાથી સુખોપભોગ ક્યાંથી મળે? નઠારા પુત્રને હાથે પિંડની શી આશા રાખવી? નઠારો રાજા હોય ત્યાં સત્ય હોય જ નહીં (અને સત્ય હોય નહીં ત્યાં ન્યાય મળવો દુર્લભ).[૧૨૦] કારણ નઠારા મિત્ર ઉપર વિશ્વાસ ક્યાંથી હોય? (ખરો સ્નેહ નથી ત્યાં ખરા વિશ્વાસનો આધાર નથી.) નઠારા દેશમાં જીવી શકાય નહી (કારણ નિર્વાહની મારામારી પડે); નઠારો રાજા હોય ત્યાં પ્રજાનો જીવ નિત્ય ભયથી ધગધગતો રહે; નઠારો પુત્ર હોય તો સર્વ પાસથી અસુખ જ મળે.[૧૨૧]

(૨) અપકાર કરનારનો જે નીચ અધમ મનુષ્ય વિશ્વાસ કરે છે, તે અનાથ અને દુર્બળ મનુષ્યની પેઠે ઝાઝો સમય જીવી શકતો નથી.[૧૨૨] વળી અવિશ્વાસ રાખવા લાયક જે પ્રાણી હોય, તેનો મનુષ્યે કદી પણ વિશ્વાસ કરવો નહીં. વિશ્વાસ રાખવા લાયક પ્રાણી ઉપર પણ હદબહાર વિશ્વાસ રાખવો નહીં; કારણ વિશ્વાસથી ઉત્પન્ન થયલો ભય મનુષ્યને જડમૂળથી પણ ઉખેડી નાંખે છે.[૧૨૩] રાજાના સેવકનો કે વર્ણસંકર મનુષ્યનો જે મૂઢ માણસ વિશ્વાસ કરે છે, તે ઝાઝો સમય જીવી શકતો નથી.[૧૨૪]

(૩) હે રાજા બ્રહ્મદત્ત! જેમ કીડીઓ પાંખો મેળવી ઉન્નતિ પ્રાપ્ત કરે છે ખરી, છતાં તે નિઃસંશય નાશ પામે છે, તેમ રાજાની કૃપાથી ઉન્નતિ પામેલા માણસોનો નિઃસંદેહ નાશ થાય છે, એમ શુક્રાચાર્ય કહે છે.[૧૨૫] જેમ એક કોમલ વેલી મોટા વૃક્ષની આસપાસ વીંટળાઇને તેનો નાશ કરે છે, તેમ બુદ્ધિમાન્ મનુષ્ય મૃદુતાથી ગાત્ર સાથે ગાત્ર ભીડીને શત્રુનો નાશ કરે છે.[૧૨૬] દુશ્મન પહેલાં તો કોમળ, સ્નેહાળ અને ઓછોઓછો થઈ જાય છે, પછી ધીરેધીરે ભેટે છે, અને ઉધાઈ જેમ વૃક્ષને મૂળથી જ પોલું કરીને ખાઈ જાય છે, તેમ તે પછીથી પોતાના શત્રુનો જડમૂળથી જ નાશ કરી નાંખે છે.[૧૨૭] (રાજકીય નીતિમાં આમ થયાનાં દૃષ્ટાંતો અનેક છે.) ઇંદ્રે મુનિઓની સમક્ષ હું તને નહીં મારું, એવો કરાર કરી નમૂચિને વિશ્વાસ દીધો હતો; પરંતુ પાછળથી, હે રાજન્! જળનાં ફીણોમાં પોતાનું વજ્ર સંતાડી, તેવડે નમુચિને મારી નાંખ્યો હતો.[૧૨૮] સારાંશ એટલો જ કે, સુતેલા અસાવધ, પ્રમાદી અથવા તો મદ્યપાનથી ઘેંઘુટ થયેલા શત્રુનો ઘાત મનુષ્યો હરકોઈ ઉપાયથી વિષ, અગ્નિ, શસ્ત્ર કિંવા માયા અને કપટથી પણ અવશ્ય કરે છે.[૧૨૯] વળી આટલેથી ન અટકતાં, હે રાજન્! ભવિષ્યમાં તેની સંતતિ સાથે પાછું વૈર જાગશે અને પાછો ત્રાસ વેઠવો પડશે, એવા ભયથી પણ મનુષ્યો પોતાના શત્રુનો અને તેના વંશનો કોઈ પણ અવશેષ જીવતો રહેવા દેતા નથી, અને તે કારણે તેનું કે તેના વંશનું નામ પણ ન સંભળાય, એવી રીતે તેમનો સમૂળો જ નાશ કરી નાંખે છે.[૧૩૦] કારણ, હે ભૂમિપતિ બ્રહ્મદત્ત! શત્રુનો અવશેષ, ઋણનો અવશેષ કે અગ્નિનો અવશેષ રહ્યો હોય તો તે ફરીથી પાછો અવશ્ય વૃદ્ધિ પામે છે જ, તેથી મનુષ્યે આમાંનો કોઈ પણ અવશેષ રહેવા દેવો નહીં, એ નીતિવચન છે.[૧૩૧]

(૪) શઠ શત્રુ મનમાં જ વૈરભાવ રાખીને બહારથી પ્રતિસ્પર્ધી સાથે હસે છે, બોલે છે, એક પાત્રમાં સાથેસાથે ભોજન કરે છે, એક આસન ઉપર સાથે ચઢીને બેસે છે, છતાં પણ તેનું અંતરનું પહેલું વૈર તો (પાપબુદ્ધિ) તાજું ને તાજું જ રહે છે, અને તેની સ્મૃતિમાં નિત્ય તરી રહે છે.[૧૩૨] કદાચિત્ અગત્ય જણાતાં મૈત્રીસંબંધ કે સગપણનો સંબંધ તેની સાથે બાંધવો પડ્યો હોય, છતાં તેવો સંબંધ બાંધ્યા પછી પણ મનુષ્યોએ કદી પણ શત્રુનો ઉંડો વિશ્વાસ કરવો નહીં; કારણ ઇંદ્રે જમાઈ થઇને જ રણસંગ્રામમાં પુલોમાનો સંહાર કર્યો હતો.[૧૩૩] જેમ હરિણ વિશ્વાસ કરીને પારધીની પાસે જતું નથી, તેમ બુદ્ધિમાન્ મનુષ્યે મનમાં શત્રુવટ શમાવનારા, પણ બહારથી

પ્રિય બોલનારા શત્રુની પાસે વિશ્વાસથી કદી પણ જવું નહીં જોઇએ.[૧૩૪] દુશ્મન સાથે વૈર વધતાં મનુષ્યે તેની સાથે વસવું પણ નહીં; કારણ, જેમ નદીનો વેગ કાંઠા ઉપરનાં ઝાડને મૂળ સાથે ખણી કાઢે છે, તેમ એ શત્રુ પણ સામાનું સત્યાનાશ (નિકંદન) કાઢી નાંખે છે.[૧૩૫] શત્રુની સહાયતાથી ઉન્નતિ પામવા છતાં પણ, 'હું ઉન્નત થયો છું' એ વિચારથી મનુષ્યે તેનો કદી વિશ્વાસ કરવો નહીં. કારણ કે જેમ પાંખો આવતાં એટલે કે ઉન્નતિ પામતાં કીડીઓ નાશ પામે છે, તેમ શત્રુથી ઉન્નતિ પામીને જ તે મનુષ્ય થોડા સમયમાં નાશ પામે છે.[૧૩૬]

હે બ્રહ્મદત્ત રાજા! રાજનીતિનિપુણ શુક્રાચાર્યે આવાં નીતિનાં અનેક વચનો કહેલાં છે, અને આત્મરક્ષા કરવા ઇચ્છનારા બુદ્ધિમાન્ પુરુષે, હે રાજન્! એ વચનો નિત્ય હૃદયમાં ધારણ કરી રાખવા જેવાં છે.[૧૩૭] હે રાજન્! મેં તારા પુત્રની આંખ ફોડીને તારો અતિશય ભયંકર અપરાધ કરેલો છે. તો પછી મારે તારો વિશ્વાસ પણ નહીં જ કરવો જોઇએ. અર્થાત્ તારા ઉપર હું હવે વિશ્વાસ મૂકી શકતી નથી.[૧૩૮]

આ પ્રમાણે વચનો કહીને આકાશમાં વિહરનારી તે પૂજનીયા ચકલી બ્રહ્મદત્તના મહેલમાંથી ઉડી ગઈ. હે રાજન્ યુધિષ્ઠિર! પ્રાચીન કાળમાં બ્રહ્મદત્ત અને પૂજનીયાના સંબંધ વિષે જે વૃત્તાંત બન્યો હતો, તે મેં તને, હે રાજેન્દ્ર! આ રીતે કહ્યો છે. હે મહામતિ યુધિષ્ઠિર! હવે તું મને શ્રાદ્ધ સંબંધી શંકાઓ પૂછે છે, તેવી જ શંકાવાળો પ્રશ્ન પૂછનાર માર્કંડેય મુનિને સનત્કુમારે એ શંકાના સમાધાનરૂપે જે પુરાતન ઇતિહાસ કહ્યો હતો, તે હું તને કહી સંભળાવું છું.[૧૩૯–૪૧] શ્રાદ્ધના ફળને ઉદ્દેશીને નિશ્ચયપૂર્વક કરેલા સુકૃતનું ફળ સાત જન્મોમાં મેળવનાર યોગી અને બ્રહ્મચારી ગાલવ, કંડરિક અને બ્રહ્મદત્ત એ ત્રણે પુરુષોનાં ચરિતો હું હવે કહું છું, તે તું સાંભળ.[૧૪૨–૪૩]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशविषे हरिवंश पर्वनो "पितृकल्प वर्णनमां ब्रह्मदत्त अने चकलीनुं उपाख्यान" ए नामनो अध्याय २० मो संपूर्ण**

---

* ટીકાકાર પ્રતિષ્ઠિતનો આવો અર્થ આપે છે:–શ્રુતધનકુલપુત્રપશ્વાદિબાહુલ્યેન મહત્ત્વં પ્રાપ્તઃ વેદશાસ્ત્રનું જ્ઞાન, ધન, કુળ, પુત્ર, પશુ આદિ પુષ્કળ હોઇને મહત્તા મેળવનાર મનુષ્ય પ્રતિષ્ઠિત કહેવાય છે. † મૂળમાં યોગ શબ્દ છે, તેનો ટીકાકાર એવો અર્થ કરે છે કે, योगमाप्यो मोक्षः ब्रह्मात्मैक्यं वा યોગસિદ્ધિથી પ્રાપ્ત થતો મોક્ષ–જીવબ્રહ્મની એકતા. ‡ તેમના સાત જન્મો નીચે પ્રમાણે છે:–૧ ભરદ્વાજના પુત્ર, ૨ કૌશિકના પુત્ર, ૩ પારધી, ૪ મૃગ, ૫ ચક્રવાક,

# અધ્યાય ૨૧ મો

## (પિતૃકલ્પવર્ણન) સાત યોગભ્રષ્ટ બ્રાહ્મણોની કથા

मार्कंडेय उवाच—

> श्राद्धे प्रतिष्ठितो लोकः श्राद्धे योगः प्रवर्तते ।
> हंत ते वर्तयिष्यामि श्राद्धस्य फलमुत्तमम् ॥ १ ॥

માર્કંડેય કહે છે:–હે ભીષ્મ! શ્રાદ્ધથી લોક પ્રતિષ્ઠા* પામે છે; શ્રાદ્ધથી યોગસિદ્ધિ† પ્રવર્તે છે (અને તેનાથી મોક્ષની પણ પ્રાપ્તિ થાય છે.) તેથી, હે ભારત! બ્રહ્મદત્તે શ્રાદ્ધથી પ્રાપ્ત યોગસિદ્ધિવડે સાત‡ જન્મોમાં જે ઉત્તમ ફળ મેળવ્યું હતું, તે હું તને કહું છું. કારણ કે શ્રાદ્ધથી ધીરેધીરે મનુષ્યની બુદ્ધિ ધર્મપ્રતિ વળતી જાય છે, અને તેથી બ્રહ્મદત્તની બુદ્ધિ સન્માર્ગે વળી પણ હતી.[૧–૨] હે અનઘ ભીષ્મ! પૂર્વધર્મના નિમિત્તને આગળ કરીને ગાયની હિંસા કરી એ બ્રાહ્મણોએ શ્રાદ્ધ કર્યું હતું, છતાં તેનું જે ઉત્તમ ફળ તેમણે મેળવ્યું હતું, તે, હે મહામતિ! તું સાંભળ:–[૩]

તે પછી, હે ભીષ્મ! દેવ સનત્કુમારે દિવ્ય દૃષ્ટિ આપીને અંતર્ધાન થતી વેળા વાર્તાપ્રસંગમાં કહેલા§ પતિત, અધર્મિષ્ઠ અને પિતૃવ્રત આચરનારા એ સાત દ્વિજોને મેં દિવ્ય ચક્ષુવડે કુરુક્ષેત્રમાં શ્રાદ્ધ કરતા જોયા. જેવાં તેઓ કર્મ કરતા હતા, તેવાં જ તેમનાં નામ હતાં. વાગ્દુષ્ટ,‖ ક્રોધન,¶ હિંસ્ર,$ પિશુન,** કવિ,†† ખસૃમ,‡‡ અને પિતૃવર્તી‖‖ એ તેમનાં નામ હતાં.[૪–૫] હે તાત! તેઓ કૌશિક વિશ્વામિત્રના પુત્રો અને, હે ભારત! ગાર્ગ્ય મુનિના શિષ્યો હતા. તેમના પિતા વિશ્વામિત્ર તેમને શાપ દઇને ઉદાસીન થયા. તે પછી એ સાતે ભાઇઓએ ગાર્ગ્ય ગુરુને ઘેર રહી શિષ્યવૃત્તિ સ્વીકારી, બ્રહ્મચર્ય વ્રત આચરવા માંડ્યું.[૬] એક સમયે ગુરુની આજ્ઞાથી તેઓ, તેમની ન્યાય્ય રીતે મેળવેલી દુધાળી કપિલા ગાયને તેના જેવા જ રંગના વાછડા સહિત વનમાં ચરાવવાને લઈ ગયા.[૭] હે ભારત! વનમાં જતાં જતાં માર્ગમાં તેઓ ક્ષુધાથી પીડાવા લાગ્યા, એટલે છોકરવાદીપણાથી ને મોહથી ઉપજેલી દુષ્ટ બુદ્ધિથી તેમને એ ગાયની હિંસા કરવાની ક્રૂર બુદ્ધિ થઈ આવી.[૮] કવિ અને ખસૃમે બાકીના પાંચ ભાઇઓને એ ગાયને નહીં મારવાની વિનતિ કરી, પરંતુ તે બન્ને પોતાના બાકીના બંધુઓને

---

૬ હંસ અને ૭ રાજા. § અધ્યાય અઢારમામાં ભારદ્વાજના પુત્રો કુરુક્ષેત્રમાં પડ્યા, એમ જે કહેલું છે તેના અનુસંધાનમાં આ વાત અહીંથી આગળ ચાલે છે. ‖ દુષ્ટ વાણીવાળો, ¶ ક્રોધી, $ હિંસા કરનારો, ** ચાડીયો. †† परलोकभयदर्शी (પરલોકના ભયને જોનારો,) ‡‡ खे विचरति सर्तुम् शीलं यस्य सः આકાશમાં ફરી શકે એવો. ‖‖ પિતૃઓનું વ્રત આચરનારો.

ગાયને હણતાં અટકાવી શક્યા નહીં.[૯] તમાંનો પિતૃવર્તી નિત્ય શ્રાદ્ધાદિ કર્મ કરતો હતો, તથા ધર્મકાર્યના આચરણમાં સદા તત્પર રહેતો હતો. તેણે ક્રોધથી તે સર્વ ભાઇને આમ કહ્યું કે, 'જો તમારે કોઇનું સાંભળવું જ ન હોય અને આપણે એ ગાયને અવશ્ય હણવી છે એવો વિચાર થતો જ હોય, તો પછી મારુ કહેવું સાંભળો. પ્રથમ તો આપણે સર્વેએ એકચિત્ત થવું, અને શ્રાદ્ધનિમિત્ત પિતૃઓને એ ગાય અર્પણ કરવી. પછીથી યથાવિધિ તેની હિંસા કરવી, એ જ સારો માર્ગ છે.[૧૦–૧૧] એમ કરવાથી ધર્મકાર્યને અર્થે મરણુ પામનારી આ ગાય પણ નિઃસંશય ધર્મ્યગતિને પામશે, તથા પિતૃઓનું ધર્મ અનુસાર અર્ચન કરવાથી આપણે પણ આ કાર્યના અધર્મી ઠરીશું નહીં."[૧૨]

એટલે સર્વ સંમત થઈ બોલ્યા કે, 'ત્યારે ભલે એમ થવા દો.' પછી એ સર્વ ભાઇઓએ પિતૃઓને એ ગાય અર્પણ કર્યાનો સંકલ્પ કર્યો, અને તેના શરીર ઉપર પાણીના છાંટા નાંખી (પ્રોક્ષણ કરીને) તેને પવિત્ર કરી, અને પછી, હે ભારત ! તેઓ બધા તેનું માંસ ચપાટી ગયા.[૧૩]

આ પ્રમાણે એ ગાયનું માંસ સ્વાહા કરી ગયા પછી તેમણે સર્વેએ ઘેર જઈ ગુરુને જણાવ્યું કે, 'ગાયને તો વાઘે હણી અને તેનું વાછરડું આ રહ્યું, તે આપ લ્યો.'[૧૪] ગાર્ગ્ય નિષ્કપટી હતા, તેથી તેમણે બ્રાહ્મણને યોગ્ય સ્વાભાવિક સરળપણાથી તેમની એ વાત સત્ય માની, અને વાછરડાને તેમની પાસેથી સંભાળી લીધું. આ પ્રમાણે જૂઠી વાતથી તેમણે પોતાના ગુરુને છેતર્યા, તેથી તેમના આયુષ્યનો ક્ષય થયો, અને તે સર્વે દ્વિજો મરણુ પામ્યા.[૧૫] મરણ પછી પૂર્વનાં પોતાનાં ક્રૂર અને ઘાતકી કર્મોથી, ગુરુ પ્રતિના અનાર્ય વર્તનથી, તેમ જ ઉગ્રહિંસા અને અયુક્ત માંસભક્ષણથી એ સાતે એક પારધીને ત્યાં સહોદર પુત્રરૂપે અવતર્યા. હે તાત યુધિષ્ઠિર ! તેઓ મોટા બળવાન્ અને મનસ્વી થયા. તેમણે પૂર્વ જન્મમાં ધર્મને અનુસરી પિતૃઓનું અર્ચન કર્યું હતું, તથા ગાયને મારતાં અને તેનું માંસ ખાતાં પહેલાં જળ છાંટીને પવિત્ર કરી હતી, તેથી તેમને આ જન્મમાં પણ પોતાના પૂર્વ જન્મની સ્મૃતિ અને કૃત કર્મોનું અનુસંધાન એ બન્ને રહ્યાં હતાં. ધર્મકર્મમાં વિચક્ષણ એવા એ સાતે ભાઇઓ દશાર્ણ દેશમાં પારધી થઇને અવતર્યા.[૧૬–૧૮] તે સર્વે જન્મસ્વભાવ પ્રમાણે પારધીને યોગ્ય કર્મ કરવાને તત્પર થયા તો ખરા, પરંતુ તેમણે એ કર્માચરણ કરવાં લોભ અને અસત્યનો ત્યાગ કર્યો. માત્ર શરીર ટકાવવાને જોઇએ તેટલા માંસ પૂરતી જ હિંસા તેઓ ધર્મ અનુસાર* કરતા.[૧૯] બાકીના સમયમાં તેઓ કેવળ ધ્યાનમાં લીન થઈ પ્રભુનું સ્મરણ કરતા. હે નરાધિપ ભીષ્મ ! આ જન્મમાં તેમનાં નામ નિર્વૈર,† નિવૃત્તિ,‡ શાંત,§ નિર્મન્યુ,‖ કૃતિ,¶ વૈઘસ$ અને માતૃવર્તી હતાં. નામ પ્રમાણે જ તેમનાં કર્મ હતાં. એ સર્વે પારધીઓ પરમ ધાર્મિક થયા હતા.[૨૦–૨૧] હે તાત જનમેજય ! આ પ્રમાણે જીવનનિર્વાહ પૂરતો જ હિંસાધર્મ તેઓ આચરતા, અને જીવન ગાળતા; પૂજ્યભાવથી વૃદ્ધ માતાની સેવાચાકરી ઉઠાવતા, અને પિતાને પણ સંતોષ આપતા હતા.[૨૨] જ્યારે તેમનાં માતાપિતા મૃત્યુધર્મને વશ થયાં, ત્યારે તેમણે પણ શિકાર માટે જ ધારણ કરેલાં ધનુષબાણનો ત્યાગ કર્યો, અને સર્વેએ સાથે જ વનમાં પ્રાણ છોડ્યા.[૨૩]

પારધીના અવતારમાં મૃગયા કરતાં છતાં કરેલાં શુભ કર્મને લીધે પૂર્વજન્મની સ્મૃતિ સાથે તે સર્વ હરણજાતિમાં અવતર્યા. પૂર્વજન્મમાં પારધી તરીકે તેમણે જીવનનિર્વાહ માટે પણ પ્રાણીઓને ત્રાસ ઉપજાવેલો, તથી તે સાતે જણા આ જન્મમાં સુંદર કાલંજિર ગિરિમાં ત્રાસ પામતા હરિણરૂપે અવતર્યા.[૨૪] મૂળના ક્રમ પ્રમાણે જ ઉન્મુખ,** નિત્ય વિત્રસ્ત,†† સ્તબ્ધકર્ણ‡‡ વિલોચન§§ પંડિત,‖‖ અઘસ્મર¶¶ અને નાદી$$ એ તેમનાં નામ હતાં. તેઓ હરિણના અવતારમાં પણ પૂર્વજન્મના સ્મરણથી ઉત્પન્ન થયલી યોગબુદ્ધિથી ધ્યાન ધરતા હતા. ઇંદ્રિયોને શાંત કરનારા સુખદુઃખાદિ દ્વંદ્વથી રહિત થયેલા બ્રહ્મચારી, ક્ષમાશીલ, પરાઈ વસ્તુ નહીં લેનારા, શુભ કર્મ આચરનારા, અને અહિંસા આદિ ધર્મોનું પાલન સમાનતાથી કરનારા આ સાતે વનચરો તે સ્થળે યોગધર્મ પ્રાપ્ત કરી વિહાર કરતા હતા.[૨૫–૨૭] જલહીન મરુ પ્રદેશમાં મળી શક્તો આહાર તેઓ લેતા, પણ તે સાથે તેમણે જલત્યાગનું વ્રત ગ્રહણ કર્યું, અને એ રીતે એ તપસ્વીઓએ કેટલેક સમયે પોતાના પ્રાણુ છોડ્યા. હે ભારત! હે નૃપ! કાલંજર ગિરિના મરુ પ્રદેશમાં પડેલાં તેમનાં પગલાં અદ્યાપિ પર્યંત એવાં ને એવાં દેખાય છે.[૨૮] હે તાત યુધિષ્ઠિર ! તેમનાં શુભ છતાં, કેવળ અશુભ અંશોથી રહિત, કર્મોથી તેઓ હરિણથી વિશેષ

---

* બાલક, સગર્ભ કે મૈથુનાસક્ત પ્રાણીને ન મારવું, એ નિયમ પારધીઓએ આચરવો, એમ શાસ્ત્રની જે આજ્ઞા છે તે તેઓ પાળતા. † વૈર વિનાનો, ‡ સંતોષી, § ઠંડા સ્વભાવવાળો, ‖ ક્રોધ વિનાનો, ¶ હેતુસર શુભ કર્મ કરનાર, $ પિતુને અર્પણ કરીને આહાર આરોગનાર. માતાની સેવા ઉઠાવનાર, ** આકાશ ભણી મોં કરી રાખનાર અર્થાત્ ક્લેશ–પીડા–થી આહાર લઈ શકનાર, †† રાતદિવસ ભયથી ધ્રુજનાર, ‡‡ બહેરો, §§ આંધળો, ‖‖ વિદ્વાન, સારા નરસાનો જાણનાર, ¶¶ યથેચ્છ ખાવાની વૃત્તિવાળો, $$ આનંદ આપનાર, મધુર સ્વરમાં પ્રીતિવાળો.

સારી ચક્રવાકની યોનિમાં અવતર્યા.[૨૯] જલમાં નિવાસ કરનારા એ સાતે, ચક્રવાકનો દેહ ધરનારા, બ્રહ્મચારી મુનિઓ નદી સમીપ શરદ્વીપ નામના શુભ દેશમાં સહચરી સાથે રહેવાના (મૈથુન) ધર્મનો ત્યાગ કરીને વસવા લાગ્યા.[૩૦]* હે ભારત! આ ચક્રવાક પક્ષીની યોનિમાં તેમનાં નિસ્પૃહ,† નિર્મમ,‡ ક્ષાંત,§ નિર્દ્વંદ્વ,‖ નિષ્પરિગ્રહ,¶ નિર્વૃતિ,$ અને નિર્ભૃત,** એ નામ હતાં.[૩૧] એ પક્ષીઓએ, તે પ્રદેશમાં પક્ષીઓના ધર્મને પાળતાં, તપ સાધતાં, નદી તટ ઉપર વિના આહારે જીવન ગાળતાં પ્રાણ છોડ્યા.[૩૨] તે પછી તે સર્વે એક જ માતાના ઉદરથી માનસ સરોવરના પ્રદેશમાં ફરનારા હંસરૂપે અવતર્યા. પૂર્વ જન્મ અને તેનાં કર્મોનાં સ્મરણવાળા અને નિષ્ઠાથી શુભ કર્મો આચરનારા એ સાતે હંસો, બ્રહ્મચર્યવ્રત પાળતા હતા.[૩૩] પૂર્વે વિપ્રની યોનિમાં અવતર્યા છતાં તેમણે મોહાંધ થઈને ગુરુને મિથ્યા ભાષણ આદિથી છેતર્યા હતા, તેથી જ તેમને પશુપક્ષીની યોનિઓમાં આમ જન્મવું અને સંસારરૂપી વનમાં આથડવું પડ્યું હતું.[૩૪] પરંતુ સ્વાર્થ સાધવાના કાર્યમાં તત્પર રહેવા છતાં તેમણે પિતૃઓને ઉદ્દેશીને ઉક્ત (ગુરુની ગાયના વધરૂપી) હિંસાકર્મ કર્યું હતું, તેથી તેમને ઉત્તરોત્તર શુભ ગુણોવાળા અવતારો તેમ જ પૂર્વ જન્મોનું જ્ઞાન પ્રાપ્ત થતાં જતાં હતાં.[૩૫] પક્ષીના આ અવતારમાં તેમનાં સુમન,†† શુચિવાક્,‡‡ શુદ્ધ,§§ પંચમ,‖‖ છિદ્રદર્શન,¶¶ સુનેત્ર,$$ અને સ્વતંત્ર,*** એ નામ હતાં.[૩૬]

છેલ્લા અને સાતમા જન્મમાં આ સાત ભાઈઓમાંનો પાંચમો અમાત્ય પાંચિક રૂપે,††† છઠ્ઠો મુનિ કંડરિક રૂપે,‡‡‡ અને સાતમો રાજા બ્રહ્મદત્ત રૂપે§§§ અવતર્યો હતો.[૩૭] એ સાતે જણે સાત જન્મમાં કરેલા તપથી, યોગના ફલથી, પૂર્વ જન્મનાં શુભ કર્મોની સ્ફૂરણાથી, અને પૂર્વ જન્મે ગુરુકુળમાં વેદનું અર્થ સહિત પઠન કર્યું હતું તેથી, જો કે તેમને અયુક્ત કર્મને લીધે સંસારમાં આથડવું પડ્યું હતું, છતાં તેમની બુદ્ધિ તેવી ને તેવી જ શુદ્ધ રહી શકી હતી.[૩૮–૩૯]

આ સર્વે હંસ પક્ષીઓ બ્રહ્મચારી અને બ્રહ્મવાદી હતા. તેઓ યોગધર્મનું અહર્નિશ ધ્યાન ધરતા, અને તે પ્રદેશમાં વિહાર કરતા હતા.[૪૦] આ રીતે એ પક્ષીઓ સાથે રહેતા હતા, પોતાના પ્રભાવ અને શરીરના તેજથી પ્રકાશતા હતા, અને તે દરમ્યાન પૌરવ વંશીય નીપાઓના રાજા શ્રીમાન્ વિભ્રાજે અંતઃપુરની સ્ત્રીઓ સહિત એ વનમાં વિહાર અર્થે પ્રવેશ કર્યો.[૪૧–૪૨] રાજ્યલક્ષ્મીવાળા, રાજા વિભ્રાજનો અતિશય ઠાઠમાઠ અને વૈભવ જોઈને આ સાત હંસ પક્ષીઓમાંના એક (સાતમા) સ્વતંત્રને તત્કાલ એના જેવા જ રાજા થવાની ઇચ્છા થઈ આવી. એટલે તેણે મનમાં આવો સંકલ્પ કર્યો કે, "મેં જે કંઈ સુકૃત, પુણ્ય, તપનું પાલન અથવા ધર્મનો નિયમ આચર્યો હોય તેના બળથી હું પણ એના જેવો જ રાજા થાઉં તો સારું. કારણ, આવા ફલ વગરના ઉપવાસો અને તપથી હું તો હવે છેક જ ખિન્ન થઈ ગયો છું."[૪૩–૪૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे पितृकल्प वर्णनमां—"सात ब्राह्मणोना स्वजन्म संबंधी आख्यान" ए नामनो अध्याय २१ मो समाप्त

## અધ્યાય ૨૨ મો

### (પિતૃકલ્પ વર્ણન) ચક્રવાક થયેલા બ્રાહ્મણોનું વર્ણન

मार्कंडेय उवाच—

ततस्तं चक्रवाकौ द्वावूचतुः सहचारिणौ ।
आवां ते सचिवौ स्यावस्तव प्रियहितैषिणौ ॥ १ ॥

માર્કંડેય કહે છેઃ–હે ભીષ્મ! એટલે તેમાંનાં બે ચક્રવાકોએ§§§ પોતાના આ સહચારિ બંધુ(સ્વતંત્ર)ને તેની અભિલાષા સાંભળીને કહ્યું કે, 'હે સ્વતંત્ર! તું જો આવો (વિભ્રાજના જેવો) રાજા થઇશ તો અમે પણ તારું પ્રિય અને હિત સાધવાની ઇચ્છાવાળા તારા મંત્રીઓ થઈને જ રહીશું.'[૧] 'ભલે એમ થવા દો,' આવું કહીને તેણે પોતાની મતિ યોગસાધનામય કરી દીધી. નવા જન્મસંબંધમાં આ પ્રમાણે ત્રણે જણે કરાર કર્યો ત્યારે શુચિવાક્ નામના ચક્રવાકે સ્વતંત્રને કહ્યું કે, "હે ભાઇ! મુક્તિ પર્યંત સર્વ સિદ્ધિને આપનારા યોગધર્મનો ત્યાગ

---

* ચક્રવાક પક્ષીઓ હદપાર કામાસક્ત હોય છે, છતાં આ સાતે જણાઓએ કામવાસનાને મારી ઉગ્ર તપ આદર્યું.

† સ્પૃહા–ઇચ્છા વિનાનો. ‡ મમત્વ વિનાનો. § ક્ષમાવાળો. ‖ સુખદુઃખને સમાન માનનારો. ¶ પરાઈ વસ્તુ નહીં લેનારો. $ સંતોષી. ** દૃઢતાથી વ્રત આચરનાર.

†† શુદ્ધ મનવાળો. ‡‡ પવિત્ર વાણીવાળો. §§ પવિત્ર આચરણવાળો. ‖‖ મધુર સ્વરવાળો. ¶¶ પોતાના અવગુણોને શોધનારો. $$ શુભ દૃષ્ટિવાળો. *** ઇન્દ્રિયોને પોતાને વશ રાખનારો.

††† જેનું મૂળ નામ કવિ હતું તે. ‡‡‡ જેનું મૂળ નામ ખસૃમ હતું તે. §§§ જેનું મૂળ નામ પિતૃવર્તી હતું તે.

§§§ ગયા અધ્યાયમાં જણાવેલું છે કે, તે સર્વે માનસ સરોવર ઉપર હંસ થઇને અવતર્યા હતા, અને તે પછી રાજા વિભ્રાજે એ વનમાં પ્રવેશ કર્યો હતો. આ અધ્યાયના આરંભના શ્લોકમાં 'ચક્રવાક' પદ હોવાથી તેઓ હંસને બદલે 'ચક્રવાક' યોનિમાં હતા, એમ સમજાય છે. પરંતુ આમાં કંઇક ચુક હોવી જોઇએ; કારણ કે ત્રેવીશમા અધ્યાયના આરંભના શ્લોકમાં તેઓ હંસ હતા એમ સૂચવેલું છે. આથી સ્પષ્ટ થાય છે કે હંસયોનિમાં તેઓ હતા ત્યારે આ વાર્તાલાપ થયો છે. ટીકાકાર આ અધ્યાયના બીજા શ્લોકમાં જાણે તેઓ હંસ હોય તેમ જ અર્થદર્શન કરે છે; છતાં આ શબ્દોએ તેનું લક્ષ ખેંચ્યું જણાતું નથી.

કરીને જે કારણથી તેં તારી કામના (ઇચ્છા) ને મુખ્ય ગણી છે, અને તેનો વશવર્તી થઇ, રાજા થવાના વરદાનની માગણી તું કરે છે, તેથી હું તને શાપ આપું છું, અને જે શાપવચન તને કહું છું તે તું સાંભળ.[૨-૩] હે તાત સ્વતંત્ર! તું પોતે કાંપિલ્ય નગરમાં રાજા થઇને અવતરીશ, અને આ બે તારા ભાઇઓ–મિત્રો તારા મંત્રીઓ રૂપેજ ત્યાં અવતરશે, એમાં તો કાંઈ પણ શક નથી."[૪] આ વચન સાંભળીને શુચિવાક્‌ની પેઠે બાકીના ત્રણેય સહોદર ભાઈઓએ પણ, રાજ્યની અભિલાષાવાળા, તેને કારણે યોગથી ભ્રષ્ટ થયલા, અને તેથી પોતાની સાથે વાતચિત માટે પણ અયોગ્ય ઠરેલા, પોતાના આ ત્રણ ભાઇઓને આવો જ શાપ દીધો.[૫]

એટલે શાપ પામેલા, યોગથી ભ્રષ્ટ થયલા, અને ભાન ભૂલેલા એ ત્રણે પક્ષિઓએ પોતાના ચાર સહોદર ભાઈઓને આવો શાપ નિવારણ કરવાની વિનંતિ કરી.[૬] તે ઉપરથી તેમણે તેમના ઉપર કૃપા કરી, અને તેમના તરફથી સુમને આવું કૃપાવચન ત્રણેને કહ્યું કે, "તમને મળેલો આ શાપ સમયની ચોક્કસ અવધિવાળો થશે, એમાં કાંઈ પણ સંશય તમારે રાખવો નહીં. પરંતુ આવી અયોગ્ય ઇચ્છા કરવાથી યોગધર્મથી ભ્રષ્ટ થયલા તમે મનુષ્યરૂપે અવતરશો, અને પછી પાછી તમારી પૂર્વ જન્મની યોગશક્તિ પુનઃ પ્રાપ્ત કરશો.[૭-૮] સ્વતંત્ર સર્વ પ્રાણીઓના સ્વર સમજવાની શક્તિવાળો થશે. શ્રાદ્ધ નિમિત્તે ગાયને અંજલિથી પવિત્ર કરી તેને ધર્મબુદ્ધિથી પિતૃઓને અર્પણ કરો, એવા તેના શુભ મંત્રના પ્રતાપથીજ આપણે પિતૃઓની આટલી કૃપા મેળવી શકયા છીએ, અને તેને લીધે જ આપણે બધાને પૂર્વ જન્મની સ્મૃતિ, જ્ઞાન, અને ઉત્તરોત્તર શુભ અવતાર પ્રાપ્ત થયાં છે, તથા યોગસિદ્ધિનું સાધન પણ મળેલું છે.[૯-૧૦] તેટલામાટે તમારા સર્વના શાપનો અવધિ કેટલેક કાળે પૂરો થશે જ. सप्तव्याधा दशार्णेषु* ઇત્યાદિ પદોવાળા, તમારા જન્માંતરોનું ભાન કરાવનારા, કોઈ એક જ પુરુષના મુખથી તમારે કાને પડશે એટલે તરત જ તમને તમારી પૂર્વની યોગશક્તિનું સ્મરણ થશે, અને તે તમને પ્રાપ્ત પણ થશે.[૧૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "पितृकल्पवर्णन"मां "सात ब्राह्मणोनी जन्मकथा" ए नामनो अध्याय २२ मो संपूर्ण

* એ આખો શ્લોક આ પ્રમાણે છેઃ-

सप्त व्याधा दशार्णेषु मृगाः कालंजिरे गिरौ
चक्रवाकाः शरद्वीपे हंसाः सरसि मानसे ॥
तेऽपि जाताः कुरुक्षेत्रे ब्राह्मणा वेदपारगाः
प्रस्थिता दीर्घमध्वानं यूयं किमवसीदथ ॥

## અધ્યાય ૨૩ મો

### (પિતૃકલ્પ વર્ણન) સાત બ્રાહ્મણોના જન્મની કથા

मार्कंडेय उवाच–

ते योगधर्मनिरताः सप्त मानसचारिणः ।
पद्मगर्भोऽरविंदाक्षः क्षीरगर्भः सुलोचनः ॥ १ ॥

માર્કંડેય કહે છેઃ–હે ભીષ્મ! યોગધર્મમાં નિમગ્ન થયલા, અને માનસ સરોવર ઉપર વિહાર કરનારા એ સાત હંસોનાં નામ પદ્મગર્ભ, અરવિંદાક્ષ, ક્ષીરગર્ભ, સુલોચન, ઉરુબિન્દુ, સુબિન્દુ, અને હૈમગર્ભ હતાં. તેઓ કેવળ વાયુ અને જલનું જ ભક્ષણ કરીને યોગધર્મનું સેવન કરતા સતત શરીરનું શોષણ કરતા હતા.[૧-૨] આવા સમયે ઇંદ્ર જેમ નંદનવનમાં પ્રવેશ કરે, તેમ શરીરની કાંતિથી શોભતા રાજા વિભ્રાજે જ્યારે આ વનમાં પ્રવેશ કર્યો ત્યારે, હે નૃપ ભીષ્મ! તેણે યોગધર્મ આચરતા આ સાતે પક્ષીઓને જોયા. પરંતુ તેમને યોગ આચરતા જોઇને રાજા વિભ્રાજનું મન ગ્લાનિ પામ્યું એટલે તે (આ પક્ષીઓ છે છતાં યોગી છે અને હું મનુષ્ય છું છતાં યોગી નહીં, એ કેટલું ખોટું એવા વિચારથી) શોક પામતો પોતાની સ્થિતિનો વિચાર કરતો કરતો પોતાને નગર પાછો ચાલ્યો ગયો.[૩-૪] રાજા વિભ્રાજને અણુહ નામનો પરમ ધાર્મિક પુત્ર હતો. અતિ સૂક્ષ્મ ધર્મ ઉપર નિત્ય પ્રીતિ હોવાથી તેને અણુહ* એ પદવી મળી હતી, અર્થાત્ તે જીવન્મુક્ત અવસ્થાએ પહોંચ્યો હતો.[૫] શુકદેવે સદા યોગધર્મમાં નિમગ્ન, ગુણ અને સચ્ચરિત શીલથી યુક્ત, તથા પૂજ્ય લક્ષણોવાળી પોતાની કૃત્વી નામની કન્યા આ અણુહને પરણાવી હતી.[૬] હે ભીષ્મ! પૂર્વે દેવ સનત્કુમારે મારી સમીપ આ જ સુંદર, વિચક્ષણ પિતૃકન્યા પીવરીને ઉદ્દેશીને કહ્યું હતું કે, "તું સત્ય ધર્મીઓમાં શ્રેષ્ઠ, સંયમી પુરુષોથી પણ નહીં ઓળખાઈ શકાય એવી યોગી પતિની પત્ની અને યોગીપુત્રની માતા થશે."[૭-૮] બર્હિષદ પિતૃઓની ઉત્પત્તિ સંબંધમાં કહેતાં મેં તને તેના વિષે કહેલું જ છે, તે તને સ્મરણમાં હશે જ.

ઉપરના પ્રસંગથી વિષાદ પામેલા, રાજાઓના પ્રભુ વિભ્રાજે પાટનગર કાંપિલ્યમાં આવીને પોતાના પુત્ર અણુહને રાજ્યપાટ સોંપ્યું. પછી તેણે પ્રસન્ન ચિત્તથી નગરજનોને બોલાવ્યા, અને તેમની સમક્ષ બ્રાહ્મણો પાસે સ્વસ્તીવાચન કરાવ્યું. પછી માનસ સરોવર ઉપર જે સ્થળે પેલા સાત સહોદર હંસ પક્ષીઓ વસતા

* अणून्–सूक्ष्मान् अर्थान् हन्ति–प्राप्नोति અર્થાત્ ધર્મના સૂક્ષ્મ અર્થને પણ પ્રાપ્ત કરનારો.

હતા ત્યાં આવ્યો.[૧૦] અહીં આવી એ મહાતપસ્વી રાજા વિભ્રાજ કાંઈ પણ આહાર ન લેતાં માત્ર વાયુનું જ ભક્ષણ કરવા લાગ્યો. આવું વ્રત લઈ તેણે પોતે સર્વે ઇચ્છાઓનો ત્યાગ કર્યો અને સરોવરતટે તપ આદરવા લાગ્યો.[૧૧] હે ભારત ભીષ્મ! આવું તપ આદરતાં તેણે મનમાં એવો સંકલ્પ કર્યો હતો કે, "આ સાત યોગીઓમાંના એક જણનો પુત્ર થાઉં અને હું યોગથી મારા આત્માનું પરમાત્મા સાથે અનુસંધાન કરું."[૧૨] આવા નિશ્ચયથી આદરેલા મહાતપથી એ મહાતપસ્વી વિભ્રાજ રાજા સૂર્ય સમાન પ્રકાશવા લાગ્યો.[૧૩] અને, હે કુરુવંશોત્તમ રાજા! એ વિભ્રાજના પ્રકાશથી પ્રકાશિત થયલા આ વનનું નામ વૈભ્રાજ અને એ સરોવરનું નામ પણ વૈભ્રાજ પડયું.[૧૪] હે રાજન્! માનસ સરોવર ઉપર જે સ્થળે પેલા યોગધર્મી ચાર હંસોએ અને યોગધર્મથી ભ્રષ્ટ થયલા બાકીના ત્રણ હંસોએ પોતાનો દેહ છોડ્યો તે જ સ્થળે રાજા વિભ્રાજે પણ સ્વદેહનો ત્યાગ કર્યો.[૧૫]

દેહ છોડ્યા પછી પાપરહિત થયલા પેલા સર્વે સાતે મહાત્મા હંસોએ કાંપિલ્ય નગરમાં બ્રહ્મદત્ત આદિરૂપે અવતાર લીધો.[૧૬] તેમાંના પેલા યોગધર્મી ચાર મહાત્માઓ જ્ઞાન, ધ્યાન, તપ, અને પૂજામાં નિરત તથા વેદ અને વેદાંગમાં પારંગત થયા. તેમને પૂર્વ જન્મની સ્મૃતિ હતી; પરંતુ બાકીના ત્રણ તો મોહાંધ થયા, અર્થાત્ પૂર્વ જન્મના જ્ઞાનથી રહિત થયા.[૧૭] પક્ષીના અવતારમાં પૂર્વે પોતે કરેલા સંકલ્પ અનુસાર સ્વતંત્ર નામનો હંસ અણુહ રાજાના પુત્ર બ્રહ્મદત્તરૂપે અવતર્યો.[૧૮] અને છિદ્રદર્શી તથા સુનેત્ર અણુહના મંત્રીઓ વાભ્રવ્ય અને વસ્તુના પુત્રરૂપે અવતર્યા. તે બન્ને શ્રોત્રિય બ્રાહ્મણના વારસ પુત્ર થયા. તેઓ વેદવેદાંગમાં પારંગત હતા.[૧૯] પૂર્વ જન્મમાં સાથે વસનારા તે બન્ને આ જન્મમાં પણ બ્રહ્મદત્તના સહાયકારી મિત્રો થયા. દરેક જન્મમાં પાંચમા અવતરેલા કવિનું નામ પાંચાલ અને બીજા ખસૃમનું નામ કંડરિક હતું.[૨૦] પાંચાલ ઋગ્વેદી હતો, તેથી બ્રહ્મદત્તે તેને આચાર્યપદ આપ્યું; કંડરિક દ્વિવેદી* હતો, તેથી તેને છંદોની† અને અધ્વર્યુની‡ પદવી આપી.[૨૧] રાજા અણુહનો પુત્ર બ્રહ્મદત્ત સર્વ પ્રાણીઓના સ્વરનો જાણકાર હતો. તેથી કાલે કરી તેને પાંચાલ અને કંડરિક સાથે મિત્રતા બંધાઈ.[૨૨] જો કે તે ત્રણે જણા કામને વશવર્તી તથા ગ્રામ્ય (હલકા) સુખવૈભવમાં રચીપચી રહેલા હતા છતાં પણ પોતાના પૂર્વ જન્મમાં કરેલાં શુભ કર્મોના સંસ્કારથી ધર્મ, કામ અને અર્થ અર્થાત્ ત્રણ પુરુષાર્થમાં એ ત્રણે જણા પારંગત હતા.[૨૩] યોગરૂપ અને ઉત્તમ એવા રાજા અણુહે પાપરહિત બ્રહ્મદત્તને રાજ્યાભિષેક કરી પરમ ગતિ-મુક્તિ-પ્રતિ પ્રયાણ કર્યું[૨૪] બ્રહ્મદત્તની ભાર્યા મુનિ અસિત દેવલની પુત્રી હતી. તે યોગના જાણકારોમાં કોઇથી પણ પાછી હઠે નહીં એવી યોગસિદ્ધા હતી, અને તેનું નામ સન્નતિ હતું.[૨૫] એકસરખા ગુણવાળી, સૌથી ઉત્તમ, પૂજ્યબુદ્ધિવાળી, અને યોગધર્મ પાળનારી, આવી સન્નતિ નામની કન્યા બ્રહ્મદત્તે દેવમુનિ પાસેથી મેળવી.[૨૬] હે ભારત ભીષ્મ! સાતે જન્મમાં આ પ્રમાણે પાંચમા અવતરેલા કવિએ પાંચિકરૂપે, અને છઠ્ઠા અવતરેલા ખસૃમે કંડરિકરૂપે, તથા સાતમા અવતરેલા પિતૃવર્તીએ બ્રહ્મદત્તરૂપે મનુષ્યયોનિમાં અવતાર લીધો.[૨૭]

હે રાજન્! બાકીનાં જે ચાર હંસ પક્ષીઓ રહ્યાં, તેઓ પણ કાંપિલ્ય નગરમાં તેમના સહચારીરૂપે જ અવતર્યા. તેઓ ચારે ઘણા જ દરિદ્રિ શ્રોત્રિય બ્રાહ્મણ કુલમાં એક માતાના ઉદરથી જન્મ્યા.[૨૮] તેમનાં નામ ધૃતિમાન્, સુમનસ્, વિદ્વાન્ અને તત્ત્વદર્શી હતાં. નામ પ્રમાણે જ એ ચારે મહાત્માઓ વેદના અધ્યયનમાં સર્વ રીતે સંપન્ન થયા તથા મુક્તિમાર્ગના દ્રષ્ટા* પણ થયા.[૨૯] તેમને પૂર્વ જન્મમાં કરેલાં કર્મોથી પૂર્વની પેઠે આ જન્મમાં પણ પોતાના સર્વ અવતારોની સ્મૃતિજ્ઞાન પ્રાપ્ત થયાં. હે તાત ભીષ્મ! સદા યોગધર્મના આચરણમાં નિરત અને સિદ્ધ એવા એ ચાર મહાત્માઓએ (એકમતે નિશ્ચય કરી) એક સમયે પોતાને સંસારમાંથી નિવૃત્ત કરવાને પિતાને છેવટની વિનતિ કરી. તેઓ આમ સંસારનો ત્યાગ કરવાને તત્પર થયા, ત્યારે તેણે તેમને કહ્યું કે, "હે પુત્રો! મને આવી દરિદ્ર, વૃદ્ધ, અને નિરાધાર અવસ્થામાં તમે છોડી જશો, તો તમારું એ આચરણ કેવળ અધર્મરૂપ ગણાશે. મારી દરિદ્રતાને દૂર કર્યા સિવાય તથા અન્ય (વંશવૃદ્ધિ આદિ) પુષ્કળ પુત્રધર્મો ઉઠાવ્યા સિવાય, તથા મારી વૃદ્ધાવસ્થામાં સેવાચાકરી ઉઠાવાય એવી કોઈ પણ સારી ગોઠવણ કર્યા સિવાય તમારે મને આમ છોડી જવો એ તમને કેવી રીતે યોગ્ય લાગે છે?"[૩૦-૩૨]

પિતાનાં આવાં વચનના ઉત્તરમાં તે સર્વેએ પોતાના પિતાના મનનું સમાધાન કરતાં કહ્યું કે, "હે પિતા! તમારો જીવનવ્યવહાર (આજીવિકા) ચાલી શકે એવી અમે કોઈપણ ગોઠવણ કરીને જ વનમાં જઇએ છીએ.[૩૩] તમે પાપરહિત બ્રહ્મદત્ત રાજાનો સમાગમ કરજો,

*સામવેદ અને યજુર્વેદનો પાઠી હતો. †સામવેદનું જ્ઞાન ધરનાર. ‡ યજ્ઞાદિકની સામગ્રી કરનાર યજુર્વેદનો પરિપાઠ કરનાર.

* અહીં છિદ્રદર્શિનઃ-પોતાના સહચરોના ભોગાસક્તિરૂપ દોષને જોનારા એવો એક પાઠ છે.

અને જ્યારે તે પોતાના એ મંત્રીઓ સાથે એક સ્થળે હોય, ત્યારે તેને આ મહાન્ અર્થવાળો શ્લોક* સંભળાવજો.[૩૪] એટલે એ રાજાનો આત્મા તમારા ઉપર વિશેષ પ્રસન્ન થશે, અને પછી તે તમને ગામ, ભોગનાં પુષ્કળ સાધનો, અને જેની જેની તમને ઇચ્છા હશે, તે સર્વે પદાર્થો પૂરા પાડશે."[૩૫]

આમ કહીને તે સર્વે પોતાના ગુરુ (પિતા)નું પૂજન કરીને વનને માર્ગે સીધાવ્યા, અને યોગધર્મ પ્રાપ્ત કરીને પરમ નિવૃત્તિ-મોક્ષ પામ્યા.[૩૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे 'पितृकल्पना वर्णनमां ब्राह्मणोनी कथा' ए नामनो अध्याय २३ मो समाप्त

## અધ્યાય ૨૪ મો

### બ્રહ્મદત્ત રાજાનો સંસારત્યાગ

मार्कंडेय उवाच—

ब्रह्मदत्तस्य तनयः सर्वैश्राजस्त्वजायत ।
योगात्मा तपसा युक्तो विश्वक्सेन इति श्रुतः ॥

માર્કંડેય મુનિ કહે છેઃ–હે ભીષ્મ! ઉપર જણાવ્યા પ્રમાણે પૂર્વના સંકલ્પ અનુસાર વૈભ્રાજે બ્રહ્મદત્ત રાજાના પુત્રરૂપે જન્મ લીધો. તે યોગમય અને તપસ્વી હતો. તે વિશ્વક્સેનના નામથી વિખ્યાત થયો.[૧] જાણે ઇંદ્રાણીની સાથે ઇંદ્ર નંદનવનમાં વિહાર કરવા જતો હોય, તેમ એક સમયે રાજા બ્રહ્મદત્ત પ્રસન્ન મનથી પોતાની પત્ની સન્નતિ સાથે વનમાં સીધાવ્યો.[૨] ત્યાં રાજા બ્રહ્મદત્ત વિહાર કરવા લાગ્યો. તે વિહારચેષ્ટામાં એક વેળા નિમગ્ન હતો એવામાં, કામવાસનાથી અંધ થયેલા કીડીના ધણીને રતિદાન માટે કીડીને આજીજી કરતો અને સખ્ત શબ્દો બોલતો સાંભળ્યો. તેના સખ્ત શબ્દો અને આજીજીથી ઉલટી કોપેલી કીડીનો સ્વર સાંભળતાં વેંત જ રાજા બ્રહ્મદત્તથી અકસ્માત્ ખડખડ હસી પડાયું. (કારણ કે તે જંતુ આદિની ભાષા જાણતો હોવાથી આ સર્વ સમજ્યો હતો.)[૩-૪] એટલે ઉત્તમ રૂપવાળી સન્નતિ, તેના હસવાનું કારણ જાણતી ન હતી તેને એવો સંશય આવ્યો કે, મારા ઉપર જ કોઈ કારણે બ્રહ્મદત્ત હસ્યો છે તેથી ઉદાસી થઈ અને શરમાઈ ગઈ; તેનું તેજ ઉડી ગયું, અને ઘણા દિવસ સૂધી તેણે અન્નપાણીનો સમૂળગો ત્યાગ કર્યો.[૫] બ્રહ્મદત્તે તેને ઘણા ઘણા પ્રયાસે પ્રસન્ન કરી ત્યારે શુદ્ધ હાસ્યવાળી તે સ્ત્રીએ તેને પૂછ્યું કે, "હે રાજન્! તું પોતે મારા ઉપર હસ્યો, એટલે હું હવે વિશેષ જીવવા ઇચ્છતી નથી."[૬] આવું વચન સાંભળી બ્રહ્મદત્તે તેને પોતાના હસવાનું ખરું કારણ કહી દીધું. પરંતુ થવાકાળ તેથી સન્નતિને બ્રહ્મદત્તનાં આ વચનોમાં વિશ્વાસ આવ્યો જ નહીં, અને ઉલટી ક્રોધે ભરાઇને તેને કહેવા લાગી કે, "હે રાજન્! પ્રાણીઓનો સ્વર સાંભળવાનું એવું સામર્થ્ય મનુષ્યોમાં હોતું જ નથી.[૭] દૈવની કૃપા કે પૂર્વ જન્મમાં કરેલાં સારાં કર્મોના પુણ્ય વિના કિયો મનુષ્ય કીડીનો ક્રોધી સ્વર સમજવાને શક્તિમાન્ હોઇ શકે?[૮] હે રાજન્! જો તમે તપના પ્રભાવથી કે વિદ્યાના બલથી સર્વ પ્રાણીઓના સ્વર ઓળખવાની શક્તિ પ્રાપ્ત કરી હોય, તો જે કોઇ રીતે તમારી એ શક્તિમાં મને વિશ્વાસ આવે તે રીતે મને તેનો અનુભવ કરાવો, અને તે વિષે મારી ખાત્રી કરી આપો. હું સોગન ખાઇને સત્ય કહું છું કે, જો મારી એવી ખાત્રી તમે કરી નહીં આપો તો તો અવશ્ય હું મારા પ્રાણનો ત્યાગ કરીશ."[૯-૧૦] પટ્ટરાણી સન્નતિનાં આવાં કઠોર શબ્દોવાળાં વચનો સાંભળી, બ્રહ્મદત્તના મનમાં અતિશય કલેશ થયો. પછી તે મહા યશસ્વી રાજાએ લેશ પણ અન્નપાણી લીધા વગર એકચિત્તથી સર્વ પ્રાણીઓના પ્રભુ, શરણ રાખવાને સમર્થ, ઉત્તમ દેવ એવા નારાયણ હરિની ઉપાસના કરવા માંડી, અને લાગલાગટ છ રાત્રિ સૂધી તેમની સ્તુતિ કર્યા જ કરી.[૧૧-૧૨] એટલે નારાયણ પ્રભુએ બ્રહ્મદત્ત રાજાને દર્શન દીધાં, અને સર્વ પ્રાણી માત્ર ઉપર દયા વર્તાવનાર ભગવાને તેને કહ્યું કે, 'હે બ્રહ્મદત્ત! પ્રભાતમાં તું કલ્યાણ પ્રાપ્ત કરીશ.' આટલું કહીને ભગવાન્ નારાયણ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.[૧૩-૧૪]

હવે આણી પાસ પેલા ચાર મહાત્મા બ્રાહ્મણોનો દરિદ્રિ પિતા પોતાના પુત્રો પાસેથી એક શ્લોક શીખીને પોતાને કૃતકૃત્ય માનતો હતો,[૧૫] અને મંત્રીઓ સાથે રાજા ક્યારે ફરવા નીકળે, એ જ અવસર શોધતો હતો; પરંતુ તેમને પેલો શ્લોક સંભળાવવાનો તેને કિંચિત પણ લાગ મળ્યો નહીં.[૧૬] પછી જ્યારે બ્રહ્મદત્ત રાજા નારાયણ પાસેથી ઉપર જણાવેલું વરદાન મેળવી, માનસ સરોવરમાં નાહી, પ્રસન્ન થઇને સોનાના રથ ઉપર બેસી, પ્રભાતમાં કાંપિલ્ય નગરમાં પેસતો હતો, ત્યારે શ્રેષ્ઠ બ્રાહ્મણ કંડરિક તેના ઘોડાને રાશ ઝાલીને હાંકતો હતો, અને બભ્રુનો પુત્ર પાંચાલ તેને ચામર કરતો અને વીંજણો ઢાળતો હતો. આવા અનુકૂલ સમયનો લાભ લઇને પેલા બ્રાહ્મણે રાજાને અને તેના મંત્રીઓને આ શ્લોક કહી સંભળાવ્યોઃ–[૧૭-૧૯]

सप्त व्याधा दशार्णेषु मृगाः कालंजिरे गिरौ।
चक्रवाकाः शरद्वीपे हंसाः सरसि मानसे ॥

* આ શ્લોક ગયા અધ્યાયમાં નોટમાં આપ્યો છે.

तेऽभिजाताः कुरुक्षेत्रे ब्राह्मणा वेदपारगाः
प्रस्थिता दीर्घमध्वानं यूयं किमवसीदथ ॥

"જે સાત જણા પ્રથમ દશાર્ણ પ્રદેશમાં પારધીરૂપે, ને પછી કાલંજિર પર્વત ઉપર હરિણરૂપે, શરદ્વીપમાં ચક્રવાકરૂપે, અને અંતે માનસ સરોવર ઉપર હંસરૂપે એક જ માતાના ઉદરથી અવતર્યા હતા તેમાંના યોગભ્રષ્ટ નહીં થયેલા જે ચાર જણે આખરે કુરુક્ષેત્રમાં વેદમાં પારંગત એવા બ્રાહ્મણરૂપે ઉત્તમ કુલમાં જન્મ લીધો હતો તેઓ ક્યારનાયે બ્રહ્મપ્રાપ્તિના લાંબે પંથે ચાલી નીકળ્યા છે, તો તમે કેમ અહીં યોગથી ભ્રષ્ટ થઈને સંસારનો કલેશ આમ ભોગવ્યા કરો છો?"૨૦-૨૧

આ શ્લોક સાંભળી રાજા બ્રહ્મદત્તે એકદમ મૂર્ચ્છા ખાધી, અને, હે ભારત ભીષ્મ! તેના મંત્રી કંડરિકના હાથમાંથી પણ ઘોડાની રાશ સરી પડી, તથા પાંચાલના હાથમાંથી ચામર અને વીંજણો છટકી ગયાં, અને તેઓએ પણ મૂર્ચ્છા ખાધી. નગરવાસીઓ અને રાજાના સર્વ આપ્ત મિત્રો આવી અકલિત સ્થિતિ જોઈને અસ્વસ્થ થઈ ગયા.૨૨-૨૩ એક મુહૂર્ત માત્રમાં રાજા પોતાના બે મંત્રીઓ સહિત મૂર્ચ્છામાંથી રથ ઉપર સાવચેત થઈ ગયા, અને, હે શત્રુને દળનારા ભીષ્મ! પછી તેઓએ કાંપિલ્ય નગરમાં પ્રવેશ કર્યો.૨૪ તે પછી તેમને પેલા શ્લોકમાં કહેલા પૂર્વ જન્મના સ્થલ માનસ સરોવરનું સ્મરણ થયું અને પૂર્વ જન્મની યોગશક્તિ પુનઃ પ્રાપ્ત કરી. તે પછી આ સર્વેની સ્મૃતિ કરાવનારો શ્લોક સંભળાવનારા પેલા બ્રાહ્મણને સંખ્યાબંધ રથ તેમ જ ભોગનાં પુષ્કળ સાધનો બ્રહ્મદત્તે આપ્યાં.૨૫ પછી શત્રુને દળનાર વિશ્વક્સેનનો, પોતાના રાજ્યપાટ ઉપર રાજ્યાભિષેક કરીને બ્રહ્મદત્ત રાજા પોતાની પત્ની સન્નતિ સાથે વનમાં સીધાર્યો.૨૬

આમ વનમાં સીધાર્યા પછી, યોગ સાધવાના હેતુથી વનવાસ કરતા રાજા બ્રહ્મદત્તને તેની પત્ની, દેવલની પુત્રી, ધૈર્યશીલ સન્નતિએ* પરમ પ્રસન્ન થઈને કહ્યું કે, "હે મહારાજ બ્રહ્મદત્ત! કીડીના સ્વરને ઓળખવાની તમારી શક્તિથી હું જાણીતી હતી. પરંતુ તમે કામવાસનાઓમાં લુબ્ધ હતા, તેથી જ મેં તમારા હસવાના કારણમાં વિશ્વાસ નહીં આણીને, ક્રોધનું નિમિત્ત ધરી, તમને આમ ઉશ્કેર્યા હતા.૨૭-૨૮ આ રીતે તમારી ગુપ્ત થઈ ગયેલી યોગશક્તિનું મેં તમને પુનઃ ભાન કરાવ્યું છે; તેથી હવે એ શક્તિના બળે આપણે આ જન્મમાંથી જ સર્વથી ઉત્તમ, એવી ઇષ્ટ ગતિ (મોક્ષ) ને પામીશું."૨૯

એટલે પત્નીનું આવું વચન સાંભળીને રાજા બ્રહ્મદત્ત તેના ઉપર પરમ પ્રસન્ન થયો, અને યોગશક્તિ પ્રાપ્ત કરીને તેના પ્રભાવથી જ અતિશય દુર્લભ એવી મોક્ષગતિને પામ્યો.૩૦ આ પાસ ધર્માત્મા કંડરિકે પણ અતિ ઉત્તમ સાંખ્યયોગ પ્રાપ્ત કર્યો, અને યોગનિષ્ઠ થઈ પોતાનાં કર્મથી સિદ્ધ અને વિશેષ શુદ્ધ થયો, અર્થાત્ તે પણ મોક્ષગતિને પામ્યો.૩૧ પાંચાલે વેદનો સુપ્રસિદ્ધ ક્રમ રચ્યો અને શિક્ષાની† વ્યવસ્થા કરી; આ કર્મદ્વારા આ મહાતપસ્વી પાંચાલે શ્રેષ્ઠ યશ સંપાદન કર્યો, અને યોગબળથી યોગાચાર્યની ગતિ પણ પ્રાપ્ત કરી.૩૨

હે શત્રુથી નહીં ડગનારા ભીષ્મ! પૂર્વે બનેલું આ વૃત્તાંત મને સનત્કુમારે આપેલી દિવ્ય દૃષ્ટિથી પ્રત્યક્ષ થયું હતું. હે ગંગાપુત્ર! આ વૃત્તાંતને તું તારા હૃદયમાં ધારણ કરી રાખજે, કારણ તેના યોગથી તું તારું કલ્યાણ સાધી શકીશ.૩૩ બીજા જે કોઈ શ્રદ્ધાળુ શ્રોતાઓ આ ઉત્તમ ચરિતનું મનન કરશે, તેમને કદી પણ નીચ યોનિમાં અવતરવું પડશે નહીં.૩૪ હે ભારત ભીષ્મ! આ મહાન્ અર્થવાળું અને મહાજનોએ મેળવેલી ગતિને અપાવનારું ઉપાખ્યાન જે કોઈ સાંભળશે તેના હૃદયમાં યોગધર્મનું સ્ફુરણ સદા રહ્યાં કરશે;૩૫ તથા તેનાં નિત્યસેવનથી કદાચિત્ તેને પરમ શાંતિ પણ મળશે, અને તેના બળે તે સંસારમાં દુર્લભ એવી શુદ્ધ યોગગતિને પણ પામશે.૩૬

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! બુદ્ધિમાન્ માર્કંડેય મુનિએ શ્રાદ્ધફળને તથા સોમની તૃપ્તિને ઉદ્દેશીને પૂર્વે આ પ્રમાણે આ વૃત્તાંત ભીષ્મને કહ્યું હતું.૩૭ ભગવાન્ સોમદેવ દિવ્ય ઔષધિદ્વારા આ પૃથ્વીના લોકોને તૃપ્તિ આપે છે, તેમ પિતૃઓને પણ સંતોષે છે. તેટલા માટે, હે જનમેજય! વૃષ્ણિવંશનું વૃત્તાંત કહેતાં પહેલાં તને સોમના વંશ સંબંધી હું કહું છું, તે તું સાંભળ.૩૮

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो पितृकल्प वर्णनमां 'ब्रह्मदत्तनो संसारत्याग' अने पितृकल्पनी समाप्ति ए नामनो अध्याय २४ मो संपूर्ण

---

* ટીકાકાર જણાવે છે કે, કૌશિકના પુત્રરૂપે તેમણે જે ગાયનો વધ કર્યો હતો તે જ ગાયે, આ અવતારમાં બ્રહ્મદત્તે તે જન્મમાં પ્રોક્ષણથી તેને પવિત્ર કરાવવાનો અને સારી યોનિ મેળવવાનો જે ઉપકાર કર્યો હતો તેનો બદલો વાળવા માટે જ, તેની ભાર્યા સન્નતિરૂપે અવતાર લીધો, અને તેને યોગવિદ્યાનું ભાન કરાવ્યું, એવી પૌરાણિક કથા છે.

† વર્ણોનાં સ્થાન નક્કી કરીને, તે તે સ્થાનેથી પ્રયત્નપૂર્વક તેના ઉચ્ચારો કરવાનો સંપ્રદાય.

## અધ્યાય ૨૫ મો

### ચંદ્રની ઉત્પત્તિનો વૃત્તાંત

**वैशंपायन उवाच–**

**पिता सोमस्य वै राजन् जज्ञेऽत्रिर्भगवानृषिः ।**
**ब्रह्मणो मनसात्पूर्वं प्रजासर्गं विधित्सतः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે:-હે જનમેજય રાજન્! પૂર્વે પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા બ્રહ્મદેવને થઇ એટલે તેમના સંકલ્પબળથી સોમના પિતા ભગવાન્ અત્રિ ઋષિ ઉત્પન્ન થયા.[1] પછી અત્રિ મુનિ, બ્રહ્મદેવની પેઠે, પ્રજા ઉત્પન્ન કરવાની નિષ્ઠા ધરીને, પોતાના પુત્રો સાથે મન, વચન અને કર્મથી સર્વ પ્રાણી માત્રનું જ કલ્યાણ સાધવા તત્પર થયા. આ કાર્ય માટે અત્રિ ઋષિએ સર્વ ભૂતપ્રાણીઓ પ્રતિ અહિંસાધર્મ આદર્યો. તેઓ ધર્માત્મા અને વ્રત આચરનારા હતા. એ મહાતેજસ્વી મુનિ આ વ્રતને અંગે હાથ ઉંચા રાખી લાકડું કિંવા ભીંત કિંવા પથ્થરની સમાન ચેષ્ટા રહિત થયા.[2-3] અત્રિએ આ પ્રમાણે પૂર્વે 'અનુત્તર'નામનું (વાણીના મૌન ઉપરાંત) સર્વ ઇંદ્રિયોના નિગ્રહરૂપ મોટું તપ ત્રણ હજાર વર્ષ સુધી આદર્યું હતું, એમ અમારા સાંભળવામાં છે.[4] હે ભારત! આમ મહાસત્વશાલી અત્રિ ઋષિ બાહ્ય પદાર્થને ચિત્તથી દૂર રાખી, પાંપણને પણ ફરકવા ન દેતાં સર્વત્ર સરખી દૃષ્ટિ સ્થાપી, અનિમેષ અને ઊર્ધ્વરેતઃસ્થિતિમાં સદૈવ રહ્યા હતા, તેથી તેમનું શરીર ચંદ્રના જેવું થઈ સૌમ્ય શુકલ તેજવાળું થઈ ગયું.[5] પછી ક્રમેક્રમે આ વિશુદ્ધ અને શાંત આત્માવાળા ઋષિનું ચંદ્ર સમાન તેજ (વીર્ય) તેમની બે આંખોમાંથી દશે દિશાઓને પ્રકાશમાન કરતું જલરૂપે વહેવા લાગ્યું, અને ઉંચે આકાશમાં પ્રસરી રહ્યું.[6] એટલે ભાગ્યવશાત્ દશ દિશાઓની અધિષ્ઠાત્રી દશ દેવીઓએ સાથે મળીને પ્રસન્નતાથી એ તેજથી ગર્ભને યથાવિધિ ધારણ કર્યો, પરંતુ એ સંયુક્ત દશે દિશાઓ તેમના એ ગર્ભને ધારણ કરવાને શક્તિવાન્ થઈ નહીં.[7] પરિણામે દિવ્ય પ્રભાવાળો, સર્વનું હિત કરનારો, અને શીત કિરણવાળો એ ગર્ભ લોકને પ્રકાશિત કરતો, સહસા તેમના અંડમાંથી નીચે ખરી પડ્યો.[8] જ્યારે તે દિશાઓ તે ગર્ભને ધારણ કરવાને શક્તિવાન્ થઈ શકી નહીં ત્યારે એ ગર્ભ તેમની જ સાથે પૃથ્વી ઉપર એકદમ પડ્યો.[9] લોક પિતામહ બ્રહ્મદેવે ચંદ્રને આમ પૃથ્વી ઉપર પડેલો જોઇ,લોકહિત કરવાની ઇચ્છાથી તેને ઉંચકી લઇ રથ ઉપર બેસાડ્યો.[10] આ રથ વેદમય કાષ્ઠનો હતો; અર્થાત્ ચાર વેદ એ તેની પિંજરીને સ્થાને હતા; ધર્મ તેના અક્ષને* સ્થાને હતો, સત્યરૂપી દોરી-(પાંગર)થી તેને સીકર્યો હતો, અને તેને મંત્રમય હજાર શ્વેત અશ્વો પણ જોડેલા હતા, એમ અમારા સાંભળવામાં છે.†[11] અત્રિના, પરમાત્મા વિષ્ણુરૂપ પુત્ર સોમને પૃથ્વી ઉપર આ રીતે પડેલો જોઈને દેવો, બ્રહ્માના સાત માનસપુત્ર પ્રજાપતિઓ તથા પોતાના પુત્રો સહિત, અંગિરસ્ કુલમાં ઉત્પન્ન થયલા ઋષિ ભૃગુ ઋક્, યજુર્વેદ, આંગિરસ-(સામ) તથા અથર્વ એ ચાર વેદોના મંત્રોથી તેની સ્તુતિ કરવા લાગ્યા.[12-13] આ પ્રમાણે સ્તુતિ કરાતા, પ્રકાશમાન ચંદ્રનું તેજ ત્રણ લોકને પુષ્ટિ આપવા સાથે સર્વ પ્રકારે પ્રકાશિત કરવા લાગ્યું.[14] પછી અતિશય યશસ્વી બ્રહ્મદેવે ચંદ્રમાને વેદરૂપ ઉત્તમ રથમાં બેસાડીને સાગરથી બંધાયલી મર્યાદાવાળી પૃથ્વીની એકવીશ વાર પ્રદક્ષિણા કરી.[15] એ રથના વેગથી ચંદ્રના પિંડ ઉપરથી ખરતું તેજ પૃથ્વી ઉપર પડયું, અને એ તેજથી ઉત્પન્ન થયલી સર્વ ઔષધિઓ અદ્યાપિ પર્યંત વિશેષ ચમકી રહે છે.‡[16] એ ઔષધિઓથી દેવ, પિતૃ અને ભૂત એ ત્રણે લોકો તથા અંડજ (પક્ષી), સ્વેદજ (જીવજંતુ), જરાયુજ (મનુષ્ય અને પશુ), અને ઉદ્ભિજ્જ (સર્પાદિ) એ ચાર જાતનાં પ્રાણીઓ પુષ્ટિ પામે છે, અર્થાત્ ટકી રહે છે. હે જગતના પતિ જનમેજય! ભગવાન્ સોમ જગતના પુષ્ટિદાતા છે.[17] પોતાનાં કર્મોથી અને ઋષિમુનિઓની સ્તુતિથી ભગવાન્ સોમે આ પ્રમાણે તેજ પ્રાપ્ત કરીને, હે મહાભાગ્યશાલી રાજા! હજાર પદ્મ વર્ષ લગી તપ આચર્યું.[18] એ તપના પ્રભાવથી હિરણ્ય (ચાંદી)નાઈ જેવા શુકલ વર્ણવાળી જે જળમય દેવીઓ પોતે આ જગતને ધારણ કરી રહેલી છે તે સર્વના ચંદ્રદેવ સ્વામી (નિધિ) થયા, અને પોતાના કર્મોથી પ્રખ્યાત થયા.[19] હે જનમેજય! તે જ કારણથી બ્રહ્મને જાણનારાઓમાં ઉત્તમ બ્રહ્મદેવે ચંદ્રને બીજ, ઔષધિ, વિપ્રો અને જળનું સામ્રાજ્ય સોંપ્યું.[20] અને, હે મહારાજ જનમેજય! બ્રહ્મદેવે સમ્રાટનો અભિષેક કરેલા, રાજાઓના રાજા, અને પ્રકાશમાનોમાં શ્રેષ્ઠ એવા ચંદ્રે પોતાના તેજથી ત્રણે લોકને પ્રકાશિત કરવા લાગ્યા.[21]

---

* અન્ય પ્રતિઓમાં धर्मात्मा-'તે રથ ધર્મમય હતો' એ પાઠ છે. પરંતુ કાશીની પ્રતિમાં "धर्माक्षः" પાઠ છે, અને તેથી રથનું વર્ણન બરોબર ઘટે છે.

† સોમયાગમાં સોમરસની વલ્લીને રથમાં વેદમંત્રોના ઘોષપૂર્વક આણવાનું જે કહેલું છે તેને અનુલક્ષીને આ રૂપકની ઘટના થઈ છે.

‡ સરખાવો:, ભગવાન્ કૃષ્ણ કહે છે કે, "पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः" (ભગવદ્ ગીતા અ. ૧૫ શ્લો. ૧૩)

§ 'હિરણ્ય' શબ્દનો સામાન્ય અર્થ સોનું થાય છે, પરંતુ તેનો વેદાનુકૂલ બીજો અર્થ 'ચાંદી' પણ થાય છે; જુઓ: हिरण्यं रुक्म-रूप्ययोः विश्वकोष.

દક્ષ પ્રજાપતિની, મોટું વ્રત આચરનારી, સત્તાવીશ પુત્રીઓ ચંદ્રની ભાર્યાઓ હતી. તેમને પ્રાચેતસના પુત્ર દક્ષે ચંદ્રમા સાથે પરણાવી હતી. આ લોકમાં તે નક્ષત્રને નામે ઓળખાય છે.[૨૨] આ પ્રમાણે પિતૃઓમાં ઉત્તમ ચંદ્રમાએ મહાન્ રાજ્ય તથા ભાર્યાઓ પ્રાપ્ત કર્યા પછી, લાખ ગાયની દક્ષિણાવાળા રાજસૂય યજ્ઞનો આરંભ કર્યો.[૨૩] તેના એ યજ્ઞના હોતા* ભગવાન્ અત્રિ ઋષિ હતા, અધ્વર્યુપદ† ભગવાન્ શુક્રાચાર્યે લીધું અને ઉદ્ગાતા‡ (હિરણ્યગર્ભ§) અંગિરા મુનિ થયા અને બ્રહ્મદેવે પોતે જ બ્રહ્મપદ‖ સ્વીકાર્યું.[૨૪] તે યજ્ઞમાં સનત્કુમાર આદિ આદ્ય બ્રહ્મર્ષિઓ સાથે હરિનારાયણ પોતે જ તેના યજ્ઞના સભાપતિ થયા હતા.[૨૫] હે ભારત! ત્યાં ભેગા થયલા સભાસદો (બ્રહ્મર્ષિઓ)ને ચંદ્રમાએ ત્રણે લોક દક્ષિણામાં આપી દીધા હતા, એમ અમારા સાંભળવામાં છે.[૨૬] યજ્ઞકાર્યમાં સિનિ, કુહૂ, દ્યુતિ, પુષ્ટિ, પ્રભા, વસુ, કીર્તિ, ધૃતિ અને લક્ષ્મી, એ નવ દેવીઓ તેની સેવામાં તત્પર રહી હતી.[૨૭] યજ્ઞ સમાપ્ત થતાં સર્વના અધિરાજ ચંદ્રમાએ સ્વસ્થ ચિત્તે અવભૃથ સ્નાન કર્યું, અને સર્વ દેવર્ષિઓએ તેની પૂજા કરી. આ પ્રકારના ગૌરવથી યુક્ત થયલા, રાજરાજેન્દ્ર ચંદ્રમા દશે દિશાઓને પ્રકાશિત કરતા વિરાજતા હતા.[૨૮]

(પરંતુ, હે જનમેજય! ઐશ્વર્ય એ મોટી માદક વસ્તુ છે તેથી) અતિશય કઠિનતાએ મળે એવું ઐશ્વર્ય મળતાં તથા સર્વ મુનિઓનો સત્કાર પામતાં તેના બલે, હે તાત જનમેજય! ચન્દ્રને મદ થયો, અને વિનયથી તેની બુદ્ધિ ચળી એટલે તે અવિનયી અને અવિચારી થઈ ગયો.[૨૯] અને તેણે દેવગુરુ બૃહસ્પતિની ભાર્યા યશસ્વી તારાનું, અંગિરસના પુત્રોની અવગણના કરીને પણ, બલાત્કારથી એકદમ હરણ કર્યું.[૩૦] જો કે દેવો તથા દેવર્ષિઓએ તેને આવું અન્યાયી કાર્ય નહીં કરવાને ઘણુંઘણુંએ સમજાવ્યો, છતાં પણ તેમનું કંઈ પણ ન સાંભળ્યું, અને તેણે બૃહસ્પતિને તેની સ્ત્રી તારા હરગીજ પાછી સોંપી દીધી નહીં. એટલે આવી વિષમ સ્થિતિ આવતાં, દેવોના આચાર્ય બૃહસ્પતિ તેની સાથે યુદ્ધ કરવાને તત્પર થયા.[૩૧] દૈત્યોના ગુરુ શુક્રાચાર્યે ચંદ્રમાના સૈન્યના (પાષ્ણીં) પૃષ્ઠ ભાગનું રક્ષણ કરવાનું માથે લીધું અને મહાતેજસ્વી મહાદેવ પણ બૃહસ્પતિના પિતા અંગિરાના શિષ્ય હતા, તેથી ગુરુપુત્ર ઉપરના સ્નેહને લીધે બૃહસ્પતિના સૈન્યના પૃષ્ઠ ભાગના રક્ષક સેનાપતિ થયા, અને તેમણે આજગવ¶ નામનું ધનુષ્ય હાથમાં ઉપાડ્યું.[૩૨-૩૩] મહાત્મા શિવે તે ધનુષ્ય ઉપર બ્રહ્મશિર નામનું પરમ અસ્ત્ર ચઢાવી, દૈત્યો તરફ તાકીને છોડ્યું, અને તે વડે તેમના યશનો સમૂળો નાશ કર્યો.[૩૪] આમ સ્વર્ગમાં દેવો અને દાનવોની વચ્ચે તારાને નિમિત્તે તારકામયને નામે પ્રખ્યાત થયલું અને લોકોનો ભારે ક્ષય કરનારું યુદ્ધ ચાલ્યું.[૩૫]

હે ભારત! આવી રીતે આ દારુણ યુદ્ધ ચાલતું હતું, તેને શાંત પાડવાના હેતુથી બૃહસ્પતિના પક્ષના શિષ્ટ✠ અને ચંદ્રમાના પક્ષના તુષિત** નામના દેવો સનાતન, આદિદેવ બ્રહ્માને શરણે ગયા.[૩૬] એટલે પિતામહ બ્રહ્મદેવ પોતે જ રણભૂમિ ઉપર આવી પહોંચ્યા. તેમણે શુક્ર તથા સર્વથી વૃદ્ધ રુદ્ર (શંકર)ને યુદ્ધ કરતાં વાર્યા, અને પોતાને હાથે જ ચંદ્ર પાસેથી બૃહસ્પતિને તેની સ્ત્રી તારા સોંપાવી દીધી.[૩૭] પરંતુ આ સમય દરમ્યાન ચંદ્રમાથી તારાને ગર્ભવતી થયલી જોઇને બૃહસ્પતિએ તેને કહ્યું કે, "હે તારા! મારી માલિકીની તારી યોનિમાં હવે તારે વધુ સમય અન્યનો ગર્ભ કદી પણ ધારણ કરવો જોઇએ નહીં." એટલે બૃહસ્પતિનાં આ વચનથી બિચારી તારાએ અયોગ્ય સ્થાનમાં ઘાસના ભારા ઉપર ચઢી ત્યાં જ દસ્યુનો નાશ કરનાર અને બળતા અગ્નિના જેવા તેજસ્વી એક કુમારને જન્મ આપ્યો.[૩૮-૩૯] છ પ્રકારનાં ઐશ્વર્યવાળો એ કુમાર જન્મ્યો તે જ ક્ષણથી તેણે પોતાના શરીરના તેજથી દેવોને પણ નિસ્તેજ કરી નાંખ્યા, તેથી તેઓ સંશયગ્રસ્ત થઇને તારાને પૂછવા લાગ્યા કે, "હે તારા! તું સત્ય બોલ કે, આ પુત્ર કોનો છે? તે ચંદ્રમાનો કે બૃહસ્પતિનો છે?" તેમણે આવો પ્રશ્ન પૂછ્યો છતાં શરમથી લજ્જા પામીને તે સારો કે નરસો કોઈ પણ પ્રકારનો ઉત્તર આપી શકી નહીં; એટલે પોતે નબાપો કે બે બાપવાળો હોવાની સ્થિતિમાં આવ્યાથી દસ્યુઓનો નાશક તે કુમાર તારાને શાપ દેવાને તૈયાર થયો. પરંતુ તરત જ બ્રહ્માએ તેને શાપ દેતાં અટકાવ્યો, અને પોતે જ એ સંશયનું નિવારણ કરાવવાને તારાને પૂછ્યું કે, "હે તારા! આ બાબતમાં જે કંઈ સત્ય હોય, અર્થાત્ આ પુત્ર કોનો છે, તે તું કહી દે." પછી તારાએ બે હાથ જોડીને વરદાન આપનારા પ્રભુ બ્રહ્માને એવો ઉત્તર આપ્યો

* ઋગ્વેદનો પાઠ કરનાર. † યજુર્વેદનો પાઠ કરનાર. ‡ સામવેદનું ગાન કરનાર તેમ જ યજ્ઞના યાજકો ઉપર દેખરેખ રાખનાર. § હિરણ્યગર્ભ નામ અંગિરા મુનિનું છે; કારણ કે તેમણે સૂત્રાત્મત્વ પ્રાપ્ત કર્યું હતું. ‖ યજ્ઞકર્મમાં કોઈ પણ નિયમાદિનો લોપ ન થાય, તેની સર્વત્ર નિરીક્ષા કરનાર.

¶ અજ એટલે મહાદેવ અને ગૌ એટલે આંખલો-મહાદેવનો નંદી. નંદી યોગબળથી મહાદેવ સમાન પ્રતાપી થયા, અને તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો તેથી તે આજગવ કહેવાયો, અને તેના શીંગડામાંથી આ ધનુષ બનાવેલું હોવાથી તે આજગવ કહેવાય છે.

✠ ધર્મમાં તત્પર. ** તુષ-દોષ જે તારાના હરણરૂપી ચંદ્રે કર્યો તેના પક્ષના.

કે, 'દસ્યુઓને હણનાર આ મહાત્મા કુમાર ચંદ્રમાનો પુત્ર છે.' એટલે એ કુમારના ખરા ગર્ભાધાન કરનાર પિતા ચંદ્રમાએ તેનું માથું સુંઘ્યું, અને પોતાના એ બુદ્ધિમાન પુત્રનું નામ બુધ પાડ્યું. બુધ સામાન્ય રીતે હમેશાં આકાશમાં ચંદ્રથી પ્રતિકૂલ, સૂર્યની દિશામાં ઉગે છે.*૪૦-૪૫

આ બુધે વૈરાજ(મનુ)ની પુત્રી ઇલાથી એક પુત્ર ઉત્પન્ન કર્યો. ઇલાનો તે પુત્ર ઐલ પુરૂરવ નામનો મહારાજા થયો.૪૬ તેણે પણ ઉર્વશીથી સાત મહાત્મા પુત્રોને ઉત્પન્ન કર્યા.

પોતાના ઉદ્ધત કર્મથી ચંદ્રમાને ક્ષય રોગ લાગુ પડ્યો.૪૭ આ વ્યાધિના ભોગ થઇ પડેલા ચંદ્રમાનું તેજ નિસ્તેજ થયું, અને પરિણામે તેનું તેજોમંડળ પણ વિશેષ ને વિશેષ ક્ષીણ થવા લાગ્યું, તેથી તે શરણને માટે પોતાના પિતા અત્રિ મુનિની જ પાસે ગયો.૪૮ અને મહાતપસ્વી અત્રિએ તેના એ તાપ (પાપ)ને સમાવ્યો. આમ ક્ષયરોગથી મુક્ત થયલો ચંદ્રમા પોતાની તેજશક્તિથી પાછો સર્વ રીતે પ્રકાશવા લાગ્યો.૪૯

હે મહારાજ જનમેજય! આ રીતે મેં સોમના જન્મ સંબંધી કીર્તિને વધારનારું વૃત્તાંત તને કહ્યું. હવે તેના વંશ સંબંધી કહું છું, તે તું સાંભળ.૫૦ સુખ, આરોગ્ય, આયુષ્ય અને પુણ્ય આપનારું, તથા ઇષ્ટ સંકલ્પ સાધનારું સોમના જન્મ સંબંધી વૃત્તાંત સાંભળવાથી શ્રોતાઓ પાપોથી મુક્ત થાય છે.૫૧

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "सोमनी उत्पत्ति" ए नामनो अध्याय २५ मो संपूर्ण

---

## અધ્યાય ૨૬ મો

### પુરૂરવાની ઉત્પત્તિ અને ઉર્વશીનો સમાગમ

**वैशंपायन उवाच–**

> बुधस्य तु महाराज विद्वान्पुत्रः पुरूरवाः।
> तेजस्वी दानशीलश्च यज्वा विपुलदक्षिणः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે મહારાજ જનમેજય! બુધનો પુત્ર પુરૂરવા વિદ્વાન્, તેજસ્વી, દાનશીલ, યથાવિધિ યજ્ઞ કરનારો, પુષ્કળ દક્ષિણા આપનારો, બ્રહ્મવાદી, પરાક્રમી, અને યુદ્ધમાં શત્રુઓથી અજિત હતો. એ રાજા અગ્નિહોત્રી હતો તેમ જ યજ્ઞો પણ કરતો હતો.૧-૨ તે સત્યવાદી અને પવિત્ર બુદ્ધિવાળો હતો. તે અતિશય મનોહારી રૂપથી સંપન્ન હતો છતાં મૈથુનમાં પૂરો સંયમી હતો, અને તે ત્રણે લોકમાં શ્રેષ્ઠ તથા યશમાં અપ્રતિમ હતો.૩ આવા બ્રહ્મવાદી, ક્ષમાશીલ, ધર્મજ્ઞ, અને સત્યવાદી રાજાને યશસ્વી ઉર્વશી અપ્સરા પોતાના રૂપ, રંગ અને દિવ્યપણાનો સર્વ ગર્વ ત્યજીને વરી હતી.૪ હે ભારત જનમેજય! રાજા પુરૂરવાએ એ ઉર્વશીની સાથે રમણીય ચૈત્રરથ (કુબેરના) વનમાં દશ વર્ષ, મંદાકિનીના તટ ઉપર પાંચ વર્ષ, અલકાપુરીમાં પાંચ વર્ષ, બદરીકારણ્યની વિશાલા નગરીમાં છ વર્ષ, ઉત્તમ નંદનવનમાં સાત વર્ષ, મનોરથ પૂર્ણ કરનારાં ફળોવાળાં વૃક્ષોથી છવાયલા ઉત્તરકુરુ દેશમાં આઠ વર્ષ, ગંધમાદન પર્વતની તળેટીમાં દશ વર્ષ, અને ઉત્તર સુમેરુ પર્વતની ટોચ ઉપર આઠ વર્ષ અર્થાત્ ૫૯ વર્ષ વિહારવિલાસ કરવામાં ગાળ્યાં હતાં.૫-૭ દેવોએ બનાવેલાં અને નિવાસથી શોભાવેલાં આવાં આવાં મુખ્ય મુખ્ય વનો અને નગરીઓમાં રાજા પુરૂરવાએ પરમ આનંદથી ઉર્વશીની સાથે વિવિધ પ્રકારના ભોગવિલાસો ભોગવ્યા હતા.૮ મહર્ષિઓએ જે દેશની સ્તુતિ કરી છે એવા પુણ્યતમ પ્રયાગ પ્રદેશમાં એ પૃથ્વીપતિ રાજા રાજ્ય કરતો હતો.૯ તેને દેવોના પુત્રો સમાન સાત પુત્રો હતા. એ મહાત્માઓ સ્વર્ગમાં જ અવતર્યા હતા. બુદ્ધિમાન્ આયુ, અમાવસુ, વિશ્વાયુ, ધર્માત્મા શ્રુતાયુ, દૃઢાયુ, વનાયુ, અને શતાયુ, એ તેમનાં નામ હતાં. પુરૂરવાના આ સાતે પુત્રો ઉર્વશીથી જન્મ્યા હતા.૧૦-૧૧

એટલે જનમેજયે પ્રશ્ન પૂછ્યોઃ–હે બહુશ્રુત મુનિ વૈશંપાયન! શામાટે ગંધર્વની પુત્રી અપ્સરા ઉર્વશી દેવોને પડતા મૂકીને મનુષ્ય રાજા પુરૂરવાને વરી, તેનું મને કારણ કહો.૧૨

વૈશંપાયને કહ્યુંઃ હે જનમેજય! ઉર્વશી બ્રહ્માના શાપથી પરાજિત થઈ હતી, એટલે તેને માનવ અવતાર લેવો પડ્યો, અને એ સુંદર નિતંબવાળી સ્ત્રી, કેટલીક શરતો કરીને ઇલાના પુત્ર પુરૂરવાની પત્ની થઇ.૧૩ પોતાને થયલા શાપમાંથી મુક્ત થવા માટે તેણે રાજા પુરૂરવા સાથે એવી શરત કરી કે, "હું તારું દર્શન નગ્ન સ્થિતિમાં કદી પણ કરીશ નહીં. મને કામવાસના થશે ત્યારે જ હું તારી સાથે રતિક્રીડા કરીશ.૧૪ તારે મારી પથારીની પાસે બે મેંઢાં હમેશાં બાંધેલાં રાખવાં પડશે, અને, હે રાજા પુરૂરવા! હું એક જ વાર થોડું ઘી પીશ અને એ જ મારો આહાર.૧૫ હે રાજન્! જેટલા સમય સૂધી તું આ શરત દૃઢતાથી અવિચ્છિન્ન રીતે પાળીશ, તેટલા સૂધી જ હું તારી સાથે રહીશ. આટલો મારો તારી સાથેનો કરાર છે."૧૬

રાજા પુરૂરવાએ ઉર્વશીની આ સર્વે શરતો કબૂલ કરી અને પૂરેપુરી રીતે પાળવા લાગ્યો. શાપથી મોહ

---

* સૂર્યોદયે તે સૂર્યની સંનિધિમાં હોવાથી ઘણુંખરું અસ્ત થયલો જ રહે છે, એટલે રાત્રે દેખાય છે; જો તે દિવસે દેખાય છે, તો કોઈ મહા ઉત્પાત થાય છે એવો જ્યોતિષિઓનો મત છે.

પામેલી અને તેનામાં જ આસક્ત થયલી એ અપ્સરાએ પુરૂરવાની સાથે ઉપર જણાવ્યું, તે પ્રમાણે ઓગણસાઠ વર્ષ સૂધી વિવિધ ભોગવિલાસ ભોગવ્યા. આમ દેવી ઉર્વશી મનુષ્ય રાજા સાથે વર્ષોપર્યંત વસી રહી, તેથી ગંધર્વો ચિંતાયુક્ત થયા.[૧૭-૧૮]

પછી તે ગંધર્વો પરસ્પર આવો વિચાર કરવા લાગ્યા કે, "હે મહાભાગ્યશાળી ગંધર્વો! એ ઉત્તમ અંગવાળી, સ્વર્ગનાં ભૂષણરૂપ અપ્સરા ઉર્વશી દેવોની સમીપ શી રીતે પાછી આવી શકે, તેનો વિચાર કરો."[૧૯] અન્યોન્યનાં આવાં વચનો સાંભળી, એ સભામાં વક્તાઓમાં ઉત્તમ એવો વિશ્વાવસુ ગંધર્વ બોલ્યો કે, "હે ગંધર્વો! બન્નેને (પુરૂરવા અને ઉર્વશી) સાથે રહેવાના સંબંધમાં પરસ્પર શરતો કરતાં અગાઉ મેં સાંભળ્યાં છે.[૨૦] જ્યારે રાજા પુરૂરવા ઉર્વશીની એ શરતોનું રંજમાત્ર ઉલ્લંઘન કરશે, ત્યારે જ તે તેનો ત્યાગ કરી શકશે. એ રાજા ક્યારે અને કઈ સ્થિતિમાં પોતાની શરતોનો ભંગ કરશે, એની યુક્તિ હું સારી રીતે જાણું છું.[૨૧] તેથી તમારા કાર્યની સિદ્ધિને માટે તમારી સહાયથી હું ત્યાં જઇશ."

આમ કહીને એ મહાયશસ્વી વિશ્વાવસુ ગંધર્વ પ્રતિષ્ઠાન (પ્રયાગ) નગરીમાં ગયો.[૨૨] પછી તેણે મધ્ય રાત્રિએ રાજા પુરૂરવાના મહેલમાં પ્રવેશ કર્યો અને તેની પથારી પાસેથી એક મેંઢું ઉપાડી લીધું. સુંદર હાસ્ય કરનારી ઉર્વશીએ બે મેંઢાંને માતાની પેઠે ઉછેર્યાં હતાં.[૨૩] પોતાના મહેલમાં ગંધર્વનું આગમન સાંભળીને તથા શાપનો અંત સમીપ છે એમ જાણીને, એ યશસ્વિની અપ્સરાએ રાજાને આગ્રહપૂર્વક કહ્યું કે, "મારા પુત્ર(મેંઢા)ને કોઈ ચોરી ગયું છે, માટે તે લાવી આપો."[૨૪] ઉર્વશીએ તેને આમ કહ્યા છતાં, પોતે નગ્ન હોવાથી 'જો હું ઉઠીશ તો દેવી મને નગ્ન જોશે, અને અમારી શરત તૂટશે, એટલે તે જતી રહેશે,' એવો વિચાર આવ્યાથી પુરૂરવા પથારીમાંથી ઉભો થયો જ નહીં.[૨૫] તેની આ સ્થિતિ કળી જઈને ગંધર્વ વિશ્વાવસુએ તેનું બીજું મેંઢું પણ ઉપાડી લીધું. જ્યારે બીજા મેંઢાને તે ઉપાડી જતો હતો, ત્યારે ઉર્વશી દેવીએ પુરૂરવા રાજાને આવું વચન કહ્યું કે, 'હે રાજન્! જાણે હું અનાથ હઉં તેમ મારાં પુત્રવત્ મેંઢાંને કોઈ ચોરી જાય છે." આ શબ્દો સાંભળતાં વેંત જ રાજા પુરૂરવા પથારીમાંથી ઉઠી સફાળો નગ્ન સ્થિતિમાં જ મેંઢાંની પાછળ બહાર દોડ્યો.[૨૬-૨૭] તે મેંઢાનાં પગલાં શોધતો શોધતો આમતેમ ફરતો હતો, એવામાં ગંધર્વોએ અતિ ઉગ્ર વિજળી ઉત્પન્ન કરી અને તેના મહાન ભવનને પ્રકાશમય કરી દીધું, એટલે ઉર્વશીએ એકાએક રાજાને નગ્ન દશામાં જોયો. તેને આમ નગ્ન જોઈને ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારી એ અપ્સરા ઉર્વશી ત્યાંથી જ એકદમ અદૃશ્ય થઈ ગઈ.[૧૮-૨૯]

પછી માર્ગમાં મેંઢાંને ગંધર્વોએ પડ્યાં મૂકેલાં જોઇને રાજા પુરૂરવા તેમને પોતાને ઘેર લઈ આવ્યો; પણ ઉર્વશીને ઘરમાં નહીં જોઇને તે અતિશય દુઃખી થતો વિલાપ કરવા લાગ્યો.[૩૦] પછી ઉર્વશીને આમતેમ શોધતો શોધતો એ મહાબળવાન્ રાજા બહારના પ્રદેશમાં ઘૂમવા મંડ્યો. ઘૂમતાં ઘૂમતાં તેણે કુરુક્ષેત્રના પ્લક્ષ તીર્થમાં હૈમાવતી નામના કમળથી છવાયલા પવિત્ર સરોવરમાં તે સુંદર સ્ત્રી ઉર્વશીને પાંચ અપ્સરાઓ સાથે ક્રીડા કરતી અને ડૂબકીઓ ખાતી જોઈ.[૩૧-૩૨] અતિ દુઃખી થયલો રાજા પુરૂરવા તેને ત્યાં આમ ખેલતી જોઇને ભારે વિલાપ કરવા મંડી ગયો. ઉર્વશી પણ રાજાને ત્યાં ઘણો સમીપ આવેલો જોઇને પોતાની સખીઓને કહેવા લાગી કે, 'જે રાજાની સાથે મેં કેટલોક સમય પૃથ્વી ઉપર ભોગવિલાસ ભોગવ્યા હતા, તે જ આ ઉત્તમ પુરુષ છે,' આમ કહીને તેણે પોતાની સખીઓને તે રાજા બતાવ્યો.[૩૩-૩૪] હે નરાધિપ જનમેજય! ઉર્વશીના આ વચનથી તેની સખીઓ પાછી ચિંતાતુર થઈ (કે રખેને તે પાછી મૃત્યુલોકમાં ચાલી જશે). રાજા પુરૂરવાએ ઉર્વશીને જોતાં વેંત જ કહ્યું કે, "હે ક્રૂર સ્ત્રી! તું માત્ર વચનમાં જ ક્રૂર બનજે, પરંતુ મનથી તો તું મારી સ્ત્રી થઇને જ રહેજે."[૩૫] આવાં આવાં વચનો તે બન્નેએ પરસ્પરને કહ્યાં. પછી ઉર્વશીએ પુરૂરવાને કહ્યું કે, "હે પ્રભુ! તમારાથી હું ગર્ભવતી થયલી છું.[૩૬] એક સંવત્સર પછી તમારા પુત્રનો જન્મ થશે, એમાં કાંઈ પણ સંશય નથી. તે સમયે, હે રાજા! તમને મારી સાથે એક રાત્રિ વધુ રહેવાનું મળશે."[૩૭]

ઉર્વશીનાં આ વચનોથી એ મહાયશસ્વી રાજા પુરૂરવા ઘણો જ પ્રસન્ન થયો, અને પછી પોતાને નગર પાછો ગયો. સંવત્સર પૂરો થયો, એટલે ઉર્વશી તેની પાસે પાછી આવી, અને એ યશસ્વી રાજાએ પાછી તેની સાથે એક રાત્રિ ભોગવિલાસમાં ગાળી. પછી ઉર્વશીએ રાજાને કહ્યું કે, "હે રાજન્! ગંધર્વો તને એક વરદાન આપવાને તત્પર થયા છે.[૩૮-૩૯] માટે, હે મહારાજ! તેમની પાસે હું કહું તેવું તું એક વરદાન માગજે. તારે તેમની પાસેથી એ મહાત્મા ગંધર્વોના જેવી જ પદવી પ્રાપ્ત કરવાનું વરદાન માગી લેવું."[૪૦] 'ભલે હું એમ કરીશ,' એવું કહીને તેણે ગંધર્વો પાસેથી એવું જ વરદાન માગી લીધું, અને ગંધર્વોએ તેને 'તથાસ્તુ' કહ્યું. પછી અગ્નિથી ભરેલું એ થાળીઓનું સંપૂટ આપીને ગંધર્વોએ તેને કહ્યું કે, "આ અગ્નિવડે યજ્ઞ કર્યાથી, હે નરાધિપ! તું અમારા લોકને પ્રાપ્ત કરી શકીશ."

પછી પોતાની સાથે કુમારોને લઈને રાજા પુરૂરવા નગર તરફ વળ્યો,[૪૧-૪૨] અને અરણ્યમાં અગ્નિ મૂકીને પુત્ર સાથે ગૃહે ગયો. પછી પેલો દિવ્ય અગ્નિ લેવા મૂળ સ્થાને તે પાછો આવ્યો તો જોતાં ત્યાં મૂકેલો ત્રેતાગ્નિ તેને જણાયો નહીં, પરંતુ તે જગ્યાએ તેણે પીપળાનું વૃક્ષ ઉગેલું જોયું.[૪૩] શમી વૃક્ષના ગર્ભમાં ઉત્પન્ન થયલા પીપળાના વૃક્ષને જોઈને રાજા વિસ્મય પામ્યો, અને તેણે અગ્નિના નાશ સંબંધી વૃત્તાંત ગંધર્વોને જણાવ્યો.[૪૪] તેની સઘળી હકીકત સાંભળીને ગંધર્વોએ તેને એ પીપળામાંથી અરણીના કટકા તૈયાર કરી, અગ્નિ નીપજાવી, યથાવિધિ તેની પૂજા કરવાની આજ્ઞા કરી. પછી પુરૂરવાએ એ પીપળામાંથી અરણીના કટકા તૈયાર કર્યા, અને એ કટકાને ઘસીને, યથાવિધિ અગ્નિ મેળવ્યો. પછી એ અગ્નિના દક્ષિણ, આહવનીય અને ગાર્હપત્ય એ ત્રણ ભાગ કરીને રાજાએ અનેક યજ્ઞો કર્યા. આ પ્રકારે બહુ વિધના યજ્ઞો કરીને અંતે પુરૂરવા રાજા ગંધર્વ લોકને પામ્યો.[૪૫-૪૬]

આમ ગંધર્વો પાસેથી વરદાન મેળવીને પુરૂરવાએ ત્રણ પ્રકારના અગ્નિ કર્યા, તે પહેલાં અગ્નિ એક જ પ્રકારનો હતો, અને પુરૂરવાએ તે પછી તેને ત્રણ પ્રકારનો બનાવ્યો.[૪૭] હે નરશ્રેષ્ઠ જનમેજય! આવા પ્રભાવવાળો પુરૂરવા રાજા હતો. મહર્ષિઓએ જે દેશની સ્તુતિ ગાઈ છે, એવા સૌથી વિશેષ પુણ્યવાળા પ્રયાગ પ્રદેશ ઉપર ગંગા નદીના ઉત્તર તીરે આવેલી પ્રતિષ્ઠાન નગરીમાં એ મહાયશસ્વી રાજાએ રાજ્ય કર્યું હતું.[૪૮-૪૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'पुरूरवानी उत्पत्ति अने उर्वशी साथे समागम' ए नामनो अध्याय २६ मो समाप्त

---

## અધ્યાય ૨૭ મો

### અમાવસુના વંશનું વર્ણન–જમદગ્નિ અને વિશ્વામિત્રની ઉત્પત્તિ

**वैशंपायन उवाच–**

ऐलपुत्रा बभूवुस्ते सर्वे देवसुतोपमाः ।
दिवि जाता महात्मान आयुर्धीमानमावसुः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! ઇલાના પુત્ર પુરૂરવાના સર્વે પુત્રો દેવોના પુત્રો સમાન હતા, અને એ સાત મહાત્માઓ સ્વર્ગમાં જન્મ્યા હતા. બુદ્ધિમાન્ આયુ, અમાવસુ, વિશ્વાયુ, ધર્માત્મા શ્રુતાયુ, દઢાયુ, વનાયુ અને શતાયુ, એ તેમનાં નામ હતાં. એ બધા રાજકુંવરો ઉર્વશીથી જન્મ્યા હતા. અમાવસુને રાજા ભીમ અને નગ્નજિત્ એમ બે દાયાદ પુત્રો હતા.[૧-૨] ભીમનો દાયાદ પુત્ર શ્રીમાન્ કાંચનપ્રભ હતો. કાંચનપ્રભનો પુત્ર સુહોત્ર હતો. તે વિદ્વાન્ અને મહા બળવાન્ નીવડ્યો.[૩] સુહોત્રે કેશિની નામની પત્નીથી જહ્નુ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. જહ્નુએ મુખ્યત્વે જેમાં અન્નદાન દેવાય છે, એવો સર્વમેધ નામનો મહાસત્ર તેમજ મહાયજ્ઞ આદર્યો.[૪] જહ્નુના પતિ તરીકેના ગુણોથી લોભાઈને તેને પતિ ગણી ગંગા તેની સમીપ ગઈ, પરંતુ જહ્નુએ તો તેને પોતાની પત્ની બનાવવાની ઇચ્છા દાખવી જ નહીં, એટલે ચીઢાઈને ગંગાએ તેની યજ્ઞભૂમિને જળમાં ડૂબાડી દીધી.[૫] જ્યારે જહ્નુએ પોતાની યજ્ઞભૂમિને ગંગાએ જળમાં ડૂબાડેલી જોઈ ત્યારે, હે ભરતશ્રેષ્ઠ જનમેજય! તેણે ક્રોધે ભરાઈને તેને કહ્યું કે, "હે ગંગા! હું તારું બધું પાણી પી જઈશ, અને તારો આ યત્ન નિષ્ફળ કરીશ. તને તારા આવા ગર્વનું ફળ તરત જ મળો."[૬-૭] આમ કહીને એ રાજર્ષિ જહ્નુ ગંગાનું સમગ્ર જળ જ પી ગયા. પછીથી તેણે મહર્ષિઓની સ્તુતિથી તેને મુક્ત કરી, અને તેમણે એ મહાભાગ્યશાળી ગંગાને જહ્નુની પુત્રી ઠરાવી, અને તેને જાહ્નવી એવું નામ આપ્યું.[૮] જહ્નુ રાજા યુવાનાશ્વની પુત્રી કાવેરી સાથે પરણ્યો. યુવનાશ્વના શાપથી મનુષ્યત્વને પામેલી ગંગાએ પોતાના અર્ધા શરીરમાંથી જહ્નુની ભાર્યા થઈ, અનિન્દિત અને શ્રેષ્ઠ નદી કાવેરીને ઉત્પન્ન કરી હતી. (અર્થાત્ ગંગાએ આ રીતે જહ્નુ સાથે પરણવાનો પોતાનો મનોરથ પૂર્ણ કર્યો.)[૯] જહ્નુએ કાવેરીથી સુનહ નામના ધાર્મિક જ્યેષ્ઠ પુત્રને ઉત્પન્ન કર્યો. સુનહને અજક નામનો પુત્ર હતો.[૧૦] અજકનો પુત્ર મહિપતિ બલાકાશ્વ મૃગયામાં પ્રીતિ ધરાવનારો હતો. બલાકાશ્વનો પુત્ર કુશ હતો, અને કુશને દેવોના જેવા ચાર તેજસ્વી પુત્રો થયા. કુશિક, કુશનાભ, કુશાંબ અને મૂર્તિમાન્, એ તેમનાં નામ હતાં.[૧૧-૧૨]

પહ્લવ નામના વનચરોના સંગમાં કુશિક રાજા બાલપણથી ઉછર્યો હતો. તેને એક સમયે 'ઇન્દ્રના જેવો પુત્ર હું મેળવું' એવી વાંચ્છના થઈ, અને તે કારણે તેણે ઉગ્ર તપ આદર્યું. "રખેને મારા જેવો અન્ય કોઈ પૃથ્વી ઉપર ઉત્પન્ન થાય," એવા ત્રાસથી ઇન્દ્ર કુશિકની સમીપ ગયો, અને તેના અંશથી પોતે જ પુત્રરૂપે અવતર્યો.[૧૩] કુશિકને ઉપર જણાવેલું ઉગ્ર તપ કરતાં પૂરાં હજાર વર્ષ થયાં, એટલે હજાર આંખવાળા ઇન્દ્રે તેને દર્શન દીધાં, અને ઉગ્ર તપસ્વી રાજા કુશિક પોતાના જ સામર્થ્યથી સ્વસંકલ્પ અનુસાર પુત્ર ઉત્પન્ન કરવા સમર્થ છે, એ સ્થિતિ કળી ગયો; અને પોતાના જેવો બીજો ઇન્દ્ર થશે, એવો ભય લાગ્યાથી ઇન્દ્રે પોતાના અંશોથી કુશિકના અંગમાં વાસ કર્યો; આવી

રીતે દેવોના રાજા શ્રેષ્ઠ ઇન્દ્રે તેના પુત્રરૂપે જન્મ લીધો.[૧૪-૧૫] ઇન્દ્ર પોતે એ રીતે કુશિકના વીર્યથી ઉત્પન્ન થયો. તે ગાધિ રાજાને નામે વિખ્યાત હતો. પુરુકુત્સની પુત્રી કુશિકની પત્ની થાય, અને ગાધિ તેના ગર્ભથી જન્મ્યો હતો.[૧૬]

ગાધિ રાજાને મહાભાગ્યશાળી સત્યવતી નામની સુંદર, અને શુભ લક્ષણવાળી પુત્રી હતી. તેને ગાધિ રાજાએ ભૃગુ ઋષિના પુત્ર ઋચીકને પરણાવી.[૧૭] સત્યવતીનો પતિ ભૃગુનંદન ઋચીક તેના ઉપર અધિક પ્રીતિ ધરાવતો હતો; તેથી તેણે પોતાને તથા પોતાના સસરા ગાધિ રાજાને માટે પુત્ર પ્રાપ્ત કરવા સારુ બે ચરુ મંત્રભાવનાથી તૈયાર કર્યા.[૧૮] પછી ભૃગુપુત્ર ઋચિકે પોતાની સ્રીને બોલાવીને કહ્યું કે, "હે સત્યવતી! આ એક ચરુમાંના પદાર્થને તું ખાઈ જા, અને પેલા બીજા ચરુમાંનો પદાર્થ તારી માતાને ખવરાવજે.[૧૯] એ ચરુમાંનો પદાર્થ ખાધાથી તારી માતા ક્ષત્રિયોમાં ઉત્તમ, તેજસ્વી, જગતમાં ભલભલા ક્ષત્રિયોથી અજિત, અને ઉત્તમ ક્ષત્રિયોને હણે એવા પુત્રને જન્મ આપશે.[૨૦] અને, હે કલ્યાણી! તને પણ આ ચરુના પ્રતાપથી તપના ભંડારરૂપ, ધૈર્યશીલ, શાંત આત્માવાળો અને બ્રાહ્મણોમાં ઉત્તમ એવો પુત્ર થશે.'[૨૧] ભૃગુપુત્ર ઋચીકે આ પ્રમાણે પોતાની પત્નીને સમજણ આપી, અને તપમાં નિત્ય મગ્ન થઈ, અરણ્યમાં પ્રવેશ કર્યો.[૨૨]

એ દરમ્યાન તીર્થયાત્રા કરવાને સહકુટુંબ નીકળેલો ગાધિ રાજા પોતાની પુત્રી સત્યવતીને મળવાને ઋચીકના આશ્રમે આવી પહોંચ્યો. એટલે સત્યવતીએ પોતાના પતિ પાસેથી પુત્રોત્પત્તિ સારુ જે બે ચરુ લીધા હતા, તેમાંનો ઘણી જ સંભાળથી સાચવી રાખેલો એક ચરુ પોતાની માતાને સુપ્રત કર્યો, અને એ ચરુના સામર્થ્યનો સર્વ વૃત્તાંત તેને જણાવી દીધો.[૨૩-૨૪] પરંતુ દુર્દૈવના યોગથી તેની માતાના હાથે પેલા ચરુમાં ફેરફાર થઈ ગયો. તેણે સત્યવતીને પોતાનો ચરુ આપ્યો, અને અજાણપણે તેનો ચરુ પોતે જ લઈ લીધો.*[૨૫] આથી સત્યવતીએ ક્ષત્રિયોના અંતને આણનાર ગર્ભને ધારણ કર્યો, અને તેનું તેજસ્વી શરીર ઘોર દેખાવવાળું થયું.[૨૬]

કાળબળથી આવી ઘટના ઘડાતાં દ્વિજોમાં શ્રેષ્ઠ ઋચીક ઋષિએ પોતાની પત્ની સત્યવતીને ઘોર સ્વરૂપવાળી સ્થિતિમાં જોઈ, અને પોતાની યોગશક્તિથી તેમ થવાનું કારણ જાણી પણ લીધું. પછી ખરો પ્રકાર પોતાની ઉત્તમ વર્ણવાળી સ્રીને સમજાવવા તેમણે કહ્યું કે, "હે કલ્યાણી! ચરુની અદલીબદલી કરીને તારી માતાએ તને ફસાવી છે. આથી અતિશય ભયંકર અને ક્રૂર કર્મ કરનારા પુત્રને તારે જન્મ આપવાનો છે,[૨૭-૨૮] ત્યારે તારો ભાઈ બ્રહ્મસ્વરૂપ અને તપના ભંડારરૂપ થશે; કારણ કે એ ચરુ તૈયાર કરતાં સંકલ્પ બળથી મેં મારા તપના પ્રભાવવડે સમગ્રવેદનું જ્ઞાન, તેથી ઉત્પન્ન થનારા ગર્ભને અર્પણ કરી દીધું છે."[૨૯]

પતિનાં આવાં વચન સાંભળીને મહાભાગ્યશાળી સત્યવતી ઋચિકને પ્રસન્ન કરવા લાગી અને "તમારાથી મને આવો, બ્રાહ્મણોમાં અધમ પુત્ર ઉત્પન્ન ન જ થવો જોઇએ, માટે કોઈ ઉપાય શોધો," એવી તેમને વારંવાર વિનતિ કરવા લાગી. સત્યવતીએ આવી વારંવાર વિનતિ કરી, ત્યારે ઋચીક મુનિએ તેને કહ્યું કે, "હે કલ્યાણી! તને એવો પુત્ર થાઓ, એવો મેં પણ સંકલ્પ પૂર્વે કર્યો જ ન હતો; એ તો માતા અને પિતા બન્નેની દોષમય વૃત્તિથી ઉગ્ર કર્મવાળો પુત્ર થાય છે." આમ ઋચીકે તેના મનનું સમાધાન કર્યા છતાં ફરીથી સત્યવતીએ તેને એવું વચન કહ્યું કે, "હે મુનિ! જો ઇચ્છામાં આવે, તો તમે તમારા તપના પ્રભાવથી લોકોના લોકને પણ ઉત્પન્ન કરી શકો એમ છો, તો પછી આપની ઇચ્છાનુસાર પુત્ર ઉત્પન્ન કરવો, તેમાં તે શી મોટી વાત છે? તમારે તો મને શાંત આત્માવાળો તથા કોમળ સ્વભાવવાળો પુત્ર આપવો ઘટે છે.[૩૦-૩૨] હે ઉત્તમ દ્વિજ! આ ભાવીને જો તમારાથી ઉલટાવી શકાય એમ ન જ હોય, તો પછી, હે પ્રભુ! મારી ઇચ્છાને અનુસરીને મારો પૌત્ર આવા પ્રકારનો (ક્રૂરકર્મવાળો) થાય, એમ કરો (પુત્ર તો એવો થવો જ ન જોઈએ)."[૩૩]

તેનાં આવાં વચન સાંભળી, તપોબળથી ઋચીકે તેના ઉપર અનુગ્રહ કર્યો, અને કહ્યું કે, "હે વરદાન માગનારી કલ્યાણી! હું તો પુત્ર અને પૌત્ર એમાં કોઈ વિશેષ ભેદ જોતો નથી છતાં, હે કલ્યાણી! તું કહે છે તેમ તારો પૌત્ર ક્રૂર કર્મવાળો થશે."[૩૪] તે પછી યોગ્ય કાલે સત્યવતીએ ભાર્ગવ જમદગ્નિને જન્મ આપ્યો. તે તપમાં અતિશય નિમગ્ન, ઇન્દ્રિયને જિતનારો અને શાંત આત્માવાળો હતો.[૩૫] પૂર્વની યોજના પ્રમાણે ઋચીકે (સત્યવતીના) એક ચરુમાં વિષ્ણુના અને (તેની માતાના) બીજા ચરુમાં રુદ્રના અંશની સ્થાપના કરી હતી. પરંતુ દૈવયોગથી તેની અદલાબદલી થતાં આ અંશોની પણ અદલાબદલી થઈ ગઈ, છતાં દેવતાનું આરાધન

* આમ ચરુના ફેરફારથી ક્ષત્રિય કુળમાં બ્રાહ્મણ અંશનો પુત્ર (વિશ્વામિત્ર) અને બ્રાહ્મણ કુળમાં ક્ષત્રિય અંશનો પુત્ર (પરશુરામ) જન્મ્યો. આ પ્રકારની વર્ણની ફેરફારીનો ખુલાસો મહાભારત અનુશાસનિક પર્વના ૫૨ મા અધ્યાયમાં સવિસ્તર આપેલો છે. અત્રે 'અજાણપણે' ચરુ બદલવાનું મૂળમાં જણાવેલું છે, પણ મહાભારતમાં માએ દીકરીને જાણી જોઇ ચરુ બદલ્યાનું જણાવ્યું છે.

કીધાથી વિષ્ણુની શક્તિના પ્રભાવથી શાંત અંશવાળો જમદગ્નિ નામનો પુત્ર સત્યવતીને થયો હતો.[૩૬] પછી કાળે કરી, સત્યધર્મમાં પરાયણ, પુણ્યશાળી સત્યવતી મહાનદી કૌશિકીને નામે પ્રસિદ્ધ થઈ છે.[૩૭]

ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલો રેણુ નામનો રાજા હતો. તેની મહાભાગ્યશાળી, વસંતઋતુ સમાન ખીલતી પુત્રીનું નામ રેણુકા હતું.[૩૮] ઋચીકના પુત્ર, તપોમગ્ન અને વિદ્યાશીલ જમદગ્નિએ રેણુકાથી અતિ ઘોર, સર્વ વિદ્યામાં પારંગત, ધનુર્વેદના રહસ્યમાં નિપુણ, ક્ષત્રિયનો નાશ કરનાર, અને જાણે જાજ્વલ્યમાન અગ્નિ હોય નહીં એવા તેજસ્વી જામદગ્ન્ય (પરશુરામ)ને ઉત્પન્ન કર્યો.[૩૯-૪૦] આવી રીતે તપના પ્રભાવથી ઋચીકે સત્યવતીથી (ક્રૂર કર્મવાળા પુત્રને બદલે) બ્રહ્મવિદ્ પુરુષોમાં ઉત્તમ અને મહાયશસ્વી જમદગ્નિને જન્મ આપ્યો.[૪૧] સત્યવતીના વચેટ પુત્રનું નામ શુનઃશેપ અને સૌથી નાના પુત્રનું નામ શુનઃપુચ્છ હતું.

હવે આ પાસ કુશિકના પુત્ર ગાધિ રાજાએ વિશ્વામિત્ર નામના પુત્રને જન્મ આપ્યો.[૪૨] તે તપ, વિદ્યા અને શમ(શાંતિ)થી સર્વથા સંયુકત હતો. તેણે બ્રહ્મર્ષિઓના સમાન પદ મેળવ્યું, અને સપ્ત ઋષિની પદવી પામ્યો.[૪૩] વિશ્વામિત્ર ધર્માત્મા હતો. તેનું બીજું નામ વિશ્વરથ કહેવાય છે. ઋચીકની કૃપાથી તે કૌશિક વંશની વૃદ્ધિ કરનારો થયો.[૪૪] વિશ્વામિત્રના પુત્રો દેવરાત આદિ થયા. તે ત્રણ લોકમાં પ્રખ્યાત હતા. તેમનાં નામો હું કહું છું, તે તું સાંભળ:-[૪૫] વિશ્વામિત્રે શાલાવતીથી દેવશ્રવા, કતિ જેના પુત્રો કાત્યાયન કહેવાય છે તે, અને હિરણ્યાક્ષ એ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. વળી તેને રેણુ નામની સ્ત્રીથી રેણુમાન્, સાંકૃતિ, ગાલવ, મુદ્ગલ, મધુચ્છંદ, જય અને દેવલ એ સુવિખ્યાત પુત્રો ઉત્પન્ન થયા; તથા દૃષદ્વતીથી અષ્ટક, કચ્છપ, અને હારિત એ ત્રણ પુત્રો થયા. આ સર્વે વિશ્વામિત્રના પુત્રો હતા. હે રાજન્! એ મહાત્મા કૌશિકના પૌત્ર આદિ વંશજો તો ઇતિહાસમાં સુપ્રસિદ્ધ જ છે.[૪૬-૪૮] પાણિન, બભ્રવ, ધ્યાનજપ્ય, પાર્થિવ, દેવરાત, શાંકલાયન, બાષ્કલ, લોહિત, યામદૂત, કારીષવ, સૌશ્રુત, અને સૈંધવાયન, એ બાર વંશો કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયલા કહેવાય છે;[૪૯-૫૦] દેવલ એ દેવપુત્ર અને રેણવ એ રેણુપૌત્રો કહેવાય છે; યાજ્ઞવલ્કય, અઘમર્ષણ, ઔદુંબર, અભિષ્ણાત, તારકાયન અને ચુંચુલ, એ નામોવાળા શાલાવતીના પૌત્રો, અને હિરણ્યાક્ષના પુત્રો છે. સાંકૃત્ય, ગાલવ અને બાદરાયણી, એ નામોવાળા તથા એવાં અન્ય નામોવાળાઓ પણ બુદ્ધિમાન્ વિશ્વામિત્રના વંશજો થાય.[૫૧-૫૨] આ સિવાય પ્રવરભેદથી અન્ય ઋષિઓનાં ગોત્રોમાં વિવાહિત થયલા કૌશિકના ઘણા વંશજો પ્રસિદ્ધ થઈ ગયા છે, એમ કહેવાય છે. હે મહારાજ જનમેજય! પૌરવ રાજા અને બ્રહ્મર્ષિ વસિષ્ઠાદિનાં કુટુંબો સાથે કૌશિકના વંશજોનો, એટલે કે, આ વંશમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય કુટુંબોનો થયલો લગ્નસંબંધ સુપ્રસિદ્ધ છે.

વિશ્વામિત્રના પુત્રોમાં શુનઃશેપને મોટો પુત્ર ગણેલો છે. ભૃગુકુલમાં ઉત્પન્ન થયલો, મુનિઓમાં શ્રેષ્ઠ શુનઃશેપ કૌશિક વિશ્વામિત્રના વંશનો ગણાય છે.[૫૩-૫૪] કારણ કે હરિદશ્વના યજ્ઞમાં યજ્ઞપશુ તરીકે શુનઃશેપની યોજના થઈ હતી. ત્યાંથી વિશ્વામિત્રની દયાથી દેવોએ શુનઃશેપને છોડ્યો અને તેને સુપ્રત કીધો. દેવોએ છોડ્યો, માટે તે દેવરાતને નામે પ્રસિદ્ધ થયો.[૫૫-૫૬] આ પ્રમાણે વિશ્વામિત્રને દેવરાત આદિ સાત પુત્રો હતા. વળી દૃષદ્વતીનો પુત્ર અષ્ટક પણ વિશ્વામિત્રથી ઉત્પન્ન થયો હતો.[૫૭] અષ્ટકના પુત્રનું નામ લોહિત હતું.

હે જનમેજય! આવી રીતે મેં તને જહ્નુપુત્ર અમાવસુના વંશ સંબંધી વૃત્તાંત કહ્યો. હવે હું તને મહાત્મા આયુના વંશ સંબંધી વૃત્તાંત કહીશ.[૫૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "अमावसु वंशनुं कीर्तन अने जगदग्नि तथा विश्वामित्रनी उत्पत्ति" ए नामनो अध्याय २७ मो संपूर्ण

---

## અધ્યાય ૨૮ મો

### આયુ વંશનું વર્ણન-અને નાસ્તિકવાદની ઉત્પત્તિ

वैशंपायन उवाच-

आयोः पुत्रास्तथा पंच सर्वे वीरा महारथाः ।
स्वर्भानुतनयायां च प्रभायां जज्ञिरे नृप ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે નૃપ જનમેજય! સ્વર્ભાનુ-(રાહુ)ની પુત્રી પ્રભાથી આયુએ પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. તે સર્વે પરાક્રમી અને મહારથી હતા.[૧] એ પાંચમાં પ્રથમ નહુષ જન્મ્યો; તે પછી વૃદ્ધશર્મા, રંભ, રજિ, અને અનેનસ્ ઉત્પન્ન થયા. એ સર્વે પુત્રો ત્રણે લોકમાં સુપ્રસિદ્ધ છે.[૨] આ લોકમાં રજિએ પાંચસો પુત્ર ઉત્પન્ન કર્યા. ઇન્દ્રને પણ ભય ઉપજાવનારા એ ક્ષત્રિય કુલદીપકો રાજેયને નામે વિખ્યાત હતા.[૩] પૂર્વે અતિશય દારુણ દેવાસુર યુદ્ધ જાગવાનો સમય પાસે આવ્યો, ત્યારે દેવો અને અસુરો બન્ને પિતામહ બ્રહ્મા પાસે ગયા, અને તેમને આ પ્રશ્ન પૂછ્યો કે, "હે ભગવન્! અમો બન્નેમાંથી કોનો વિજય થશે?

હે સર્વ ભૂતોના પ્રભુ! અમને તે કહો. આ સંબંધમાં તમારું વચન સાંભળવાની અમને ઇચ્છા છે."૪-૫ એટલે બ્રહ્માએ તેમને કહ્યું:-"હે દેવો અને અસુરો! જે પક્ષના હિતને માટે સામર્થ્યવાન્ રજિ રાજા આયુધ ગ્રહીને રણસંગ્રામમાં યુદ્ધ મચાવશે, તેમનો ત્રણે લોકમાં વિજય થશે, એમાં લેશમાત્ર સંશય નથી.૬ કારણ કે જે પક્ષમાં રજિ હશે, તે પક્ષમાં જ ધૈર્ય છે; વળી જ્યાં ધૈર્ય છે ત્યાં જ લક્ષ્મી (સંપત્તિ) છે, અને જ્યાં ધૈર્ય અને લક્ષ્મી છે ત્યાં જ ધર્મ છે, અને જ્યાં ધર્મ છે ત્યાં જ જય છે, એ સત્ય છે."૭

રજિવાળા પક્ષનો દેવાસુર યુદ્ધમાં જય થશે, એવું બ્રહ્મદેવનું વચન સાંભળી દેવો અને દાનવો પ્રસન્ન થયા, અને પોતાના પક્ષનો વિજય થવાની ઇચ્છા કરતા, રાજાઓમાં શ્રેષ્ઠ રજિને પોતાના પક્ષનું સેનાપતિપદ લેવા પ્રાર્થના કરવા તેઓ તેની પાસે ગયા.૮ રજિ રાહુનો દૌહિત્ર હતો, અને તેની પુત્રી પ્રભાથી ઉત્પન્ન થયો હતો (એટલે દાનવો તેને પોતાના પક્ષમાં લેવાનો હક્ક સમજતા હતા), તેમ તે સોમવંશનો વૃદ્ધિકર્તા અને પરમ તેજસ્વી રાજા હતો (એટલે દેવો તેને પોતાના પક્ષનો સમજતા હતા).૯ આથી સર્વે દેવતાઓ અને દૈત્યોએ પરમ આનંદથી રજિને વિનતિ કરી કે, "અમારા જયને માટે તમે તમારું ઉત્તમ ધનુષ્ય હાથમાં લ્યો."૧૦ બન્ને પક્ષનું આવું જ વચન સાંભળી દેવો અને દૈત્યોનો સ્વાર્થ સમજનારા રજિએ પોતાનો સ્વાર્થ આગળ કરી તેમ જ પોતાના યશનો પ્રકાશ કરી, દૈત્યો અને દાનવોને આ પ્રમાણે ઉત્તર આપ્યો.૧૧

રજિએ કહ્યું કે, "હે શક્રપ્રમુખ દેવો! જો સર્વે દૈત્યગણોને જિતવાથી હું તમારો હક્કસર ઇન્દ્ર થઈ શકું એમ હોય, તો જ હું તમારા પક્ષમાં રહીને રણસંગ્રામમાં યુદ્ધ કરીશ."૧૨

પહેલાં તો દેવોએ તેનાં આ વચનથી અતિશય હર્ષમાં આવી જઇને તેને આવો ઉત્તર આપ્યો કે, "હે નૃપ રજિ! તારી જેવી ઇચ્છા છે, તે જ પ્રમાણે થવા દે. તારી ઇચ્છા પ્રમાણે એ પદ તું ભલે સંપાદન કર."૧૩

રજિ રાજાએ સુરગણોનું આ વાક્ય સાંભળી, જે પ્રશ્ન તેણે દેવોને પૂછ્યો હતો, તેવો જ પ્રશ્ન તેમનો રાજા થવાને અસુરોના મુખ્ય નાયકોને પણ પૂછ્યો.૧૪ કેવળ સ્વાર્થનો જ વિચાર રાખીને ગર્વિષ્ઠ દૈત્યોએ તેના ઉત્તરમાં ઉત્તમ રજિ રાજાને આવું અભિમાનવાળું વચન કહ્યું કે, "એમ તે કયમ બને? આમારો ઇન્દ્ર (મુખ્ય નાયક) તો પ્રહ્લાદ છે, અને તેને માટે તો અમે વિજયની ઇચ્છા રાખીએ છીએ. હે રાજશ્રેષ્ઠ! ભલે તારે આમની (દેવોની) સાથે કરારમાં ઉતરવું હોય તો ઉતર, અમારે તારી ગરજ નથી."૧૫-૧૬ એટલે રજિએ દૈત્યોને આવો સામો ઉત્તર આપ્યો કે, "ત્યારે હું તેમ કરીશ."

પછી દેવોએ રજિને પોતાનો સેનાપતિ નીમ્યો, અને 'હે રાજન્! તું દાનવોને જિતતાં અમારો ઇન્દ્ર થશે,' એવી પ્રેરણા દેવોએ કરી, અને તેમના વચનથી રજિ રાજાએ જે દાનવો વજ્રપાણી (ઇન્દ્ર)થી પણ અવધ્ય હતા, તે સર્વેનો સંહાર કર્યો.૧૭ આવી રીતે સામર્થ્ય અને પરમ શોભાવાળા સંયમી રજિએ સર્વ દાનવોને હણીને દેવોને તેમની હરાયલી શોભા પાછી આણી આપી.૧૮ પછી દેવો સહિત ઇન્દ્રે મહા પરાક્રમી રજિને કહ્યું કે, "હું રજિનો પુત્ર છું." વળી તેણે રજિને પાછું આ વચન કહ્યું કે, "હે તાત રજિ! તું સર્વે દેવોનો ઇન્દ્ર છે, એમાં કંઈ પણ સંશય નથી, અને હું ઇન્દ્ર તારો પુત્ર તારાં કર્મોથી ખ્યાતિ પામીશ."૧૯-૨૦ રજિ રાજા ઇન્દ્રનાં આ વચન સાંભળીને તેની માયાથી છેતરાયો, અને પ્રસન્ન થઇને ઇન્દ્રને કહ્યું કે, "ભલે એમ થાઓ." (અર્થાત્ તેણે પોતાને હસ્તક ઇન્દ્રપદનો વહીવટ ન રાખતાં ઇન્દ્રને સોંપ્યો).૨૧

પછી જ્યારે દેવતુલ્ય રાજા રજિ મરણ પામ્યો ત્યારે ઇન્દ્ર તેનું સ્વર્ગનું સઘળુંએ રાજ્ય પચાવી પડ્યો, એટલે રજિના પુત્રોએ પણ વારસાહક્કની રુએ વારસામાં ઉતરેલું સ્વર્ગલોકનું રાજ્ય ઇન્દ્રની પાસેથી ખુંચવી લીધું.૨૨ એ પાંચસે રાજકુંવરોએ સાથે લાગા મળીને ઇન્દ્રને ઘેરી લીધો, અને તેનું સઘળું રાજ્ય માંહોમાંહે વહેંચી લીધું.૨૩ તદનંતર ઘણો સમય વીત્યા પછી, પોતાના યજ્ઞભાગ અને સ્વર્ગનું રાજ્ય એ બન્ને હરાયાં, તેથી મહાબળવાન્ ઇન્દ્રે બૃહસ્પતિને નીચે પ્રમાણે કહ્યું:-૨૪

ઇન્દ્ર કહે છે:-"હે બ્રહ્મર્ષિ બૃહસ્પતિ! એક બદરી ફળ જેટલા યજ્ઞભાગ પૂરતી પણ મારે માટે વ્યવસ્થા કરો, કે જેના તેજથી હું હમેશાં પુષ્ટિવાળો રહી શકું.૨૫ હે બ્રહ્મન્! મારાં રાજ્ય તથા યજ્ઞભાગ બન્ને હરાઈ ગયાં છે, તેથી હું કૃશ થઈ ગયો છું, હું વ્યાકુળ બન્યો છું, હું યુદ્ધમાં હાર્યો છું, હું દુર્બળ થયો છું; હે પ્રભુ! રજિના પુત્રોએ મને મૂઢ કરી નાંખ્યો છે. (માટે મારી ઉપર આટલી કૃપા કરો.)"૨૬

એટલે બૃહસ્પતિએ તેને ઉત્તર આપ્યો કે,-"હે શક્ર! જો તેં મને આવી સ્થિતિ સંબંધી હકીકત પહેલેથી જ કહી હત તો, હે અનઘ! હવે મારે તારા કલ્યાણને માટે જે શાસ્ત્રવિરુદ્ધ કર્મ કરવું પડશે, તે કરવું પડત નહીં.૨૭ હે દેવોના રાજા ઇન્દ્ર! તારા હિતને માટે હું હવે પ્રયત્ન કરીશ, એ માટે તું નિઃસં-

શય રહેજે. થોડા સમયમાં તને તારો યોગ્ય યજ્ઞ-ભાગ અને રાજ્ય પાછાં મળે એવી વ્યવસ્થા, હે તાત! હું કરીશ; માટે તારે ચિંતાકુળ થવું નહીં."

તે પછી બૃહસ્પતિએ ઇન્દ્રના તેજની વૃદ્ધિ થાય, એવું કર્મ કરવા માંડ્યું.[૨૮-૨૯] એ દ્વિજશ્રેષ્ઠે રજિના પુત્રોની બુદ્ધિ ભ્રમિત થાય એવી એક યુક્તિ રચી. ધર્મનો અત્યંત દ્વેષ કરનારું, તર્કશાસ્ત્રમાં પહેલી પંક્તિ ધરાવે એવું, અનાચારીઓનું મન હરે અને વાર્તાપ્રસંગમાં પણ ધર્મને મુખ્ય માનનારાઓને પણ રુચે નહીં એવું તથા નાસ્તિકવાદને પ્રતિપાદન કરનારું શાસ્ત્ર બૃહસ્પતિએ તેમને માટે રચ્યું, અને એ શાસ્ત્ર તેમણે અલ્પ બુદ્ધિવાળા એ રજિના પુત્રોને સંભળાવ્યું. પરિણામે તેઓ ધર્મશાસ્ત્રના પૂર્વ ગ્રન્થો ઉપર નિત્ય દ્વેષ ધરાવતા થયા.[૩૦-૩૧] તેમના ઉપદેશક બૃહસ્પતિનું ન્યાયરહિત નાસ્તિકશાસ્ત્ર તેમને મન ઘણું જ રુચ્યું. આવા અધર્મ કૃત્યથી તે સર્વેય પાપી રજિપુત્રોનું નિકંદન જ નીકળી ગયું[૩૩] આમ ઘણી મુશ્કેલીએ પણ મળી નહીં શકે એવું ત્રણે લોકનું રાજ્ય ઇન્દ્રે બૃહસ્પતિની કૃપાથી મેળવ્યું અને તેથી પરમ શાંતિ અને સુખ પામ્યો.[૩૪]

હે જનમેજય! જ્યારે એ રજિપુત્રો આ શાસ્ત્રના શ્રવણથી અને તદનુસાર વર્તાવથી, પરિણામે ધર્મથી ભ્રષ્ટ થયા, ક્રોધ અને કામવાસનાથી ઉન્મત્ત બન્યા, તેમ જ બુદ્ધિમાં અતિ મૂઢ થઈ ગયા, બ્રાહ્મણોના દ્વેષી થયા તેમ જ શક્તિ તથા પરાક્રમથી હીન થઈ ગયા, ત્યારે જ તેમની પાસેથી દેવોના ઐશ્વર્યવાળું ઉત્તમ સ્થાન (સ્વર્ગ) ઇન્દ્ર પાછું પ્રાપ્ત કરી શક્યો.[૩૫-૩૬] હે રાજન્! ઇન્દ્ર પોતાના સ્થાનથી વિમુખ થયો, અને બૃહસ્પતિની કૃપાથી તેણે તે સ્થાન પાછું મેળવ્યું તે સંબંધી આ વૃત્તાંત જે કોઈ સાંભળશે, તે કદી પણ દુરાત્મા થશે નહીં.[૩૭]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे "आयुवंशनुं कीर्तन अने नास्तिकवादीनी उत्पत्ति" ए नामनो अध्याय २८ मो समाप्त

---

## અધ્યાય ૨૯ મો

### અનેનસના વંશનું વર્ણન

वैशंपायन उवाच–

रंभोऽनपत्यस्तत्रासीद्वंशं वक्ष्याम्यनेनसः।
अनेनसः सुतो राजा प्रतिक्षत्रो महायशाः ॥१॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! (આયુના બીજા પુત્ર) રંભને કંઈ પણ સંતાન ન હતું, એટલે હવે હું આયુના ત્રીજા પુત્ર અને નસના વંશ સંબંધી વૃત્તાંત તને કહીશ. અનેનસનો પુત્ર પ્રતિક્ષત્ર રાજા મહાયશસ્વી હતો.[૧] પ્રતિક્ષત્રનો પુત્ર સૃંજય પણ કીર્તિવાળો હતો. સૃંજયનો પુત્ર જય હતો, અને જયનો પુત્ર વિજય હતો.[૨] વિજયને કૃતિ નામનો પુત્ર હતો, અને તેના પુત્રનું નામ હર્યશ્વ હતું. હર્યશ્વનો પુત્ર રાજા સહદેવ પ્રતાપી હતો.[૩] તેનો ધર્માત્મા પુત્ર નદીનને નામે સુપ્રસિદ્ધ હતો. નદીનનો પુત્ર જયત્સેન અને જયત્સેનનો પુત્ર સંકૃતિ હતો.[૪] સંકૃતિને ધર્માત્મા ક્ષત્રિય ધર્મપાલક ક્ષત્રવૃદ્ધ નામનો મહાયશસ્વી પુત્ર હતો.

મેં તને અનેનસના વંશ સંબંધી આટલું કહ્યું. હવે ક્ષત્રવૃદ્ધના વંશ સંબંધી કહું છું, તે તું સાંભળ.[૫] ક્ષત્રવૃદ્ધનો પુત્ર મહાયશસ્વી સુનહોત્ર હતો. સુનહોત્રને પરમ ધાર્મિક ત્રણ પુત્રો હતા.[૬] કાશ, શલ અને સામર્થ્યવાન્ ગૃત્સમદ, એ તેમનાં નામ હતાં. ગૃત્સમદને શૌનક નામનો પુત્ર હતો, અને તેના વંશજો શૌનકો કહેવાયા. શુનકે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણના પુત્રો ઉત્પન્ન કર્યા હતા. શલનો પુત્ર અર્ષ્ટિષેણ હતો. અર્ષ્ટિષેણને કાશક નામનો પુત્ર હતો.[૭-૮]

(સુનહોત્રના જ્યેષ્ઠ પુત્ર) કાશના પુત્રો કાશયને નામે ઓળખાયા. તે સર્વમાં દીર્ઘતપસ જ્યેષ્ઠ પુત્ર હતો. દીર્ઘતપસનો પુત્ર ધન્વ હતો. ધન્વને વિદ્વાન્ ધન્વંતરી નામનો પુત્ર હતો.[૯] બુદ્ધિમાન્ તથા વૃદ્ધ દીર્ઘતપસથી તેના સમર્થ મહાન તપને અંતે ધન્વંતરી દેવે પાછો આ જગતમાં માનવયોનિમાં પ્રત્યક્ષ જન્મ લીધો.[૧૦]

એટલે જનમેજયે પ્રશ્ન કર્યો કેઃ–હે વૈશંપાયન! શા કારણે ધન્વંતરી દેવે પુનઃ આ લોકમાં માનવયોનિમાં જન્મ લીધો, તે સાંભળવાની મારી ઇચ્છા છે, માટે મને તે સવિસ્તર કહો.[૧૧]

વૈશંપાયન કહે છેઃ–હે ભરતર્ષભ જનમેજય! ધન્વંતરીના આ માનવ અવતાર સંબંધી વૃત્તાંત સાંભળ. પૂર્વે અમૃત માટે સમુદ્રનું મન્થન થયું, ત્યારે તેમાંથી ધન્વંતરીનો જન્મ થયો હતો.[૧૨] પ્રથમ તેમાંથી એક કળશ નીકળ્યો, અને એ કળશમાંથી સર્વ રીતે શોભાથી યુક્ત ધન્વંતરી પ્રકટ થયા. પ્રકટ થતાં વેંત જ તેમણે સર્વ સિદ્ધિ આપનાર શ્રીવિષ્ણુ ભગવાનનું ધ્યાન ધર્યું, અને વિષ્ણુને જોયા ત્યારે જ તેઓ ધ્યાન ધરતાં અટક્યા.[૧૩] વિષ્ણુએ તેમને કહ્યું કે, '(તું પાણીમાંથી જન્મ્યો છું માટે) તું અબ્જ છે.' આથી ધન્વંતરી અબ્જને નામે ઓળખાય છે. તેમણે પછી શ્રીવિષ્ણુને કહ્યું કે, "હે વિભુ! હું તમારો પુત્ર છું.[૧૪] માટે, હે સુરેશ્વર! મને અમુક યજ્ઞભાગ અને દેવલોકમાં અમુક

સ્થાન નક્કી આપો." આ વચનથી પ્રેરાઈ, શ્રીવિષ્ણુએ તેના તરફ દૃષ્ટિ કરી, અને તેને આવું સત્ય વચન કહ્યું કે, "હે ધન્વંતરી! પૂર્વે યજ્ઞભાગને પાત્ર દેવોએ માંહોમાંહે યજ્ઞના વિભાગો વહેંચી લીધા છે, અને મહર્ષિઓએ પણ હોમવાનાં દ્રવ્યોની તે તે દેવોને ઉદ્દેશીને યોજના કરી દીધેલી છે, તે તું જાણ.[૧૫-૧૬] હે પુત્ર! તું એ દેવોના પછી જન્મ્યો છું, એટલે તું ઈશ્વર (નિયામક) નથી, તેથી તારે માટે કોઈ ક્ષુદ્ર ઉપહોમદ્વારા પણ વિભાગ કાઢી શકાય એમ નથી.[૧૭] પરંતુ તારા બીજા અવતારમાં તું માનવ લોકમાં ખ્યાતિ પામીશ. ત્યાં તું ગર્ભમાં હોઇશ ત્યારથી જ તને અણિમાદિ આઠ સિદ્ધિઓ પ્રાપ્ત થશે.[૧૮] તેના પ્રભાવથી તું મનુષ્યદેહમાં હોઇશ છતાં, હે સામર્થ્યવાન્ ધન્વંતરી! તું દેવપણું પ્રાપ્ત કરી શકીશ. બ્રાહ્મણો ચરુ, મંત્ર, વ્રત અને જપથી તારું પૂજન અર્ચન કરશે.[૧૯] તું આયુર્વેદને આઠ* ભાગમાં વહેંચી નાંખીશ. તારું આ ભાવી અવશ્ય છે, અને કમળયોનિ બ્રહ્માએ તારા અવશ્ય ભાવીની આવી યોજના કરી છે. હે પુત્ર![૨૦] દ્વિતીય દ્વાપર યુગ બેસશે, ત્યારે તું માનવલોકમાં જન્મ લઇશ, એ નિઃસંશય છે." ધન્વંતરીને આવું વરદાન આપીને શ્રીવિષ્ણુ ત્યાંથી પાછા અંતર્ધાન થયા.[૨૧]

હે રાજન્! દ્વિતીય દ્વાપર યુગ બેઠો ત્યારે કાશીના રાજા સુનહોત્રના પુત્ર દીર્ઘતપસે પુત્રની કામનાથી દેવાદિને પ્રસન્ન કરવા સારુ તપ આદર્યું.[૨૨] "જે દેવ મને પુત્ર આપશે તે દેવનો જ હું આશ્રય લઇશ," એવો તેણે નિશ્ચય કર્યો હતો. પછી તે રાજાએ પુત્ર મેળવવા સારુ અબ્જદેવ ધન્વંતરીનું આરાધન કર્યું.[૨૩] તેના યોગથી ભગવાન્ અબ્જદેવ તેના ઉપર પ્રસન્ન થયા, અને તેણે તે દીર્ઘતપસ રાજાને કહ્યું કે, "હે સુવ્રત! તારે જે વરદાન માગવાની ઇચ્છા હોય તે તું સુખેથી માગ, તને હું તે આપીશ."[૨૪] એટલે રાજાએ તેમને કહ્યું કે, "હે ભગવન્ ધન્વંતરી! જો તમે મારા ઉપર ખરેખર પ્રસન્ન જ થયા હો, તો મને ખ્યાતિવાળો એક પુત્ર આપો." તેનું આ વચન સાંભળી, "ભલે તેમ થાઓ" એમ કહીને ધન્વંતરી દેવ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.[૨૫] પછી તે રાજાના ગૃહમાં ધન્વંતરીએ પોતે યોગ્ય સમયે જન્મ લીધો. હે મહારાજ જનમેજય! તેઓ કાશીના રાજા થયા, અને સર્વ રોગોનો નાશ કરવાનું સામર્થ્ય તેઓ ધરાવતા હતા.[૨૬] તેમણે મુનિ ભરદ્વાજ પાસેથી વૈદક ક્રિયા સાથે આયુર્વેદનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, અને તેના આઠ ભાગ પાડી પોતાના શિષ્યોને તે તે ભાગ સુપ્રત કર્યા હતા.[૨૭]

ધન્વંતરીનો પુત્ર કેતુમાનને નામે વિખ્યાત હતો, અને તેના પરાક્રમી પુત્રનું નામ ભીમરથ હતું.[૨૮] ભીમરથનો પુત્ર પ્રજાપાલક દિવોદાસ ધર્માત્મા હતો, અને તે કાશીનો રાજા થયો.[૨૯] હે જનમેજય રાજન્! તે સમયે રુદ્રના અનુચર ક્ષેમક નામના રાક્ષસે કાશી નગરીને શૂન્ય અર્થાત્ નિવાસીઓ વિનાની કરી મૂકી.[૩૦] (શિવના ગણ) મહાત્મા નિકુંભે વારાણસી પુરીને એવો શાપ દીધો હતો કે, "હે કાશી! તું હજાર વર્ષ લગી રહેવાસીઓ વિનાની શૂન્ય થઈ રહીશ, એ નિઃસંશય છે."[૩૧] આ નગરીને આવો શાપ લાગ્યો કે, તરત જ રાજા દિવોદાસે પોતાના રાજ્યપ્રદેશની લગોલગના, ગોમતી નદીના તીરના પ્રદેશમાં એક બીજી રમ્ય રાજ્યનગરી વસાવી.[૩૨] કાશીના શાપની આ ઘટના ઘડાયા પૂર્વે યદુવંશના રાજા મહિષ્મતના પુત્ર ભદ્રશ્રેણીના રાજ્યાધિકારમાં વારાણસી પુરી હતી. નરશ્રેષ્ઠ દિવોદાસે તેના ઉત્તમ ધનુર્ધારી સો પુત્રોને હણીને કાશીમાં પ્રવેશ કર્યો હતો. બળવાન્ દિવોદાસે આ રીતે ભદ્રશ્રેણીનું રાજ્ય હરી લીધું હતું.[૩૩-૩૪]

જનમેજયે પ્રશ્ન કર્યો:-હે વૈશંપાયન! સમર્થ નિકુંભે વારાણસી પુરીને શા માટે એવો શાપ આપ્યો હતો? નિકુંભ ધર્માત્મા હતો, તો પછી શા માટે તેણે સિદ્ધિ પ્રાપ્ત કરાવનાર કાશીક્ષેત્રને આવો શાપ દીધો હશે?[૩૫]

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! આ પ્રમાણે મહા તેજસ્વી, રાજર્ષિ, પૃથ્વીપતિ દિવોદાસે સમૃદ્ધ પવિત્ર કાશીનગરી પ્રાપ્ત કરી અને તેમાં નિવાસ કર્યો.[૩૬] આ જ સમયે મહાદેવ શંકર દેવીપાર્વતીને પરણ્યા હતા, અને તેમને પ્રસન્ન કરવાની ઈચ્છાથી તેઓ પોતાને સાસરે જ રહેતા હતા.[૩૭] તેમની આજ્ઞાથી તથા પ્રથમથી આપેલા ઉપદેશ પ્રમાણે તેમના તપોધન અને કુલીન પાર્ષદો પણ પાર્વતીને પ્રસન્ન કરતા હતા.[૩૮] મહાદેવી પાર્વતી પણ તે સર્વની સુશ્રૂષાથી પ્રસન્ન પ્રસન્ન થતાં હતાં. પરંતુ તેમની માતા મેનકા તેથી લેશમાત્ર પણ પ્રસન્ન થતી ન હતી, અને તે વારંવાર પાર્વતીની પાસે મહાદેવની નિંદા કરતી હતી.[૩૯] તે એમ કહેતી હતી કે, "તારો ધણી મહાદેવ અને તેના પાર્ષદો અનાચારી છે. તારો ધણી સદાનો દરિદ્રી જ છે, અને તેનામાં શીલનો છાંટો છે જ નહીં."[૪૦] માતાનાં આવાં આવાં અયોગ્ય વચનો સાંભળી, સહજ સ્ત્રીસ્વભાવને લીધે વરદાયી પાર્વતી ક્રોધે ભરાયાં અને ત્યાંથી તો લગાર હસીને ચાલી ગયાં, પરંતુ ઉતરી ગયલે મોંઢે મહાદેવ પાસે આવ્યાં.[૪૧] તેમને દેવી પાર્વતીએ કહ્યું કે, "હે દેવ! હું હવે અહીં મારી

* આયુર્વેદનાં આ આઠ અંગ છેઃ-૧ કાયચિકિત્સા, ૨ બાલચિકિત્સા, ૩ ગ્રહચિકિત્સા, ૪ ઊર્ધ્વાંગચિકિત્સા, ૫ શલ્યતંત્ર, ૬ વિષચિકિત્સા, ૭ રસાયન, અને ૮ વાજિકરણ.

માને ત્યાં ખીલકુલ રહેવા માગતી નથી. મને તમારું પોતાનું સ્થાન હોય ત્યાં લઈ જાઓ.”[૪૨]

પછી તે પ્રમાણે ગોઠવણ કરવા સારુ મહાદેવ સર્વ લોકને નિહાળી ચૂકયા અને અંતે, હે કુરુનંદન જનમેજય! મહા તેજસ્વી મહેશ્વર દેવે પોતાના નિવાસ માટે પૃથ્વી ઉપર સિદ્ધક્ષેત્ર વારાણસી પુરીને પસંદ કરી. પણ તેમને જણાયું કે, તે નગરી તો રાજા દિવોદાસથી વસાયલી છે, ત્યારે તેમણે પોતાના પાર્ષદ નિકુંભને બોલાવી, આવું વચન કહ્યું કે, “હે ગણોમાં ઉત્તમ નિકુંભ! તું વારાણસીપુરીમાં જા. ત્યાંનો રાજા અતિશય પરાક્રમી છે, માટે માત્ર મૃદુ ઉપાયોવડે જ એ નગરી તેની પાસે ખાલી કરાવ.”

આમ મહાદેવની આજ્ઞા મળતાં નિકુંભ વારાણસી પુરીમાં ગયો.[૪૩-૪૬] તેણે સ્વપ્નમાં કુંડક* નામના નાપિક(હજામ)ને દર્શન આપ્યાં, અને કહ્યું કે, “હે અનઘ! મારે માટે તું આ પુરીના દરવાજા પાસે એક દેવાલય તૈયાર કરાવરાવ, અને તેમાં મારા સ્વરૂપની મૂર્તિનું સ્થાપન કર. હું તારું કલ્યાણ કરીશ.” હે જનમેજય રાજન્! પછી સ્વપ્નમાં પોતાને જેવી આજ્ઞા થયલી હતી, તે પ્રમાણે તે નાપિકે રાજાને વિનતિ કરી, અને કાશીપુરીના દરવાજા સમીપ સઘળું દેવળ યથાર્થવિધિ અનુસાર બંધાવ્યું, અને તેમાં મૂર્તિની સ્થાપના કરી. પછી એ નાપિકે વિવિધ પ્રકારની પૂજાની સામગ્રી, ગંધ, ધૂપ, પુષ્પમાળા, દીપ, બલિદાન, અન્નપાન આદિની સર્વ વ્યવસ્થા કરી દીધી, અને તેમની નિત્યની મહાપૂજાની યોજના પણ કરી. આથી એ પૂજન અતિશય અદ્ભુત રીતે થવા લાગ્યું.[૪૭-૫૦] પ્રતિદિવસ ગણોના નાયક નિકુંભની આ પ્રમાણે યથાસ્થિત મહાપૂજા થવા લાગી, અને તેણે પણ નગરના નિવાસીઓને પુત્ર, સુવર્ણ, આયુષ્ય આદિ સર્વ કામનાઓનાં હજારો વરદાન આપવાનો અને પોતાનો પ્રતાપ એ રીતે પાડવાનો ક્રમ ચાલુ કર્યો.[૫૧]

રાજા દિવોદાસને સુયશા નામની એક સુવિખ્યાત પટ્ટરાણી હતી. રાજાએ મોકલ્યાથી એ સાધ્વી રાણી પુત્ર મેળવવાની ઇચ્છાથી ગણેશ્વર નિકુંભને મંદિરે ગઈ.[૫૨] સુયશાએ ત્યાં જઈ ભારે ઠાઠમાઠથી નિકુંભની પૂજા કરી, અને પુત્રપ્રાપ્તિ માટે તેને યાચના કરી. આ પ્રમાણે તે ફરીફરી પુત્રની વાંછનાથી પ્રેરાઈ અનેક વાર તેને મંદિરે આવવા લાગી.[૫૩] પરંતુ “રાજા દિવોદાસ જો આપણા ઉપર પુષ્કળ ક્રોધે ભરાય તો જ આપણા કાર્યની સિદ્ધિ થાય” એવા આશયથી નિકુંભ તેને તો પુત્રપ્રાપ્તિનું વરદાન આપતો જ ન હતો.[૫૪] પછી આમ ઘણોયે લાંબો સમય નિરાશામાં વહી ગયો, એટલે રાજામાં ક્રોધે પ્રવેશ કર્યો, અને તેની પ્રેરણાથી તે આવો વિચાર કરવા લાગ્યો કે, “નગરીના દ્વારમાં આ કોઈએક મોટું ભૂત વસેલું છે, તે પ્રસન્ન થઈને નગરના લોકોને હજારો વરદાનો આપે છે, પરંતુ શા માટે તે મને એક પણ વરદાન આપતું નહી હશે? મારી નગરીમાં મારા લોકો તેની નિત્ય પૂજાપાત્રી કરે છે. મેં અને મારી દેવીએ પુત્રપ્રાપ્તિ માટે તેને અતિશય વિનવણી કરી છતાં એ કૃતઘ્ની ભૂત કોઈ અકલિત હેતુથી મને એક પણ પુત્ર આપતું નથી.[૫૫-૫૭] તેથી ખાસ કરીને તે હવે મારી પોતાની અને મારી પ્રજા તરફથી પણ પૂજાસત્કાર પામવાને લાયક નથી જ. તેટલા માટે હું આ દુરાત્મા ભૂતના મંદિરનો નાશ કરાવીશ.”[૫૮] ક્રોધથી કલુષિત મનવાળા, દુરાત્મા રાજા દિવોદાસે આવો દૃઢ નિશ્ચય મન સાથે કર્યો, અને એ દુર્બુદ્ધિએ આ ગણનાયક નિકુંભના મંદિરનો નાશ પણ કરાવ્યો.[૫૯] ધાર્યા પ્રમાણે આમ પોતાના દેવાલયનો નાશ થયલો જોઈને એ સમર્થ ગણે રાજાને એવો શાપ આપ્યો કે, “હે રાજન્! મેં તારો અપરાધ કર્યો ન હતો, છતાં તેં મારા દેવળનો નાશ કરાવ્યો, તેટલા માટે ખરેખર તારી કાશીપુરીનો પણ અકસ્માત્ નાશ થશે જ.”[૬૦]

તે પછી તેના આ શાપથી વારાણસી પુરી રહેવાસીઓથી તત્કાલ શૂન્ય (ખાલી) થઈ ગઈ. આ પાસ નિકુંભ કાશીને શાપ દઈ મહાદેવની પાસે ગયો.[૬૧] તે દરમ્યાન અકસ્માત્ ઉપર અકસ્માત્ થવાથી એ પુરીના લોકો સર્વ દિશાએ નાસી ગયા. પછી મહાદેવે તેમાં પોતાનું સ્થાન તૈયાર કરાવ્યું,[૬૨] અને તેઓ ત્યાં હિમાયલની પુત્રી પાર્વતી સાથે અનેક પ્રકારે વિહાર કરવા લાગ્યા. પરંતુ અનધિકારીઓને પણ મુક્તિ આપનારી કાશીપુરીથી વિસ્મય પામેલાં પાર્વતીને તે લેશ માત્ર પણ રુચી નહીં, એટલે તેણે મહાદેવને કહ્યું કે, “મારે તો તમારી આ નગરીમાં રહેવું નથી.”[૬૩]

એટલે મહાદેવે તેને કહ્યું કેઃ—“હે પાર્વતી! (હું નિત્યમુક્ત ઈશ્વર હોવાથી કોઈને પણ) બંધનકારક ગૃહમાં કદી પણ વસવા ઇચ્છતો નથી. મારું ગૃહ અવિમુક્ત† છે. માટે તને ઇષ્ટ છે એવા સંસારપ્રદેશમાં હું તો તારી સાથે આવીશ જ નહીં. માટે જવું હોય તો, હે દેવી! તને રુચે એવા બંધનમય ગૃહમાં તું સુખેથી જા.”[૬૪] ત્રિપુર રાક્ષસના નાશક ભગવાન્ ત્ર્યંબક‡ મહાદેવે

* કેટલીએક પ્રતમાં ‘અંડુક’ નામ છે.

† લેવા અને ત્યજવા યોગ્ય પદાર્થોથી મારું ગૃહસ્વરૂપ બનેલું નથી, તે તો આત્મસ્વરૂપભૂત પ્રત્યક્ ચૈતન્ય જ છે, એટલે તે ત્રણે કાલમાં પણ અવિનાશી છે, એમ મહાદેવનું કહેવું છે.

‡ જ્ઞાનપરત્વે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ પુર એટલે શરીરનો નાશ કરનારા માટે ત્રિપુરાંતક, અને શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ ત્રણ અંબક (નેત્ર) ધરાવનાર તે ત્ર્યંબક, એ અર્થ થાય છે.

પાર્વતીને આમ આ પુરીમાં રહેવાનું કારણ હસીને કહ્યું, તેથી દેવો પોતે પણ તે પછીથી કાશીને 'અવિમુક્ત' પુરી કહેવા લાગ્યા.[૬૫] શાપ પામેલી વારાણસી પુરી આ પ્રમાણે અવિમુક્ત પુરીના નામથી પ્રસિદ્ધ થઈ.[૬૬] ત્રણે યુગ સત્ય, દ્વાપર અને ત્રેતામાં સર્વ દેવોના પૂજ્ય દેવ, ધર્મસ્વરૂપ મહેશ્વર દેવી પાર્વતી સાથે આ પુરીમાં વસે છે,[૬૭] અને કલિયુગ આવતાં મહાત્મા મહાદેવની કાશીપુરી પણ તેની સાથે જ અંતર્ધાન થઈ જાય છે. આમ એ નગરી અંતર્હિત થતાં, મૂળની પુરીમાં પ્રાકૃત લોક પાછા આવીને વસે છે. આ પ્રમાણે શાપ પામેલી વારાણસીમાં પાછો લોકનો વસવાટ થાય છે.[૬૮]

ભદ્રશ્રેણીને દુર્દમ નામનો પુત્ર હતો. રાજા દિવોદાસે (ભદ્રશ્રેણીના સો પુત્રોને હણ્યા, પણ) દયા આવવાથી તેના એક (સૌથી નાના) બાળક દુર્દમને જીવતો મૂક્યો હતો.[૬૯] એ બાળક દુર્દમ હૈહયનો દત્તક (વારસ) પુત્ર થયો. હે મહારાજ જનમેજય! (પછી યોગ્ય વયે આવતાં) વૈરનો અંત આણનાર, ક્ષત્રિય મહાત્મા, ભદ્રશ્રેણીના પુત્ર, દુર્દમે દિવોદાસ પાસેથી પોતાના બાપદાદાનું ખુંચવાયલું રાજ્ય પાછું મેળવી લીધું.[૭૦-૭૧] પરંતુ વૃષદ્વતીથી દિવોદાસને પરાક્રમી પ્રતર્દન નામનો પુત્ર થયો હતો, તેણે બાળક વયમાં જ આત્મબળવડે દુર્દમ પાસેથી એ રાજ્ય વળી પાછું ખુંચવી લીધું.[૭૨] પ્રતર્દનને બે પુત્રો હતા. વત્સ અને ભર્ગ એ તેમનાં નામ હતાં. વત્સનો પુત્ર અલર્ક હતો, અને અલર્કને સન્નતિ નામનો પુત્ર હતો.[૭૩] કાશિરાજ અલર્ક બ્રાહ્મણોનો રક્ષક અને સત્યનો સાથી હતો. પુરાતન લોકોએ રાજર્ષિ અલર્ક સંબંધી એવી સ્તુતિ કરેલી છે કે, કાશી રાજાઓના કુળનો અગ્રણી રાજા અલર્ક સાઠ હજાર અને છસો વર્ષ સૂધી યુવાન્ અને રૂપસંપન્ન રહ્યો હતો.[૭૪-૭૫] અગસ્ત્યની પત્ની લોપામુદ્રાના અનુગ્રહથી તે એટલું બધું લાંબું આયુષ્ય મેળવી શક્યો હતો. એ યુવાન્ અને રૂપસંપન્ન રાજા અલર્કનું રાજ્ય ઘણું જ વિશાળ હતું. નિકુંભે કાશીને આપેલા શાપનો સમય પૂરો થતાં આ મહાબાહુ અલર્કે ક્ષેમક નામના રાક્ષસને હણ્યો, અને રમ્ય વારાણસી પુરીને પાછી નગરજનોથી વસાવી.

અલર્કના પુત્ર સન્નતિને સુનીથ નામનો ધાર્મિક વારસ પુત્ર હતો.[૭૬-૭૭] સુનીથનો પુત્ર ક્ષેમ્ય મહાયશસ્વી હતો. ક્ષેમ્યનો પુત્ર કેતુમાન્ હતો, અને કેતુમાનને સુકેતુ નામનો પુત્ર હતો.[૭૮] સુકેતુનો પુત્ર ધર્મકેતુને નામે વિખ્યાત હતો. ધર્મકેતુનો દાયાદ પુત્ર નામે સત્યકેતુ મહારથી હતો.[૭૯] સત્યકેતુના પુત્રનું નામ વિભુ હતું. તે પ્રજાનો પાલક હતો. વિભુનો પુત્ર આનર્ત અને આનર્તનો પુત્ર સુકુમાર હતો.[૮૦] સુકુમારના પુત્રનું નામ ધૃષ્ટકેતુ હતું. તે વિશેષ ધાર્મિક હતો. ધૃષ્ટકેતુને રાજા વેણુહોત્ર નામનો પુત્ર હતો, અને તેનો પુત્ર રાજા ભર્ગ હતો. (ભર્ગને ત્રણ પરમ ધાર્મિક પુત્ર હતા). અલર્કના પિતા વત્સને વત્સભૂમિ નામનો એક બીજો પુત્ર હતો, અને તેના ભાઈ ભૃગુને ભૃગુભૂમિ નામનો પુત્ર હતો.[૮૧-૮૨]

અંગિરસના આ પુત્રો ભૃગુકુલોત્પન્ન વિશ્વામિત્રના વંશમાં જન્મ્યા હતા. તેમના હજારો પુત્રો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણના હતા. આ પ્રમાણે મેં તને કાશી રાજાના વંશ સંબંધી વૃત્તાંત કહ્યો. હવે હું નહુષના વંશ સંબંધી વૃત્તાંત તને કહું છું, તે તું સાંભળ.[૮૩]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'अनेनसना वंशनुं वर्णन' ए नामनो अध्याय २९ मो संपूर्ण

---

## અધ્યાય ૩૦ મો

### નહુષવંશવર્ણન-યયાતિ રાજાનું ચરિત

**वैशंपायन उवाच–**

उत्पन्नाः पितृकन्यायां विरजायां महौजसः ।
नहुषस्य तु दायादाः षडिन्द्रोपमतेजसः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! મહાઓજસ્વી નહુષે સુસ્વધા નામના પિતૃઓની કન્યા વિરજાથી ઇન્દ્રના જેવા તેજસ્વી છ પુત્રો ઉત્પન્ન કર્યા.[૧] યતિ, યયાતિ, સંયાતિ, આયાતિ, પાંચિક, અને સુયાતિ એ તેમનાં નામ હતાં. આ છ રાજકુમારોમાંથી બીજો યયાતિ રાજા થયો. વાસ્તવિક રીતે યતિ સૌથી મોટો પુત્ર હતો, અને યયાતિ તે પછીનો હતો.[૨] પરંતુ યતિ પરમ ધાર્મિક મુનિ હતો, તે ગાં નામની કકુત્સ્થ રાજાની કન્યા સાથે પરણ્યો. મુનિ યતિ મોક્ષધર્મ પ્રાપ્ત કરીને બ્રહ્મસ્વરૂપ થયો.[૩] બાકીના પાંચ ભાઈઓમાંથી યયાતિએ આ પૃથ્વીને જિતી, અને તેણે શુક્રાચાર્યની પુત્રી દેવયાનીને પોતાની પત્ની કરી. તેણે અસુરોના રાજા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને પણ પોતાની બીજી ભાર્યા બનાવી.[૪] દેવયાનીએ યદુ અને તુર્વસુ નામના પુત્રોને જન્મ આપ્યો. વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ દ્રુહ્યુ, અનુ, અને પુરૂને ઉત્પન્ન કર્યા.[૫] ઇન્દ્રે પ્રસન્ન થઈને, મનના જેટલી શીઘ્ર ગતિવાળા, દિવ્ય, શ્વેતવર્ણી અને અત્યુત્તમ ઘોડાઓ જોડેલો, સોનાનો, અને કોઈ સ્થળે જેની ગતિનો અવરોધ પણ ના થાય એવો એક રથ પરમ તેજસ્વી યયાતિને અર્પણ કર્યો. એ ઉત્તમ રથની સહાયતાથી યયાતિએ પોતાનું યુદ્ધ કાર્ય ઉત્તમ રીતે પાર

પામ્યું.* યુદ્ધમાં કોઇથી પણ પાછા ન હઠે એવા યયાતિ રાજાએ એ જ રથમાં બેસીને પોતાના ભાઇઓ સાથે એક રાતમાં સમગ્ર પૃથ્વીને જિતી, અને ઇન્દ્ર સહિત દેવોથી પણ અજિત થયો.[૬-૭] તેના વંશજ તારાજ નામના કુરુવંશી જનમેજય પાસેથી એ દિવ્ય રથ ચેદિરાજા વસુને મળ્યો, ત્યાં સૂધી તે સર્વે પૌરવ રાજાઓની સ્વાધીનતામાં હતો.[૮] પરંતુ, હે રાજેન્દ્ર! કુરુરાજા પરીક્ષિતના પુત્ર જનમેજયના એ રથનો નાશ બુદ્ધિમાન્ ગાર્ગ્ય મુનિના શાપથી, આ રીતે થયો હતો.[૯] રાજા જનમેજયે તેનાં નિષ્ઠુર વચનોથી ઉશ્કેરાઈ ગાર્ગ્યના બાળકપુત્રની હિંસા કરી, તેથી તેને બ્રહ્મહત્યાનું પાપ ચોંટયું.[૧૦] આથી એ રાજર્ષિ જનમેજયને લોહગંધિનો† રોગ થયો, અને તે ટાળવા તે અહીંતહીં આથડવા લાગ્યો. આવા નઠારા રોગને લીધે પુરના લોકોએ પણ તેનો ત્યાગ કર્યો, અને તેને કોઈ પણ રથળે સુખ મળ્યું જ નહીં.[૧૧] તદનંતર રોગના દુઃખથી, અતિશય સંતાપ પામવાથી તેને લગાર પણ શાંતિ મળવા લાગી નહીં, એટલે તે રાજા શૌનક વંશના ઇંદ્રોત મુનિને શરણે ગયો.[૧૨] બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, મુનિ શૌનક ઇંદ્રોતે એ જનમેજય રાજાને પાવન કરવા સારુ તેની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો.[૧૩] યજ્ઞ પૂરો થતાં તેણે અવભૃથ સ્નાન કર્યું, એટલે તેનું શરીર લોહગંધીના રોગથી મુક્ત થયું.

પરંતુ, હે રાજન્ જનમેજય! પેલો દિવ્ય રથ તો તેની પાસેથી લઇને ઇન્દ્રે સંતુષ્ટ થઇને ચેદિપતિ વસુને સોંપ્યો, અને તેના મર્યા પછી એ રથ તેના પુત્ર બૃહદ્રથને વારસામાં મળ્યો.[૧૪] પછી વંશના ક્રમ અનુસાર એ રથ બૃહદ્રથના પુત્ર જરાસંધ રાજાના કબજામાં આવ્યો. પછી કુરુવંશી ભીમે રાજા જરાસંધને હણી એ ઉત્તમ રથ વાસુદેવ શ્રીકૃષ્ણને સમર્પણ કર્યો.

હે રાજન્! નહુષના પુત્ર યયાતિએ આ દિવ્ય રથવડે સાગર સહિત સાત દ્રીપવાળી સમગ્ર પૃથ્વી જિતી લીધી, અને, હે જનમેજય રાજન્! તેના પાંચ વિભાગ કરીને પોતાના પાંચે પુત્રોને તે વહેંચી આપી. મતિમાન્ યયાતિ રાજાએ તુર્વસુને અગ્નિકોણનું રાજ્ય સોંપ્યું.[૧૫-૧૭] તેણે દ્રુહ્ય અને અનુને પશ્ચિમ તથા ઉત્તરનું રાજ્ય આપ્યું; ઈશાન કોણના રાજ્ય ઉપર પોતાના જ્યેષ્ઠ પુત્ર યદુની યોજના કરી,[૧૮] અને મધ્ય ભાગ(કુરુ પાંચાલ)ના રાજ્યનો પુરુ રાજાને રાજ્યાભિષેક કર્યો. આ પાંચ રાજાઓના વંશજો સાત દ્વીપ અને નગરોવાળી પૃથ્વીના પોતાને હસ્તક આવેલા પ્રદેશોનું પાલન, ધર્મ (ન્યાય) અનુસાર અદ્યાપિ પર્યંત કરે છે. હે નૃપશ્રેષ્ઠ! તેમની પ્રજા સંબંધી વૃત્તાંત હું પછીથી કહીશ.[૧૯-૨૦]

હે જનમેજય! પુરુષરત્ન જેવા પાંચ પુત્રોથી કૃતકૃત્ય થઇને યયાતિ રાજાએ ધનુષ્ય અને બાણ વેગળાં મૂકયાં, અને પોતે વૃદ્ધ થવાથી આ પ્રમાણે તેણે પાંચે રાજપુત્રોને રાજ્યભાર સોંપી દીધો. પછી અજિત યયાતિ રાજાએ પોતે શસ્ત્રો પડતાં મૂકીને સમસ્ત પૃથ્વીનું નિરીક્ષણ કર્યું, અને તેથી તે ઘણો જ પ્રસન્ન થયો. પૃથ્વીના ઉપર જણાવ્યા તેવા વિભાગો કર્યા પછી, (રાજાને પોતાની ભોગવિલાસની વાંચ્છના વધતી જતી લાગવાથી) તેણે પોતાના જ્યેષ્ઠ પુત્ર યદુને આવી માગણી કરી કે, "હે, પુત્ર! તું પુત્ર તરીકેનું તારું ઋણ (કર્તવ્ય) અદા કર, તારું આ રાજ્યપાટ છોડી દે, અને મારી વૃદ્ધાવસ્થાનો સ્વીકાર કરી, તારી યુવાવસ્થા મને આપ. હે પુત્ર! તને મારી આ વૃદ્ધાવસ્થા આપી, તારા તરુણ રૂપનો સ્વીકાર કરી, હું આ પૃથ્વી ઉપર વિચરીશ."

એટલે યદુએ તેને ઉત્તર આપ્યો કે, "હે પિતા! મેં એક બ્રાહ્મણને તેની ઈચ્છામાં આવે એવી અનિશ્ચિત ભિક્ષા આપવાનું વચન આપ્યું છે. હે રાજન્! જ્યાંસૂધી એ વચનરૂપી ઋણથી હું મુક્ત થઇશ નહીં ત્યાંસૂધી તો હું તમારી વૃદ્ધાવસ્થાને લઈ શકીશ જ નહી.[૨૧-૨૪] વળી, હે પિતા! વૃદ્ધાવસ્થામાં અનેક દોષ (હાનિ) છે, ખાનપાનના સંબંધમાં અનેક પ્રકારની અગવડો વેઠવી પડે છે; તેથી, હે રાજન્! તમારી વૃદ્ધાવસ્થા લેવાનું સાહસ હું તો કરી શકતો નથી જ.[૨૫] હે નૃપ! તમારે મારાથી પણ વિશેષ વહાલા બીજા બહુયે પુત્રો છે; તો પછી, હે ધર્મના જાણકાર પિતા! તમે તમારી વૃદ્ધાવસ્થા લેવા માટે બીજા કોઈ પુત્રને પસંદ કરો.[૨૬]"

યદુએ આવો ઉત્તર આપ્યો, તેથી વક્તાઓમાં શ્રેષ્ઠ એવા યયાતિ રાજાને અતિશય ક્રોધ ચઢ્યો, અને તેણે તેને આવાં તિરસ્કારયુક્ત વચનો કહ્યાંઃ—"હે દુર્બુદ્ધિ યદુ! મારા સિવાય તને આવો આશ્રય આપનાર અન્ય કોઈ છે ખરો? વળી મારો આવો અનાદર કરી તું એવો તે બીજો કીયો ધર્મ સાધી શકવાનો

* મુંબઇની પ્રતિમાં ભાર્યામુવાહ—આ રથમાં પોતાની પત્નીને તે લાવ્યો, એ પાઠ છે; પરંતુ ઇન્દ્ર કાંઈ કેવળ સ્ત્રી સાથે ફરવા માટે તેને આવો અત્યુત્તમ રથ આપે નહીં. ખરી રીતે જ્યારે યુદ્ધનો પ્રસંગ આવે છે ત્યારે મૃત્યુલોકના રાજાને ઉત્તમ રથ આપી ઇન્દ્ર પોતાને સહાય કરવા તેમને બોલાવે છે; માટે કાશીની પ્રતિનો 'कार्ये समुद्वहत्' એ પાઠ સ્વીકાર્યો છે.

† આ રોગથી લોહીની ખરાબ વાસ મારે છે, તેથી કોઇને પણ તેની સોબત અકારી થઈ પડે છે, અને પોતાને કંઈ પણ ચેન પડતું નથી.

છે? કારણ હું તારો પિતા તેમજ વિદ્યાગુરુ પણ છું.[૨૭-૨૮] (તેથી તારે મારા તરફનો ધર્મ પહેલો બજાવવાનો છે.)" હે તાત જનમેજય! યદુને આવાં વચનો કહીને યયાતિ રાજાએ તેને ક્રોધના આવેશમાં ને આવેશમાં આવો શાપ દીધો કે, "હે મૂઢ! હે નરાધમ! તારા વંશજો રાજ્યગાદી વિનાના રહેશે."

પછી, હે ભરતશ્રેષ્ઠ! યયાતિએ એવા જ પ્રકારની માગણી તુર્વસુ, દ્રુહ્ય અને અનુને પણ અનુક્રમે કરી અને તેમણે પણ તેને યદુના જેવા જ ઉત્તરો આપ્યા.[૨૯-૩૦] એટલે અજિત યયાતિ રાજા તેમના ઉપર પણ અતિશય ક્રોધે ભરાયો, અને હે રાજર્ષિઓમા શ્રેષ્ઠ રાજા! મેં પૂર્વે કહ્યો તેવો જ શાપ તેણે તેમને પણ દીધો.[૩૧] આવી રીતે પુરુના ચારે મોટા ભાઈઓને શાપ આપીને, હે ભારત! યયાતિ રાજાએ પુરુ પાસે એવી જ માગણી કરી, અને કહ્યું કે, "હે પુરુ! જો તારી નજરમાં ઉતરે તો તને હું મારી વૃદ્ધાવસ્થા આપું, તારું તરુણપણું લઉં, અને આ પૃથ્વી ઉપર ભોગવિલાસ અર્થે વિચરું."[૩૨-૩૩]

પ્રતાપી પુરુએ પિતાના આ વચનનો તરતજ સ્વીકાર કર્યો. એટલે યયાતિએ તેનું તરુણપણું લીધું, અને આખી પૃથ્વી ફરી વળ્યો.[૩૪] પછી, હે ભરતશ્રેષ્ઠ! આમ યુવાવસ્થા મળતાં, સર્વ સુખોનો પાર શોધતો શોધતો યયાતિ રાજા પૃથ્વી ઉપર ઘૂમી, છેવટે વિશ્વાચ્યા નામની અપ્સરાની સાથે ચૈત્રરથ વનમાં આવી વિહાર કરવા લાગ્યો.[૩૫] આમ વિહાર કરતાં તેને સુખ અને ઉપભોગોની તૃષ્ણા પૂરેપૂરી શાંત થઈ, એટલે તે પુરુની પાસે પાછો આવ્યો, અને તેની પાસેથી પોતાની વૃદ્ધાવસ્થા પાછી લઈ લીધી.[૩૬] હે મહારાજ! તે સમયે યયાતિએ બોધની જે ગાથાઓ ગાઈ હતી, તે તું સાંભળ. હે રાજન્! જેમ કાચબો પોતાનાં અંગોને પોતાની ઢાલરૂપી પીઠ હેઠળ બધી પાસથી સંકોચી લે છે, તેમ એ ગાથાઓનું શ્રવણ મનુષ્યને પોતાની કામવાસનાઓને સર્વ બાજુએથી પોતાના મનમાં જ સંકોચી લેવાનો બોધ આપે છે.[૩૭] એ ગાથાઓ આ પ્રમાણે છે:-

સુખેચ્છા પોતાને પોષનારા પદાર્થોનો ઉપભોગ કરવાથી કદી પણ શાંત પડતી જ નથી. પરંતુ ઘીથી જેમ અગ્નિ વધારે ને વધારે ઉત્તેજિત થાય છે, તેમ તે એથી અધિક ને અધિક વધી જ જાય છે.[૩૮] પૃથ્વી ઉપરનાં ઘઉં, જવ, સોનું, પશુઓ અને સ્ત્રીઓ એ સર્વ એક જ મનુષ્યને આપ્યાં હોય, છતાં તે તેને સંતોષ આપવાને પૂરતાં થતાં નથી. આ વસ્તુસ્થિતિ જોઈને જ બુદ્ધિમાન્ પુરુષો એ વસ્તુઓથી મોહ પામતા નથી.[૩૯] જ્યારે કોઈ પણ પ્રાણીનું અહિત કરવાની બુદ્ધિ, મન, વચન અને કર્મથી પણ મનુષ્યને થતી નથી, ત્યારે જ તે બ્રહ્મપદને પામે છે.[૪૦] જ્યારે એક મનુષ્યને બીજાથી ભય ધરવાનું કાંઈ પણ કારણ રહેતું નથી, તેમ તેનાથી બીજાને પણ લેશમાત્ર ભય ધરવો પડતો નથી, જ્યારે તેને કંઈ પણ વસ્તુની ઇચ્છા કરવાની રહેતી નથી, તેમ તે કોઇની પ્રતિ દ્વેષબુદ્ધિ ધરાવતો નથી, ત્યારે જ તે બ્રહ્મપદને પામે છે.[૪૧] હે લોકો! તૃષ્ણાને બુદ્ધિવાળા મનુષ્યો ત્યાગી શકતા જ નથી. તૃષ્ણાળુ મનુષ્ય વૃદ્ધ થાય છે, છતાં કદી પણ તૃષ્ણા વૃદ્ધ થતી જ નથી (પણ ઉલટી જ વધે છે); તૃષ્ણા પ્રાણીનો અંત આણનાર રોગરૂપ છે; આવાં લક્ષણવાળી તૃષ્ણાનો જે મનુષ્ય ત્યાગ કરે છે, તે જ સત્ય સુખ મેળવે છે.[૪૨] માણસ વૃદ્ધ થતાં તેના દાંત પડી જાય છે, તથા તેના વાળ પણ ખરી જાય છે, તેમ છતાં પણ તેની જીવવાની અને ધન કમાવવાની આશા તો કદી જીર્ણ થતી જ નથી.[૪૩] આ લોકમાં કામવાસનાની તૃપ્તિ થતાં જે સુખ મળે છે તે તથા સ્વર્ગલોકનું જે મોટું દિવ્ય સુખ ગણાય છે તે પણ, તૃષ્ણાનો ક્ષય થયા પછી મળતા વાસ્તવ સુખના સોળમા ભાગની બરોબરીએ પણ આવી શકતું નથી."[૪૪]

આવાં ઉપદેશનાં વચન પુરુ રાજાને કહી રાજર્ષિ યયાતિએ પત્ની સાથે એક વનમાં પ્રવેશ કર્યો, અને બહુ દીર્ઘકાળ સૂધી વિપુલ તપ આદર્યું.[૪૫] ભૃગુ શિખર ઉપર આ કષ્ટદાયી મહા તપસ્વી રાજાએ તપ આચરી, અન્નપાનનો ત્યાગ કરી, દેહ છોડ્યો, અને સ્ત્રી સાથે સ્વર્ગ પ્રાપ્ત કર્યું.[૪૬] હે મહારાજ જનમેજય! તેના વંશમાં પાંચ રાજર્ષિઓ ઉત્પન્ન થયા અને જેમ સૂર્યનાં કિરણો પૃથ્વીને હસ્તગત કરી લે છે, તેમ તેમણે આ પૃથ્વીને સ્વાધીન કરી લીધી.[૪૭]

હે રાજર્ષિ જનમેજય! રાજર્ષિઓથી સત્કાર પામેલા યદુના વંશ સંબંધી વૃત્તાંત હવે તને હું કહું છું, તે તું સાંભળ. એ વંશમાં વૃષ્ણિકુલને તારનારા, નારાયણ હરિએ જન્મ લીધો હતો.[૪૮] હે રાજન્! જે મનુષ્ય યયાતિના પુણ્યદાયી ચરિતનો પાઠ કરશે તથા તેનું શ્રવણ કરશે, તે ધનવાન્, આયુષ્યમાન્ અને કીર્તિમાન્ થશે.[૪૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'नहुषना वंशनुं वर्णन अने ययाति राजानुं चरित' ए नामनो अध्याय

३० मो संपूर्ण

## અધ્યાય ૩૧ મો

### પુરુવંશ અને કુક્ષેયુના વંશનું કીર્તન

जनमेजय उवाच—

पुरोर्वंशमहं ब्रह्मन् श्रोतुमिच्छामि तत्त्वतः ।
द्रुह्योश्चानोर्यदोश्चैव तुर्वसोश्च पृथक् पृथक् ॥ १ ॥

જનમેજય પૂછે છેઃ-હે બ્રહ્મન્ વૈશંપાયન! પુરુ, દ્રુહ્ય, અનુ, યદુ અને તુર્વસુના વંશ સંબંધી પૃથક્ પૃથક્ વૃત્તાંત વાસ્તવિક રીતે સાંભળવાની મારી ઇચ્છા છે.[૧] વૃષ્ણિવંશનો પ્રસંગ સાંભળતાં પહેલાં મને મારા પોતાના બાપદાદાના (પુરુ)વંશ સંબંધી હકીકત પણ સાંભળવાની મારી ઇચ્છા છે. તેથી આપ તે સર્વ વિસ્તારપૂર્વક અને ક્રમ અનુસાર કહેશો.[૨]

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય મહારાજ! હવે પુરુના સર્વોત્તમ અને ઉત્કૃષ્ટ પરાક્રમી વંશ સંબંધી વૃત્તાંત વિસ્તારપૂર્વક અને ક્રમ અનુસાર સાંભળ. હે જનમેજય! એ જ વંશમાં તારો જન્મ થયો છે.[૩] હે નરાધિપ! હું તને પુરુના અતિ ઉત્તમ વંશ સંબંધી, તથા દ્રુહ્ય, અનુ, યદુ અને તુર્વસુના વંશ સંબંધી પ્રસંગો પણ કહીશ, તે તું એક ચિત્તે સાંભળ.[૪]

હે જનમેજય! પુરુને રાજા જનમેજય નામનો મહા પરાક્રમી પુત્ર હતો. જનમેજયના પુત્ર પ્રચિન્વાન્ હતો, અને તેણે પૂર્વ દિશા જિતી હતી.[૫] પ્રચિન્વાનનો પુત્ર પ્રવીર હતો, ને પ્રવીરને મનસ્યુ નામનો પુત્ર હતો. મનસ્યુના પુત્રનું નામ રાજા અભયદ હતું.[૬] અભિયદને મહીપતિ સુધન્વા નામનો પુત્ર હતો. સુધન્વાનો પુત્ર બહુગવ હતો અને બહુગવને શમ્યાતિ નામનો પુત્ર હતો.[૭] શમ્યાતિનો પુત્ર રહસ્યાતિ હતો, અને રહસ્યાતિના પુત્ર રૌદ્રાશ્વ હતા. રૌદ્રાશ્વે ઘૃતાચી નામની અપ્સરાથી દશ પુત્રો અને દશ પુત્રિકાઓ* ઉત્પન્ન કરી.[૮] તેના પુત્રોમાં ઋચેયુ પ્રથમ જન્મ્યો. તે પછી કુકણેયુ, કુક્ષેયુ, સ્થંડિલેયુ, અસન્નતેયુ, દશાર્ણેયુ, જલેયુ, મહાયશસ્વી સ્થલેયુ, ધનેયુ,† અને વનેયુ ક્રમવાર ઉત્પન્ન થયા. વળી હે રાજેન્દ્ર! રૌદ્રાશ્વને રુદ્રા, શૂદ્રા, ભદ્રા, મલદા, મલહા, ખલદા, નલદા, સુરસા, ગોપચલા, અને સ્રીરત્નકૂટા એ નામની દશ પુત્રિકાઓ હતી.[૯-૧૧]

અત્રિ મુનિના વંશમાં જન્મેલો પ્રભાકર ઋષિ તેની આ દશે પુત્રિકાઓનો પતિ હતો. પ્રભાકરે રુદ્રાથી સોમ નામના યશસ્વી પુત્રને ઉત્પન્ન કર્યો.[૧૨] રાહુથી હાર ખાઇને સૂર્ય આકાશમાંથી પૃથ્વી ઉપર પડવા લાગ્યો, અને જગત્ અંધકારથી છવાવા માંડ્યું, ત્યારે તેણે પોતાનું તેજ (પ્રભા) સર્વત્ર પ્રસાર્યું; (તેથી તે પ્રભાકર કહેવાય છે);[૧૩] અને તેણે પડતા સૂર્યને કહ્યું કે, "વિઘ્નોમાંથી પણ તારું કલ્યાણ થાવ, કલ્યાણ થાવ!" તત્ક્ષણ જ વિપ્રર્ષિ પ્રભાકરના આ તેમ જ નીચેનાં સ્તુતિવચનથી સૂર્ય આકાશમાંથી પડતો અટકયો:[૧૪]

देवा यज्ञन्तन्वाना अबध्नन्पुरुषम्पशुम् ॥
वेदाहमेतम्पुरुषम्महान्तमादित्यवर्णन्तमसः परस्तात्
तमेव विदित्वाति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥
प्रजापतिश्चरति गर्भेऽअन्तरजायमानो बहुधा विजायते
तस्य योनिम्परि पश्यन्ति धीरास्तस्मिन्हतस्थुर्भुवनानि विश्वा

દેવોએ શ્રી [મહાયજ્ઞ આદરતાં યજ્ઞપશુ તરીકે જે પુરુષ (બ્રહ્મા) ને યદીસ્થંભે બાંધ્યો હતો, તે પુરુષને હું શ્રીમહાન્ આદિત્ય(સૂર્ય)ના વર્ણનો, અને અંધકારથી પર જાણું છું. આ પુરુષને આ પ્રકારે ઓળખવાથી મનુષ્ય મૃત્યુ(નો માર્ગ) વટાવે છે, અને છેવટના ગંતવ્ય સ્થાન (આશ્રય) માટે આના (પુરુષ) સિવાય અન્ય કોઈ પંથ (ગતિ) નથી. પ્રજાપતિ બ્રહ્માંડના ગર્ભમાં જ જન્મેલા હોઇને બ્રહ્માંડમાં જ સચરાચર વસ્તુઓમાં ઘૂમે છે, અને બ્રહ્માંડમાં જ પોતે અનેક પ્રકારે વિવિધ પ્રાણી પદાર્થરૂપે ઉત્પન્ન થાય છે. ધીર (સુજ્ઞ) પુરુષો તેના ઉત્પત્તિસ્થાનને પૂર્ણ રીતે સમજે છે; સમગ્ર વિશ્વ અને ભુવનો આ બ્રહ્મ (પુરુષ)માં જ સ્થિતિ કરી રહ્યાં છે.‡

વળી આ જ મહા તપસ્વી ઋષિએ અનેક ગોત્રો નિર્માણ કર્યાં, જેથી અત્રિનો વંશ શ્રેષ્ઠતાને પામ્યો.§ ઋષિ પ્રભાકરને તેના યજ્ઞોમાં દેવોએ ધન પૂરું પાડ્યું.[૧૫] આવા પ્રભાવવાળા એ મહાત્મા પ્રભાકરે રૌદ્રાશ્વની ઉપર ગણાવેલી દશ પુત્રિકાઓથી ઉગ્ર તપમાં નિત્ય નિમગ્ન રહે એવા તે તે નામના દશ પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૬] હે જનમેજય રાજન્! અત્રિ ગોત્રને પ્રવર્તા-

---

* જે મનુષ્યને પુત્ર ન હોય અને પુત્રી હોય, તે પોતાનો વંશ ટકાવવા પોતાની પુત્રીને પરણાવતાં જમાઈ સાથે એવી શરત કરે કે, તેનાથી જે પુત્રને તું ઉત્પન્ન કરશે તે મારો પુત્ર થશે. આવા હેતુથી પરણાવેલી પુત્રી 'પુત્રિકા' કહેવાય છે. કન્યાદાન વેળા પિતા બોલે છે કે,

तुभ्यं कन्यां प्रदास्यामि देवाग्निगुरुसन्निधौ ।
अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भवेदिति ॥

એવી પુત્રિકાકરણની વિધિ છે.

अपुत्रोऽनेन विधिना सुतां कुर्वीत पुत्रिकां ।
यदपत्यं भवेदस्यां तन्मम स्यात्स्वधाकरम् ॥

† બંગાળી પ્રતિમાં 'वनेनित्य' પાઠ છે.

‡ યજુર્વેદના પુરુષસૂકતના આ બે (૧૮-૧૯) વેદમંત્રો કાશીની પ્રતિમાં છે.

§ અત્રિના ગોત્રનું એટલું માન યજ્ઞકાર્યમાં હતું કે, આત્રેય બ્રાહ્મણને સ્વતંત્ર દક્ષિણા આપવી પડતી હતી.

વનારા એ ઋષિઓ (મહા સત્વવાળા અને તેજસ્વીઓમાં અગ્રણી હતા;)* વેદમાં પારંગત હતા. તેઓ 'સ્વસ્ત્યાત્રેય'ને નામે વિખ્યાત હતા. માત્ર તેમને અત્રિની કાંઈ પણ સમૃદ્ધિ સાંપડી નહતી.[૧૭]

(રુદ્રાશ્વના ત્રીજા પુત્ર) કુક્ષેયુને ત્રણ પુત્રો હતા. સભાનર, ચાક્ષુષ અને પરમંયુ, એ તેમનાં નામ હતાં. એ ત્રણે રાજકુંવરો મહારથી હતા.[૧૮] સભાનરનો પુત્ર વિદ્વાન્ કાલાનલ રાજા હતો. એ કાલાનલને શૃંજય નામનો પુત્ર હતો. તે ધર્મનો સારો જ્ઞાતા હતો.[૧૯] શૃંજયના વીર પુત્રનું નામ રાજા પુરંજય હતું. હે મહારાજ! પુરંજયને જનમેજય નામનો પુત્ર હતો.[૨૦] રાજર્ષિ જનમેજયનો પુત્ર મહાશાલ હતો. મહાશાલ વેદોનો પૂર્ણ જ્ઞાતા હતો, અને જગતમાં તેનો યશ પ્રતિષ્ઠાને પામ્યો હતો.[૨૧] મહાશાલને મહામના નામનો ધાર્મિક પુત્ર થયો. તે વીર, દેવગણોથી પૂજિત અને મહા યશસ્વી હતો.[૨૨] હે ભારત! મહામનાએ બે પુત્રો ઉત્પન્ન કર્યા. ધર્મજ્ઞ ઉશીનર અને મહા બળવાન્ તિતિક્ષુ એ તેમનાં નામ હતાં.[૨૩] ઉશીનરની પાંચે પત્નીઓ એક જ રાજર્ષિના વંશમાં ઉત્પન્ન થઈ હતી. નૃગા, કૃમિ, નવા, દર્વા, અને દૃષદ્વતી, એ તેમનાં નામ હતાં.[૨૪] હે ભારત! ઉશીનરને ઘણું ભારે તપ કરવાથી તપને અંતે, વૃદ્ધાવસ્થામાં કુળનો સારી રીતે વિસ્તાર વધારે એવા પાંચ પુત્રો થયા. ઉશીનરને નૃગાથી નૃગપુત્ર થયો, કૃમીથી કૃમી જન્મ્યો, નવાથી નવ નામનો પુત્ર થયો, દર્વાથી સુવ્રત ઉત્પન્ન થયો, અને પાંચમી દૃષદ્વતીથી શિબિ નામનો રાજા જન્મ્યો. હે તાત! શિબિના પુત્રો શિબિને નામે, અને નૃગના પુત્રો યોધેયને નામે ઓળખાયા.[૨૫-૨૭] નવની રાજ્યધાની નવરાષ્ટ્ર, કૃમિની કૃમિલાપુરી, અને સુવ્રતની અંબષ્ટા નગરી હતી. હે રાજન્! હવે તું શિબિના પુત્રોનાં નામ સાંભળ.[૨૮] શિબિને ચાર પુત્રો હતા. તે પરાક્રમી અને ત્રણે લોકમાં વિખ્યાત હતા. વૃષદર્ભ, સુવીર, મદ્રક, અને કૈકય, એ તેમનાં નામ હતાં.[૨૯] તેમના સમૃદ્ધિવાળા દેશોનાં નામ વૃષદર્ભો, સુવીર, મદ્રક અને કૈકય પડ્યાં, અને તે તે દેશ એ નામથી પ્રખ્યાત થયા.

હવે હું મહામનાના બીજા પુત્ર તિતિક્ષુની પ્રજા સંબંધી તને કહું છું તે તું સાંભળ.[૩૦] હે ભારત જનમેજય! તિતિક્ષુનો પુત્ર મહા પરાક્રમી ઉષદ્રથ પૂર્વ દિશાનો રાજા હતો. ઉષદ્રથને ફેન નામનો પુત્ર હતો.[૩૧] ફેનથી સુતપ જન્મ્યો, અને સુતપથી બલિ ઉત્પન્ન થયો. બલિ દૈત્યોનો રાજા હતો, અને તે માનવ યોનિમાં જન્મ્યો હતો. તેના બાણનો ભાથો સોનાનો હતો.[૩૨] બલિ રાજા પૂર્વે મહાયોગી હતો. પૃથ્વી ઉપર તેના વંશને વધારનારા પાંચ પુત્રો તેણે નિર્માણ કર્યા.[૩૩] તેમાં તેણે પ્રથમ અંગને જન્મ આપ્યો, પછીથી વંગ ઉત્પન્ન થયો, અને તે પછી સુહ્મ, પુંડ્ર, અને કલિંગ એ ત્રણ પુત્રો અનુક્રમે થયા.[૩૪] તેની આ સંતાત ક્ષત્રિય વર્ણની પત્નીથી થઈ હતી, તેથી આ પાંચ પુત્ર ક્ષત્રિય હતા. વળી આ ઉપરાંત બલિને જગતમાં તેના વંશની વૃદ્ધિ કરનારા બ્રાહ્મણપુત્રો પણ બ્રાહ્મણ સ્ત્રીથી થયા હતા. હે ભારત! બ્રહ્મદેવે પ્રસન્ન થઈ બલિને આ વરદાન આપ્યાં હતાં:-[૩૫] "હે બલિ! તને મહાયોગીપણું, કલ્પના અંત સૂધી ટકે એવું દીર્ઘ આયુષ્ય, રણ સંગ્રામમાં પણ અજિતપણું, ધર્મમાં જ પ્રધાનપણે વર્તનારી બુદ્ધિ, ત્રણે લોક જોઈ શકાય એવી દિવ્ય દૃષ્ટિ, સર્વને પોતાને વશ વર્તાવવાની સિદ્ધિ, બળની અનુપમતા, ધર્મનાં તત્ત્વોના રહસ્યનું જ્ઞાન, આ સર્વ પ્રાપ્ત થશે. વળી આ ઉપરાંત તું નિયત થયલી બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ ચારે વર્ણને આ ભૂતલ ઉપર પોતપોતાની ધર્મમર્યાદાથી સુનિશ્ચિત કરીશ."

બ્રહ્મદેવનાં આવાં વરદાનોથી બલિ રાજા પરમ શાંતિને પામ્યો.[૩૬-૩૮] (બલિ પોતે ઊર્ધ્વરેતા એટલે અખંડ બ્રહ્મચારી હતો, તેથી તેના સઘળા પુત્રો ક્ષેત્રજ† હતા, અને તે મુનિના બાળકો હતા.) બલિની પત્ની સુદેષ્ણાએ દીર્ઘતપસ નામના મહા ઓજસ્વી મુનિથી (ઉપર જણાવેલા) પાંચ ક્ષેત્રજ પુત્રો ઉત્પન્ન કર્યા.[૩૯] પાપ રહિત એ પાંચે પુત્રોને બલિએ પોતાના પૃથક્ પૃથક્ રાજ્ય પ્રદેશોનો રાજ્યાભિષેક કર્યો. પછી એ સમર્થ યોગાત્મા યોગનો આશ્રય લઈ કૃતાર્થ થયો.[૪૦] સર્વ ભૂતોમાં અજિત એવો બલિ કાળની વાટ જોતો, નિત્ય કર્મ કરતો થકો, દીર્ઘ સમયને અંતે પોતાના સ્થાન-(બ્રહ્મપદ)ને પામ્યો.[૪૧] તેના પાંચ પુત્રોના પાંચ દેશો અંગ, વંગ, સુહ્મક, કલિંગ અને પુંડ્રકના નામથી ઓળખાયા.

હે જનમેજય રાજન્! હવે બલિના જ્યેષ્ઠ પુત્ર અંગની પ્રજા સંબંધી વિગત તું સાંભળ.[૪૨] અંગનો પુત્ર દધિવાહન મહાન્ રાજેન્દ્ર હતો. દધિવાહનને રાજા દિવિરથ નામનો પુત્ર હતો.[૪૩] દિવિરથનો પુત્ર ધર્મરથ વિદ્વાન્ અને ઇન્દ્રના સમાન પરાક્રમી હતો. ધર્મરથને ચિત્રરથ નામનો પુત્ર હતો.[૪૪] આ મહાત્મા ચિત્રરથે વિષ્ણુપદ નામના પર્વત ઉપર યજ્ઞ આદર્યો અને એ યજ્ઞમાં ઇન્દ્રની સાથે બેસી સોમરસનું પાન કર્યું.[૪૫] ચિત્રરથને દશરથ નામનો પુત્ર

* કાશીની પ્રતિમાં આ પંક્તિ છે.

† પત્નીને શાસ્ત્રમાં ક્ષેત્ર ગણેલું છે. પોતાની અનુજ્ઞાથી અન્ય સાથેના નિયોગથી પત્નીને જે પુત્ર થાય, તે ક્ષેત્રજ કહેવાય. આ પ્રકારના પુત્રો સંબંધી વિશેષ માહિતી માટે મનુસ્મૃતિ અ. ૯ શ્લો. ૧૬૭ તથા મીતાક્ષરા ૧-૬૯ અને ૨-૧૨૮ જોવાં.

હતો. તે લોમપાદના નામથી વિખ્યાત થયો, અને તેને શાંતા નામની પુત્રી હતી. (ઋષ્યશૃંગને તે પરણાવી હતી).[४६] ઋષ્યશૃંગ મુનિની પ્રસાદીથી દશરથે કુલની વૃદ્ધિ કરનારો, પરાક્રમી અને મહા યશસ્વી ચતુરંગ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો.[४७] ચતુરંગના પુત્રનું નામ પૃથુલાક્ષ હતું, એમ કહેવાય છે. પૃથુલાક્ષનો પુત્ર નામે ચંપ રાજા મહા યશસ્વી હતો.[४८] તેની રાજ્ય નગરી ચંપા પૂર્વે માલિનીને નામે ઓળખાતી હતી. પૂર્ણભદ્ર મુનિની કૃપાથી ચંપને હર્યંગ નામનો પુત્ર થયો.[४९] પછી વિભાંડક મુનિના પુત્ર ઋષ્યશૃંગે તેના વાહનને માટે પોતાના મંત્રસામર્થ્યથી સમુદ્રમાંથી નીકળેલા, ઇન્દ્રના ઉત્તમ વાહન ઐરાવત હાથીને પૃથ્વી ઉપર ઉતાર્યો હતો.[૫૦] હર્યંગનો પુત્ર નામે ભદ્રરથ હતો; અને એ તેનો વારસ હતો. ભદ્રરથનો પુત્ર પ્રજાપાલક બૃહત્કર્મા હતો.[૫૧] બૃહત્કર્માને બૃહદ્દર્ભ નામનો પુત્ર હતો. બૃહદ્દર્ભથી બૃહન્મના નામનો રાજા ઉત્પન્ન થયો. હે રાજેન્દ્ર જનમેજય! બૃહન્મનાએ જયદ્રથ નામના પુત્રને જન્મ આપ્યો, અને તેનાથી રાજા દૃઢરથ જન્મ્યો. હે જનમેજય! દૃઢરથને વિશ્વજિત નામનો પુત્ર હતો.[૫૨-૫૩] વિશ્વજિતનો દાયાદ પુત્ર કર્ણ, અને કર્ણનો પુત્ર વિકર્ણ હતો. વિકર્ણને અંગકુલની વૃદ્ધિ કરનારા સો પુત્રો હતા.

બૃહદ્દર્ભના પુત્ર રાજા બૃહન્મનાને બે સુંદર પત્નીઓ હતી; તે ચેદિ રાજાની પુત્રીઓ થતી હતી. યશોદેવી અને સત્યા એ તેમનાં નામ હતાં. એ બે પત્નીઓના વંશજોથી બૃહન્મનાના વંશની બે શાખાઓ પડી.[૫૪-૫૫] હે રાજેન્દ્ર! જયદ્રથ યશોદેવીથી જન્મ્યો, અને સત્યાથી વિજય નામનો વિખ્યાત પુત્ર થયો. વિજય શાંતિ આદિ ગુણોથી બ્રાહ્મણો કરતાં અને શૌર્ય આદિ ગુણોથી ક્ષત્રિયો કરતાં પણ શ્રેષ્ઠ હતો.[૫૬] વિજયનો પુત્ર ધૃતિ અને ધૃતિનો પુત્ર ધૃતવ્રત હતો. ધૃતવ્રતને મહા યશસ્વી સત્યકર્મ નામનો પુત્ર હતો.[૫૭] સત્યકર્માને અધિરથ નામનો સૂતપુત્ર* થયો. સૂત અધિરથે (કુંતિના કાનીન પુત્ર) કર્ણને પોતાનો દત્તક પુત્ર કર્યો. આથી કર્ણ સૂતપુત્ર કહેવાયો.[૫૮]

હે જનમેજય! આ પ્રમાણે મેં તને અંગરાજાના વંશ સંબંધી સર્વ વિગત મહાબલવાન્ કર્ણપર્યંત કહી. કર્ણનો પુત્ર વૃષસેન અને તેનો પુત્ર વૃષ હતો.[૫૯] હે રાજન્! અંગકુલના રાજાઓ સત્યનિષ્ઠ, મહાત્મા, મહારથી અને પ્રજાવાળા હતા. તે સર્વે સંબંધી મેં તને આ વૃત્ત કહ્યું.[૬૦] હે મહારાજ! હવે તું પોતે જે વંશમાં ઉત્પન્ન થયો છે, એવા રૌદ્રાશ્વના પુત્ર ઋચેયુના વંશસંબંધી વિગત તને કહું છું, તે તું સાંભળ.[૬૧]

**इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे 'पुरुवंश अने कुक्षेयुना वंशनुं वर्णन' ए नामनो अध्याय ३१ मो समाप्त**

## અધ્યાય ૩૨ મો

### પુરુવંશજ ઋચેયુના વંશનું વર્ણન

**वैशंपायन उवाच—**

अनाधृष्यस्तु राजर्षिर्ऋचेयुश्चैकराट् स्मृतः ।
ऋचेयोर्ज्वलना नाम भार्या वै तक्षकात्मजा ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! (રુદ્રાશ્વનો ચોથો પુત્ર) રાજર્ષિ ઋચેયુ શત્રુઓથી અજિત હતો. તે એકચક્રવે રાજ્ય કરનાર ચક્રવર્તી રાજા હતો. તેની પત્ની નામે જ્વલના તક્ષકની પુત્રી હતી.[૧] જ્વલનાથી ઋચેયુને રાજર્ષિ મતિનાર નામનો રાજા ઉત્પન્ન થયો. મતિનારને ત્રણ પરમ ધાર્મિક પુત્રો હતા.[૨] તેમાં તંસુ જ્યેષ્ઠ પુત્ર હતો. તેના બીજા બે પુત્રોનાં નામ પ્રતિરથ અને ધાર્મિક સુબાહુ હતાં. વળી તેને ગૌરીને નામે વિખ્યાત થયલી, શુભ કર્મવાળી પુત્રી હતી. તે માંધાતા રાજાની માતા હતી.[૩] મતિનારના ત્રણે પુત્રો વેદના જ્ઞાતા, બ્રાહ્મણપ્રતિ પ્રીતિ ધરાવનારા, અને સત્યવાદી હતા. તે સર્વેએ દિવ્ય અસ્ત્રો સાધ્ય કર્યાં હતાં. તેઓ બળવાન્ અને યુદ્ધકળામાં નિપુણ હતા.[૪] પ્રતિરથનો પુત્ર કણ્વ રાજા હતો. કણ્વનો પુત્ર મેધાતિથિ હતો. આ મેધાતિથિથી કાણ્વાયન નામના પ્રસિદ્ધ દ્વિજપુત્રો ઉત્પન્ન થયા.[૫] હે ભૂપ જનમેજય! બ્રાહ્મણોના સમુદાયમાં અધિક પ્રતિષ્ઠા પામેલા ઇલિન રાજાને ઇલિની નામની કન્યા હતી.† તેને તંસુએ પોતાની ભાર્યા કરી.[૬] તંસુને એ ઇલિનીથી રાજર્ષિ, મહાયશસ્વી, ધર્મપ્રવર્તક, બ્રહ્મવાદી અને પરાક્રમી સુરોધ નામનો પુત્ર થયો. સુરોધની ભાર્યા ઉપદાનવી હતી.[૭] ઉપદાનવીથી ઇલિનીના પુત્ર સુરોધને ચાર પુત્રો ઉત્પન્ન થયા. દુષ્યન્ત, સુષ્મન્ત, પ્રવીર અને અનઘ, એ તેમનાં નામ હતાં.[૮]

હે રાજન્! દુષ્યન્તને પરાક્રમી ભરત નામનો વારસ પુત્ર હતો. તેનું બીજું નામ સર્વદમન હતું. તે દશ હજાર

* ક્ષત્રિયથી બ્રાહ્મણીને પેટે અવતરેલો પુત્ર સૂતપુત્ર કહેવાય છે.

† રા. મન્મથ નાથદત્ત 'इला नाम्नी तु यस्यासीत्कन्या' (જે મેધાતિથિને ઇલા નામની કન્યા હતી, એ પાઠ લઈ, ઇલા સાથે બ્રહ્મવાદીઓમાં શ્રેષ્ઠ તંસુ પરણ્યો, એવો અર્થ કરે છે. પરંતુ આ ભાષાંતર અયુક્ત છે; કારણ કે મેધાતિથિ તંસુનો પ્રપૌત્ર થાય, તેથી પ્રપિતામહ તંસુ પ્રપૌત્ર મેધાતિથિની પુત્રી સાથે પરણે, એ અયોગ્ય કહેવાય. ટીકાકાર નીલકંઠ પણ ઇલિનીને મેધાતિથિની પુત્રી ઠરાવવામાં આવી જ અયોગ્યતા બતાવે છે.

હાથીનું બળ ધરાવનારો મહાન્ રાજા હતો.[૯] મહાત્મા દુષ્યંતે શકુંતલાથી ચક્રવર્તી ભરતને ઉત્પન્ન કર્યો, અને, હે જનમેજય! તેના નામ ઉપરથી જ તેના તમે સર્વ ભારત વંશના એ સંજ્ઞાથી ઓળખાઓ છો.[૧૦] (દુષ્યંતે પ્રથમ શંકાથી શકુંતલાના પુત્ર ભરતનો પોતાના પુત્રરૂપે સ્વીકાર કર્યો નહીં ત્યારે) દૈવી વાણીએ દુષ્યંત રાજાને કહ્યું કે, "માતા તો ગર્ભને જાળવનારી, કેવળ અસ્રો રાખવાના ભાથા જેવી જ છે, તે તો માત્ર પુત્રના જન્મમાં નિમિત્ત થાય છે. પરંતુ પિતા એ જ પુત્રનો મુખ્ય ઉત્પાદક છે. કારણ કે, તેનાથી જ પુત્ર જન્મ પામે છે.[૧૧] હે દુષ્યંત! આ તારો જ ગર્ભ છે. માટે, તું આ પુત્રનો સ્વીકાર કર. તેની માતા શકુંતલાની તારે અવગણના કરવી ઘટતી નથી. હે રાજન્! પોતાના વીર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર યમસદનથી (મૃત્યુના મુખમાંથી) પિતાની ઉન્નતિ કરે છે.[૧૨] તારાથી જ આ ગર્ભ ઉત્પન્ન થયેલો છે, અને શકુંતલા જે કહે છે તે સત્ય છે." (આ દૈવી વાણીને શિરે ચઢાવી) દુષ્યન્તે ભરતનો પોતાના પુત્ર તરીકે સ્વીકાર કર્યો. હે તાત! મેં તને પૂર્વે (આદિ પર્વમાં) કહ્યું છે તેમ, જનમેજય માતાઓના ક્રોધથી ભરતના પુત્રોનો સમૂળો ઉચ્છેદ થયો ત્યારે અંગિરસ કુળમાં ઉત્પન્ન થયેલા, બૃહસ્પતિના પુત્ર, મહામુનિ, સમર્થ ભરદ્વાજને મરુત નામના યજ્ઞદેવોએ ભરતવંશમાં ધર્મપુત્રરૂપે સંક્રાન્ત કર્યો.[૧૩-૧૪] આમ જે ભરતવંશની વૃદ્ધિ માટે મરુતોએ બુદ્ધિમાન્ ભરદ્વાજ મુનિને ભરતકુલમાં સંક્રાન્ત (ફેરબદલ) કર્યા, અને તે સંબંધમાં ભરદ્વાજે મોટા યજ્ઞથી મરુતોનું જે યજન કર્યું, તે સંબંધી વૃત્તાંત અદ્યાપિ પર્યંત લોકમાં ગવાય છે. હે રાજન્! માતાના શાપથી ભરતના પુત્રો મરણ પામ્યાથી પુત્રજન્મ સંબંધી તેના પ્રયત્ન વ્યર્થ ગયા, એટલે મરુત્સંજ્ઞક યજ્ઞદેવોએ ભરદ્વાજની તેના દત્તક પુત્રરૂપે યોજના કરી હતી. તેથી ભરદ્વાજને જે પુત્ર થયો, તેનું નામ વિતથ પડ્યું. પછી વિતથ ઉત્પન્ન થયો, એટલે પોતાના વંશની વૃદ્ધિ જોઈ, ભરત રાજા સ્વર્ગે સીધાવ્યો.[૧૫-૧૭] વિતથને રાજ્યાભિષેક કરીને ભરદ્વાજ મુનિ પણ વનમાં સીધાવ્યા.

પછી રાજા વિતથે* પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૮] સુહોત્ર, સુહોતા, ગય, ગર્ગ, અને મહાત્મા કપિલ, એ તેમનાં નામ હતાં. સુહોત્રને મહા સત્વશાલી કાશક અને રાજા ગૃત્સમતિ નામના બે પુત્રો હતા. ગૃત્સમતિને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સ્ત્રીઓથી અનુક્રમે તે તે વર્ણના પુત્રો થયા હતા.[૧૯-૨૦] હે રાજન્! કાશકને બે પુત્રો હતા. કાશય અને દીર્ઘતપસ એ તેમનાં નામ હતાં. દીર્ઘતપસનો પુત્ર વિદ્વાન્ ધન્વંતરી હતો.[૨૧] ધન્વંતરીનો† પુત્ર નામે કેતુમાન વિખ્યાત હતો. કેતુમાનનો પુત્ર રાજા ભીમરથ પરાક્રમી હતો.[૨૨] ભીમરથને પ્રજાપાલક દિવોદાસ નામનો પુત્ર હતો. તેણે સર્વ રાક્ષસોનો નાશ કર્યો હતો, તેથી તે દિવોદાસને‡ નામે પ્રસિદ્ધ થયો.[૨૩] હે નૃપ! એ સમયે વારાણસી નગરીને શૂન્ય કરીને તેમાં ક્ષેમક નામનો રાક્ષસ રહેતો હતો. હે નરાધિપ! એ નગરીને મહાત્મા નિકુંભે એવો શાપ દીધો હતો કે, 'તું હજાર વર્ષ સૂધી શૂન્ય રહેશે.' તે નગરીને આવો શાપ લાગ્યો કે, તરતજ પ્રજાપાલક દિવોદાસે પોતાના રાજ્યપ્રદેશના અંતભાગમાં આવેલી રમ્ય રાજધાની ગોમતીપુરીમાં સર્વ પ્રજાને વસાવી.[૨૪-૨૫] એ શાપનો સમય પૂરો થતાં પૂર્વની પેઠે જ વારાણસીપુરી, યદુવંશમાં જન્મેલા, અને તપમાં નિમગ્ન એવા ભદ્રશ્રેણી રાજાની રાજ્યધાની થઈ.[૨૬] ભદ્રશ્રેણીના ઉત્તમ સો ધનુર્ધારી પુત્રોને હણી પ્રજાપાલક દિવોદાસે વારાણસીમાં પાછો નિવાસ કર્યો.[૨૭] દિવોદાસનો પુત્ર પ્રતર્દન પરાક્રમી હતો. પ્રતર્દનને બે પુત્રો હતા. વત્સ

* અહીં એકલી કાશીની પ્રતિમાં જ વિતથના વંશજો સંબંધી નવ શ્લોક છે; પરંતુ ૨૭ મા અધ્યાયના શ્લોક ૫-૧૪ નું જ પુનરાવર્તન થયલું લાગે છે. કારણ તે પછી વિતથનો પાછો ઉલ્લેખ કરી અહીંથી ચાલતો ક્રમ જ અનુસરાયો છે.

† આ અધ્યાયના શ્લોક ૨૦ માના બીજા પાદથી તે શ્લોક ૬૨ મા સૂધીના શ્લોકો કંઇક નહીં જેવા જ થોડાક ભેદ સાથે ફરીથી આવ્યા જણાય છે. શ્લોક ૨૦ માના બીજા પાદથી તે શ્લોક ૨૧ સૂધીનો ભાગ અધ્યાય ૨૯ માના શ્લોક ૮ અને ૯ સાથે મળતો આવે છેઃ માત્ર એટલો જ ફેર છે, કે ૨૯ મા અધ્યાયના ૯ મા શ્લોકમાં ધન્વંતરીને દીર્ઘતપસના પુત્ર ધન્વનો પુત્ર કહ્યો છે, ત્યારે અહીં તેને દીર્ઘતપસનો પુત્ર કહ્યો છે. વળી આગળ ચાલતાં આ જ અધ્યાયના શ્લોક ૨૧ થી શ્લોક ૨૭, અધ્યાય ૨૯ ના શ્લોક ૩૩ ના ત્રીજા પાદથી તે શ્લોક ૪૪ સૂધીના ભાગ સાથે તદ્દન મળતો આવે છે. અધ્યાય ૨૯ માના શ્લોક ૯ મા થી ૩૩ મા શ્લોક સૂધીમાં, ધન્વંતરીના ભૂમિ ઉપરના જન્મ સૂધી વૃત્તાંત આપેલો છે, અને તે વૃત્તાંત અત્રે આપેલો નહીં હોવાથી એટલા જ શ્લોકો અહીં દેખાતા નથી, અને તે પછીના શ્લોકો ઉપર જણાવ્યું તેમ મળતા આવે છે. પાછા અધ્યાય ૨૯ના ૪૪ મા શ્લોકથી ૬૮ મા શ્લોક સૂધીના ભાગમાં મહાદેવના ગણે કાશીપુરીને દીધેલા શાપ સંબંધી વૃત્તાંત હોવાથી, એ વૃત્તાંત અત્રે આપેલું નથી, એટલે ૪૪ થી ૬૮ સૂધીના શ્લોકોને મળતા શ્લોકો આ અધ્યાયમાં છે જ નહીં, પણ આ જ અધ્યાયના શ્લોક ૨૮ થી ૪૦ શ્લોક નહીં જ જેવા ફેર સાથે અધ્યાય ૨૯ ના શ્લોક ૬૯ થી ૮૩ સાથે મળતા આવે છે. શ્લોક ૪૦ થી ૬૨, અધ્યાય ૨૭ માના શ્લોક ૪ થી ૫૮ સાથેના શ્લોક સાથે મળતા આવે છે; ફરક માત્ર એટલો જ છે કે શ્લોક ૧૭ ના બીજા પાદથી તે ૪૪ સૂધીના શ્લોકો, જેમાં ઋચીક શી રીતે જમદગ્નિને ઉત્પન્ન કર્યો એ વૃત્તાંત આપેલું છે તે, આમાં આપેલ નથી. બાકીનો બધો ભાગ મળતો આવે છે. આ પ્રમાણે શ્લોકોનું પુનરાવર્તન થયલું જણાય છે. બંગાળી પ્રતો મુંબઇની પ્રત સાથે મળે છે. માત્ર હિંદી પ્રતમાં જ ૨૦ થી ૬૨ શ્લોક આપેલા જ નથી.

‡ દિવઃ=સાત સ્વર્ગને+દસ્યતિ=રાક્ષસોથી મુક્ત કરે તે દિવોદાસ.

અને ભાર્ગવ એ તેનાં નામ હતાં. વત્સનો પુત્ર અલર્ક અને અલર્કનો પુત્ર સન્નતિમાન્ હતો. ભદ્રશ્રેણીનો પુત્ર મહાત્મા રાજા દુર્દમ જેને દિવોદાસે બાળક જાણીને દયા ખાઇને જીવતો મૂકયો હતો, અને જે હૈહયનો દત્તક પુત્ર થયો હતો, તેણે જ દિવોદાસે હરી લીધેલું આપદાદાનું રાજ્ય શિરજોરીથી પાછું લઈ લીધું.[૨૮-૩૦] હે ભારત! હે મહારાજ! ભીમરથ કિંવા દિવોદાસના પુત્ર ક્ષત્રિય રાજા પ્રતર્દન કિંવા અષ્ટારથે વૈરનો અંત આણવાની ઇચ્છાથી દુર્દમના બાળક (અસમર્થ) પુત્રોને હણીને રાજ્ય પાછું લઈ લીધું.

(પ્રતર્દનના પુત્ર વસુનો પુત્ર) અલર્ક બ્રાહ્મણો ઉપર પ્રીતિ ધરાવનારો અને સત્ય પાળનારો હતો.[૩૧-૩૨] રૂપ અને યૌવનશાલી અલર્કે સાઠ હજાર અને છસો વર્ષના અતિ દીર્ઘસમય પર્યંત રાજ્ય કર્યું.[૩૩] કાશી રાજાના કુળની વૃદ્ધિ કરનારા, યૌવન અને રૂપ-સંપન્ન રાજા અલર્કે લોપામુદ્રાની કૃપાથી આવું પરમ દીર્ઘ આયુષ્ય મેળવ્યું હતું.[૩૪] કાશીપુરીના શાપનો સમય પૂરો થતાં મહા પરાક્રમી અલર્કે ક્ષેમક રાક્ષસને હણી, હે નૃપ! શૂન્ય વારાણસી પુરીમાં નિવાસ કર્યો.[૩૫] અલર્કને રાજા સુનીથ નામનો દાયાદ પુત્ર હતો. સુનીથનો પુત્ર નામે ક્ષેમ્ય મહાયશસ્વી હતો.[૩૬] ક્ષેમ્યનો પુત્ર કેતુમાન્ હતો, અને કેતુમાનથી વૃષકેતુ થયો. વૃષકેતુનો પુત્ર નામે વિભુ પ્રજાપાલક હતો.[૩૭] વિભુનો પુત્ર આનર્ત, અને આનર્તનો પુત્ર સુકુમાર હતો. સુકુમારનો પુત્ર સત્યકેતુ મહારથી હતો.[૩૮] એ રાજા પરમ ધાર્મિક અને મહાતેજસ્વી હતો. વત્સનો પુત્ર વત્સભૂમિ કહેવાયો, અને ભાર્ગવનો પુત્ર ભાર્ગવ ભૂમિને નામે ઓળખાયો.[૩૯] હે ભરતર્ષભ! અંગિરસના વંશમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો એ ચારે વર્ણના પુત્રો જન્મ્યા હતા.[૪૦]

(ભરતના દત્તક પુત્ર ભરદ્વાજના પુત્ર) વિતથના જ્યેષ્ઠ પુત્ર સુહોત્ર હતો. સુહોત્રને બૃહત્ નામનો પુત્ર હતો. બૃહતને અજમીઢ, દ્વિમીઢ અને પરાક્રમી પુરુમીઢ નામના ત્રણ પુત્રો હતા.[૪૧] અજમીઢને નીલિની, કેશિની અને સુંદર અંગવાળી ધૂમિની નામની ત્રણ યશસ્વિની પત્નીઓ હતી. અજમીઢે કેશિનીથી પ્રતાપી જહ્નુને ઉત્પન્ન કર્યો. જહ્નુએ સર્વમેધ નામનો મહાસત્ર અને મહાયજ્ઞ કર્યો.[૪૨] (પછી) વિનયી ગંગા જહ્નુને પતિ કરવાની લાલસાથી તેની પાસે ગઈ. પરંતુ જહ્નુએ તો તેને પોતાની પત્ની કરવાની ઇચ્છા દાખવી જ નહીં, એટલે ચીડાઇને ગંગાએ તેની યજ્ઞભૂમિને જળથી તરબોળ કરી નાંખી.[૪૩-૪૪] હે પરંતપ જનમેજય! પોતાના યજ્ઞપ્રદેશને ગંગાએ આમ ડુબાડેલો જોઈ, હે ભરતસત્તમ! જહ્નુ અતિશય ક્રોધે ભરાયો, અને તેણે ગંગાને કહ્યું કે, "હું તારું ત્રણે લોકમાં વ્યાપેલું જળ પી જાઉં છું. હે ગંગે! તારા આ ગર્વનું ફળ તને સત્વર મળો."[૪૫-૪૬] ગંગાનું સમગ્ર જળ જહ્નુ પી ગયો એ જોઇને, મહાત્મા મહર્ષિઓએ પછી એ મહાભાગ્યશાલીને તેની પુત્રી જાહ્નવી ઠરાવી.[૪૭] (પછી) ગંગાએ શાપને લીધે જેને પોતાના અર્ધા દેહથી ઉત્પન્ન કરી હતી એવી, યુવનાશ્વની પુત્રી કાવેરીને જહ્નુ પરણ્યો.[૪૮] જહ્નુના પુત્રનું નામ પરાક્રમી અજક હતું. અજકના પુત્રનું નામ રાજા બલાકાશ્વ હતું.[૪૯]

બલાકાશ્વનો પુત્ર કુશિક મૃગયાશીલ હતો. કુશિક રાજા પહ્લવ નામના વનચરો સાથે ઉછર્યો હતો. એ સમર્થ રાજા કુશિકે, 'ઇન્દ્રના જેવો પુત્ર હું મેળવું' એવા સંકલ્પથી, તપ આદર્યું. (બીજો કોઈ મારા સમાન થઈ એવા) ત્રાસથી ઇન્દ્ર કુશિકની પાસે ગયો, અને તેના પુત્રરૂપે અવતર્યો.[૫૦-૫૧] ઇન્દ્ર પોતે કુશિકનો પુત્ર ગાધિ રાજા થયો. વિશ્વામિત્ર, વિશ્વરથ, વિશ્વકૃ અને વિશ્વજિત્ એ ગાધિના પુત્રો હતા; તેમ જ હે નૃપ! તેને સત્યવતી નામની એક પુત્રી હતી એ સત્યવતીને પેટે ઋચિક મુનીથી જમદગ્નિએ જન્મ લીધો.[૫૨-૫૩] વિશ્વામિત્રના પુત્રો દેવરાત આદિ ત્રણે લોકમાં પ્રખ્યાત હતા. તેમનાં નામ કહું છું તે તું સાંભળઃ-[૫૪] વિશ્વામિત્રે શાલાવતી નામની સ્ત્રીઓથી દેવશ્રવા, કતિ જેનાથી કાત્યાયન નામના વંશજો થયા છે તે, અને હિરણ્યાક્ષને ઉત્પન્ન કર્યા. હે રાજન્! તેને રેણુથી રેણુમાન, સાંકૃતિ, ગાલવ અને મુદ્ગલ થયા. મહાત્મા કુશિકના વંશજોનાં કુટુંબો પ્રસિદ્ધ છે.[૫૫-૫૬] હે રાજન્ પાણિન, બભ્રવ, ધ્યાનજપ્ય પાર્થિવ, દેવરાત, શાંકલાયન, સૌશ્રવ, લૌહિત્ય, યામદૂત કારીષિ, તથા સૈંધવાયન આદિ અન્ય નામોવાળા કુશિકના વંશજો કહેવાય છે.[૫૭-૫૮] આ સિવાય પ્રવરભેદથી અન્ય ઋષિઓનાં કુટુંબો સાથે કુશિકના અનેક વંશજોએ વિવાહસંબંધ બાંધ્યો હતો. હે મહારાજ જનમેજય! પૌરવ રાજા અને બ્રહ્મર્ષિ વસિષ્ઠના વંશજો સાથે કુશિકના વંશજોએ લગ્નસંબંધ બાંધ્યો હતો.[૫૯] આ વંશમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય કુટુંબોનો સંબંધ બંધાયાનું પ્રસિદ્ધ છે. વિશ્વામિત્રના પુત્રોમાં શુનઃશેપ સૌથી મોટો હતો.[૬૦] મુનિઓમાં શ્રેષ્ઠ ભાર્ગવ શુનઃશેપે કૌશિક સંજ્ઞા પ્રાપ્ત કરી (તે જ વિશ્વામિત્રનો પુત્ર દેવરાત થયો). વિશ્વામિત્રને દેવરાત આદિ અન્ય પુત્રો હતા.[૬૧] દૃષદ્વતીનો પુત્ર અષ્ટક પણ વિશ્વામિત્રથી જન્મ્યો. અષ્ટકનો પુત્ર લૌહિત્ય હતો. આ રીતે તને જહ્નુના વંશ સંબંધી વૃત્તાંત કહ્યો છે.[૬૨]

હે પુરુષશ્રેષ્ઠ જનમેજય! હવે તું અજમીઢને બીજી બીજી થયેલા વંશ સંબંધી વૃત્ત સાંભળ. અજમીઢે નીલિનીથી સુશાંતિ નામના પુત્રને ઉત્પન્ન કર્યો.[૬૩] સુશાંતિને પુરુજાતિ નામનો પુત્ર થયો, અને પુરુજાતિથી બાહ્યાશ્વ થયો. બાહ્યાશ્વને પાંચ પુત્રો થયા.[૬૪] મુદ્ગલ, સૃંજય, રાજા બૃહદિષુ, યવીનર, અને પરાક્રમી કૃમિલાશ્વ, એ તેમનાં નામ હતાં.[૬૫] એ પાંચે જણાઓ પોતાના દેશનું રક્ષણ કરવાને અલં (સમર્થ) હોવાથી, તેઓ પાંચાલને નામે પ્રસિદ્ધ થયા; અને એ પાંચેનો સમૃદ્ધિવાળો દેશ પાંચાલ કહેવાયો, એ તું જાણ.[૬૬] અમે સાંભળ્યું છે કે, તે પાંચે દેશના રક્ષણને માટે અલં (સમર્થ) હોવાથી જ તેઓ પાંચાલ કહેવાયા. મુદ્ગલને મૌદ્ગલ્ય નામનો વિશેષ સુમહાયશસ્વી પુત્ર થયો.[૬૭] એ સર્વે વંશજો મહાત્મા હતા, અને ક્ષાત્ર ધર્મને પાળનારા બ્રાહ્મણો હતા. કણ્વ અને મુદ્ગલના આ વંશજોએ અંગિરસના પક્ષનો આશ્રય લીધો.[૬૮]

મૌદ્ગલ્યનો જ્યેષ્ઠ પુત્ર ઇંદ્રસેન મહાયશસ્વી અને મહર્ષિ હતો. ઇંદ્રસેનથી વધ્ન્યશ્વ ઉત્પન્ન થયો.[૬૯] વધ્ન્યશ્વે મેનકાથી બે જોડિયાં બાળક રાજર્ષિ દિવોદાસ અને યશસ્વિની અહલ્યાને ઉત્પન્ન કર્યાં, એમ અમે સાંભળ્યું છે. અહલ્યાએ ગૌતમ ઋષિથી ઋષિઓમાં શ્રેષ્ઠ એવા શતાનંદને ઉત્પન્ન કર્યો. શતાનંદને ધનુર્વેદમાં પારંગત સત્યધૃતિ નામનો સુમહાયશસ્વી પુત્ર થયો. એક અપ્સરાને પોતાની સન્મુખ જોઈ, વિહ્વળ થયેલા સત્યધૃતિનું* વીર્ય સ્ખલિત થયું, અને તે શરના સમૂહમાં પડ્યું, તેમાંથી જોડિયાં બાળક ઉત્પન્ન થયાં. આજ સમયે શંતનુ રાજા મૃગયા માટે વનમાં જઈ ચઢ્યા. તેમણે આ જોડિયાં બાળક જોયાં, અને કૃપાથી તેમને ઉપાડી લીધાં. તેથી આમ રક્ષણ થયેલાં બાળકોનું નામ કૃપ અને ગૌતમી કૃપી પડ્યું. આ બધા વંશો શારદ્વત્ અર્થાત્ ગૌતમો કહેવાય છે.[૭૦-૭૪]

હે જનમેજય! હવે હું અહીંથી આગળ દિવોદાસની સંતતિ સંબંધી તને કહીશ. દિવોદાસનો પુત્ર રાજા મિત્રયુ બ્રહ્મર્ષિ હતો.[૭૫] મિત્રયુથી મૈત્રાયણ સોમ નામનો પુત્ર થયો, અને તે પછીના સોમના વંશજો લોકમાં મૈત્રેય કહેવાયા. ભૃગુકુળમાં જન્મેલા એ વંશજોએ ક્ષાત્રધર્મ અંગીકાર કર્યો.[૭૬] મહાત્મા સૃંજયને પંચજન નામનો પુત્ર હતો, અને પંચજનનો પુત્ર રાજા સોમદત્ત હતો.[૭૭] સોમદત્તનો દાયાદ પુત્ર મહાયશસ્વી સહદેવ હતો, અને સહદેવને રાજા સોમક નામનો પુત્ર થયો.[૭૮] સહદેવ જે અજમીઢ પણ કહેવાતો, તેણે પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો. તેમાં યજ્ઞના પશુના સ્થાને તેને સો પુત્રો થયા; તેમ છતાં પણ તેનો વંશ ક્ષય પામવાની અણિએ હતો, એવામાં તેને સોમક નામનો એક પુત્ર થયો હતો. સોમકથી જંતુ ઉત્પન્ન થયો, અને જંતુને સો પુત્રો હતા.[૭૯] એ સો પુત્રોમાં રાજા દ્રુપદનો પિતા સમર્થ પૃષત્ સર્વથી નાનો હતો. દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન હતો, અને ધૃષ્ટદ્યુમ્નથી ધૃષ્ટકેતુ નામનો પુત્ર ઉત્પન્ન થયો.[૮૦] હે જનમેજય! આ સર્વ મહાત્મા વંશજ અજમીઢો સોમક સંજ્ઞાથી લોકમાં ઓળખાતા હતા; કારણ કે મહાત્મા અજમીઢનું ઉપર જણાવ્યા પ્રમાણે સોમક પદ તેના પુત્રોને પ્રાપ્ત થયું હતું.[૮૧]

હે પૃથ્વીપતિ જનમેજય! પુત્રની વાંછનાવાળી, તમારા પૂર્વજોની માતુશ્રી ધૂમિની અજમીઢની પટ્ટરાણી અને ત્રીજી ભાર્યા હતી.[૮૨] પુત્રપ્રાપ્તિને માટે નિત્ય વ્રત આચરનારી દેવી ધૂમિનીએ દશ હજાર વર્ષ સૂધી પરમ દુશ્ચર તપ આદર્યું.[૮૩] વ્રત ધારણ કરીને તે નિત્ય વિધિ પ્રમાણે અગ્નિમાં આહુતિ આપતી, અને તે પછી જ નિત્ય પવિત્ર અન્નનું ભોજન પ્રમાણસર કરતી. વળી, હે જનમેજય! તે અગ્નિહોત્રને અર્થે પાથરેલા દર્ભાસન ઉપર જ રાત્રે સુતી. આ પ્રમાણે તેણે તપ આદર્યા પછી, અનુકૂલ સમયે રાજા અજમીઢે દેવી ધૂમિની સાથે સમાગમ કર્યો;[૮૪] અને એ રીતે ધૂમિનીને વિષે તેણે ધુમાડાના જેવા વર્ણવાળો, સુંદર રુક્ષ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. રુક્ષથી સંવરણ નામનો પુત્ર ઉત્પન્ન થયો, અને સંવરણથી કુરુ જન્મ્યો. કુરુએ બાપદાદાની પ્રયાગ પર્યંતની રાજ્યમર્યાદા વટાવીને કુરુક્ષેત્ર વસાવ્યું.[૮૫] તે પછી એ મહાભાગ્યશાળી કુરુ રાજાએ બહુ બહુ વર્ષ સૂધી તપ આચર્યું, ત્યારે તપને અંતે ઇંદ્ર તેને પ્રત્યક્ષ થયો, અને તેણે તેને વરદાન આપ્યું. એ વરદાનથી કુરુક્ષેત્ર નગરને કુરુએ પવિત્ર, રમણીય અને પુણ્યવાન્ જનોના નિવાસનું સ્થાન બનાવ્યું. કુરુ રાજાના વંશજો અતિશય મહાન્ હતા, અને તેનાં નામ ઉપરથી જ તમે બધા કૌરવો કહેવાયા.[૮૬-૮૭] કુરુ રાજાને ચાર પુત્રો હતા. સુધન્વા, સુધનુ, મહાબાહુ પરીક્ષિત, અને શત્રુઓને નામ માત્રથી થરકાવનારો પ્રવર, એ તેમનાં નામ હતાં.[૮૮]

સુધન્વાને બુદ્ધિમાન્ સુહોત્ર નામનો પુત્ર થયો. એ તેનો વારસ હતો. સુહોત્રનો પુત્ર ચ્યવન રાજા ધર્મ

* અમે એવી કથા છે કે, સત્યધૃતિ (દાદાનું નામ શરદ્વાન્ હતું તેથી તે પણ એ નામથી ઓળખાતો હતો) તપ આદરતો હતો તેમાં વિઘ્ન નાંખવાના હેતુથી નીલપદી નામની અપ્સરા તેની સન્મુખ ગઈ. સત્યધૃતિએ તેને જોઈ કે તેનામાં કામ જાગૃત થયો. પણ નીલપદી, તેના તપભંગનો હેતુ સિદ્ધ થયાથી તેના સમાગમ માટે ન થોભતાં ઝડપથી દૂર દોડી ગઈ, અને મહર્ષિ પણ તેની પાછળ પાછળ કામવાસનાથી દોડવા લાગ્યા. દોડતાં દોડતાં તેમનું વીર્ય સ્ખલિત થયું, અને તેમાંથી જોડિયાં બાળક ઉત્પન્ન થયાં.

અને અર્થશાસ્ત્રમાં પારંગત હતો.[૮૯] ચ્યવનથી કૃતયજ્ઞ થયો. આ કૃતયજ્ઞ રાજા ધર્મનો જાણકાર હતો. તેણે અનેક યજ્ઞો કરીને ઇન્દ્રના સમાન કીર્તિમાન્ અને વીર્યવાન્ ચેદિરાજ વસુ નામના પુત્રને ઉત્પન્ન કર્યો; આકાશમાં સંચરવાની શક્તિ વસુમાં હતી, તેથી તે વીર ઉપરિચર કહેવાતો. ચેદિ રાજા વસુએ ગિરિકાના ઉદરથી સાત બાળકોને જન્મ આપ્યો.[૯૦-૯૧] બૃહદ્રથના નામથી વિખ્યાત થયેલો મહારથી મગધ રાજા, પ્રત્યગ્રહ, લોકમાં મણિવાહનના નામથી પ્રસિદ્ધ કુશ, મારુત, માછલીના ઉદરથી ઉત્પન્ન થયેલો યદુ, અને સત્તમ, એ છ પુત્રો અને એક પુત્રી કાલી, એ સાત સંતાનો વસુનાં હતાં. આ પૈકી બૃહદ્રથનો પુત્ર કુશાગ્રના નામથી પ્રસિદ્ધ હતો.[૯૨-૯૩] કુશાગ્રના પુત્રનું નામ વૃષભ હતું. તે વિદ્વાન્ અને વીર્યવાન્ હતો.[૯૪] વૃષભને પુષ્પવાન્ નામના ધાર્મિક પુત્ર હતો. પુષ્પવાનનો પુત્ર રાજા સત્યહિત પરાક્રમી હતો.[૯૫] સત્યહિતથી ઊર્જ નામના ધર્માત્મા પુત્ર ઉત્પન્ન થયો. ઊર્જથી પરાક્રમી સંભવ નામના પુત્ર જન્મ્યો.[૯૬] સંભવ મૂળ બે નિરાળા અંડભાગમાં ઉત્પન્ન થયો હતો, અને જરા નામની રાક્ષસીએ એ બે અંડભાગને સાંધી તેને અસ્તિત્વમાં આણ્યો હતો. જરા રાક્ષસીએ તેને સાંધ્યો, માટે તે જરાસંધ કહેવાયો.[૯૭] આ જરાસંધ રાજા મહાબળવાન્ હતો. તે સર્વ ક્ષત્રિયોનો વિજેતા હતો. જરાસંધને પ્રતાપી સહદેવ નામના પુત્ર થયો.[૯૮] સહદેવનો પુત્ર શ્રીમાન્ ઉદાયુ વિશેષ યશસ્વી હતો. ઉદાયુએ શ્રુતધર્મા નામના પરમ ધાર્મિક પુત્રને ઉત્પન્ન કર્યો. આ સમર્થ રાજા શ્રુતધર્માએ મગધ દેશ વસાવ્યો.

કુરુના બીજા પુત્ર પરીક્ષિતને જનમેજય નામનો દાયાદ પુત્ર હતો. તે ધાર્મિક હતો.[૯૯-૧૦૦] જનમેજયને ત્રણ પુત્રો થયા; તે સર્વે મહારથી હતા. શ્રુતસેન, ઉગ્રસેન, અને ભીમસેન, એ તેમનાં નામ હતાં.[૧૦૧] એ સર્વે મહાભાગ્યશાળી રાજકુમારો બલસંપન્ન અને પરાક્રમી હતા. જનમેજયને (મણિમતિ નામની બીજી પત્નીથી) સુરથ અને મતિમાન્ નામના બીજા બે પુત્રો થયા.[૧૦૨] સુરથે પરાક્રમી વિદૂરથ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. મહારથી ઋક્ષ વિદૂરથનો પુત્ર હતો, અને તેનો વારસ હતો. આ જ નામનો બીજો ઋક્ષ રાજા તારા વંશમાં થઇ ગયો હતો, અને તે પહેલાંના જેવો જ કીર્તિવાળો હતો. હે રાજન્! તારા વંશમાં ઋક્ષ અને પરીક્ષિત નામના બબ્બે રાજા થઈ ગયા છે; તેમ ત્રણ ભીમસેનો અને બે જનમેજયો પણ થયા છે. બીજા ઋક્ષ રાજાને ભીમસેન નામનો પુત્ર હતો.[૧૦૩-૧૦૫] ભીમસેનનો પુત્ર પ્રતીપ હતો, અને પ્રતીપને શંતનુ, દેવાપિ અને બાહ્લિક નામના ત્રણ પુત્રો* હતા. એ ત્રણે મહારથી હતા.[૧૦૬]

હે રાજન્ જનમેજય! તેં આ શંતનુ રાજાના વંશમાં જન્મ લીધો છે. હે નરેશ્વર! બાહ્લિકનું રાજ્ય સાત પ્રકારની પ્રાપ્તિને† પૂર્ણ કરે એવું હતું.[૧૦૭] બાહ્લિકનો પુત્ર મહાયશસ્વી સોમદત્ત હતો; સોમદત્તે ભૂરિ, ભૂરિશ્રવા અને શાલ એ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૦૮] દેવાપિએ કેવળ મુનિપદ ધારણ કર્યું. તે દેવોનો ઉપાધ્યાય હતો. મહાત્મા ચ્યવને પોતાને તે અતિશય ઇષ્ટ (પ્રિય) હોવાથી તેને પોતાનો પુત્ર ગણ્યો.[૧૦૯]

હે રાજન્ જનમેજય! જેમના વંશમાં તું જન્મ્યો છું, એવા શંતનુ રાજાના વંશ સંબંધી હું હવે તને કહીશ. શંતનુ રાજા કૌરવ રાજાઓનો અગ્રણી હતો.[૧૧૦] આ સમર્થ રાજા શંતનુને ગંગાથી દેવવ્રત નામનો પુત્ર ઉત્પન્ન થયો. તે પાંડવોના પિતામહ ભીષ્મને નામે વિખ્યાત થયો.[૧૧૧] હે ભારત! શંતનુની બીજી પત્ની કાલી સત્યવતીએ વિચિત્રવીર્યને જન્મ આપ્યો. તે શંતનુનો વહાલો પુત્ર હતો. તે ધર્માત્મા અને પાપરહિત હતો.[૧૧૨] વિચિત્રવીર્યના ક્ષેત્રથી (બે વિધવા સ્ત્રીઓ અને એક રાખેલી દાસી) કૃષ્ણદ્વૈપાયન વ્યાસે ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદૂર એ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૧૩] ધૃતરાષ્ટ્રે રાણી ગાંધારીના ઉદરથી સો પુત્રો ઉત્પન્ન કર્યા. એ સર્વે પુત્રોમાં દુર્યોધન સૌથી મોટો હતો, અને તે જ રાજા થઈ બેઠો.[૧૧૪] પાંડુનો પુત્ર ધનંજય (અર્જુન) હતો. સુભદ્રાથી થયેલા અર્જુને અભિમન્યુને જન્મ આપ્યો. હે નરેશ્વર! અભિમન્યુનો પુત્ર રાજા પરીક્ષિત તારો પિતા થાય.[૧૧૫]‡

* મુંબઈની પ્રતિમાં શંતનુઃ દેવાપિઃબાહ્લિકશ્ચૈવ સોમદત્તોમહારથાઃ ॥ એમ ચાર પ્રતીપના પુત્રો ગણાવ્યા છે. પરંતુ મરાઠી, કાશીની અને બંગાલી પ્રતિમાં સોમદત્તો એ શબ્દને સ્થાને ત્રય એવ-ત્રણ જ-એવો પાઠ છે. અને પછીના શ્લોકામાં આવેલા વંશવર્ણનથી એ જણાય છે કે, પ્રતીપને ત્રણ જ પુત્રો હતા; તેથી આ પાઠ લીધો છે.

† એક મત પ્રમાણે પ્રાપ્ત કરવા યોગ્ય સાત વસ્તુઓ આ છેઃ-જ્ઞાન, ધર્મ, બલ, કામ, વિજ્ઞાન, ઉપાય, સંગ્રહ, અને શરીરભોગ; ત્યારે બીજા મત પ્રમાણે આ સાત મહારત્નો છેઃ-હાથી, ઘોડા, રથ, અસ્ત્રશસ્ત્રભંડાર, દિવ્ય પુષ્પવાળાં વૃક્ષો, ખડ્ગ આદિ શક્તિ અને મણિછત્ર આદિ ૧૪ વિમાનો.

‡ બ્રહ્માથી આરંભી જનમેજયની વંશાવલિ આ પ્રમાણે દોરી શકાયઃ-

બ્રહ્મા-દક્ષ પ્રજાપતિ-અદિતિ-સૂર્ય-મનુ-ઇલા-પુરૂરવા-આયુ-નહુષ-યયાતિ-પુરુ-જનમેજય-પ્રાચીન્વાન-સંયાતી-અહંયાતી-સાર્વભૌમ-જયત્સેન-આરાચીન-મહાભૌમ-અયુતયાજી-અક્રોધન-દેવાતિથિ-રિચ-ઋક્ષ-મતિનાર-તંસુ-દુષ્યંત-ભરત-ભરદ્વાજ-સુહોત્ર-હસ્તી-વિકુંચન-અજમીઢ-ઋક્ષ-સંવરણ-રાજા કુરુ-પરીક્ષિત-ભીમસેન-પ્રતિશ્રવા-પ્રતીપ-શંતનુ-વિચિત્રવીર્ય-પાંડુ-અર્જુન-અભિમન્યુ-પરીક્ષિત-જનમેજય.

હે રાજન્! જે પુરુવંશમાં તું જન્મ્યો છું, તેના સંબંધી આ સર્વ વિગત મેં તને કહી. હવે હું તને (યયાતિના અન્ય પુત્રો) તુર્વસુ, દ્રુહ્યુ, અનુ અને યદુના વંશ સંબંધી કહીશ.૧૧૬

તુર્વસુનો પુત્ર વહ્નિ હતો. વહ્નિથી ગોભાનુ જન્મ્યો, અને ગોભાનુને કોઇથી પણ જિતાય નહીં એવો ત્રૈસાનુ નામનો પુત્ર હતો.૧૧૭ ત્રૈસાનુને કરંધમ નામનો પુત્ર થયો, અને કરંધમથી મરુત નામનો પુત્ર ઉત્પન્ન થયો. મેં તને આજ નામવાળા અવિક્ષિતના પુત્ર મરુત સંબંધી કથન ઉપર કહેલું છે.૧૧૮ કરંધમનો પુત્ર રાજા મરુત સંતતિ વિનાનો હતો. તેથી તેણે પુષ્કળ દક્ષિણાઓ આપીને અનેક યજ્ઞો કર્યા, ત્યારે આ પૃથ્વીપતિને સંમતા નામની એક પુત્રી થઈ,૧૧૯ અને તેણે એ પુત્રીને દક્ષિણા પેટે મહાત્મા સંવર્તને સોંપી દીધી. સંવર્તે સંમતાને દુષ્યંતના પિતા સુઘોર સાથે પરણાવી, અને તેનાથી પુણ્યશાલી પૌરવ દુષ્યંત રાજા ઉત્પન્ન થયો.૧૨૦ ચાર પુત્રોએ તેમની વૃદ્ધાવસ્થા લઈ લેવાના સંબંધમાં ના પાડેલી હતી તેથી, હે નૃપોમાં શ્રેષ્ઠ રાજા જનમેજય! યયાતિએ તેમને નિર્વંશ થવાનો શાપ દીધો હતો. આ શાપથી તુવર્સુનો વંશ તો આવી રીતે નિર્વંશ થઈ પુરુના વંશ સાથે ભેળાઇ ગયો.૧૨૧ દુષ્યન્તના એક દીકરાનું નામ રાજા કુરુત્થામ હતું. કરુત્થામથી આક્રીડ જન્મ્યો. આક્રીડને પાંડ્ય, કેરલ, કોલ અને ચોલ નામના ચાર પુત્રો હતા. તેમના સમૃદ્ધ દેશોનાં નામ પાંડ્ય, કેરલ, કોલ અને ચોલ પડ્યાં.૧૨૨-૧૨૩

હે રાજન્! દ્રુહ્યુને બે પુત્રો હતા. બભ્રુ અને સેતુ તેમનાં નામ હતાં. સેતુનો પુત્ર અંગારસેતુ મરુતોનો પતિ કહેવાતો હતો.૧૨૪ મહા મુશ્કેલીથી યૌવનાશ્વ રાજાએ આ બળવાન્ રાજા અંગારસેતુને યુદ્ધભૂમિમાં મારી નાંખ્યો. તેની સાથે થયેલું યુદ્ધ ઘણું જ ભારે હતું, અને તે ચૌદ માસ પર્યંત ચાલ્યું હતું.૧૨૫ હે ભારત જનમેજય! અંગારસેતુને ગાંધાર નામનો પુત્ર હતો. તેના નામ ઉપરથી તેના મહાન્ દેશનું નામ ગાંધાર પડ્યું છે.૧૨૬ ગાંધાર દેશ ઉત્તમ તુરંગ અને વાજિ (ઘોડાની જાત) માટે સુવિખ્યાત છે.

અનુને ધર્મ નામનો પુત્ર થયો, અને ધર્મનો પુત્ર ધૃત હતો.૧૨૭ ધૃતથી દુદુહનો જન્મ થયો, અને દુદુહથી પ્રચેતસ્ ઉત્પન્ન થયો. પ્રચેતસને સુપ્રચેતસ્ નામનો પુત્ર હતો. મેં તને આ પ્રમાણે અનુના વંશ સંબંધી કહ્યું.૧૨૮

હે જનમેજય! હવે હું તને યયાતિના જ્યેષ્ઠ પુત્ર અને ઉત્તમ તેજવાળા યદુના વંશ સંબંધી વૃત્ત વિસ્તારપૂર્વક અને ક્રમપુરઃસર કહીશ, તે તું સાંભળ.૧૨૯

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे 'पुरुवंशानुकीर्तन' ए नामनो अध्याय ३२ मो संपूर्ण

---

## અધ્યાય ૩૩ મો

### હૈહયના વંશનું અને સહસ્રાર્જુનના પરાક્રમનું વર્ણન

वैशंपायन उवाच—

> बभूवुस्तु यदोः पुत्राः पंच देवसुतोपमाः ।
> सहस्रदः पयोदश्च क्रोष्टा नीलोंऽजिकस्तथा ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! યદુને દેવોના પુત્રો સમાન પાંચ પુત્ર થયા. સહસ્રદ, પયોદ, ક્રોષ્ટા, નીલ, અને અંજિક એ તેમનાં નામ હતાં.૧ સહસ્રદને ત્રણ પરમ ધાર્મિક પુત્રો થયા. હે રાજન્! હૈહય, હય અને વેણુહય એ તેમનાં નામ હતાં.૨ હૈહયના પુત્રનું નામ ધર્મનેત્ર હતું, એમ કહેવાય છે. ધર્મનેત્રને કાર્ત નામનો પુત્ર હતો; કાર્તથી સાહંજ થયો.૩ આ સાહંજ રાજાએ સાહંજની નામની નગરી વસાવી. સાહંજના પુત્રનું નામ રાજા મહિષ્માન્ હતું.૪ આ મહિષ્માન્ રાજાએ વસાવેલી નગરીનું નામ માહિષ્મતી પડ્યું. રાજા મહિષ્માનનો પુત્ર પ્રતાપી ભદ્રશ્રેણી હતો.૫ આજ વારાણસીના રાજા ભદ્રશ્રેણી સંબંધી વૃત્ત મેં તને પૂર્વે કહ્યું છે. ભદ્રશ્રેણીના પુત્રનું નામ દુર્દમ હતું.૬ દુર્દમના પુત્રનું નામ કનક હતું. તે બુદ્ધિમાન્ અને વીર્યવાન્ હતો. રાજા કનકને ચાર વિખ્યાત પુત્રો હતા.૭ કૃતવીર્ય, કૃતૌજસ્, કૃતવર્મા, અને કૃતાગ્નિ એ તેમનાં નામ હતાં. કૃતવીર્યને સહસ્રાર્જુન નામનો પુત્ર હતો.૮

હે રાજન્! આ સહસ્રાર્જુન પોતાના હજાર હાથના બળથી આ પૃથ્વીના સાતે દ્વીપોનો રાજા થયો. આમ સૂર્ય સમાન તેજસ્વી રાજા સહસ્રાર્જુને પૃથ્વીને જિતી એકચક્રવી કરી લીધી.૯ તેણે દશ હજાર વર્ષ લગી પરમ દુષ્કર તપ આદર્યું, અને અત્રિ ઋષિના પુત્ર ગુરુ દત્તાત્રયનું આરાધન કર્યું.૧૦ એટલે ગુરુ દત્તાત્રયે તેને અતુલ પ્રભાવવાળાં આ ચાર વરદાન આપ્યાંઃ–પહેલા મહાન્ વરદાનમાં તેણે પોતાને હજાર હાથ પ્રાપ્ત થવા માટે માગણી કરી.૧૧ પછી તેણે બીજું એ વરદાન માગ્યું કે, અધર્મને માર્ગે જતાં સત્પુરુષોથી મારો અટકાવ થાઓ. વળી તેણે ત્રીજું એ વરદાન મેળવ્યું કે, હું ઉગ્રતાથી સમગ્ર પૃથ્વીને જિતી શકું અને સ્વધર્માચરણથી મારી પ્રજાને પ્રસન્ન

રાખી શકું, એમ થાઓ.[૧૨] પછી તેણે ચોથું એ વરદાન માગ્યું કે, અનેક સંગ્રામોમાં જય મેળવ્યા પછી તથા હજારો શત્રુઓને હણ્યા પછી રણસંગ્રામમાં હું ઘૂમતો હોઉં, તે વેળા જ મારાથી જે અધિક પરાક્રમી હોય, તેને હાથે મારું મરણ થાવ.[૧૩]

હે ભારત! આમ યુદ્ધ સારુ તત્પર થયેલા સહસ્રાર્જુને યોગેશ્વરની પેઠે સંકલ્પ માત્રથી અને યોગબળથી હજાર હાથ પ્રાપ્ત કર્યા,[૧૪] અને હજાર હાથના બલથી તેણે અનેકાનેક ઉગ્ર યુદ્ધો આદર્યાં. યુદ્ધ કરી-કરીને તેણે સાત દ્વીપ, પત્તનો, સમુદ્રો અને નગરોવાળી સમગ્ર પૃથિવી જિતી લીધી.[૧૫] હે જનમેજય! અમે સાંભળ્યું છે કે, રાજા સહસ્રાર્જુને સાતે દ્વીપોમાં વિધિપુરઃસર સાતસો યજ્ઞો કર્યા હતા.[૧૬] એ મહા પરાક્રમી રાજાએ સર્વે યજ્ઞોમાં પુષ્કળ દક્ષિણા આપી હતી, તથા સર્વ યજ્ઞોના યજ્ઞસ્તંભો અને યજ્ઞવેદીઓ પણ સોનાની જ બનાવરાવી હતી.[૧૭] હે મહારાજ જનમેજય! દેવોએ પણ વિમાનમાં હાજર રહીને તેના સર્વે યજ્ઞને શોભા આપી હતી, તથા ગંધર્વો અને અપ્સરાઓએ પોતાની નિત્યની હાજરીથી એ સર્વ યજ્ઞોની શોભાને વિશેષ દીપાવી હતી.[૧૮] આવી અનુપમ શોભાવાળા તેના યજ્ઞો સંબંધી નારદે ગંધર્વોનાં પતિ વરીદાસના પુત્ર વિદ્વાન્ ઉપબર્હણ સમક્ષ ગાથા (સ્તુતિ પાઠો) ગાઈ હતી. તેના મહિમાના શ્રવણથી ઉપબર્હણ તો ચકિત જ થઈ ગયો હતો.[૧૯]

નારદે તેના યજ્ઞોની નીચે પ્રમાણે સ્તુતિ ગાઈ હતીઃ- ખરેખર યજ્ઞો, વિવિધ દાન, અને તપશ્ચરણ, તેમ જ અસંખ્ય પરાક્રમો અને વેદના જ્ઞાનમાં પણ કોઇ રાજાઓ કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુનની પદવી પ્રાપ્ત કરી શકવાના જ નથી.[૨૦] એ ખડ્ગધારી, ચર્મધારી, શરાશનયુક્ત, યોગી રાજાને રથમાં બેસી સાતે દ્વીપોમાં એક જ સમયે ફરી વળતો લોકોએ સારી રીતે જોયો છે.[૨૧] ધર્મ અને પ્રભાવ ઉભયથી રક્ષણ કરનારા મહારાજા સહસ્રાર્જુનની પ્રજાને કદી પણ દ્રવ્યનાશ, શોક કે વિભ્રમથી સંતાપ થયો જ નથી.[૨૨] સહસ્રાર્જુને પંચાશી હજાર વર્ષ સૂધી રાજ્ય કર્યું. તે સર્વે રત્નોનો ભોગવનાર, સમગ્ર સામ્રાજ્યનો અધિષ્ઠાતા અને સાર્વભૌમ રાજા હતો.[૨૩] તે પોતે જ યજ્ઞપાલક તેમ જ ક્ષેત્રનો પણ પાલક હતો. મેઘવૃષ્ટિથી તે ઇન્દ્ર સમાન અને યોગશક્તિથી અર્જુન સમાન હતો.[૨૪] ધનુષ્યની દોરી (પ્રત્યંચા) ખેંચવાથી કઠણ થયેલી ચામડીવાળા હજાર હાથથી, સહસ્રાર્જુન જાણે અસંખ્ય કિરણોથી પ્રકાશતો, બીજો શરદ્ ઋતુનો સૂર્ય હોય, તેમ વિરાજતો હતો.[૨૫]

મહાયશસ્વી કાર્તવીર્યે માહિષ્મતી નગરીને નિવાસને યોગ્ય કરવા સારુ કર્કોટક નાગના પુત્રોને જિત્યા, અને તે પુરીને વસાવી.[૨૬] કમલના જેવી આંખોવાળા એ રાજાએ વર્ષા ઋતુમાં સમુદ્રમાં સહજ ક્રીડા કરતાં કરતાં હાથના બળથી સમુદ્રના પણ ભિન્ન ભિન્ન પ્રવાહો કર્યા, અને તે સર્વેને વિપરીત દિશાએ વહેતા કર્યા.[૨૭] તે જ્યારે ફીણરૂપી પુષ્પોની કંઠમાલા ધારણ કરનારી નર્મદા નદીના જળમાં ક્રીડા કરતો હતો, તથા તેને ઉછાળી વ્યાકુળ કરતો હતો ત્યારે નર્મદા, અન્ય કોઇએ મારો ઉપભોગ કર્યો છે એમ મારા પતિ સમુદ્રને કદાચિત્ લાગશે એવી શંકા ધરતી-ધરતી, બીતી-બીતી અને ઉછાળા મારતી-મારતી તેની સમીપ જતી.[૨૮] હજાર હાથથી સહસ્રાઅર્જુન જ્યારે મહા સમુદ્રોને હલમલાવતો ત્યારે પાતાળમાં વસતા મોટા મોટા અસુરો પણ ભયથી સ્તબ્ધ અને ક્રિયારહિત થઈ જતા, અને ક્યાંય લપાઈ જતા.[૨૯] જાણે દેવો અને અસુરોએ સમુદ્રમંથન વેળા મંદાર પર્વતને મંથનદંડ કલ્પી તેને સમુદ્રમાં નાંખ્યાથી વિષમદશાએ પહોંચેલો બીજો ક્ષીર સાગર જ હોય નહીં, તેવી જ સમુદ્રની સ્થિતિ સહસ્રાર્જુને પોતાના હજાર હાથ ઘુમાવીને કરી મૂકી હતી. તે પોતાના હાથની થાપટોથી સમુદ્રમાં ઉછળતાં પર્વત જેવાં ઉંચાં મોજાંને ચીરી નાંખતો, મોટાં મત્સ્યો તથા જલચરોને દૂરનાં દૂર ફેંકી દેતો, પવનની પેઠે સમુદ્રના ફીણના પુંજોને હવામાં ઉરાડતો અને હજારો વમળો ઉત્પન્ન કરી સમુદ્રના વેગને દુઃસહ કરી નાંખતો. આ ભયંકર હજાર હાથવાળા નૃપશ્રેષ્ઠ સહસ્રાર્જુનને સમુદ્રમાં જોતાં વેંત જ મોટા મોટા સર્પો પણ જાણે અમૃત કાઢવા માટે બીજો મંદર પર્વત જ આવ્યો હોય નહીં, તેમ શંકાશીલ થઈ એકાએક પાણીમાં ચમકી ઉઠતા, અને તેની આગળ નમ્ર બની જઈ ફેણા નમાવી ચેષ્ટારહિત થઈ જતા. સાયંકાલે વાયુના વેગથી કંપી ઉઠતા કદલી વનના જેવી જ દશા સહસ્રાર્જુનના હાથની ઝપાટથી આ સર્પોની થતી.[૩૦-૩૩]

શક્તિ અને બળના ગર્વથી અંધ થયેલા લંકાના બળવાન્ રાજા રાવણને પાંચ જ બાણથી મોહ પમાડી, પૂરેપૂરો જિતી, ધનુષ્યની પણછોથી જ બાંધી બળાત્કારે માહિષ્મતી નગરીમાં સહસ્રાર્જુને આણ્યો હતો.[૩૪] પોતાના પુત્ર રાવણને સહસ્રાર્જુને બાંધ્યાની વાત સાંભળીને પુલસ્ત્ય પોતે જ સહસ્રાર્જુનને આવી મળ્યો, અને યાચના કરી રાવણ રાક્ષસને છોડાવ્યો.[૩૫] સહસ્રાર્જુન જ્યારે ધનુષ્યની પણછ ખેંચતો, ત્યારે તેનો સૂર યુગને અંતે તૂટી પડતી વિજળીથી થતા મેઘના કડાકાના જેવો નીકળતો. આવો પરાક્રમી સહસ્રાર્જુન હતો.[૩૬]

પરંતુ જેણે રણસંગ્રામમાં આ સહસ્રાર્જુન રાજાના હજાર હાથ હિમાલય પર્વત ઉપરના તાલવનની પેઠે કડક–કડક કાપી નાંખ્યા, એ ભૃગુકુલોત્પન્ન પરશુરામનું પરાક્રમ કેટલું બધું અદ્‌ભુત હશે.૩૭

એક સમયે ક્ષુધાતુર તથા તૃષિત ચિત્રભાનુ (અગ્નિ)એ સહસ્રાર્જુનની પાસે ભિક્ષા માગી, અને એ પરાક્રમી રાજાએ તેને ભિક્ષામાં સાતે દ્વીપો આપી દીધા.૩૮ એટલે એ સાતે દ્વીપોને બાળી નાંખવાની ઇચ્છાથી અગ્નિ (ચિત્રભાનુ) પ્રેરાયો અને તે દેશો, નગરો, પત્તનો, ગામડાં તથા ઝુંપડાં સર્વને હરેક રીતે બાળી નાંખવા મંડ્યો.૩૯ વળી અગ્નિએ મહાત્મા પુરુષશ્રેષ્ઠ કાર્તવીર્યના પ્રભાવથી પર્વતો અને વનોને પણ સળગાવી મૂકયાં.૪૦ પરંતુ જ્યારે તેણે વરુણના પુત્ર વસિષ્ઠના શૂન્ય અને રમ્ય આશ્રમને પણ વનની પેઠે પ્રજાળી નાંખ્યો, ત્યારે સહસ્રાર્જુન સાથે અગ્નિને પણ ભયભીત થવું પડ્યું.૪૧ પૂર્વે વરુણને જે ઉત્તમ તેજસ્વી વસિષ્ઠ નામનો પુત્ર પ્રાપ્ત થયો હતો, તે આપવ પ્રજાપતિના નામથી પણ વિખ્યાત છે.૪૨ પોતાનો આશ્રમ આમ બળી જવાથી સમર્થ આપવ ઋષિએ ક્રોધથી સહસ્રાર્જુનને આવો શાપ આપ્યો કે, "હે હૈહય! તેં જે કારણથી મારા આ વનને પણ તારી જ્વાળાથી પડતું ન મૂકયું અને દુષ્કર કર્મ કર્યું, તેથી બીજો કોઈ પરાક્રમી પુરુષ તારો વધ અવશ્ય કરશે. જમદગ્નિનો પ્રતાપી અને પરાક્રમી પરશુરામ નામનો પુત્ર તને હણશે.૪૩–૪૪ એ બળવાન્ તપસ્વી ભાર્ગવ બ્રાહ્મણ શીઘ્રતાથી તને રણમાં હરાવશે, અને તારા હજારો હાથ છેદીને તારો વધ કરશે."૪૫*

વૈશંપાયન કહે છેઃ–હે દુશ્મનને સંતાપનાર રાજા જનમેજય! જે નરેન્દ્રના પ્રતાપથી પોતાની પ્રજાના દ્રવ્યનો નાશ થતો ન હતો, અને, હે રાજન્! જે પોતાની પ્રજાનું ધર્મના પ્રભાવથી રક્ષણ કરતો હતો, એવા સહસ્રાર્જુનનું મરણ આપવ મુનિના શાપથી પરશુરામને હાથે થયું. હે કુરુવંશજ! તેણે પોતે જ એવું વરદાન સ્વમુખે ગુરુ દત્તાત્રેય પાસે પૂર્વે માગી લીધું હતું.૪૬–૪૭ એ મહાત્મા સહસ્રાર્જુનના સો પુત્રોમાંથી માત્ર પાંચ જ પુત્રો જીવતા રહ્યા. તે સર્વેએ અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી હતી. તેઓ બળવાન્, શૂરા, ધર્માત્મા અને યશસ્વી હતા.૪૮ શૂરસેન, શૂર, ધૃષ્ણોક્ત, કૃષ્ણ અને અવંતિનો મહાન્ રાજા જયધ્વજ એ તેમનાં નામ હતાં. જયધ્વજનો પુત્ર તાલજંઘ મહા બળવાન્ હતો.૪૯–૫૦ આ તાલજંઘને પણ સો પુત્રો હતા, અને તેઓ સઘળા તાલજંઘને નામે વિખ્યાત થયા. હે મહારાજ જનમેજય! મહાત્મા હૈહયોના કુળમાં ઉત્પન્ન થયેલા એ વંશજો વીતિહોત્ર, સુજાત, ભોજ, આવંતય, તૌંડિકેરા આદિ સંજ્ઞાથી વિખ્યાત થયા હતા. હે જનમેજય! તેનાં આ સર્વ કુળો તેમ જ તાલજંઘ, ભરત આદિ કુળના પુત્રોના વંશ સંબંધી વિગત બહુ વિસ્તારવાળી થવાથી તને કહેતો નથી. (આ પ્રમાણે યદુના પહેલા પુત્ર સહસ્રદના વંશનું વૃત્તાંત તને કહ્યું. હવે તેના બીજા પુત્ર પયોદની સંતતિ વિષે કહું છું.)૫૧–૫૨

હે રાજન્! યદુનો બીજો પુત્ર પયોદ વૃષ નામે ઓળખાતો હતો. વૃષ્ણિઓના વંશમાં એ મુખી હતો. તેના વંશજો પુણ્યકર્મી યાદવો હતા.૫૩ વૃષને મધુ નામનો પુત્ર હતો. મધુને સો પુત્ર હતા, તેમાંથી વૃષણે તેનો વંશ ચલાવ્યો.૫૪ વૃષણના વંશજો વૃષ્ણિઓને નામે ઓળખાતા. વળી વૃષણનો બાપ મધુ હતો, તેથી તેઓ માધવ પણ કહેવાતા. તેમ જ યદુ તેમનો પૂર્વજ હતો, તેથી તેઓ યાદવને નામે ઓળખાયા.૫૫ હે અનઘ જનમેજય! શૂર અને શૂરવીર શૂરસેનના વંશજોનો સમાવેશ હૈહયોમાં થાય છે, એમ પૂર્વે કહેલું છે. મહાત્મા શૂરસેનના દેશનું નામ શૂરસેન કહેવાય છે.૫૬†

જે મનુષ્ય આ સંસારમાં નિત્ય કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુનના વંશનું કીર્ત્તન કરશે, તેના વિત્તનો કદી પણ નાશ થશે નહિ, અને જે કંઈ ખોવાયું હશે તે પાછું જડશે.૫૭‡ હે વિશાંપતિ જનમેજય! મેં આ પ્રમાણે તને યયાતિ રાજાના, લોકમાં વીર પુરુષરૂપે પ્રસિદ્ધ થયેલા, જે પાંચ પુત્રોના વંશનું વર્ણન કહી સંભળાવ્યું, તે પાંચે વંશો આકાશાદિ પંચમહાભૂત પ્રમાણે સર્વ સ્થાવરજંગમ સૃષ્ટિના ટકાવનારા હતા.૫૮ ધર્મ અને અર્થશાસ્ત્રમાં પારંગત થયેલો રાજા, આ પાંચે વંશોની સૃષ્ટિ સંબંધી વૃત્ત સાંભળીને આત્મા સાથે અસ્તિત્વ પામેલાં (પંચજ્ઞાનેંદ્રિય, પંચ કર્મેન્દ્રિય, પંચતન્માત્રા અને પંચ મહાભૂત) પંચકોને વશ કરે છે, અને તેના બળે પોતે ઈશ્વરરૂપે થઈ જાય છે.૫૯ હે ભારત! એ પાંચ વંશોનું કીર્ત્તન સાંભળવાથી તથા તેને હૃદયમાં ધારણ કરવાથી મનુષ્ય આયુષ્ય, કીર્ત્તિ, પુત્રો, ઐશ્વર્ય અને ભૂમિની પ્રાપ્તિનાં આ સંસારમાં દુર્લભ એવાં પાંચ લૌકિક ઉત્તમ વરદાન પ્રાપ્ત કરે છે.૬૦

* હિંદી પ્રતિમાં આ અધ્યાય અહીં પૂરો થાય છે અને ચોત્રીશમો શરૂ થાય છે. બંગાળી, અને કાશીની પ્રતિમાં પણ એમ છે. પરંતુ [illegible] તથા મુંબઈની પ્રતિમાં એમ નથી.

† બંગાળી પ્રતિમાં તથા હિન્દી પ્રતિમાં આ શ્લોક નથી.

‡ આથી સહસ્રાર્જુનના કીર્તનનો આ શ્લોક લોકમાં પ્રસિદ્ધ છે, અને ગવાય છેઃ-

कार्तवीर्योऽर्जुनो नाम राजा बाहुसहस्रवान् ।
तस्य स्मरणमात्रेण गतं नष्टं च लभ्यते ॥

હે રાજેન્દ્ર જનમેજય! હવે તું યદુના વંશના અગ્રણી, પુણ્યકર્મી અને યજ્ઞોને કરનારા (ત્રીજા પુત્ર) ક્રોષ્ટુના ઉત્તમ પુરુષત્વવાળા વંશ સંબંધી વર્ણન સાંભળ.[૬૧] જેના વંશમાં વૃષ્ણિકુલને ટકાવનાર હરિ, વિષ્ણુ ભગવાન પોતે જ જન્મ્યા હતા એવા ક્રોષ્ટુના વંશ સંબંધી આ કીર્તન સાંભળવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે.[૬૨]

इतिश्री महाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'हैहय वंश अने सहस्रार्जुनना पराक्रमो संबंधी वर्णन' ए नामनो अध्याय ३३ मो संपूर्ण

## અધ્યાય ૩૪ મો

### ક્રોષ્ટુના (વૃષ્ણિ) વંશનું વર્ણન

वैशंपायन उवाच—

गांधारी चैव माद्री च क्रोष्टोर्भार्ये बभूवतुः ।
गांधारी जनयामास अनमित्रं महाबलम ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ હે જનમેજય! ક્રોષ્ટુને ગાંધારી અને માદ્રી એ બે પત્નીઓ હતી. તેમાં ગાંધારીએ અનમિત્ર નામના મહાબળવાન પુત્રને જન્મ આપ્યો;[૧] અને માદ્રીએ એક યુધાજિત તથા બીજો દેવમીઢુષ એ બે પુત્રો ઉત્પન્ન કર્યા. ક્રોષ્ટુના આ ત્રણ પુત્રોથી વૃષ્ણિકુળની વૃદ્ધિ કરનારો વંશ ત્રણ વિભાગમાં વહેંચાઈ ગયો.[૨] માદ્રીના પુત્ર યુધાજિતે વૃષ્ણિ અને અંધક એ નામના બે પુત્રોને જન્મ આપ્યો. વૃષ્ણિએ શ્વફલ્ક અને ચિત્રક એ બે પુત્રો ઉત્પન્ન કર્યા.[૩] હે મહારાજ! શ્વફલ્ક મહાત્મા હતો. તે જે કોઈ પ્રદેશમાં જતો, તે પ્રદેશમાં કોઈ પણ વ્યાધિનો ભય કદી રહેતો નહીં, તો પછી અનાવૃષ્ટિની તો વાત જ શી કરવી?[૪] હે ભરતશ્રેષ્ઠ! એક સમય વર્ષાદના અધિપતિ ઇન્દ્રે સમર્થ કાશીરાજના પ્રદેશમાં લાગલાગટ ત્રણ વર્ષ સૂધી લેશ માત્ર પણ વરસાદ વરસાવ્યો જ નહીં, ત્યારે તેણે પરમ પૂજ્ય શ્વફલ્કને પોતાના દેશમાં આવીને વસવાનું નિમંત્રણ કર્યું, અને શ્વફલ્કે ત્યાં નિવાસ કર્યો કે, તરત જ મેઘપતિ ઇન્દ્રે વરસાદ વરસાવ્યો.[૫-૬] આ ઉપકારના બદલામાં કાશીરાજાએ પોતાની ગાંદિની નામની પુત્રી શ્વફલ્કને પરણાવી. ગાંદિની નિત્યનિત્ય એકેક બ્રાહ્મણને એકેકી ગાય દાનમાં આપતી, તેથી જ તેનું ગાંદિની ( गाम=ગાય+दिन=આપનારી ) નામ પડયું.

એમ કહેવાય છે કે, ગાંદિની માતાના ઉદરમાં પુષ્કળ વર્ષો સૂધી ગર્ભાવસ્થામાં રહી અને તે અવતરતી જ ન હતી. આવી સ્થિતિ જોઇને તે ગર્ભમાં હતી ત્યારે જ તેના પિતાએ તેને કહ્યું કે, "હે બાલા! તું હવે શીઘ્રતાથી બહાર આવ, તારું કલ્યાણ થાઓ. તું શા કારણથી ગર્ભમાં જ વસી રહી છે? તે કહે."[૮-૯] એટલે તેણે ગર્ભમાંથી જ પોતાના પિતાને આવો ઉત્તર આપ્યો કે, "હે પિતા! જો મને પ્રતિદિન બ્રાહ્મણને દાનમાં આપવા સારુ એકેકી ગાય આપતા રહો, તો હું હમણાં જ અવતરું." એટલે તરત જ તેના પિતાએ તેને આશ્વાસન આપ્યું કે, ભલે હું તેમ કરીશ. તે જન્મ્યા પછી તેના પિતા તેની આ ઇચ્છા નિત્ય તૃપ્ત કરતો.[૧૦]

શ્વફલ્કે ગાંદિનીથી અક્રૂરને ઉત્પન્ન કર્યો. અક્રૂર દાનવીર, યજ્ઞકર્તા, ધીર, વેદશાસ્ત્રસંપન્ન, અતિથિપ્રિય અને પુષ્કળ દક્ષિણા આપનારો હતો.[૧૧] ઉપાસંગ, મદ્ગુ, મૃદ્દર, અરિમેજય, અવિક્ષિપ, ઉપેક્ષ, શત્રુઘ્ન, અરિમર્દન, ધર્મધૃક્, યતિધર્મા, ગૃધ્રમ, અન્ધાંતક, આવાહ (ઉદ્બાહુ) અને પ્રતિવાહ (અતિબાહુ) એ તેના સહોદર ભાઇઓ હતા. વળી તેને ઉત્તમ અંગવાળી સુંદરી નામની એક બેન પણ હતી.[૧૨-૧૩] હે કુરુનંદન જનમેજય! અક્રૂરે સુંદર અવયવોવાળી ઉગ્રસેનાથી દેવની સમાન પ્રતિભાવાળા પ્રસેન અને ઉપદેવ નામના બે પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૪]

પૃથુ, વિપૃથુ, અશ્વગ્રીવ, અશ્વબાહુ, સુપાર્શ્વક, ગવેષણ, અરિષ્ટનેમિ, અશ્વ, સુધર્મા, ધર્મભૃત, સુબાહુ, અને બહુબાહુ, એ ચિત્રકના પુત્રો હતા, અને શ્રવિષ્ઠા તથા શ્રવણા એ બે તેની પુત્રીઓ હતી.[૧૫-૧૬]

ક્રોષ્ટુના બીજા પુત્ર દેવમીઢુષે અશ્મકી નામની ભાર્યાથી શૂર(સૂર)ને ઉત્પન્ન કર્યો. શૂરે ભોજ્યા નામની પટ્ટરાણીથી પુરુષાર્થવાળા દશ પુત્રોને જન્મ આપ્યો.[૧૭] એ દશ પુત્રોમાં મહાબાહુ વસુદેવ (કૃષ્ણના પિતા) જ્યેષ્ઠ પુત્ર હતા. વસુદેવનું બીજું નામ આનકદુંદુભિ હતું. તેઓ અવતર્યા ત્યારે આકાશ(આનક)માં દેવોનાં દુંદુભિઓ આપોઆપ ગડગડ્યાં હતાં.[૧૮] તેમના જન્મસમયે આકાશમાં દુંદુભીનો ગડગડાટ અતિશય ભારે ગાજી રહ્યો હતો, તેમ જ શૂરના ભુવનમાં પણ પુષ્પની ભારે વૃષ્ટિ થઈ રહી હતી.[૧૯] આ પૃથ્વી ઉપર સમસ્ત મનુષ્યલોકમાં પણ રૂપમાં તેનો સમોવડીઓ કોઈ પણ પુરુષ ન હતો. પુરુષોમાં અગ્રણી એવા વસુદેવની કાન્તિ ચન્દ્રમાના જેવી જ હતી.[૨૦] વસુદેવના પછી શૂરે દેવભાગને જન્મ આપ્યો. તે પછી અનુક્રમે તેને દેવશ્રવા, અનાધૃષ્ટિ, કનવક, વત્સવાન્, અવગૃંજિભ, શ્યામ, શમીક અને ગંડુષ એમ નવ પુત્રો થયા. આ ઉપરાંત શૂરને પૃથુકીર્તિ, પૃથા, શ્રુતદેવા, શ્રુતશ્રવા, અને રાજાધિદેવી, એ નામની ઉત્તમ અંગવાળી

પાંચ પુત્રીઓ પણ હતી. હે જનમેજય! તેની એ પાંચે પુત્રીઓ વીરપુરુષોની માતાઓ હતી. હે કુરુનંદન! એ પાંચમાંથી રાજા કુન્તિભોજે પૃથાને પોતાની દત્તક પુત્રી તરીકે રાખી લેવાની ઇચ્છા દાખવી,[૨૧–૨૩] તેથી શૂરે પૃથાને વૃદ્ધ અને પૂજ્ય કુન્તિભોજને સોંપી દીધી. આ ઉપરથી પૃથા કુન્તિભોજની પુત્રી કુન્તિના નામથી લોકમાં વિખ્યાત થઈ.[૨૪] અંત્યે (કુંત્યે) શ્રુતદેવાથી જગૃહુ નામના પુત્રને જન્મ આપ્યો, અને ચેદિરાજા દમઘોષે શ્રુતશ્રવાથી મહાબળવાન્ શિશુપાલને ઉત્પન્ન કર્યો.[૨૫] આ શિશુપાલ પૂર્વ જન્મમાં હિરણ્યકશિપુ નામનો દૈત્યરાજા હતો.* વૃદ્ધશર્માએ પૃથુકીર્તિથી કરૂષોના અધિપતિ, મહાબળવાન અને પરાક્રમી દંતવક્ર નામના પુત્રને જન્મ આપ્યો. કુન્તિભોજે પોતાની કરી રાખેલી પુત્રી પૃથા(કુન્તિ)ને પાંડુ રાજા પરણ્યો.[૨૬–૨૭] ધર્મને જાણનારા રાજા પાંડુને કુન્તિથી† ધર્મરાજદ્વારા યુધિષ્ઠિર, વાયુદ્વારા ભીમસેન, ઇંદ્રદ્વારા ધનંજય (અર્જુન) એમ ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. તેમાં અર્જુન આ લોકમાં અપ્રતિમ મહારથી હતો, અને ઇન્દ્રના જેવો જ પરાક્રમી હતો.[૨૮]

વૃષ્ણિનંદન ક્રોષ્ટુના કનિષ્ઠ પુત્ર અનમિત્રથી શિનિ ઉત્પન્ન થયો.[૨૯] શિનિથી સત્યક જન્મ્યો અને સત્યકથી યુયુધાન અને સાત્યકિ એ બે પુત્રો ઉત્પન્ન થયા. યુયુધાનને અસંગ નામનો પુત્ર હતો, અને અસંગના પુત્રનું નામ ભૂમિ હતું.[૩૦] ભૂમિને યુગંધર નામનો પુત્ર હતો. આ યુગંધર પછી ક્રોષ્ટુના વંશનો અંત આવ્યો છે.

હે જનમેજય! (વસુદેવના પિતા શૂરના પુત્ર) દેવભાગને મહાભાગ્યશાળી ઉદ્ધવ નામનો પુત્ર થયો. તે (આ સુપ્રસિદ્ધ, ભગવદ્ભક્ત ઉદ્ધવ) પંડિતોમાં ઉત્તમ ગણાતો, અને દેવોની સમાન તેની કીર્તિ તેજસ્વી હતી.[૩૧] (શૂરના બીજા પુત્ર) અનાવૃષ્ટિએ અશ્મકીથી યશસ્વી નિવૃત્તશત્રુ(જેનાથી શત્રુ નાશી જાય તેને) ઉત્પન્ન કર્યો, અને (શૂરના ત્રીજા પુત્ર) દેવશ્રવાને શત્રુઘ્ન નામનો પુત્ર હતો.[૩૨] હે મહારાજ! (દેવશ્રવાએ પોતાના પુત્ર શત્રુઘ્નને બાળપણમાં કોઈ કારણે અરણ્યમાં જ ત્યજી દીધો હતો તેથી) શત્રુઘ્નને નિષાદ નામના ભીલોએ પાળીપોષીને મોટો કર્યો હતો. આ કારણે તે નિષાદિ કહેવાયો, અને તેનું નામ એકલવ્ય પડ્યું.[૩૩] (શૂરનો ચોથો પુત્ર) વત્સવાન્ અપુત્ર હતો, તેથી શૂરના પ્રતાપી પુત્ર વસુદેવે પોતાનો કૌશિક નામનો પરાક્રમી ઔરસ પુત્ર તેને સોંપી દીધો.[૩૪] (શૂરનો પાંચમો પુત્ર) ગંડૂષ પણ અપુત્રવાન્ હતો, તેથી વિશ્વક્સેને (શ્રીકૃષ્ણે) તેને પોતાના ચારુદેષ્ણ, સુચારુ, પંચાલ અને કૃતલક્ષણ એ ચાર પુત્રો સોંપી દીધા.[૩૫] આ ચાર પૈકી પરાક્રમી ચારુદેષ્ણ રણસંગ્રામમાંથી કદી પણ યુદ્ધ કર્યા વિના પાછો ફરે એવો ન હતો. હે પુરુષશ્રેષ્ઠ જનમેજય! એ મહાબાહુ ચારુદેષ્ણ રાણી રુક્મિણીનો કનિષ્ઠ પુત્ર હતો.[૩૬] "ચારુદેષ્ણથી હણાયલાં પ્રાણીઓનાં મિષ્ટ માંસનું અમે ભક્ષણ કરીશું," એવી આશામાં ને આશામાં હજારો માંસાહારી કાગડાઓ તેની પુંઠેપુંઠે ફર્યા જ કરતાં.[૩૭] (શૂરના છઠ્ઠા પુત્ર) કનવકને તન્દ્રિજ અને તન્દ્રિપાલ એ નામના બે પુત્રો હતા. (શૂરના સાતમા પુત્ર) અવગૂંજિમને વીર અને અશ્વહનુ (ઘોડાના જેવા હોઠવાળો) નામના બે વીર પુત્રો હતા.[૩૮] (શૂરનો આઠમો પુત્ર) શ્યામ અપુત્રવાન્ હતો, તેથી તેણે પોતાના નાના ભાઈ (શૂરના નવમા પુત્ર) શમીકને જ પોતાનો પુત્ર કરી લીધો. તેને એક જ પ્રાંત રાજ્યપ્રદેશ તરીકે મળ્યો હતો, એટલે તે ભોજ રાજાની સંજ્ઞાથી ઓળખાતો. આથી શમીક પોતાની જાતને નિંદાપાત્ર માનવા લાગ્યો. આ નિંદા ટાળવા તેણે સર્વ રાજાઓને પોતાની આજ્ઞામાં લાવવા રાજસૂય યજ્ઞ કર્યો અને સમ્રાટ્પદ મેળવ્યું.[૩૯] અજાતશત્રુ(યુધિષ્ઠિર)ની સહાયતાથી તેણે સર્વ શત્રુઓને હરાવી, આ દિગ્વિજય કીધો હતો.

હવે હે જનમેજય! હું વસુદેવના પરાક્રમી પુત્રો સંબંધી વિગત તને કહીશ, તે તું સાંભળ.[૪૦] હે રાજન્! વૃષ્ણિના ત્રણ શાખામાં વહેંચાયલા આ મહા ઓજસ્વી વંશની અનેકસંખ્ય શાખાઓ થયેલી છે. આવા વિપુલ વંશનું કીર્તન હૃદયમાં ધરવાથી મનુષ્ય આ સંસારમાં અનર્થનો ભાગી થતો નથી.[૪૧]

इति श्रीमहाभारतमां खिलर्हारवंशमां हरिवंश पर्वनो 'क्रोष्टुना वृष्णि वंशनुं कीर्तन' ए नामनो अध्याय ३४ मो समाप्त

## અધ્યાય ૩૫ મો.

## વસુદેવના વંશનું વર્ણન અને કાલયવનનો ત્રાસ

वैशंपायन उवाच—

या पत्न्यो वसुदेवस्य चतुर्दश वरांगनाः ।
पौरवी रोहिणी नाम इंदिरा च तथा वरा ॥ १ ॥

* મૂળ તો તે વિષ્ણુનો વિજય નામનો દ્વારપાલ હતો. સનકાદિક મુનિ એક સમયે વિષ્ણુને મળવા આવ્યા, તે વેળા તેમને અંતઃપુરમાં જતા અટકાવ્યા. એટલે મુનિએ તેને 'પૃથ્વી ઉપર પડ' એવો શાપ આપ્યો. પછી મુનિએ, ત્રણ અવતાર વિષ્ણુના દ્વેષીરૂપે લીધા, પછી વિષ્ણુના જ હાથે મર્યું પામતાં સ્વર્ગમાં તું પાછો આવીશ એવો અનુગ્રહ કર્યો હતો. પહેલા અવતારમાં તે હિરણ્યકશિપુ, બીજામાં રાવણ, અને ત્રીજામાં શિશુપાલ હતો. જુઓ ભાગવત, ૩ જો સ્કંધ, અધ્યાય ૧૬ મો.

† સ્ત્રીસંગ કરીશ તો તરત જ તારું મૃત્યુ થશે, એવો પાંડુ રાજાને શાપ હોવાથી, તેની જ આજ્ઞાથી મંત્રદેવતાદ્વારા કુન્તિએ આ સંતતિ ઉત્પન્ન કરી હતી.

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! વસુદેવને ઉત્તમ અંગવાળી ચૌદ પત્નીઓ હતી. તેમનાં ક્રમવાર નામ સાંભળ. વસુદેવની પહેલી પત્ની રોહિણી હતી. તે પુરુ વંશમાં જન્મી હતી.તેમની બીજી પત્ની ઇંદિરા (મદિરા), ત્રીજી વૈશાખી, ચોથી ભદ્રા, પાંચમી સુનામ્રી, છઠ્ઠી સહદેવા, સાતમી શાંતિદેવા, આઠમી શ્રીદેવા, નવમી દેવરક્ષિતા, દશમી વૃકદેવી અને અગીઆરમી ઉપદેવી હતી; બારમી દેવકી હતી. પોતાની બહેનોમાં દેવકી સાતમી હતી; તેરમી સુતનુ અને ચૌદમી વડવા હતી. વસુદેવની આ પત્નીઓમાં સુતનુ અને વડવા તેની ભોગપત્નીઓ* હતી.[૧-૩]

વસુદેવની પત્ની રોહિણી પુરુ વંશમાં જન્મી હતી, અને બાલ્હિક રાજાની પુત્રી હતી. હે મહારાજ! રોહિણી આનકદુંદુભિ (વસુદેવ)ની જ્યેષ્ઠ અને અતિપ્રિય પત્ની હતી.[૪] રોહિણીએ વસુદેવથી દશ સંતાન ઉત્પન્ન કર્યાં તેમાં રામ (બલરામ) જ્યેષ્ઠ હતા. તેને સારણ, શઠ, દુર્દમ, દમન, શ્વભ્ર, પિંડારક, ઉશીનર, એ નામના બીજા આઠ પુત્રો હતા. વળી તેને ચિત્રા નામની એક પુત્રી પણ હતી. (પ્રથમ ચિત્રા નામની અપ્સરા તેની પુત્રીરૂપે અવતરી હતી. પરંતુ મુનિના શાપથી તે જન્મતાં વેંત જ મરણ પામી. આથી 'યાદવોમાં અવતરેલા ભગવાનની લીલા જોવાને પણ હું ભાગ્યશાળી થઈ નહીં,' એ વિચારથી તેને પોતાની જાત ઉપર ધિક્કાર છૂટયો. એટલે આ વાસનાથી, હે કુરુનંદન! ચિત્રા નામની અપ્સરાએ બીજી વાર રોહિણીને પેટે જન્મ લીધો). ચિત્રા સુભદ્રાના નામથી વિખ્યાત થઈ. આ રીતે રોહિણીનાં દશ સંતાન હતાં.[૫-૬] હે જનમેજય! વસુદેવે દેવકીથી મહાયશસ્વી શૌરિ(શ્રી કૃષ્ણ)ને જન્મ આપ્યો. બલરામને રેવતીથી નિશઠ નામનો પુત્ર થયો, અને તેને તે ઘણો વહાલો હતો.[૭] પૃથાના પુત્ર અર્જુને સુભદ્રાથી રથી અભિમન્યુને ઉત્પન્ન કર્યો. અક્રૂરથી કાશિરાજાની કન્યાને વિષે સત્યકેતુએ જન્મ લીધો.[૮]

હે રાજન્! વસુદેવની સાત† મહાભાગ્યશાળી સ્ત્રીઓથી જે શૂરવીર પુત્રો ઉત્પન્ન થયા, તેમનાં નામ સાંભળ.[૯] શાન્તિદેવાને ભોજ અને વિજય નામના બે પુત્રો થયા. સુદેવાથી વૃકદેવ અને ગદ નામના બે પુત્રો ઉત્પન્ન થયા.[૧૦] દેવરક્ષિતાને ઉપાસંગ નામનો ઉત્તમ પુત્ર પ્રાપ્ત થયો; અને વિગર્ત રાજાની પુત્રી વૃકદેવીએ મહાત્મા અગાવહને જન્મ આપ્યો.‡

વસુદેવના સસરા ત્રિગર્ત રાજાનો પુરોહિત શૈશિરાયણ (ગાર્ગ્ય) હતો. આ ગાર્ગ્ય મુનિ પુરુષ છે કે નપુંસક છે, એની ખાત્રી કરવા, તેનું પુરુષત્વ પારખી જોવાની જિજ્ઞાસાથી (યાદવ પક્ષના પુરોહિત શાલે) તેની પરીક્ષા કરી. તેણે ગાર્ગ્યની ઇન્દ્રિયને સ્પર્શ કર્યો, પરંતુ તે ઊર્ધ્વરેતા હોવાથી તેની ઇન્દ્રિય ઉત્થાન પામી નહીં, તેમ વીર્ય પણ સ્ખલિત થયું જ નહીં.[૧૧-૧૨] (એટલે શાલે ગાર્ગ્યને તું ષંઢ વા નપુંસક છે, એમ કહી બહુ ઉડાવ્યો; અને યાદવો પણ તેની ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યા.)§ આથી નપુંસકપણાનો મિથ્યા આરોપ પોતાને શિરે મૂકાયાથી ગાર્ગ્ય અત્યંત ક્રોધથી ઉશ્કેરાયો, અને લોઢાના જેવો જ કાળો ઠણક બની ગયો. તેનો આ ક્રોધ એટલો તો ઉદ્દંડ હતો કે, તે ઠેઠ બાર વર્ષની અવધિએ શાંત પડ્યો.[૧૩] (પછી તેણે નપુંસકપણાનો પોતાને શિરે આવેલો આરોપ ટાળવા, તેમ જ પોતાને હસનારા યાદવોની પણ ખબર લેવા અને પુરુષત્વ સિદ્ધ કરવા) ગાર્ગ્યે ગોવાળની એક કન્યા મેળવી. ગોપાલી નામની અપ્સરાએ જ આ ગોવાળ કન્યાનું રૂપ ધારણ કર્યું હતું. ગાર્ગ્યે તેની સાથે સમર્થ રીતે સમાગમ કર્યો.[૧૪] ગાર્ગ્યનું વીર્ય પણ કાંઈ જેવું તેવું ન હતું. તે અમોઘ તેમ જ અસહ્ય હતું. તેથી ગોપાલીએ ગાર્ગ્યના, અતિકષ્ટે ધારી શકાય એવા, તેમ જ ગર્ભસ્થાનથી ચળે નહીં એવા ગર્ભને ધારણ કર્યો. આમ ત્રિશૂલધારી શંકરની આરાધનાના બળે માનવ પત્નીથી ગાર્ગ્યે એક પુત્ર ઉત્પન્ન કર્યો.[૧૫]‖ એ જ મહાબળવાન્ રાજા કાલયવન હતો.

જેમની નાભિ ઉપરના શરીરનો અડધો ભાગ બળદના જેવો હતો, એવા ઘોડાઓ આ કાલયવનના રથને રણસંગ્રામમાં લઈ જતા.[૧૬] (ઉર્વશીએ જેમ

---

* ભોગ ભોગવનારી પરિચારિકાઓ, નહિ કે કેવળ સેવા ઉઠાવનારી દાસીઓ.

† ત્રિગર્ત રાજા તે દેવક કે જેમની સાત પુત્રીઓ, વસુદેવ પરણ્યા હતા. સહદેવાથી દેવકી પર્યંત તેમની નામગણના ઉપર આપેલી છે.

‡ શ્લોક ૯ મામાં વસુદેવની સાત પત્નીઓની સંતતિ વિષે કહેવાનો ઉલ્લેખ કરેલો હોવા છતાં માત્ર ચાર જ પત્નીની સંતતિ વિષે અહીં સુધી કહીને આ બાબત અધવચથી તદ્દન પડતી મૂકાઈ છે, અને એકદમ કાલયવનની ઉત્પત્તિ તથા તેના ત્રાસનો પ્રસંગ ઉપાડ્યો છે, એ નવાઈ જેવું જણાય છે.

§ ૧૧-૧૨-૧૩ આ ત્રણ શ્લોકનો યથાર્થ અન્વય થતો નથી; કારણ કેટલોક ભાવાર્થ, અધ્યાહાર રાખેલો જણાય છે. આથી વિષ્ણુપુરાણમાં વર્ણવેલા આ પ્રસંગને આધારે અધ્યાહૃત ભાવાર્થની પૂર્તિ સાથે ઉપર ભાષાંતર કરેલું છે.

‖ આ સંબંધી પુરાણોમાં એવી એક વૈષ્ણવી આખ્યાયિકા છે કે, યાદવોની હાંસીથી ચીઢાયલા ગાર્ગ્યે યાદવોના રાજ્યને ભયંકર થઈ પડે એવો પુત્ર પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મહાદેવની આરાધના કરી, અને એ તપ નિમિત્તે તે લોઢાનું ચૂર્ણ માત્ર ખાતો હતો. આવા બાર વર્ષના તપથી પ્રસન્ન થઈ શિવે તેને ઇષ્ટ વરદાન આપ્યું. પછી એક અપુત્ર યવન રાજાએ પોતાની પત્ની સાથે નિયોગ કરવાની વિનંતિ ગાર્ગ્યને કરી. આ સમાગમથી તેને લોઢાના જેવો કાળો ઠણક પુત્ર થયો અને તે કાલયવન કહેવાયો.

શકુંતલાનો ત્યાગ કર્યો હતો, તેમ ગોપાલીએ પણ કાલયવનનો બાલ્યાવસ્થામાં જ ત્યાગ કીધેલો હોવાથી) એક અપુત્ર યવન રાજાના અંતઃપુરમાં એ બાળક ઉછર્યો અને મોટો થયો હતો. હે મહારાજ જનમેજય! એ જ બાલક કાલયવન થયો.[૧૭] યુદ્ધ કરવાની ઇચ્છાવાળો આ રાજા કાલયવન, 'મારે કોની સાથે લઢવું' એવો પ્રશ્ન ઉત્તમ બ્રાહ્મણોને વારંવાર પૂછતો હતો; તેથી એક સમયે સમર્થ નારદ મુનિએ તેને વૃષ્ણિ અને અંધક કુલના યાદવો સાથે લઢવાનું કહ્યું.[૧૮] નારદના આવા વચનથી પ્રેરાઈ, અક્ષૌહિણી સેના લઈ, કાલયવન મથુરા નગરીની સમીપ ગયો, અને યાદવોને રીતસર યુદ્ધનું કહેણ પાઠવવા તેણે વૃષ્ણિ તથા અંધકની આ રાજ્યધાનીમાં પોતાનો દૂત મોકલ્યો.[૧૯] વૃષ્ણિ અને અંધક કુલના વંશજો દૂતના મુખથી યુદ્ધની વાત સાંભળીને કાલયવનના ભયથી શું કરવું, તેનો વિચાર કરવાને ભેગા મળ્યા, અને સભા ભરી મહા બુદ્ધિમાન્ કૃષ્ણને પ્રમુખ કરી, અન્યોન્યની સલાહ લીધી.[૨૦] પછી કાલયવન સાથે લઢવું નહીં, એવો નિશ્ચય કરી સર્વે યાદવોએ મહાદેવની પૂજા કરી, અને રમ્ય મથુરા નગરી છોડી ચાલ્યા. આમ કુશસ્થલી દ્વારાવતીમાં વસવાની ઇચ્છાથી તેઓ સર્વ મથુરાથી પલાયન કરી ગયા.[૨૧]

હે જનમેજય! જે મનુષ્ય પવિત્ર થઈ, ઇન્દ્રિયોનો સંયમ કરી, શુભ પર્વના દિવસોએ શ્રીકૃષ્ણના જન્મ સંબંધી આ વૃત્તાંત સાંભળશે, તે વિદ્વાન, ઋણરહિત અને સુખી થશે.[૨૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'वसुदेवना वंशनुं वर्णन अने काल्यवननो त्रास' ए नामनो अध्याय ३५ मो समाप्त

## અધ્યાય ૩૬ મો

### ક્રોષ્ટુના વંશજ જ્યામઘના વંશનું વર્ણન

वैशंपायन उवाच—

क्रोष्टोरेवाभवत्पुत्रो वृजिनीवान्महायशाः ।
वृजिनीवत्सुतश्चापि स्वाहिः स्वाहाकृतांवरः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! ક્રોષ્ટુનો પુત્ર મહાયશસ્વી વૃજિનીવાન્ હતો. વૃજિનીવાનનો પુત્ર સ્વાહિ સ્વાહાકારપૂર્વક યજ્ઞયાગ કરનારાઓમાં ઉત્તમ હતો.[૧] સ્વાહીને ઉષદ્ગુ નામનો પુત્ર હતો. તે વક્તાઓમાં ઉત્તમ હતો. રાજા સ્વાહીએ ઉત્તમ પુત્ર પ્રાપ્ત કરવાની ઇચ્છાથી વિવિધ પ્રકારની પુષ્કળ દક્ષિણાવાળા મોટા મોટા યજ્ઞો કર્યાં. આવાં યજ્ઞકર્મોના પ્રતાપથી તેને ચિત્રરથ નામનો પુત્ર થયો.[૨-૩] ચિત્રરથનો પુત્ર શશબિંદુ પરાક્રમી, યજ્ઞકર્તા, ઉદાર દાતા અને રાજર્ષિઓને યોગ્ય ઉત્તમ વ્રત આચરનારો હતો.[૪] શશબિન્દુને વિપુલ યશવાળો પૃથુશ્રવા નામનો પુત્ર હતો. પુરાણના જાણકારો પાર્થશ્રવસનું* અન્ય નામ અંતર કહે છે.[૫] અંતરનો પુત્ર સુયજ્ઞ હતો. સુયજ્ઞને ઉશત નામનો પુત્ર હતો, અને તે નામ પ્રમાણે જ ગુણ ધરાવતો હતો. યજ્ઞને સ્વધર્મ ગણીને, અખિલ સમય યજ્ઞો કરવાની કામનાવાળાઓમાં તે શ્રેષ્ઠ હતો.[૬] ઉશતને શિનેયુ નામનો પુત્ર થયો. તે શત્રુઓને સખ્ત સંતાપનારો હતો. હે નૃપ! શિનેયુનો પુત્ર મરુત્ત હતો અને તે રાજર્ષિ થયો.[૭] મરુત્તના જ્યેષ્ઠ પુત્રનું નામ કંબલબર્હિષ હતું. મરુત્તે, ઘણા સમય સુધી પુત્રપ્રાપ્તિ ન થતાં, રાગે ભરાઈને, ધર્મનું ફળ મુખ્યત્વે મરણ પછી મળતું હોવા છતાં તેનું અંશ માત્ર ફળ પણ જીવતાં મેળવવાના લોભે પુષ્કળ ધર્માચરણનું સેવન આદર્યું અને તેના બળથી તેને કંબલબર્હિષ નામનો પુત્ર થયો.[૮] કંબલબર્હિષને પણ પુત્રપ્રાપ્તિની તીવ્ર ઇચ્છા હતી. તેને શતપ્રસૂતિ નામનો પુત્ર થયો. આ શતપ્રસૂતિએ રુક્મકવચ નામના પુત્રને ઉત્પન્ન કર્યો.[૯] રુક્મકવચે તીક્ષ્ણ બાણોથી ધનુષ્ય અને કવચ ધારણ કરનારા અનેક યોદ્ધાઓને રણસંગ્રામમાં હણ્યા, અને એ રીતે તેણે ઉત્તમ સમૃદ્ધિ અને યશ પ્રાપ્ત કર્યાં.[૧૦] રુક્મકવચથી શત્રુઓના વીરપુરુષોને પણ હણે એવો પરાજિત નામનો રાજા ઉત્પન્ન થયો. આ પરાજિતે મહાવીર્યશાળી પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૧] રુક્મેષુ, પૃથુરુક્મ, જ્યામઘ, પાલિત અને હરિ એ તેમનાં નામ હતાં. આ પાંચ પુત્રો પૈકી બે પુત્રો પાલિત અને હરિને પરાજિત રાજાએ વિદેહ દેશનું રક્ષણ કરવાને ત્યાંના રાજાને સોંપી દીધા.[૧૨] પૃથુરુક્મના આશ્રયથી રુક્મેષુ રાજા થયો, અને તે બન્નેએ મળી બાકીના જ્યામઘને દેશવટે કાઢયો. એટલે જ્યામઘ તો શાંતિ ધારણ કરી આશ્રમવાસી થયો.

પરંતુ વૃદ્ધાવસ્થાથી શાંત થયેલા પણ ખોયલું રાજ્ય પાછું મેળવવાના લોભથી અશાંત બનેલા જ્યામઘને સ્વકર્તવ્ય આદરવા બ્રાહ્મણોએ અતિશય ઉશ્કેર્યો; એટલે ધ્વજા સાથે તે રથે ચઢયો અને (પિતાના રાજ્યપ્રદેશથી) અન્ય દેશ જિતી લીધો.[૧૩-૧૪] અને તેણે એકલાએ જ નર્મદા નદીના કીનારા ઉપર આવેલી મૃત્તિકાવતી નગરી અને ઋક્ષવાન પર્વત જિત્યાં અને આ પ્રદેશમાં શુક્તિમતી

* છાપેલી પ્રતિઓમાં पार्थश्रवसमुत्तरं-ઉત્તરપાર્થશ્રવસ્-કહે છે, એ પાઠ છે. પરંતુ કાશીની પ્રતિમાં पार्थश्रवसमन्तरम् પાર્થશ્રવસને અન્ય અંતર નામ આપે છે. પછીનો ક્રમ જોતાં આ પાઠ યોગ્ય લાગે છે.

નામની એક નગરી વસાવી.[૧૫] જ્યામઘને શૈબ્યા નામની પત્ની હતી. તે અત્યંત પતિનિષ્ઠ સતી હોવા સાથે જાજરમાન હતી. (એટલે જ્યામઘ તેને નાખુશ કરતાં થરકતો હતો. આથી) જ્યામઘે પોતે, અપુત્ર હતો છતાં, બીજી પત્ની કરી જ ન હતી.[૧૬] આવી સ્થિતિમાં એક સમયે યુદ્ધમાં વિજય મળવા સાથે રણસંગ્રામમાંથી તેને એક કન્યા પ્રાપ્ત થઈ. આ કન્યાને તેણે પોતાને ઘેર આણી તો ખરી, પણ પત્ની તરીકે બીજી સ્ત્રીને શૈબ્યા રાણી જીરવવા નહીં દે, એવા ભયથી થરકીને નરપતિ જ્યામઘે,'આ કોણ છે' એવા તેના વચનના ઉત્તરમાં પોતાની પત્નીને કહ્યું કે, "આ પુત્રવધૂ છે."[૧૭] આ વચન સાંભળી રાણીએ તેને ચીઢાઈ સામો જ પ્રશ્ન કર્યો કે 'એ કોની પુત્રવધૂ છે?' એટલે એ રાજરાજેન્દ્રે શૈબ્યાને જણાવ્યું કે, "આ ઉપદાનવી નામની કન્યા, તારાથી જે પુત્ર ઉત્પન્ન થશે, તેની ભાર્યા થશે." પછી આ ધર્મસંકટમાંથી જ્યામઘને તારવા ઉપદાનવીએ ઉગ્ર તપ આદર્યું અને તેના પ્રભાવથી ભાગ્યશાલી સતી શૈબ્યા રાણી જો કે પરિપકવ વયે પહોંચી હતી, છતાં તેણે વિદર્ભ નામના પુત્રને જન્મ આપ્યો.[૧૮-૧૯] તે પછી યોગ્ય સમયે વિદ્વાન્ વિદર્ભે રાજપુત્રી ઉપદાનવીથી શૂરવીર અને રણકલામાં નિપુણ એવા કથ અને કૌશિક નામના બે પુત્રો ઉત્પન્ન કર્યા.[૨૦] આ ઉપરાંત વિદર્ભને લોમપાદ નામના પરમ ધાર્મિક ત્રીજો પુત્ર થયો. લોમપાદનો પુત્ર બભ્રુ હતો, અને બભ્રુથી આહુતિ નામનો પુત્ર ઉત્પન્ન થયો.[૨૧] આહુતિને કૌશિક નામનો વિદ્વાન્ અને પરમ ધાર્મિક પુત્ર હતો. કૌશિકના પુત્રનું નામ ચેદિ હતું. તેથી તેના નામ ઉપરથી તેના વંશજો ચૈદ્ય નામના રાજા કહેવાયા.[૨૨]

વિદર્ભના એક બીજા પુત્રનું નામ ભીમ હતું. ભીમને કુન્તિ નામનો પુત્ર હતો. કુન્તિથી ધૃષ્ટ જન્મ્યો. તે મોટો પ્રતાપી અને રણશૂર હતો. ધૃષ્ટને ત્રણ શૂરવીર અને પરમ ધાર્મિક પુત્રો થયા.[૨૩] તેમનાં નામ આવંત, દશાર્હ, અને બળવાન્ વિષહર હતાં. દશાર્હનો પુત્ર વ્યોમન્ હતો, અને વ્યોમનથી જીમૂત નામનો પુત્ર ઉત્પન્ન થયો.[૨૪] જીમૂતનો પુત્ર વૃકતિ હતો, અને વૃકતિને ભીમરથ નામનો પુત્ર હતો. ભીમરથને દશરથ નામનો પુત્ર હતો, અને દશરથના પુત્રનું નામ શકુનિ હતું. શકુનિથી કરંભ જન્મ્યો. કરંભનો પુત્ર દેવરાત રાજા હતો.[૨૫-૨૬] દેવરાતના પુત્રનું નામ દેવક્ષત્ર હતું. દેવક્ષત્રને મહા યશસ્વી અને દેવપુત્ર સમાન કુલનંદન મધુ નામનો પુત્ર હતો. મધુ રાજા મધુર વાણીવાળો હતો, અને તે મધુ રાજાઓના વંશનો પ્રવર્તક હતો. મધુએ રાજકુંવરી વૈદર્ભી રાણીથી મરુવસને ઉત્પન્ન કર્યો.[૨૭-૨૮] મરુવસનો પુત્ર પુરુદ્વસ્ પુરુષોમાં શ્રેષ્ઠ હતો. હે કુરુવંશના અગ્રણી જનમેજય! પુરુદ્વસને વૈદર્ભ રાજપુત્રી ભદ્રવતીથી મધુ નામનો પુત્ર થયો.[૨૯] મધુની પત્ની ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થઈ હતી. તેનાથી સત્વાન જન્મ પામ્યો. આ સત્વાન રાજા સર્વગુણસંપન્ન હતો, અને તેણે જ સાત્વાન વંશની કીર્તિ વધારી.[૩૦]

જે મનુષ્ય મહાત્મા જ્યામઘના વંશ સંબંધી આ વૃત્તાંત સમજી વિચારશે, તે ઉત્તમ કીર્તિનો યોગ પ્રાપ્ત કરશે અને પ્રજાવાળો પણ થશે.[૩૧]

इति श्रीमहाभारतमां हरिवंशमां हरिवंशपर्वनो 'क्रोष्टुना वंशज ज्यामघना वंशनुं वर्णन' ए नामनो अध्याय ३६ मो समाप्त

---

## અધ્યાય ૩૭ મો

### દેવાવૃધ અને કુકુરના વંશનું વર્ણન

वैशंपायन उवाच—

सत्वात्सत्वसंपन्नान्कौशल्या सुषुवे सुतान् ।
भजिनं भजमानं च दिव्यं देवावृधं नृप ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય નૃપ! કૌશલ્યાથી સત્વ રાજાએ ચાર સત્વ(બલ)થી સંપન્ન પુત્રો ઉત્પન્ન કર્યા. ભજનશીલ ભજમાન, દિવ્ય દેવાવૃધ, પરાક્રમી અંધક અને યદુકુલનંદન વૃષ્ણિ એ તેમનાં નામ હતાં. હે રાજન્! હવે તું આ ચાર રાજપુત્રોના વંશ સંબંધી વૃત્તાંત વિસ્તારથી સાંભળ.[૧-૨] ભજમાનને બે પત્નીઓ હતીઃ બાહ્યક અને અપબાહ્યક. તે બન્ને સંજયની રાજપુત્રીઓ હતી. તે બેનાથી ભજમાનને અનેક પુત્રો થયા. તેને સંજયની પુત્રી બાહ્યકથી કૃમિ, ક્રમણ, ધૃષ્ટ, શૂર અને પરંજય એ નામના પુત્રો ઉત્પન્ન થયા, અને અપબાહ્યકથી અયુતાજિત, સહસ્રાજિત, શતાજિત અને દશાજિત એ નામના પુત્રો જન્મ્યા.[૩-૫]

'મને સર્વગુણસંપન્ન પુત્ર થવો જોઈએ' એવો નિશ્ચય કરીને જ યજ્ઞશીલ દેવાવૃધ રાજાએ વિપુલ તપ આદર્યું.[૬] તેના અંગે તે, પર્ણાશા નદીમાં સ્નાન આચમનાદિ ક્રિયાઓ કરતો ચિત્તને એકાગ્ર કરવા લાગ્યો. આવી રીતે તેના નિત્ય સ્નાનાદિક નિમિત્તના ભક્તિપુરઃસર સ્પર્શથી પ્રસન્ન થઈ, પર્ણાશાએ તેની ઇચ્છા પૂર્ણ કરી.[૭] નદીઓમાં ઉત્તમ પર્ણાશાએ આ નરપતિનું હિત સાધવાની ચિંતાથી પ્રેરાઈ, તેનું કલ્યાણ કરવા માટે પોતાના મનમાં એવો દૃઢ સંકલ્પ કર્યો કે, "આ રાજાની ઇચ્છા અનુસાર પુત્ર ઉત્પન્ન કરી શકે, એવી કોઈ પણ સ્ત્રી તેને મળતી નથી, તો પછી હું

પોતે જ ખુશીથી તેની સહધર્મચારિણી થાઉં."૮-૯ આવો સંકલ્પ કરીને પર્ણશાએ ઉત્તમ શરીર ધારણ કર્યું, કન્યાસ્વરૂપ લીધું, અને રાજા દેવાવૃધને વરી. સમર્થ દેવાવૃધ રાજાએ પણ તેનો પ્રેમપૂર્વક અંગીકાર કર્યો.૧૦ આ ઉદાર બુદ્ધિવાળા રાજાએ તેના વિષે તેજસ્વી ગર્ભ મૂક્યો. પછી દશ માસ પૂરા થતાં નદીઓમાં ઉત્તમ પર્ણશાએ દેવાવૃધથી ઉત્પન્ન થયેલા સર્વગુણસંપન્ન બભ્રુ નામના પુત્રને જન્મ આપ્યો. આ વંશનું વર્ણન કરનારા, પુરાણના જ્ઞાતા, મહાત્મા ઋષિઓએ દેવવૃધના ગુણોનું કરેલું કીર્તન આ પ્રમાણે સાંભળ્યું છે:–

"દેવાવૃધનું યોગસામર્થ્ય એટલું તો પ્રતાપી છે કે, તેને અમે દૂરથી કે પાસેથી જોઈએ તો પણ તે એકસરખા સ્વરૂપમાં જ દેખાય છે.૧૧-૧૩ જેમ તેનો પુત્ર બભ્રુ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે, તેમ દેવાવૃધ દેવતુલ્ય છે. આ બન્ને પ્રતાપી પિતાપુત્ર સાથે યુદ્ધ કરતાં કરતાં હણાયલા ચાર લાખ બાસઠ હજાર પુરુષો સ્વર્ગે સીધાવ્યા છે. બભ્રુ અને દેવાવૃધ પોતે પણ એ જ ગતિને પામ્યા છે." બભ્રુ મહાન્ યજ્ઞકર્તા, દાનશૂર, વિદ્વાન્, બ્રાહ્મણ પ્રતિ પ્રીતિ ધરાવનારો, અતિ દૃઢતાથી આયુધ ધારણ કરનારો, કીર્તિમાન્ અને મહા તેજસ્વી હોવાથી સાત્વતોના વંશજોમાં મહા પ્રસિદ્ધ હતો. બભ્રુનો વંશ ઘણો જ મોટો છે. ભોજ નામના જે વંશજો માર્ત્તિકાવત્* કહેવાય છે, તે આ વંશના હતા.૧૪-૧૬

સાત્વતના ત્રીજા પુત્ર અંધકથી કાશીરાજા દૃઢાશ્વની પુત્રીએ ચાર પુત્રોને જન્મ આપ્યો. કુકુર, ભજમાન, શચિ અને કંબલબર્હિષ, એ તેમનાં નામ હતાં.૧૭ કુકુરનો પુત્ર ધૃષ્ણુ હતો. ધૃષ્ણુને કપોતરોમા નામનો પુત્ર થયો. કપોતરોમાથી તૈત્તિરિ નામનો પુત્ર જન્મ્યો.૧૮ તૈત્તિરીથી પુનર્વસુ ઉત્પન્ન થયો અને પુનર્વસુથી અભિજિત જન્મ્યો. અભિજિતને આહુક અને આહુકી નામનાં બે જોડિયાં પુત્રપુત્રી હતાં. એ બન્ને રાજકુંવર અને રાજકુંવરી સુપ્રસિદ્ધ તથા ખ્યાતિવાળાં મનુષ્યોમાં પણ ઉત્તમ હતાં. આ આહુક રાજાના સંબંધમાં આવી ગાથા ગવાય છે:–૧૯-૨૦

"શ્વેત વર્ણના કિંવા શુદ્ધ હૃદયવાળા પરિવાર સૈનિકોથી વીંટળાઈ, દેવોથી રક્ષાયલા,† તરુણ અશ્વ સમાન ઉત્સાહી, મહાન્ રાજા આહુકે એંશી પ્રકારના બાણના ભાથા (કે ઢાલ) સાથે રણભૂમિ પ્રતિ પ્રયાણ કર્યું હતું.૨૧ જે મનુષ્યોએ આહુક ભોજની સાથે રણાંગણમાં પ્રયાણ કર્યું હતું, તેમાંનો કોઈ પણ અપુત્ર, કે દાન આપ્યાં ન હોય એવો, કે એક હજાર આયુધો ગ્રહણ કર્યાં ન હોય એવો,‡ કે અશુદ્ધ કર્મચારી અને યજ્ઞો કર્યા ન હોય એવો ન હતો.૨૨ આહુક રાજાની આજ્ઞા થતાં વેંત જ દશ હજાર હાથીઓ, લગામ અને પટ્ટાઓથી જોડેલા, મેઘ સમાન ઘર્ઘર ઘર્ઘર ઘોષ કરનારા, સોનારૂપાનાં પતરાંથી મઢેલા કવચ આદિ રક્ષણનાં સાધનોથી સજ્જ કરેલા અને ધ્વજાથી શોભતા દશ હજાર રથ ખેંચી, પૂર્વ દિશામાં તત્કાલ પ્રયાણ કરતા. તે જ પ્રમાણે તેટલી જ સંખ્યામાં ઉત્તર દિશામાં પણ રથ અને હાથીઓ પ્રયાણ કરતા હતા. આસપાસના રાજ્યપ્રદેશોના ભૂમિપાલોને જિતી આવેલા તેના ભોજવંશી કુટુંબીજનો મધુર અવાજ કરનારા નાના ઘંટોવાળા રથમાં બેસી ઠાઠમાઠથી ફરતા હતા."૨૩-૨૫

અંધકોએ પોતાની બેન આહુકીને અવંતીના રાજા સાથે પરણાવી હતી. આહુકને કાશીરાજાની પુત્રીથી બે પુત્રો થયા.૨૬ દેવક અને ઉગ્રસેન તેમનાં નામ હતાં. તેઓ પણ દેવોના જેવા જ થયા. દેવકને પણ દેવોની ઉપમા અપાય એવા ચાર પુત્રો હતા.૨૭ દેવવાન, ઉપદેવ, સુદેવ અને દેવરક્ષિત એ તેમનાં નામ હતાં. આ ઉપરાંત આહુકને સાત પુત્રીઓ પણ હતી. એ સર્વે રાજપુત્રીઓને તેણે વસુદેવ સાથે પરણાવી.૨૮ દેવકી, શાંતિદેવા, સુદેવા, દેવરક્ષિતા, વૃકદેવી, ઉપદેવી અને સુનામ્નિ એ તેમનાં નામ હતાં.૨૯

ઉગ્રસેનને નવ પુત્રો હતા. તેમાં કંસ સૌથી મોટો હતો. ન્યગ્રોધ, સુનામા, કંક, શંકુ, સુભૂષણ, રાષ્ટ્રપાલ, સુપુષ્ટિ, અનાધૃષ્ટિ, અને પુષ્ટિમાન એ તેના અન્ય પુત્રોનાં નામ હતાં. આ પુત્ર ઉપરાંત ઉગ્રસેનને કંસા, કંસાવતી, સુતનુ, રાષ્ટ્રપાલી, અને ઉત્તમ અંગવાળી કંકા, એ પાંચ પુત્રીઓ હતી. ઉગ્રસેન અને તેની સંતતિ કુકુર કુલમાં ઉત્પન્ન થયાથી કુકુર કુલોદ્ભવ કહેવાય છે.૩૦-૩૨

હે જનમેજય! અમિત ઓજસ્વી કુકુરોના વંશ સંબંધી આ વૃત્તાંત જેઓ હૃદયમાં ધારણ કરશે, તેનો વંશવિસ્તાર પુષ્કળ વધશે, અને તે મનુષ્ય પ્રજાવાળો થશે.૩૩

इति श्रीमहाभारतम। खिलहरिवंशमां हरिवंशपर्वनो 'देवावृध अने कुकुरना वंशानुं वर्णन' ए नामनो अध्याय

३७ मो संपूर्ण

---

* મૃત્તિકાથી ઉત્પન્ન થયલા. † અત્રે अशीतिचर्मणा युक्तः એ પદ આહુક રાજાનું વિશેષણ છે. તેના બે અર્થ થાય છે:–અ. શિતિ એટલે સ્વપ્ન; અને જેને સ્વપ્ન નથી તે અશીતિ, અને દેવો સ્વપ્ન વિનાના હોવાથી અશીતિ કહેવાય છે. ચર્મ એટલે બાણોનો ભાથો તેથી અશીતિચર્મનો એ અર્થ થાય છે કે, ચામડાના ભાથાની પેઠે દેવો જેનું રક્ષણ કરે છે, તે અશીતિચર્મન્; અર્થાત્ દેવોથી રક્ષાયલો. બ. બીજો એ અર્થ થાય છે. अशीति એટલે ૮૦ અને ચર્મન્ એટલે ભાથો, અર્થાત્ બાણોના ૮૦ પ્રકારના ભાથા સાથે રાખનારો. ‡ અત્રે सहस्रायुषः એવો પણ પાઠ છે. તેનો એ અર્થ છે કે એક હજાર વર્ષ આયુષ્યવાળો.

## અધ્યાય ૩૮ મો

### સ્યમંતકમણિની ઉત્પત્તિ

વૈશંપાયન उवाच—

भजमानस्य पुत्रोऽथ रथमुख्यो विदूरथः ।
राजाधिदेवः शूरस्तु विदूरथ सुतोऽभवत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે: હે જનમેજય! ભજમાનને વિદૂરથ નામનો પુત્ર હતો. તે રથીઓમાં મુખ્ય (શ્રેષ્ઠ) હતો. વિદૂરથનો પુત્ર રાજાધિદેવ પરાક્રમી હતો.[૧] રાજાધિદેવને એકએકથી ચઢતા વીર્યવાળા ઘણા પુત્રો હતા. દત્ત, અતિદત્ત, બલિ, શોણાશ્વ, શ્વેતવાહન, શમી, દંડશર્મા, દંડશત્રુ, અને શત્રુજિત, એ તેમનાં નામ હતાં. આ ઉપરાંત રાજાધિદેવને શ્રવણા અને શ્રવિષ્ઠા નામની બે પુત્રીઓ હતી.[૨-૩] (શોણાશ્વને પાંચ પુત્રો હતા. તે શૂરવીર અને રણકળામાં નિપુણ હતા. શમી, સદ્ધર્મા, વિદૂર, શત્રુ અને શત્રુજિત્ એ તેમનાં નામ હતાં.) શમીને પ્રતિક્ષત્ર નામનો પુત્ર હતો. પ્રતિક્ષત્રના પુત્રનું નામ સ્વયંભોજ હતું. સ્વયંભોજથી હૃદિક નામનો પુત્ર ઉત્પન્ન થયો.[૪] હૃદિકને જે જે પુત્રો થયા, તે સર્વે પ્રચંડ પરાક્રમી હતા. તેમાં કૃતવર્મા જ્યેષ્ઠ અને શતધન્વા વચેટ હતો.[૫] દેવર્ષિ ચ્યવનના આશીર્વચનથી શતધન્વાને ભિષક્, વૈતરણ, સુદાંત અને વિદાંત એ નામના ચાર પુત્રો તથા કામદા અને કામદંતિકા એ નામની બે પુત્રીઓ થઈ.[૬] મરુત્તના પુત્ર કંબલબર્હિષને દેવવાન નામનો પુત્ર હતો; અને તેને અસમૌજસ, વીર અને અનસમૌજસ એ ત્રણ પુત્રો હતા, અસમૌજસને એક પણ પુત્ર થયો ન હતો, તેથી અંધકે પોતાના ત્રણ પુત્રો સુદંષ્ટ્ર, ચારુરૂપ અને કૃષ્ણ, તેને દત્તક તરીકે આપી દીધા.[૮]

હે રાજા જનમેજય! આ તથા બીજા બહુ બહુ અંધકો સંબંધી વૃત્તાંત તને કહ્યો છે. અંધકોના વંશનું આ વૃત્તાંત જે મનુષ્ય નિત્ય હૃદયમાં ધરશે, તેનો પોતાનો વંશ વિપુલતાથી વધશે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

ક્રોષ્ટુને બે ભાર્યાઓ હતી:-ગાંધારી અને માદ્રી.[૯-૧૦*] ગાંધારીએ મહાબળવાન્ અનમિત્રને જન્મ આપ્યો, અને માદ્રિએ પહેલાં યુધાજિત અને પછીથી દેવમીઢુષને ઉત્પન્ન કર્યો.[૧૧] અનમિત્ર શત્રુઓનો જેતા અને પોતે જાતે અજિત હતો. અનમિત્રને નિઘ્ન નામનો પુત્ર હતો. નિઘ્નને બે પુત્રો હતા: પ્રસેનજિત્ અને સત્રાજિત્. તે બન્ને રાજપુત્રોએ શત્રુનાં સૈન્યો ઉપર વિજય મેળવ્યો. દ્વારાવતીમાં લોકો રહેવા લાગ્યા પછી કેટલેક કાળે પ્રસેનજિતને સમુદ્રમાંથી સ્યમંતક નામનો એક દિવ્ય મહામણિ આ રીતે પ્રાપ્ત થયો હતો:-

સૂર્યનારાયણ, પ્રસેનજિતના ભાઈ સત્રાજિતના પ્રાણ સમાન આપ્તમિત્ર હતા.[૧૨-૧૪] એક સમયે રાત્રિ પૂરી થવાને સમયે પ્રાતઃકાલે રથીઓમાં ઉત્તમ એવો સત્રાજિત રથમાં બેસી સમુદ્રતટ ઉપર સ્નાન તથા સૂર્યનું ઉપસ્થાન કરવા ગયો.[૧૫] ત્યાં તે સૂર્યનું ઉપસ્થાન કરતો હતો, એટલામાં જ તેજોમય મંડલવાળા, સમર્થ ભગવાન્, વિવસ્વાન (સૂર્ય) તેની સમીપ અસ્પષ્ટ રૂપ ધારણ કરીને ઉભા રહ્યા.[૧૬] સૂર્યને અસ્પષ્ટ રૂપવાળા જોઇને રાજા સત્રાજિતે પોતાની સમીપ ઉભેલા સૂર્યદેવને વિનતિ કરી કે, "હે તેજસ્વીઓમાં ઉત્તમ સૂર્ય! હું હમેશાં આકાશમાં તમારું જેવું તેજોમય મંડલવાળું સ્વરૂપ જોઉં છું, તેવું ને તેવું જ સ્વરૂપ લઈ આપ અત્યારે મારી સમીપ ઉભા છો, છતાં પણ હું જોઉં છું, તો પછી આપ મારી સમીપ આવ્યાથી મને શો વિશેષ લાભ છે? તેમ મારી સાથેની આપની મિત્રતાથી આપ અહીં પ્રત્યક્ષ થયા, તેમાં પણ આપે એવું તે વિશેષ શું કર્યું છે?[૧૭-૧૮] (આપ મારી સમીપ પધાર્યાં, તો પછી મને આપે આપનાં સ્પષ્ટરૂપે દર્શન દેવાં ઘટે છે.)" સત્રાજિતનું આવું વિનતિવચન સાંભળતાં વેંત જ પ્રસન્ન થઈ સમર્થ ભગવાન્ સૂર્યદેવે સ્યમંતક મણિરત્ન પોતાના ગળામાંથી કાઢીને તેના કંઠમાં પહેરાવ્યો.[૧૯] એટલે તેના પ્રતાપથી રાજા સત્રાજિતને સૂર્યદેવનાં તેમના સ્પષ્ટ રૂપમાં જ દર્શન થયાં. આ દર્શનથી તે અત્યંત પ્રસન્ન થયો. પછી તેણે ક્ષણભર તેમની સાથે વાર્તાલાપ કર્યો.[૨૦] તેણે પોતાની સમીપ ઉભેલા સૂર્યદેવને કહ્યું કે, "હે પ્રભુ! જે મણિરત્નની પ્રભાથી આપ આ લોકને સતત પ્રકાશમાન કરે છો, તે જ મણિરત્ન, હે ભગવન્! આપે મને આપી દેવો જોઇએ."[૨૧] એટલે તેનાં આ વચનથી સૂર્યદેવે તેને સ્યમંતક મણિ આપી દીધો, અને રાજા સત્રાજિતે તે મણિ પોતાના ગળામાં બાંધ્યો. (આથી સત્રાજિત સૂર્યસમાન પ્રકાશવા લાગ્યો.) પછી મણિ સાથે તેણે દ્વારાવતી નગરીમાં પ્રવેશ કર્યો.[૨૨] સૂર્યસમાન દેખાતા સત્રાજિતને નગરમાં પ્રવેશ કરતો જોઇને, 'આ સૂર્ય જાય છે" 'આ સૂર્ય જાય છે' એવી ભ્રમણાથી નગરલોક તેની પછવાડે ને પછ-

---

* પાંત્રીશમા અધ્યાયના પહેલા શ્લોકમાં જણાવેલું છે કે, ક્રોષ્ટુને બે પત્નીઓ હતી, અને પહેલી પત્ની ગાંધારીને મહાબલવાન્ અનમિત્ર નામનો પુત્ર હતો. પણ ત્યાં અનમિત્રના વંશ સંબંધી કંઈ પણ ન કહેતાં ક્રોષ્ટુની બીજી ભાર્યાનાં સંતાન સંબંધી કહેલું છે, તેથી ત્યાંથી અધુરો મૂકાયેલો પ્રસંગ આ અધ્યાયમાં ચાલુ થયેલો છે.

વાડે દોડવા લાગ્યા. આ પ્રમાણે પોતાના તેજથી આખી નગરીના લોકને વિસ્મય પમાડીને તે પોતાના અંતઃપુરમાં ગયો.[૨૩] આખરે રાજા સત્રાજિતે પ્રેમથી આ ઉત્તમ દિવ્ય મણિરત્ન સ્યમંતક પોતાના ભાઈ પ્રસેનજિતને આપી દીધો.[૨૪]

આ સ્યમંતક મણિના અસ્તિત્વથી વૃષ્ણિ અને અંધકોના નિવાસસ્થાન (દ્વારાવતી)માં સુવર્ણનો વરસાદ વરસતો હતો, તેમજ આ મણિના પ્રતાપથી દ્વારાવતીના રાજ્ય પ્રદેશમાંયે સર્વત્ર નિયમસર સમયાનુસાર વર્ષાદ પણ વરસતો હતો, તથા કોઈ પણ પ્રકારનો વ્યાધિ કે ભયનો ત્યાંના લોકમાં પ્રવેશ થતો જણાતો ન હતો.[૨૫] પ્રસેનજિતની પાસેથી આ અમૂલ્ય સ્યમંતક મણિ મેળવવાની લાલસા ગોવિંદ (કૃષ્ણ)ને થઈ, પરંતુ તેમને એ મણિ મળ્યો નહીં, તેમ પોતે તે ખુંચવી લેવા સમર્થ હતા, છતાંયે તેમણે પરાણે આ મણિ પ્રસેનજિત પાસેથી ખુંચવી પણ લીધો નહીં.[૨૬] પરંતુ ભોગજોગે એક દિવસ આ સ્યમંતક મણિને કંઠમાં ધારણ કરી પ્રસેનજિત મૃગયા રમવા વનમાં ગયો. આ મણિના તેજથી લોભાઈ તે લેવા ખાતર જ એક વનરાજ સિંહે તેનો ત્યાં જ વધ કર્યો.[૨૭] પછી આ સ્યમંતક મણિ લઈને સિંહ દોડતોદોડતો પોતાની ગુફામાં જતો હતો, તેવામાં રીંછોના રાજા મહા બળવાન્ જાંબુવાને તેને માર્ગમાં જ હણ્યો, અને પોતે જ આ મણિને પોતાની ગુફામાં લઈ આવ્યો.[૨૮]

"એ સ્યમંતક મણિ પોતાને આપવા માટે કૃષ્ણે પ્રસેનજિતને વિનંતિ કરી હતી," એ વાત જ્યારે વૃષ્ણિઓ અને અંધકોના જાણવામાં આવી ત્યારે તે સર્વેય મુદ્દામ તમના ઉપર પ્રસેનજિતનો વધ કર્યાનો વહેમ ખાવા લાગ્યા.[૨૯] પોતે તેના વધરૂપી એ કર્મ ના કરેલું હોવા છતાં, તે માટે શંકાનું કારણ થઈ પડ્યાની વાત કાને આવતાં ધર્માત્મા શ્રીકૃષ્ણે, 'મેં આ કાર્ય કર્યું નથી છતાંયે હું એ મણિને પાછો લાવી આપું ત્યારે જ ખરો' એવી પ્રતિજ્ઞા યાદવો સમક્ષ કરી, અને એકદમ વનમાં જે સ્થળે પ્રસેનજિત મૃગયા રમવા ગયો હતો, તે જ સ્થળે સીધાવ્યા.[૩૦] પછી ત્યાંથી તેઓ વિશ્વાસુ પગીઓ પાસે પ્રસેનજિતનાં પગલાંની ભાળ કઢાવતાં અને પગલાં ખોળી કાઢતાં કાઢતાં પર્વતોમાં શ્રેષ્ઠ રુક્ષવાન અને ઉત્તમ વિંધ્યાચલ એ બે પર્વતોના મધ્યવર્તી પ્રદેશમાં આવી પહોંચ્યા. આમ પ્રસેનજિતના મૃત શરીરની શોધ કરતાં કરતાં તેઓ ઘણા જ થાકી ગયા. અથાગ મહેનત કરતાં આખરે એક સ્થળે વિશાળ મનવાળા શ્રીકૃષ્ણે પ્રસેનજિત અને તેનો ઘોડો એ અન્નેને હણાઈ પડેલા જોયા, પરંતુ ત્યાં પ્રસેનજિતનો દેહ તપાસતાં ઇષ્ટ સ્યમંતક મણિ તો તેમને મળ્યો જ નહીં. એટલે પાછી તેને મારનારની ભાળ કાઢી તો પ્રસેનજિતના મૃત શરીરથી થોડેક જ દૂર એક સિંહને પણ મરેલો તેમણે જોયો. ત્યાં જઈ જોતાં જણાયું કે, એ સિંહને પણ એક રીંછે મારી નાંખ્યો હતો. પછી ત્યાંથી દોડી ગયલા રીંછનાં પગલાંની હારથી સૂચવાતા માર્ગે ચાલતાં ચાલતાં માધવે (કૃષ્ણે) એ (જાંબુવાન) રીંછની ગુફા શોધી કાઢી,[૩૧-૩૪] અને એ રીંછની મોટી ગુફાના દ્વાર આગળ પહોંચતાં તેમણે કોઈ એક બોલતી સ્ત્રીની આવી વાણી સાંભળી. હે નૃપ જનમેજય! જાંબુવાનના કુમારને હાથમાં લઈ તેને સ્યમંતક મણિ આપી એક ધાવ રમાડતી હતી, અને 'બાપુ! રોઇશ નહીં,' 'બાપુ! રોઇશ નહીં' એમ કહેતી તેને છાનો રાખતી હતી.[૩૫] વળી તે સાથે એ ધાવ એમ પણ બોલતી હતી કેઃ--

"હે સુકુમાર! સિંહે પ્રસેનજિતને હણ્યો અને તારા પિતા જાંબુવાને જ એ સિંહને હણ્યો છે, એટલે આ સ્યમંતક મણિ હવે તારો જ છે, તો પછી શામાટે તું રડે છે? બાપુ! હવે રડ નહીં."[૩૬]

એ ધાવના આ શબ્દો સ્પષ્ટ સાંભળી જાંબુવાને જ એ મણિ લીધાની ખાતરી થતાં ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાની સાથે આવેલા હળધર બલરામ આદિ યાદવોને ગુફાના દ્વાર ઉપર જ રાખ્યા, પોતે શાર્ઙ્ગ ધનુષ્ય હાથમાં લીધું, અને મુંગે મોંઢે આ ગુફામાં ઝડપથી પ્રવેશ કર્યો; તરત જ તેમાં વસતો રીંછોનો રાજા જાંબુવાન તેમની નજરે ચઢયો.[૩૭-૩૮] પછી વાસુદેવ ગોવિંદે આ ગુફામાં જાંબુવાનની સાથે એકવીશ દિવસ સૂધી બાહુયુદ્ધ કર્યું.[૩૯] શ્રીકૃષ્ણે ગુફામાં પ્રવેશ કર્યાને ઘણા દિવસ થઈ ગયા, છતાં તેઓ પાછા ફર્યા નહીં, એટલે ઘણુંખરું તેઓ મરી ગયા હશે એવો તર્ક કરી, બળદેવ અને તેના સહચારી સઘળા યાદવો દ્વારાવતી પ્રતિ પાછા વળ્યા, અને શ્રીકૃષ્ણ હણાયાની વાત સર્વને નિવેદન કરી.[૪૦]

આ પાસ વાસુદેવે રીંછના રાજા મહા બળવાન્ જાંબુવાનને સર્વ રીતે જિત્યો, અને તેની ઘણી જ માનીતી પુત્રી જાંબુવતીને તેઓ પરણ્યા. પછી પોતાને કપાળે પ્રસેનજિતના વધનું ચોટેલું કલંક ધોવા સારુ પેલા સ્યમંતક મણિને પણ પોતાની સાથે લઈ લીધો.[૪૧] પછી રીંછોના રાજા જાંબુવાનના મનનું સાંત્વન કરી, તેઓ એ ગુફામાંથી બહાર નીકળ્યા, અને પરમ શોભાથી યુક્ત થઈ દ્વારકા સીધાવ્યા.[૪૨] હરાયલો સ્યમંતક મણિ આ રીતે પાછો લાવીને અચ્યુત શ્રીકૃષ્ણે પોતાને લાગેલું ખોટું કલંક ધોઈ નાંખ્યું, અને સર્વે સાત્વતોની

સભામાં સત્રાજિતને એમણે તે મણિ પાછો સોંપી દીધો.[૪૩] મિથ્યા કલંકિત થયેલા અને શત્રુઓના સંહારક શ્રીકૃષ્ણે વિજયથી સ્યમંતક મણિ પાછો આણીને આ પ્રમાણે પોતાની જાતને પાપ(કલંક)થી નિર્મળ દેખાડી આપી.[૪૪]

સત્રાજિતને દશ ભાર્યા હતી. તેમનાથી તેને સો પુત્રો થયા. એ સો પુત્રોમાં ત્રણ તો વિશેષ ખ્યાતિવાળા હતા. આ ત્રણમાં ભંગકાર જ્યેષ્ઠ હતો,[૪૫] બીજો પરાક્રમી વાતપતિ અને ત્રીજો ઉપસ્વાન્ હતો. હે રાજન્! એ ત્રણે રાજપુત્રો લોકમાં વિખ્યાત હતા. હે નરાધિપ! આ ત્રણ પુત્રોની પેઠે તેને સર્વ દિશાઓમાં પ્રખ્યાત* ત્રણ પુત્રીઓ હતી.† સ્ત્રીઓમાં ઉત્તમ એવી સત્યભામા, દૃઢ વ્રતવાળી વ્રતિની અને પ્રસ્વાપિની એ તેમનાં નામ હતાં. સત્રાજિતે એ ત્રણે કન્યાઓ‡ શ્રીકૃષ્ણને પરણાવી.[૪૬-૪૭] સત્રાજિતના જ્યેષ્ઠ ભંગકારને સભાક્ષ અને નારેય એ બે પુત્રો હતા. તેઓ મનુષ્યોમાં ઉત્તમ હતા. તે બન્ને ગુણ, વર્તન અને રૂપસંપત્તિથી લોકમાં સુપ્રસિદ્ધ હતા.[૪૮]

ક્રોષ્ટુની બીજી પત્ની માદ્રીના પુત્ર યુધાજિતને પૃશ્નિ (વૃષ્ણિ) નામનો પુત્ર હતો. પૃશ્નિથી શ્વફલ્ક અને ચિત્ર એ બે પુત્રો ઉત્પન્ન થયા.[૪૯] શ્વફલ્કે કાશિરાજાની પુત્રી ગાંદિનીને પોતાની ભાર્યા કરી. તેનો બાપ કાશિરાજા ગાંદિનીને દાન કરવા સારુ નિત્ય નિત્ય અક્કેકી ગાય આપતો હતો.[૫૦] હે ભારત! ગાંદિનીથી શ્રુતવાનને નામે લોકમાં પ્રસિદ્ધ થયેલો, મહા ભાગ્યશાલી, યજ્ઞશીલ, વિપુલ દક્ષિણા આપનારો અક્રૂર ઉત્પન્ન થયો.[૫૧] અક્રૂર ઉપરાંત ગાંદિનીને ઉપમદ્ગુ (ઉપમંગુ), મદ્ગુ (મંગુ), મૃદર, અરિમેજય, ગિરિક્ષિપ, ઉપેક્ષ (ક્ષિમ), શત્રુહા, અરિમર્દન, ધર્મભૃત, ધર્મી, ગૃધ્રમ, અજાંતક, આવાહ (સુબાહુ), પ્રતિવાહ (પ્રતિબાહુ), એ ચૌદ પુત્રો હતા. વળી તેને ઉત્તમ અંગવાળી સુંદરી નામની એક કન્યા પણ હતી. (આ પ્રમાણે શ્વફલ્કની સંતતિ હતી.)[૫૨-૫૩] ગાંદિનીની પુત્રી, 'સુંદરી' સાંબની પટ્ટરાણી તરીકે વિખ્યાત હતી. તે રૂપ અને યૌવનમાં સંપન્ન હતી, અને સર્વ પ્રાણીઓમાં મનોહર પણ હતી.[૫૪] અક્રૂરને ઉગ્રસેનની પુત્રીથી, હે કુરુનંદન જનમેજય! દેવોના જેવા વર્ચસ્વવાળા એ પુત્રો સુદેવ અને ઉપદેવ થયા.[૫૫] ચિત્રકને પૃથુ, વિપૃથુ, અશ્વસેન, અશ્વબાહુ, સુપાર્શ્વક, ગવેષણ, અરિષ્ટનેમિ, ધર્મભૃત્, અધર્મભૃત્, સુબાહુ, બહુબાહુ આદિ પુત્રો તથા શ્રવણા અને શ્રવિષ્ઠા નામની પુત્રીઓ હતી.[૫૬-૫૭]

હે રાજન્! આ અધ્યાયમાં સ્યમંતક મણિ સંબંધમાં શ્રીકૃષ્ણને શિરે આવેલા મિથ્યા (કલંક) નિંદા સંબંધી કહેલો આ વૃત્તાંત જે મનુષ્ય સમજી હૃદયમાં ધારણ કરશે,§ તેને કદાપિ મિથ્યા કલંક સ્પર્શી પણ કરી શકશે નહીં.[૫૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वविषे
'स्यमंतक मणिनी उत्पत्ति' ए नामनो अध्याय
३८ मो समाप्त

---

## અધ્યાય ૩૯ મો

### અક્રૂરનો વૃત્તાંત-સ્યમંતક મણિ મેળવવાના પ્રયાસ

वैशंपायन उवाच—

यत्तत्सत्राजिते कृष्णो मणिरत्नं स्यमंतकम् ।
अदात्तद्धारयामास बभ्रुर्वै शतधन्वना ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! શ્રીકૃષ્ણે સત્રાજિતને હરાયલો જે સ્યમંતક મણિરત્ન પાછો સ્વાધીન કીધો હતો, તે મણિને અક્રૂરે શતધન્વાની મારફતે ચોરાવી લીધો.[૧] સત્રાજિતને તેની પુત્રી અનિન્દિત સત્યભામા પોતાને પરણાવવાને અક્રૂર પ્રાર્થના કરતો હતો, અને સત્યભામા મળવા સાથે એ સ્યમંતક મણિથી મળતા સુવર્ણ આદિ પદાર્થો પણ પોતાને જ મળશે, એવી ઇચ્છાને નિત્ય સેવતો હતો.[૨] (પરંતુ સત્યભામા તો તેને મળી નહીં અને કૃષ્ણને પરણી, એટલે સ્યમંતક મણિ ગમે તે રીતે પોતે લેવો જ

---

* અહીં કાશીની મરાઠી અને બંગાળીઓમાં कुमार्यश्चापि त्रिस्रो वै એવો પાઠ છે, તે લેતાં त्रिस्र અને ख्याता પ્રખ્યાત એ વિશેષણો સત્રાજિતની પુત્રીઓને લાગુ પડે છે. અને શ્લોક ૪૭ ની નોટમાં જણાવ્યા પ્રમાણે આ સર્વ પ્રતિઓનો પાઠ લેતાં અર્થ બંધબેસતો થાય છે; મુંબઇની પ્રતમાં कुमाराश्चापि तिस्रोऽपि એવો પાઠ છે, તે લેતાં त्रिस्रः અને ख्याता પ્રખ્યાત એ બે વિશેષણો સત્રાજિતના ત્રણે પુત્રોને લાગુ પડે છે.

† મુંબઈની પ્રતિમાં સત્રાજિત્‌ને ત્રણ પુત્રો ઉપરાંત માત્ર એક જ પુત્રી સત્યભામા હોવાનું સૂચવેલું છે; પરંતુ ૪૭ મા શ્લોકના સ્પષ્ટ વાચ્યાર્થથી તેને ત્રણ પુત્રીઓ હોવાનું જણાય છે.

‡ મરાઠી બંગાલી આદિ પ્રતિઓમાં भार्याः कृष्णाय ता ददौ એવો પાઠ છે. આ પાઠ પ્રમાણે સત્રાજિતે પોતાની ત્રણ પુત્રીઓ શ્રીકૃષ્ણને પરણાવી, એવો અર્થ થાય છે. જો મુંબઇની પ્રતનો પાઠ भार्यां कृष्णाय तां ददौ લઇએ તો સત્યભામાને કૃષ્ણ સાથે પરણાવી એમ લેવું પડશે, અને તેમ લેતાં વ્રતિની અને પ્રસ્વાપિની એ બે વિશેષણો સત્યભામાને લાગુ કરવાં પડશે. તેમ કરતાં તેનો અર્થ આવો થઈ શકે, કે વ્રતશીલ, દૃઢ વ્રત આચરનારી, અને મોહમાં નાંખનારી સત્યભામા શ્રીકૃષ્ણને પરણાવી.

§ ભાદરવા સુદ ૪-ગણેશચતુર્થીને દિવસે જો ચંદ્ર જોવામાં આવે તો ચોરીનું આળ માથે ચઢે એવી લોકમાન્યતા છે. આથી આ દિવસે ભૂલે ચૂકે ચંદ્ર દેખાતાં ચોરીનું આળ શિરે ચઢતું અટકાવવા આ ઉપાખ્યાન સાંભળવાની રૂઢિ પડેલી છે.

જોઇએ, એવો નિશ્ચય તેણે કર્યો, અને સત્રાજિતને મરાવવા શતધન્વા સાથે ઘાટ ઘડ્યો.) અક્રૂરની નિત્યની પ્રેરણાથી યોગ્ય સમય મળતાં મહાબલવાન્ શતધન્વાએ એક રાત્રિએ ઓચિંતી ત્રાપ મારી સત્રાજિતને મારી નાંખ્યો અને તેની પાસેથી પેલો સ્યમંતક મણિ લઈ અક્રૂરને હવાલે કર્યો.[૩] પછી, હે ભરતશ્રેષ્ઠ જનમેજય! અક્રૂરે એ મણિ લઈ શતધન્વા પાસે સામી એવી પ્રતિજ્ઞા લેવડાવી કે, "અક્રૂર પાસે એ મણિ છે, એમ હું કોઇને પણ જણાવીશ નહીં."[૪] તે ઉપરાંત અક્રૂરે તેને એમ પણ કહ્યું કે, 'આજથી નિઃસંશય દ્વારાવતી નગરી મારે વશ થયલી છે, તેથી જો કદાચિત્ શ્રીકૃષ્ણ તારી પાછળ પડશે, તો હું તારી સહાયતામાં રહીશ.'[૫] (આ પ્રસંગ બન્યો ત્યારે કૃષ્ણ દ્વારકામાં ન હતા. તેઓ પાંડવોની તપાસ માટે હસ્તિનાપુર ગયા હતા. તેથી) પોતાનો પિતા સત્રાજિત આમ ઓચિંતો હણાયો, એટલે દુઃખી થયલી યશસ્વિની સત્યભામા (પોતાના પતિ કૃષ્ણને આ પ્રસંગ જણાવવા) રથમાં બેસી વારણાવતી (હસ્તિનાપુર) નગરી તરફ સીધાવી.[૬] ત્યાં જઈ શોકથી પીડાતી સત્યભામાએ પોતાના પતિ કૃષ્ણના પડખામાં બેસી, તેમને શતધન્વા ભોજે સત્રાજિતના ખૂનનું કરેલું અપકૃત્ય જણાવ્યું, અને પુષ્કળ રડી પડી.[૭] એટલે (દુર્યોધનના કપટથી લાક્ષાગૃહમાં) બળી ગયેલા પાંડવોને* શ્રીકૃષ્ણે ઝટપટ ઉદકાંજલિ આપવાની ક્રિયા સમેટી લીધી, અને તેમની ઉત્તરક્રિયા તથા તેમના કુલને ઉચિત અન્ય ઔર્ધ્વદૈહિક કાર્યો કરવાનું સાત્યકીને સોંપ્યું,[૮] અને મધુ નામના રાક્ષસને મારનાર મધુસૂદન પોતે એકદમ ઝડપથી દ્વારાવતી આવી પહોંચ્યા.

દ્વારકામાં આવીને શ્રીકૃષ્ણે પોતાના મોટાભાઈ હલધર–બલરામને આ વચન કહ્યું: "સિંહે પ્રસેનજિતને મારી નાંખ્યો અને સત્રાજિતનો શતધન્વાએ વધ કર્યો. (આમ સ્યમંતક મણિના બે માલિક મુઆ. સત્રાજિતને એ મણિ મેં વનમાંથી જિતી આણી આપ્યો હતો.) એટલે ખરી રીતે, હે વિભુ! હવે એ મણિ મને જ મળવો જોઇએ, અને હું જ તેનો હક્કદાર સ્વામી છું. તેટલા માટે, હે મહાબાહુ બલરામ! તમે પણ સત્વર રથ ઉપર ચઢો, અને એ મહાબલવાન્ ભોજ શતધ્વનાને હણી, એ સ્યમંતક મણિ આપણે સ્વાધીન કરી લેવો જોઇએ."[૯–૧૧]

તદનંતર શ્રીકૃષ્ણ અને ભોજ શતધન્વા વચ્ચે તુમુલ યુદ્ધ ચાલી રહ્યું. યુદ્ધ કરતાં કરતાં શતધન્વા સહાય અર્થે અક્રૂરને શોધતો સર્વ દિશાઓ ખુંદી વળ્યો.[૧૨] અક્રૂરે પોતે શતધન્વા અને જનાર્દન બન્નેને આ પ્રમાણે તુમુલ યુદ્ધ કરતા જોયા છતાં, અને પોતે તેને સહાય કરવાને સમર્થ હતો છતાંયે તે શઠતાથી જ હૃદિકના પુત્ર શતધન્વાની નજરે ચઢ્યો જ નહીં, ને વચન આપ્યા પ્રમાણે તેને મદદ પણ કરી જ નહીં.[૧૩] (કોઈ પણ તરફથી સહાય નહીં મળી) એટલે ભયથી પીડાતા શતધન્વાએ પોબારા ગણવાનો નિશ્ચય કર્યો, અને એક ઘોડી ઉપર બેસી સો યોજનથી પણ ઘણે દૂર નીકળી પડ્યો.[૧૪] હે રાજન્ જનમેજય! શતધન્વાની સો યોજન જનારી આ ઘોડીનું નામ હૃદયા હતું. તેણે એ અતિ ચાલાક ઘોડી ઉપર સ્વાર થઈ દોડતાં દોડતાં શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરી ગચ્છંતી કરી.[૧૫] દમપર દમ સો યોજનનો માર્ગ કાપ્યા પછી શતધન્વાને લાગ્યું કે, પોતાની ઘોડી હૃદયાની ગતિ ક્ષીણ થતી જતી હતી, અને ઘોડીના વેગ કરતાં શ્રીકૃષ્ણના રથની ગતિ વધતી જતી હતી. આથી તેના મનમાં અતિશય સંતાપ થયો.[૧૬] એટલામાં તો, હે ભારત! શ્રમ તથા થાકથી એ ઘોડી હૃદયાનો પ્રાણ સત્વર આકાશમાં સીધાવ્યો. એટલે શ્રી કૃષ્ણે બલરામને કહ્યું કે, 'હે મહાબાહુ! તમે હવે અહીં જ ઉભા રહો. એની ઘોડી ગતિ વિનાની થયલી (મુએલી) મને જણાય છે. એટલે હું હવે પગવાળો થઈ તેની પાછળ દોડી, હમણાં જ સ્યમંતક મણિ તેની પાસેથી ખુંચવી લાવું છું.'[૧૭–૧૮]

પછી અચ્યુત ભગવાન્ કૃષ્ણ પગવાળા થઈ શતધન્વાની પાછળ દોડ્યા, અને, હે રાજન્! અસ્ત્રવિદ્યામાં ઉત્તમ શ્રીકૃષ્ણે તેને મિથિલાનગરી સમીપ પકડ્યો અને હણ્યો.[૧૯] મહા બળવાન્ ભોજ શતધન્વાને આ રીતે શ્રીકૃષ્ણે મારી નાંખ્યો, પરંતુ પેલો સ્યમંતક મણિ તો તેની પાસેથી તેમને હાથ લાગ્યો જ નહીં. ભોજને મારીને પાછા ફરેલા શ્રીકૃષ્ણને બલરામે કહ્યું કે, "હે કૃષ્ણ! મને એ સ્યમંતક મણિ આપો."[૨૦] ત્યારે શ્રીકૃષ્ણે તેમને એવો ઉત્તર આપ્યો કે, "હે ભાઈ! મને શતધન્વાની પાસેથી એ મણિ મળ્યો જ નથી." કૃષ્ણના આ વચનથી બલરામનું માથું ફર્યું અને રોષે ભરાયા, અને (તું જૂઠું બોલે છે, તેથી) "તને ધિક્કાર છે," "તને ધિક્કાર છે" એમ વારંવાર કહેતાં તેમણે જનાર્દનને કહ્યું કે, "હે કૃષ્ણ! હું શું કરું? લાચાર છું કે, તું મારો ભાઈ થાય છે, માટે જ તને અહીંથી જીવતો જવા દઉં છું. તારું કલ્યાણ થાઓ. હું હવે તારી પાસે રહેવા ઇચ્છતો નથી. હું હવે જતો રહું છું. મારે તારું દ્વારાવતીનું કે વૃષ્ણિઓનું કાંઈ પણ કામ નથી."[૨૧–૨૨] કૃષ્ણને આવાં વચન કહીને શત્રુને વશ કરનાર બલરામે

* મહાભારતમાં આદિપર્વમાં જાતુગૃહપર્વમાં આ કથા આપેલી છે.

મિથિલા નગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં મિથિલાના રાજાએ સર્વ ઇષ્ટ, યોગ્ય ઉપચારો અને સામગ્રીઓથી તેની પૂજા કરી.[૨૩]

આ પાસ આ પ્રસંગ આમ બનતો હતો, તે દરમ્યાન બુદ્ધિમાનોમાં ઉત્તમ એવો અક્રૂર સર્વ ઇષ્ટ સામગ્રીઓવડે નાના પ્રકારના, અનેક યજ્ઞો ઉત્તરોત્તર વિનાપ્રતિબંધે કરવા મંડ્યો.[૨૪] સ્યમંતક મણિ માટે પોતાની ઉપર કોઈ રાજા હુમલો કરે નહીં તે ખાતર તેમ જ શત્રુથી પોતાનું રક્ષણ કરવા ખાતર ગાંદિનીના શઠ, વિચક્ષણ, અને સહાયશાલી પુત્ર અક્રૂરે યજ્ઞોની દીક્ષારૂપી કવચ ધારણ કરી લીધું.[૨૫]* આમ સાઠાં વર્ષ સૂધી તેણે યજ્ઞો નિરંતર કર્યાં જ કર્યા, અને સ્યમંતક મણિના પ્રતાપથી એ યજ્ઞોમાં વિવિધ રત્નો અને અન્ય ઉત્તમ દ્રવ્યોનો ઉપયોગ કર્યો.[૨૬] મહાત્મા અક્રૂરના યજ્ઞો બહુ અન્ન અને પુષ્કળ દક્ષિણાના દાનયુક્ત હતા તથા સર્વ પ્રકારની કામનાઓની પરિપૂર્ણ હતા. આથી અક્રૂર યજ્ઞોના નામથી લોકમાં સુવિખ્યાત થયા.[૨૭]

આ તરફ સમર્થ દુર્યોધન રાજા મિથિલા નગરીમાં ગયો, અને ત્યાં તેણે બલભદ્રની પાસેથી દિવ્ય ગદાયુદ્ધ શીખી લીધું.[૨૮] તે પછી મહાત્મા શ્રીકૃષ્ણ, વૃષ્ણિ અને અંધક કુલોના મહારથીઓ સાથે મિથિલા ગયા, બલરામને પ્રસન્ન કર્યા, અને તેમને દ્વારિકામાં લઈ આવ્યા.[૨૯]

બલરામને મનાવવા કૃષ્ણ મિથિલા ગયા, એ તકનો લાભ લઈ, હે ભારતશ્રેષ્ઠ! કેટલાક અંધકોને સાથે લઈ અક્રૂર દ્વારકાથી નાસી ગયો. યુદ્ધમાં મહાપરાક્રમી સત્રાજિતને તેના બંધુ સાથે તેણે મરાવ્યો હતો, છતાં જ્ઞાતિજનોમાં ભેદ પડવાના ભયથી શ્રીકૃષ્ણે તેની ઉપેક્ષા કરી. પરંતુ સ્યમંતક મણિ સાથે અક્રૂર દ્વારાવતીમાંથી નાસી ગયા પછી એવો ચમત્કાર બન્યો કે, ઇન્દ્રે એ પ્રદેશમાં વર્ષાદ વરસાવ્યો નહીં.[૩૦-૩૧] અનાવૃષ્ટિથી દ્વારાવતીનો રાજ્યપ્રદેશ અતિશય ઉજ્જડ થઈ જવા માંડ્યો, એટલે કુકુરો અને અંધકોએ અક્રૂરને પ્રસન્ન કર્યો.[૩૨] અને દાનપતિ અક્રૂરે દ્વારાવતીમાં પાછો પ્રવેશ કર્યો, ત્યારે હજાર આંખવાળા ઇન્દ્રે સમુદ્રતટ ઉપરના આ પ્રદેશ ઉપર વર્ષાદ વરસાવ્યો.[૩૩] હે કુરુનંદન! તે પછી બુદ્ધિમાન્ અક્રૂરે શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવાના હેતુથી પોતાની બેન તેમને પરણાવી.[૩૪] પછી યોગબલથી તેમ જ અક્રૂરના દાનધર્મથી જનાર્દન શ્રીકૃષ્ણે જાણી લીધું કે, એ મણિ અક્રૂરની પાસે જ ગયો છે, ત્યારે તેમણે એક સમયે ભર સભા વચ્ચે ખુબીથી તેને કહ્યું કે, "હે સમર્થ અક્રૂર! ઉત્તમ રત્નરૂપ જે સ્યમંતક મણિ તે તમારા હાથમાં આવ્યો છે, તે મને પાછો આપો. હે માનને યોગ્ય અક્રૂર! મારી સાથે તમારે આવી શઠતા કરવી નહીં જોઇએ. તમે એ મણિ લીધો, તે વાતને સાઠ વર્ષ વીતી ગયાં‡ છે. હે અનઘ! આ પ્રસંગ બન્યાને ઘણો લાંબો કાળ વીતી ગયો છે, છતાં વારંવાર સતેજ થતો મારો રોષ પાછો તેવો ને તેવો જ પ્રદીપ્ત રહેલો છે."[૩૫-૩૭]

તે પછી શ્રીકૃષ્ણનાં આવાં વચનથી મહામતિ અક્રૂરે સર્વ સાત્વતોની સભામાં વિના ક્લેશે એ મણિ તેમને સોંપી દીધો.[૩૮] નમ્ર થયેલા અક્રૂરના હાથમાંથી એ મણિ લઇને, શત્રુને દમનાર શ્રીકૃષ્ણે પ્રસન્ન મનથી તે પાછો અક્રૂરને જ આપી દીધો.[૩૯] શ્રીકૃષ્ણની પાસેથી સ્યમંતક મણિ લઇને તેને ગાંદિનીના પુત્ર અક્રૂરે પોતાને કંઠે બાંધ્યો, અને તેવડે તે જાણે બીજો સૂર્ય હોય, તેમ પ્રકાશવા લાગ્યો.[૪૦]

જે મનુષ્ય શુદ્ધ થઈ આ આખ્યાન નિત્ય સાંભળશે, તે સકલ સુખો ભોગવશે.[૪૧] અને તેના યશની ખ્યાતિ બ્રહ્મલોક પર્યંત સર્વ લોકોમાં પ્રસરશે, એમાં લેશ પણ સંશય નથી. હે નૃપોમાં શ્રેષ્ઠ જનમેજય! આ હું તમને સત્ય જ કહું છું.[૪૨]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वमां 'अक्रूरनुं वृत्तांत अने स्यमंतक मणि मेळववाना प्रयास' ए नामनो अध्याय ३९ मो संपूर्ण

---

## અધ્યાય ૪૦ મો

### વિષ્ણુ ભગવાનના અવતારનો હેતુ-જનમેજયની પ્રશ્નપરંપરા

जनमेजय उवाच—

प्रादुर्भावान्पुराणेषु विष्णोरमिततेजसः ।
सतां कथयतामेव वाराह इति नः श्रुतम् ॥ १ ॥

જનમેજય પ્રશ્ન પૂછે છેઃ-હે વૈશંપાયન! પુરાણોમાં વર્ણવેલા, અમિત તેજવાળા વિષ્ણુના અવતારો સંબંધી કથા કહેનારા સત્પુરુષો પાસેથી વિષ્ણુનો એક અવતાર વારાહ પણ હતો, એમ અમે સાંભળ્યું છે; પરંતુ આ વારાહ અવતારનું ચરિત, પોતાનું અપૂર્વ સ્વરૂપ પ્રકટ

* યજ્ઞની દીક્ષા પામેલા રાજાને યુદ્ધનું આહ્વાન કોઇએ ન કરવું, એવો રાજધર્મ તે કાળે પ્રચલિત હતો. † કાશીની, મરાઠી, બંગાળી આદિ પ્રતિઓમાં 'पण षष्टि' સાઠ છે. પરંતુ મન્મથનાથદત્તના ઇંગ્રેજી ભાષાંતરમાં સાઠ હજાર એમ લખેલું છે. પરંતુ એટલા બધા સમય સૂધી અક્રૂરે વિના પ્રતિબંધે યજ્ઞો કર્યા, એમ માનવું યોગ્ય નથી જણાતું.

‡ મન્મથનાથ દત્ત પણ અહીં સાઠ જ વર્ષ આપે છે. આથી જણાશે કે, આગળ ૨૬મા શ્લોકમાં અક્રૂરના યજ્ઞનાં જે 'સાઠ હજાર' વર્ષ લખેલાં છે, તેમાં કંઇક ભ્રાન્તિ છે. બે સ્થળે સાઠ જ વર્ષ હોવાં જોઇએ, એ આ ઉપરથી સિદ્ધ થાય છે.

કરવાની પરમાત્માની વિધિ, તેનું કર્તવ્યકર્મ, ગુણોનો વિસ્તાર, અવતાર લેવાનો હેતુ, તેના ત્યાગનાં સ્વરૂપ, સ્વરૂપ ધરવાની તેની વાંછના આદિ સંબંધી હું કંઈ પણ જાણતો નથી.[૧-૨] એ વેળા વરાહ ભગવાને કેવું અંતઃસ્વરૂપ ધારણ કર્યું હતું? તેની મૂર્તિ (બ્રાહ્ય સ્વરૂપ) કેવી હતી? તે શાના અધિષ્ઠાતા દેવ હતા? તેના આચારો કેવા હતા? તેનો પ્રભાવ કેવો હતો? તેમ તેણે પૂર્વે આ અવતારમાં શું શું સામર્થ્ય કરી બતાવ્યું હતું?[૩] યજ્ઞને માટે ભેગા થયલા અને કથાનું શ્રવણ કરવાની ઇચ્છા ધરાવતા બ્રાહ્મણો સમક્ષ શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસે મહા વરાહ ભગવાનનું ચરિત કહ્યું હતું.[૪] હે બ્રહ્મન્ વૈશંપાયન! વરાહનું રૂપ ધરી શત્રુઓનો નાશ કરનારા નારાયણે પોતાની દાઢવડે સમુદ્રમાંથી પૃથ્વીને જે વિધિથી ઉંચકી કાઢી હતી, તે સર્વ તથા તેનાં કર્મો સંબંધી સંપૂર્ણ વર્ણન વિસ્તારથી સાંભળવાની મારી ઇચ્છા છે. તે જ પ્રમાણે બુદ્ધિમાન્ હરિ(શ્રીકૃષ્ણ)નાં સઘળાં કર્મોની ક્રમસાર પરંપરા તથા, હે બ્રહ્મન્! એ સમર્થ ભગવાને લીધેલા અનેક અવતારો અને તેની પ્રકૃતિ, એ સર્વ સંબંધી વર્ણન પણ તમારે મને કહેવું ઘટે છે.[૫-૭]

હે વૈશંપાયન! દેવોના શત્રુઓનું નિકંદન કરનારા, બુદ્ધિમાન્ વિષ્ણુ ભગવાન્ સ્વર્ગલોક છોડી, વસુદેવના કુળમાં મનુષ્ય વાસુદેવરૂપે આ લોકમાં કેમ અવતર્યા? અર્થાત્ કેમ કૃષ્ણાવતાર ધર્યો? અને દેવોથી છવાયેલા, પુણ્ય અને પુણ્ય કર્મોવાળાઓથી સેવાયેલા દેવલોકને ત્યજી શા માટે આ મૃત્યુલોકમાં ઉતરી પડ્યા?[૮-૯] હે બ્રહ્મન્! તેઓ આમ ઉત્તમ લોકમાંથી અધમ લોકમાં કેમ ઉતર્યા? તે જ પ્રમાણે જે દેવો અને મનુષ્યોના નેતા છે, અને આ પૃથ્વીલોક જે સમર્થ પ્રભુથી ઉત્પન્ન થયો છે, એવા સર્વવ્યાપી પરમાત્માએ શા હેતુથી દિવ્ય દેહ ત્યાગી, મનુષ્યદેહમાં પોતાના આત્માનો વિનિયોગ કર્યો?[૧૦] જે શ્રેષ્ઠ ચક્રધર છે, જે સમસ્ત સૃષ્ટિચક્રના ચાલક છે અને જે મનુષ્યોનું સંસારચક્ર નિર્દોષપણે ચલાવે છે, તેને પોતાને જ આ સંસારચક્રમાં પડવાની બુદ્ધિ કેમ થઈ આવી?[૧૧] જે વિષ્ણુ ભગવાન્ દિવ્ય લોકમાં જ રહીને આ સર્વ લૌકિક જગતનું ગોપાલન (રક્ષણ) કરે છે, તે શા માટે ગૌ (પૃથ્વી) ઉપર આવ્યા અને ગોપાળનો વેષ ધારણ કર્યો?[૧૨] સર્વ ભૂતોના આત્મારૂપ જેણે પંચ મહાભૂતો સરજ્યાં, ધારણ કર્યાં, અને ટકાવ્યાં, એવા શ્રીગર્ભે (કૃષ્ણે) શા વિચારે પૃથ્વી ઉપર સ્ત્રીના ગર્ભમાં નિવાસ કર્યો?[૧૩]

હે વૈશંપાયન! (વામન અવતારમાં) જેણે દેવોની ઇચ્છાથી ત્રણ જ પગલાંવડે ત્રણે લોક જિતી લીધા હતા (અને બલિને પાતાલમાં પેસાડ્યો હતો); જેણે જગતની વ્યવસ્થા ચલાવવા માટે ત્રણ વર્ગ (ત્રણ લોક તે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) અને ધર્મ, અર્થ અને કામ એ ત્રણ માર્ગ સ્થાપ્યા છે; જેણે ધર્મથી સ્વર્ગલોકની પ્રાપ્તિ, અર્થથી મૃત્યુલોકની પ્રાપ્તિ અને કામથી અધઃલોક એટલે પાતાલની પ્રાપ્તિ, એમ વ્યવસ્થા નક્કી કરી છે;[૧૪] જેણે અંતસમયે (પ્રલયકાળે) પંચભૂતાત્મક જગતનું પાન કરી, પોતાના શરીરને જળમય બનાવ્યું અને પોતાનું ચેતન તેમ જ અચેતન સ્વરૂપ સમેટી લઈ સમસ્ત વિશ્વને એકાકાર સમુદ્રરૂપ કર્યું;[૧૫] જેણે પોતે પુરાણ સ્વરૂપ ભગવાન્ હોઇને પ્રાચીન સમયે વરાહનું રૂપ ધારણ કર્યું અને શત્રુઓના જે સંહારકે પોતાની દાઢના અગ્ર ભાગથી આ વસુધાને સમુદ્રમાંથી ઉંચે કાઢી;[૧૬] જે અવિનાશી અને દેવોમાં ઉત્તમ દેવે પૂર્વે પુરુહૂત (અનેકથી સ્તુતિ કરાયલા ઇંદ્ર)ને અર્થે સર્વ અસુરગણને જિત્યા અને તેને ત્રણે લોક અર્પણ કર્યા; તે દેવ, હે બ્રહ્મન્! શા હેતુથી આ પૃથ્વી ઉપર પ્રકટ્યા?[૧૭]

હે વૈશંપાયન! જે ભગવાને પૂર્વે નર અને સિંહ એ બન્નેનાં રૂપ એક જ દેહમાં એકત્રિત કરીને નરસિંહરૂપ ધારણ કર્યું, અને તેવડે મહાપરાક્રમી (પ્રહ્લાદના પિતા) હિરણ્યકશિપુ દૈત્યને હણ્યો;[૧૮] જે સર્વશક્તિમાન્ પરમાત્માએ પૂર્વે સમુદ્રના જળમાં વસતા, પ્રલય કાળના સંવર્તક ઔર્વ* નામના વડવાગ્નિનું રૂપ ધારણ કર્યું, અને પાતાળમાં વસીને સમુદ્રના જળરૂપી સર્વ હવિનું પાન કર્યું; હે બ્રહ્મન્ વૈશંપાયન! યુગેયુગના ઋષિમુનિઓ, જેમની હજાર (અનંત) માથાંવાળા, અનેકાનેક હાથવાળા, અને અસંખ્ય ચરણવાળા દેવ તરીકે સ્તુતિ ગાય છે;[૧૯-૨૦] જે સમગ્ર સ્થાવર અને જંગમ સૃષ્ટિનો સંહાર થતાં, અર્ણવ (સમુદ્ર) જલમય જગતમાં સ્થિત થઈ શયન કરે છે, અને તે વેળા જેની મંથનદંડના જેવી નાભિકમળની દાંડી (નાલ) એ જ પિતામહ બ્રહ્મદેવનું ઉત્પત્તિ અને નિવાસનું સ્થાન થઈ રહે છે;[૨૧] જેણે તારકામય† નામના દેવાસુર રણસંગ્રામમાં યુદ્ધ કરતાં સર્વ દેવમય અને સર્વ આયુધમય દેહ ધારણ કરી દૈત્યોનો સંહાર કર્યો;[૨૨] જેણે ગરુડ ઉપર આરૂઢ થઈ ગર્વથી છકેલા કાલનેમી દૈત્યને હણ્યો તથા દૈત્યો, મય દાનવ અને મહાન્ તારકાસુરને હરાવ્યા;[૨૩] જેણે મહા યોગ-

* ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા ઋષિ; એનો જન્મ ઉરુ એટલે જાંઘામાંથી થયેલો હતો માટે ઔર્વ કહેવાય છે. તેની કથા માટે જુઓ ગુજરાતી પ્રેસના મહાભારત ચૈત્રરથ પર્વનો ૧૭૯ મો અધ્યાય.

† બૃહસ્પતિની સ્ત્રી તારાને ચન્દ્રમા ઉપાડી જવાથી થયેલું યુદ્ધ.

માયાનું સેવન કરી શાશ્વત (ચિરંતન) યોગ સાધવાને અમૃત આપનારા ક્ષીરસાગરના ઉત્તર તીરની સમીપના જળપ્રદેશમાં શયન કર્યું;[૨૪] જે દિવ્ય પુરાણુ પુરુષને અત્યંત તપના ઉત્કૃષ્ટ સંચયથી દેવોની માતા અદિતિએ પોતાના ગર્ભમાં (વામન અવતારમાં) ધારણુ કર્યો, અને જેણે ગર્ભમાંથી બહાર નીકળતાં વંત જ દૈત્યોથી ઘેરાયલા ઇન્દ્રને તેની કામના પૂર્ણુ કરી સંતોષ પમાડ્યો; બલિરાજા પાસેથી સાડા ત્રણુ ડગલાં પૃથ્વી માગી લઈ તેને જેણે પાતાલમાં પેસાડ્યો;[૨૫] તે જ પ્રમાણે જેણે ત્રણુ લોકમય ત્રણ પગલાં ભરી દૈત્યોને ત્રણે (સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ) લોકમાંથી કાઢી, જળવાળા (પાતાળ) પ્રદેશમાં વસાવ્યા, અને જેણે દેવોને પાછા સ્વર્ગમાં નિર્ભયપણે ક્રીડા રમતા કીધા, તથા ઇન્દ્રને પાછું દેવોનું અધિપતિપણું (ઇન્દ્રપદ) સોંપ્યું, એ પરમાત્માએ શા માટે આ પૃથ્વી ઉપર બંધનકારક અવતાર લીધો?[૨૬]

વળી, હે બ્રહ્મન્! જેણે યજ્ઞમાં ઉપયોગી ઉપકરણો (પાત્રો), દક્ષિણા, દીક્ષા, ચમસ (પીવા માટે સોમરસ આપવાની કડછી) અને ઉલૂખલ (સોમનાં પાન વાટવાનો ઉમરડાના ખાણીયો)ની યોજના કરી; જેણે ગાર્હપત્ય* અને અન્વાહાર્ય અગ્નિનું સ્થાપન કરી, તે સંબંધી કર્મકાંડની પદ્ધતિ (વિધિ) નિશ્ચિત કરી;[૨૭] તે જ પ્રમાણે જેણે આહવનીય† અગ્નિનું પણ વિધાન અને ક્રિયાકર્મ નિર્મ્યું; જેણે વેદી, કુશ (દાભ), સ્રુવ (આહુતિ આપવાની કડછી), પ્રોક્ષણીય (યજ્ઞદ્રવ્ય પવિત્ર કરનારું જળ), ધ્રુવ (જળપાત્ર) અને અવભૃથ (યજ્ઞની સમાપ્તિને અંતે) સ્નાનનાં સાહિત્યોની યોજના કરી;[૨૮] જેણે અમૃતની ત્રણુ (ઊર્ધ્વ, મધ્ય, અને નીચી) ગતિ (પ્રકાર) કરી; જેણે હવ્ય અને કવ્ય આપનારા દ્વિજોને નિર્માણુ કર્યા, અને જેણે મંત્રવિધિપૂર્વક યજ્ઞમાં હવ્ય લેવાનો અધિકાર દેવોને આપ્યો, તથા તે જ રીતે શ્રાદ્ધાદિકમાં પિંડ સ્વીકારવાનો અધિકાર પિતૃઓને આપ્યો;[૨૯] તે જ પ્રમાણે જેણે યજ્ઞકર્મમાં ઉપયોગી એવા યૂપો (યજ્ઞના પશુને બાંધવાના ખદિરના સ્થંભો), સમિધ (ખાખરો વગેરે વનસ્પતિઓની શળીઓ), સ્રુવ (શરવો), સોમરસ, પવિત્રાં (દાભની વીંટીઓ), પરિધિ,§ ઇષ્ટિકા (કાષ્ઠના ભારા) ઇત્યાદિ અનેક યજ્ઞદ્રવ્યો નિયત કર્યા; જેણે તે જ પ્રમાણે યજ્ઞનો અગ્નિ અને તેને સ્થાપવાનાં ભિન્ન ભિન્ન સ્થાનો નિર્માણુ કર્યા; જેણે યજ્ઞકાર્યના નિર્વાહ અર્થે સદસ્ય (સભાસદ), યજમાન, મેધ્ય (હોમવાનું પશુ) અને ઉત્તમમાં ઉત્તમ ક્રતુઓ (અશ્વમેધ આદિ)ની વ્યવસ્થા કરી;[૩૦–૩૧] જેણે પરમેષ્ઠી બ્રહ્મદેવે ઠરાવેલી પ્રવૃત્તિ પ્રમાણે યજ્ઞોના વિવિધ પ્રકારો અને વિભાગો લોકમાં પ્રચલિત કરી પોતાનું સામર્થ્ય પ્રકટ કર્યું; (જેણે યુગયુગને અનુરૂપ પરાક્રમો-ચમત્કારો લોકમાં કર્યા),[૩૨] એ પરમાત્માનો પ્રાદુર્ભાવ આ લોકમાં શાથી થશે?

વળી, હે વૈશંપાયન! જેમણે ક્ષણ,‖ લવ,¶ કાષ્ઠા,‡ કલા,+ પ્રાતર્, મધ્યાહ્ન અને સાયં એ ત્રણુ કાલ, તથા મુહૂર્ત, તિથિ, માસ, પક્ષ, સંવત્સર અને ઋતુ એ પ્રમાણે કાલના વિભાગ ઠરાવ્યા; અને જેણે નિત્ય, નૈમિત્તિક અને કામ્ય, એ ત્રિવિધ કર્મો માટે આ વિવિધ કાલવિભાગનો ઉપયોગ કેવી રીતે કરવો, તે દાખવવા શ્રુતિ, સ્મૃતિ અને શિષ્ટાચાર એ ત્રણુ કર્મ-પ્રમાણો નક્કી કર્યા; તે જ પ્રમાણે જેણે સ્થાવર-જંગમાત્મક ક્ષેત્રો (શરીરો) નિર્માણુ કરી, તેનાં આયુષ્ય-(કાલમર્યાદા)ની અવધિ પણુ ઠરાવી, તથા તેમને માટે વૃદ્ધિ (મોટા થવું તથા અનેક ગણા વધવું), દ્વિપાદ, ચતુષ્પાદ આદિ લક્ષણો, સ્ત્રી, પુરુષ, નપુંસક એ ભેદો, તેમ જ રૂપ, લાવણ્ય આદિ ગુણો નિર્માણુ કર્યા;[૩૩–૩૪] તેમ જેણે યજ્ઞ કરવાના અધિકારવાળા બ્રાહ્મણુ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણુ વર્ણ; સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણુ લોક; ઋક્, યજુષ્ અને સામ એ ત્રણુ વેદ; દક્ષિણ, આહવનીય અને ગાર્હપત્ય એ ત્રણુ અગ્નિઓ, ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણ કાળ, નિત્ય, નૈમિત્તિક અને કામ્ય એ ત્રણુ પ્રકારનાં કર્મ, પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા એ ત્રણુ પ્રકારના અપાય (વ્યસન) (અનુષ્ઠાન, પાઠ અને નિર્બળ વૃત્તિને અંગે થતી ત્રણુ પ્રકારની કર્મભ્રષ્ટતા), સત્વ, રજ અને તમ એ ત્રણુ ગુણ, એ સર્વની સૃષ્ટિના આરંભમાં પોતાના અપાર અનંત સામર્થ્યથી યોજના કરી, એ પરમાત્મા માનવયોનિમાં કીયા અગમ્ય હેતુથી ઉતર્યા?

વળી, હે વૈશંપાયન! જે પોતે જ સર્વ ભૂતો અને

---

* પિતા, પિતામહ અને પ્રપિતામહ એ શ્રેણીએ વંશપરંપરાથી ઉતરી આવેલો અગ્નિ અને તેને સાચવી રાખવાનો વિધિ.

† દરેક અમાવાસ્યાએ પિતૃઓની તૃપ્તિમાટે કરાતું શ્રાદ્ધ (ઇષ્ટિ).

‡ ગાર્હપત્ય અગ્નિમાંથી નિત્ય હોમ સારુ કાઢેલો અગ્નિ.

§ યજ્ઞકુંડની આસપાસ ખાખરાની સળીઓથી કરવાનું કુંડાળું.

‖ ૨૫ ૪/૫ સેકંડ જેટલો સમય.

¶ આંખનો એક પલકારો મારતાં જે સમય થાય તેનો ૧/૬ મો ભાગ. ‡ કલાનો ૩૦ મો ભાગ.

\+ સમયનો વિભાગ. કલા એટલે કેટલો સમય; એ નક્કી કરવામાં બે પ્રકારની ગણત્રીઓ કામે લાગે છે:– એક ગણત્રી પ્રમાણે ૧ મીનીટ અને ૪૮ સેકંડનો તે, અને બીજી ગણત્રી પ્રમાણે ૧ મીનીટ અને ૮ સેકંડનો સમય તે, કલા કહેવાય છે.

સર્વ ગુણોના સ્રષ્ટા (ઉત્પાદક) હોઇને પોતે જ ભૂતાત્મક અને ગુણાત્મક છે;૩૫-૩૬ જગતના જે ઈશ્વર સર્વ સૃષ્ટિના નિયામક હોઇને જન્મમૃત્યુરૂપી આવાગમનથી જીવોને સર્વત્ર બ્રહ્માંડમાં આંટાફેરી ખવરાવે છે, અને સ્વયંજીવરૂપ ધરી ઇંદ્રિયો અને તેના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયો સાથેના સંયોગથી પ્રાપ્ત થતા સુખમાં રમી રહે છે;૩૭ જે ધર્મશીલ જીવોના આશ્રય છે, અને પાપકર્મી જીવોને આશ્રય આપનારા નથી અર્થાત્ એવાઓને તો તેમના કર્મની શિક્ષા ભોગવાવનારા છે; જેનાથી ચારે વર્ણો ઉદ્ભવી છે, અને જેઓ હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ એ ત્રણ ઋત્વિજોના રક્ષણહાર છે;૩૮ જેઓ આન્વીક્ષિકી (ન્યાય વા અધ્યાત્મવિદ્યા), ત્રયી (ત્રણ વેદ), વાર્તા (વ્યવહારનીતિ) અને દંડનીતિ, એ ચારે વિદ્યાઓના જ્ઞાતા છે; જે બ્રહ્મચર્ય,ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચાર આશ્રમોના સંશ્રય (આધાર)રૂપ છે; જેના ઉદરમાં દશે દિશાઓ સમાયલી છે; જે આકાશ, વાયુ, જળ, અગ્નિ અને પૃથ્વી એ પંચ મહાભૂતોના આત્મા છે; જે ચંદ્ર, સૂર્ય ઇત્યાદિ જ્યોતિઃસ્વરૂપ છે; જે યોગીઓના પણ અધિપતિ અર્થાત્ નિર્વિકલ્પક સમાધિરૂપ છે; જેની આંખના તેજથી જ રાત્રિનો નાશ થાય છે; જેઓ ઉત્તમમાં ઉત્તમ જ્યોતિઃસ્વરૂપ છે; (તેમ જ સૌથી વિશેષ અનુપમ તમસ્-અંધકાર સ્વરૂપ છે;) જે સર્વ તપમાં શ્રેષ્ઠ તપઃસ્વરૂપ છે;૩૯-૪૦ જેને ઋષિમુનિઓ પર (સૂત્રાત્મા) કહે છે, અપર (વિરાટ્સ્વરૂપ) કહે છે અને પરાત્પર (પરમાત્મા) પણ કહે છે, એ પરમાત્માના પ્રાદુર્ભાવનો કીયો અગમ્ય હેતુ હશે?

[જે પરમાત્માના નારાયણસ્વરૂપમાં સર્વ વેદ આશ્રય કરી રહ્યા છે, સર્વ ક્રિયાઓ જેને વશવર્તી છે, જેમાં સર્વ ધર્મ નિવાસ કરી રહ્યો છે, છેલ્લામાં છેલ્લી ઉત્તમ ગતિ જે નારાયણને જ અધીન છે, જે નારાયણના જ આશ્રયે સત્ય અવલંબેલું છે, અને તપ પણ જેના આધારે ટકેલું છે, મોક્ષ પણ જે નારાયણના આશ્રયે છે, અને જે નારાયણ સર્વનું પરમ અયન (આશ્રયસ્થાન) છે, એ પરમાત્મા આ ભૂમિ ઉપર કેમ ઉતર્યા?]*

વળી, હે બ્રહ્મન્! જે પોતે જ આદિદેવ, દિવ્ય, સર્વવ્યાપી, અને આદિત્યસ્વરૂપ છે; જે દૈત્યોના અંતક (કાળરૂપ) છે;૪૧ જે યુગને અંતે મહાપ્રલય સમયે મહાકાલ સ્વરૂપ ધારણ કરે છે, અને જે લોકનો અંત આણનાર યમનો પણ અંત આણનારા છે; જે લોકમર્યાદા સ્થાપનારા મન્વાદિ સ્મૃતિકારોના પણ નિયામક છે; જે પવિત્ર કર્મો કરનારા સર્વથી પણ પવિત્ર છે;૪૨ જેને જાણવાને માટે વેદમાં પારંગત વિદ્વાનો મથે છે; જે ઐશ્વર્યસંપન્ન મરિચિ આદિ મહર્ષિઓના પણ પ્રભુ છે; જે સૌમ્ય (સુંદર) પદાર્થોથી પણ વિશેષ સૌમ્ય છે; જે અગ્નિ સમાન વર્ચસ્વીઓથી પણ તેજસ્વી છે;૪૩ મનુષ્યોમાં મનરૂપ, તપસ્વીઓમાં તપરૂપ, નીતિપરાયણ પુરુષોમાં નીતિરૂપ, અને તેજસ્વીઓમાં તેજરૂપ છે; જે સર્વ પ્રકારની સૃષ્ટિઓના સર્જનાર અને સર્વ લોકની ઉત્પત્તિના અનુત્તમ હેતુ (આદિ કારણ) છે;૪૪ જે દેહને ધારણ કરવા યોગ્ય પુરુષોના દેહરૂપ અને ગતિ કરનારાઓની ગતિરૂપ છે; જે આકાશમાં ઉત્પન્ન થયેલા વાયુરૂપ અને વાયુથી ચેતનમય થનારા અગ્નિરૂપ છે;૪૫ અને જે અગ્નિથી (આહુતિ દ્વારા) પોષાનાર દેવરૂપ છે; અને જે મધુસૂદન નારાયણ અગ્નિના પ્રાણ છે; (અગ્નિનો અંશ મનુષ્યદેહમાં જઠરાગ્નિની સંજ્ઞા પામે છે; જઠરાગ્નિના સામર્થ્યથી મનુષ્યે ખાધેલા અન્નનો પરિપાક થાય છે, અને એ પરિપાકથી અન્નરસ ઉત્પન્ન થાય છે;) અન્નરસથી† લોહી બાઝે છે અને લોહીથી માંસપિંડ બંધાય છે;૪૬ માંસથી મેદ અને મેદથી હાડકાં ઉત્પન્ન થાય છે; હાડકાંથી મજ્જા અને મજ્જાથી વીર્યકણ બંધાય છે;૪૭ અને વીર્યથી ગર્ભની ઉત્પત્તિ થાય છે. આમ એક અન્નરસ જેનું મૂળ કારણ છે, એવા પિંડના વ્યાપારથી આ સર્વ કર્મપરંપરા પ્રવર્તે છે. ગર્ભરૂપ પિંડનું મુખ્ય કારણ જે રેતસ્ (વીર્ય) તે જળનો એક વિકાર છે. વીર્ય શુભ્ર (શ્વેત) વર્ણનું હોવાથી સૌમ્ય (સોમરૂપ) છે, અને તે જીવની ઉત્પત્તિનો પ્રથમ રાશિ કહેવાય છે. ગર્ભના જઠરાગ્નિના યોગથી ઉત્પન્ન થતી ગતિ, એ અગ્નિસ્વરૂપ છે, અને તે દ્વિતીય રાશિ કહેવાય છે.૪૮ તે જ પ્રમાણે પુરુષનું શુક્ર (વીર્ય) એ સોમરૂપ જાણવું, અને સ્ત્રીનું આર્તવ પણ અગ્નિરૂપ જાણવું. આ બન્ને વીર્ય અને આર્તવ અન્નરસનાં સત્વ તેમ જ વિકાર છે, અને ચંદ્ર તથા અગ્નિ તેના પોષક દેવ છે.૪૯ (આમ સર્વ જગત્ અગ્નિસોમાત્મક છે.) કફથી વીર્ય થાય છે અને પિત્તથી શોણિત થાય છે. કફનું સ્થાન હૃદય છે અને પિત્ત નાભિપ્રદેશમાં બંધાય છે.૫૦ દેહના મધ્યમાં હૃદય આવેલું છે, અને એ હૃદય જ મનનું સ્થાન કહેવાય છે. મન પ્રજાપતિરૂપે ઓળખાય છે ત્યારે કફ સોમરૂપ ગણાય છે અને પિત્ત અગ્નિરૂપ કહેવાય છે. (અર્થાત્ મન, કફ અને પિત્ત, એ ત્રણના અધિષ્ઠાતા દેવ અનુક્રમે પ્રજાપતિ, સોમ અને અગ્નિ

* આ બે શ્લોકો મુંબઇની પ્રતિમાં ક્ષેપક ગણેલા છે, પરંતુ બંગાળી બે પ્રતોમાં તેવો કંઈ ઉલ્લેખ નથી.

† અહીંથી તે શ્લોક ૫૯ મા સુધીમાં જે પ્રકારે શરીરનું બંધારણ કળવાય છે, તે સમજાવેલું છે.

છે.) કફ એ સોમરૂપ હોઇને હૃદયના કોઠામાં અને પિત્ત એ અગ્નિરૂપ હોઇને જઠરાગ્નિરૂપે નાભિના કોઠામાં રહે છે. આથી જ સર્વ જગત અગ્નિસોમાત્મક કહેવાય છે.[૫૧-૫૨] આ પ્રમાણે શુક્ર, આર્તવ અને શોણિતના સંયોગથી ઉત્પન્ન થયલો ગર્ભ સ્થાયી થતાં અને મેઘની પેઠે વૃદ્ધિ પામતાં, તેમાં પરમાત્માના અંશની સાથે પ્રાણ વાયુ પણ સંચાર કરે છે (અર્થાત્ ગર્ભ જીવવાન્ થાય છે).[૫૩] તે પછી એ પ્રાણવાયુ જીવનાં શિર આદિ અંગો અને વિવિધ અવયવોનું બંધારણ જમાવે છે, અને પોતે જ એ અવયવોમાં પ્રવર્તી તેમને પુષ્ટિ આપે છે: આ જ પ્રાણ વાયુ શરીરમાં સ્થિતિ કરી, પોતે જ પાંચ ભાગમાં વહેંચાઈ જાય છે, અને પાછો વૃદ્ધિ પામે છે.[૫૪] પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન, એ પાંચ પ્રકારના વાયુ પ્રાણવાયુના વિભાગ છે. પ્રાણવાયુ દેહના પ્રથમ (મુખ્ય) ભાગ હૃદયમાં રહે છે, અને તે અંગને પુષ્ટિથી વધારે છે.[૫૫] અપાનવાયુ દેહના નીચેના (પશ્ચિમ) અર્ધ ભાગ અર્થાત્ જંઘાથી પાદ પર્યંતનાં અંગોમાં પ્રવર્તે છે, અને એ અંગોને પુષ્ટિ આપે છે. ઉદાનવાયુ શરીરના ઊર્ધ્વભાગના એટલે કે ઉરુ(છાતી)ના પ્રદેશમાં રહે છે, અને ત્યાંનાં અવયવોને પોષણ આપે છે. વ્યાનવાયુ દેહની સર્વે સંધિઓ(સાંધા)માં વ્યાપી રહે છે, અને તે શરીરને બળ આપનારું કર્મ કરવા સાંધાને પુષ્ટિ આપી પ્રેરે છે; આ કર્મથી જ તેનું નામ વ્યાન પડેલું છે. સમાન વાયુ નાભિપ્રદેશમાં પ્રવર્તે છે, અને ખાધેલા તથા પીધેલા અન્નપાનાદિ પદાર્થોને પચાવી તેના પિત્તાદિક રસને શરીરના ભાગોમાં યથાયોગ્ય રીતે સર્વત્ર પ્રસારે છે. આ પ્રમાણે પાંચ વાયુનાં સ્થાનો અને તે સંબંધી કર્મવિભાગો ચાલુ થતાં, ગર્ભમાં પ્રવેશેલા જીવને ઇંદ્રિયોના આશ્રયે રહેલી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પંચ વિષયોની પંચ તન્માત્રાદ્વારા પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને અગ્નિ એ પાંચ મહાભૂતોનો સાક્ષાત્કાર થાય છે. (જીવને પાંચ મહાભૂતોનો આમ સાક્ષાત્કાર થવાનું આ કારણ છે.) જીવની ઇંદ્રિયો પૃથ્વી આદિ પંચમહાભૂતોનાં વિશિષ્ટ સૂક્ષ્મરૂપ હોવાથી તે સ્વાભાવિક રીતે જ પોતપોતાના વિષય સાથે સંયુક્ત થવા માંડે છે, અર્થાત્ તે તે વિષયોનો અનુભવ લેવા માંડે છે.[૫૬-૫૭] શરીરનાં અંગોમાં દેહ(કઠિન અંશો) પૃથ્વીતત્ત્વનો બનેલો છે; પ્રાણ એ વાયુનો વિકાર છે; શરીરનાં કર્ણ આદિ છિદ્રો આકાશતત્ત્વથી ઉત્પન્ન થયલાં છે; શરીરમાંનો દ્રવતો ભાગ લાળ, મૂત્ર આદિ જળનો વિકાર છે;[૫૮] તેજ તત્વ એ નેત્રની જ્યોતિનું તેમ જ જઠરાગ્નિની ઉષ્ણતાનું કારણ છે. આ સર્વે અંગો અને ઇન્દ્રિયોનું નિયામક મન છે; અને આ મનના જ સામર્થ્યથી પંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય, એ દશ ઇંદ્રિયોનો ગ્રામ (સમૂહ) સ્પર્શ, રૂપ, રસ, ગંધ, તથા શબ્દ એ આદિ પાંચ વિષયો, અને તેમના આશ્રયે રહેલાં આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી આદિ પંચ મહાભૂતોનો સાક્ષાત્કાર કરે છે. તેજ પ્રમાણે મનના સામર્થ્યથી ગ્રામ, નગર આદિ દેશવિભાગો અને પશ્ચિમ, પૂર્વ આદિ દિશાવિભાગો પ્રતિષ્ઠા પામે છે.[૫૯]

હે બ્રહ્મન્! આ પ્રમાણે જે પુરાણ પુરુષ, પરમાત્મા વિષ્ણુએ સર્વ સનાતન (અનાદિસિદ્ધ) લોકને ઉત્પન્ન કર્યા, તે શા માટે તેમાં જ આવેલા અને મૃત્યુને વશ આ પૃથ્વીલોકમાં મનુષ્યદેહે અવતર્યા?[૬૦]

હે બ્રહ્મન્ વૈશંપાયન! આ જ મારો સંશય છે અને એ જ મારા વિસ્મયનું પણ નિઃસંશય કારણ છે. માનવયોનિમાં અવતરનારા જીવો આખરે સંસારભ્રમણરૂપી ગતિથી જે પરબ્રહ્મનો આશ્રય લે છે (અર્થાત્ જે આવી ગતિવાળાનું આશ્રયસ્થાન છે) તે જ ઉલટા માનવદેહમાં શા માટે ઉતરતા હશે?[૬૧] હે વૈશંપાયન! મેં મારા પૂર્વજોની ઉત્પત્તિનો અને તેમાંયે મુખ્યત્વે કરીને જે શાખામાં હું અવતર્યો છું, તે શાખા(વંશ)નો ઇતિહાસ મેં તમારી પાસેથી સાંભળ્યો છે. હવે વિષ્ણુ અને વૃષ્ણિઓના વંશ સંબંધી ક્રમાનુસાર વૃત્તાંત સાંભળવાની મારી ઇચ્છા છે.[૬૨] વિષ્ણુ ભગવાનને દેવો તેમ જ દૈત્યો બંને પરમ આશ્ચર્યરૂપ કહે છે. હે મહામુનિ વૈશંપાયન! તેથી વિષ્ણુની આશ્ચર્યરૂપ ઉત્પત્તિવિષે મને કંઈ કહો.[૬૩] હે બ્રહ્મન્! સુખને આપે એવું એ આશ્ચર્યકર આખ્યાન મને કહો. હે મુનિ! વિખ્યાત બળ અને પરાક્રમવાળા, અમિત તેજવાળા, અને આશ્ચર્યમય વિષ્ણુ ભગવાનનું કર્મ હવે મને કહો.[૬૪]

इतिश्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंश पर्वनो "विष्णु भगवानना अवतारोनो हेतु अने जनमेजयनी प्रश्नपरंपरा" ए नामनो अध्याय ४० मो संपूर्ण

## અધ્યાય ૪૧ મો

### વિષ્ણુ ભગવાનના અવતારોનું આખ્યાન

वैशंपायन उवाच—

प्रश्नभारो महांस्तात त्वयोक्तः शार्ङ्गधन्वनि ॥
यथाशक्त्या तु वक्ष्यामि श्रूयतां वैष्णवं यशः ॥१॥

વૈશંપાયન કહે છે:-હે તાત જનમેજય! તેં મને શાર્ઙ્ગ ધનુષ્ય ધરનાર વિષ્ણુ ભગવાનને ઉદ્દેશી ઘણી ઘણી લાંબી પ્રશ્નપરંપરા પૂછી છે; પરંતુ હું તને તેના યથા-

શક્તિ ઉત્તરો આપીશ. માટે હવે તને હું વિષ્ણુના યશ સંબંધી વૃત્તાંત કહું છું, તે તું સાંભળ.[૧] હે રાજન્! તું સદ્ભાગ્યશાળી છે, તેથી જ વિષ્ણુ ભગવાનનો પ્રભાવ સાંભળવાની તારી બુદ્ધિ ઉત્તેજિત થઈ છે. આ એક આનંદની વાર્તા છે. તો હવે હું વિષ્ણુની દિવ્ય લીલા (ચેષ્ટા) સંબંધી વૃત્તાંત તને કહું છું, તે તું સાંભળ.[૨]

જે શાશ્વત્ વિભુ વિષ્ણુને, વેદવિદ્યામાં પારંગત વિપ્રો, અનેક આંખવાળા, અનંત મુખવાળા, અપાર ભુજવાળા, અવિનાશી, અસંખ્ય માથાવાળા, દેવરૂપ, અગણિત કરવાળા, અથાગ જિહ્વાવાળા, અનેક મુકુટોવાળા, પ્રચંડ તેજસ્વીરૂપ, પ્રભુરૂપ, અપાર દાન દેવાવાળા, અનેકાનેક થઈ ગયલી ઉત્પત્તિવાળા, અસંખ્ય બાહુવાળા, તેમ જ નિર્વિકારી, એવાં એવાં અપાર વિશેષણોથી સંબોધે છે;[૩-૪] જેમને એ વિપ્રો સવન (સોમયજ્ઞ), હવન, હવિ (આહૂતિ), હોતા (આહૂતિ હોમાવનાર), યજ્ઞપાત્ર, પવિત્ર વેદી, દીક્ષા, ચરુ (આહૂતિના ચોખા રાંધવાનું પાત્ર), સ્રુક, સ્રુવ, સોમ, શૂર્પ (સૂપડું), મુસલ, પ્રોક્ષણીપાત્ર (યજ્ઞદ્રવ્ય પવિત્ર કરવાના જળનું પાત્ર), અગ્નિ અન્વાહાર્યાદિ અને તેના હવિના વિભાગ, અધ્વર્યુ (યજુર્વેદ પાઠી), ઉદ્ગાતા (સામગાન કરનાર વિપ્ર), સદસ્ય (યજ્ઞસભાનો સભ્ય), સદન (પત્નીશાળા), સદસ્ (ઋત્વિક્શાળા), યૂપ (ખદિરનો થંભ), સમિધ, કુશ, દર્વી, ચમસ, ઉલૂખલ, પ્રાગ્વંશ,* યજ્ઞભૂમિ, ઋત્વિજ, ચયન (સ્થંડિલ), નાનામોટા કદનાં શકટ, ચર અને સ્થાવર સૃષ્ટિ, પ્રાયશ્ચિત્તો, સ્વર્ગાદિની પ્રાપ્તિરૂપ કર્મફળ, યજ્ઞવેદી, મંત્ર, હવ્યવાહક વહ્નિ, વહ્નિભાગ, ગાયત્રી છંદ, અગ્રેભુજ, સોમભુજ, ઘૃતાર્ચિષ, અને ઉદાયુધ ઇત્યાદિ ઇત્યાદિ સંજ્ઞાવાળા અગ્નિ છે, એમ કહે છે, એ ભગવાનની લીલા અપાર છે. હે વૈશંપાયન! આ જ શ્રીવત્સ(મણિ)ને હૃદયે ધરનારા દેવદેવેશ, બુદ્ધિમાન્, વિષ્ણુ ભગવાનના હજારો અવતારો થઈ ગયા છે, એમાં લવલેશ સંશય નથી, અને હજી પણ બીજા હજારો અવતારો થશે, એમ બ્રહ્મદેવે કહ્યું છે.[૫-૧૧] હે જનમેજય મહારાજ! જે હેતુથી સુરોના અધિપતિ, રિપુના વિનાશક વિષ્ણુ ભગવાને દેવલોક ત્યજીને મનુષ્યલોકમાં વસુદેવના કુળમાં અવતાર લીધો, તે સંબંધી તું મને જે પુણ્યદાયી, દિવ્ય, શુભ કથા પૂછે છે, તે હું તને સવિસ્તર અને સંપૂર્ણ રીતે કહું છું, અને તું તે સાવધાનતાથી સાંભળ. વાસુદેવ શ્રીકૃષ્ણનું માહાત્મ્ય અને એ મહા તેજસ્વી દેવનું ચરિત, દેવ અને મર્ત્ય લોકના કલ્યાણ અને ઐશ્વર્ય અર્થે છે. સર્વ ભૂતોના આત્મારૂપ એ દેવે અનેક વિશિષ્ટ કાર્યને લીધે અનેક રીતિએ અવતાર લીધા છે.[૧૨-૧૪] હે જનમેજય! શ્રી વિષ્ણુ ભગવાનના પુણ્યપ્રદ, દિવ્ય ગુણોથી યુક્ત, અને મહાન્ છંદો તથા શ્રુતિઓની સ્તુતિઓવડે સારી રીતે અલંકૃત થયલા અવતારો વિષે વૃત્તાંત હું તને કહીશ તે તું, હે જનમેજય! શુદ્ધ થઈ તથા વાણીનો સંયમ કરી સાંભળ. હે રાજન્! હું તને જે વૃત્તાંત કહું છું, તે પરમ પુરાણ, પાવન અને વેદને સંમત (અનુકૂળ) છે.[૧૫-૧૬] આથી હું તને વિષ્ણુ ભગવાનની દિવ્ય કથા કહું છું, તે તું સાંભળ.

હે ભારત જનમેજય! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ (અધોગતિ) થાય છે, ત્યારે ત્યારે ધર્મની દૃઢ સ્થાપના કરવાના હેતુથી સર્વશક્તિમાન્ પ્રભુ દેહ ધારણ કરે છે.[૧૭] હે મહારાજ! આ પરમાત્માની એક સત્વગુણમયી સર્વશ્રેષ્ઠ મૂર્તિ છે. હે રાજન્! એ મૂર્તિ નિત્ય (કાયમને માટે) સ્વર્ગમાં જ રહે છે અને તે દુશ્ચર તપ તપે છે.[૧૮] તેની જે બીજી તમઃપ્રધાન મૂર્તિ છે, તે પ્રાણીઓનો સંહાર કરવાને માટે યોગનિદ્રાનો આશ્રય કરી નિદ્રાવસ્થામાં શયન કરી જાય છે. આલોકમાં પરમાત્માની આ મૂર્તિનાં કર્મનું અનુકરણ કરવાથી અધ્યાત્મચિંતકો (અવિકલ્પ સમાધિ સાધનારાઓ) કુત્સિત થાય છે.[૧૯] આ દેવાધિદેવ, જગત્પતિ યોગનિદ્રાના સેવનમાં હજાર દિવ્યયુગ (યુગચોકડી) વ્યતીત થતાં તેને અંતે લોકકાર્યને અર્થે પ્રકટ થાય છે. તે જ પ્રમાણે પિતામહ બ્રહ્મદેવ, સર્વ લોકપાળો, ચંદ્ર, આદિત્ય, હુતાશન, કપિલ મુનિ, પરમેષ્ઠી, સર્વ દેવો, સપ્ત ઋષિઓ, મહાયશસ્વી ત્ર્યંબક મહાદેવ, વાયુ, સમુદ્રો, પર્વતો, એ સર્વે પરમાત્માના આ દેહનો આશ્રય લે છે. અર્થાત્ તેના આશ્રયે જ રહી આ સમસ્ત જગતના વ્યવહાર ચલાવવા પ્રવૃત્ત થાય છે.[૨૦-૨૨] વળી મહાનુભાવ સનત્કુમાર અને લોકનિયંતા મહાત્મા પ્રજાપતિ મનુ પણ આ જ દેહનો આશ્રય લે છે. આ પ્રદીપ્ત અગ્નિના સમાન તેજસ્વી, પુરાણ દેવે બ્રહ્માથી આરંભીને સ્તંબ (તૃણ) પર્યંત સર્વ પ્રકારનાં અનંત શરીરો નિર્માણ કરેલાં છે.[૨૩] પૂર્વે સમસ્ત સ્થાવર અને જંગમ સૃષ્ટિનો નાશ થતાં તેમ જ સર્વ દેવ અને અસુરગણો, સર્વ ઉરગ (પેટે ચાલનારા પ્રાણી) અને રાક્ષસોનો સંહાર વળતાં, એ પુરાણ તેજસ્વી પુરુષે સમુદ્રની અંદર વસતા, યુદ્ધમાં તત્પર અને અજિત મધુ તથા કૈટભ એ બે દાનવોને પોતાના પ્રભાવથી માર્યા હતા, અને તેમને મોક્ષગતિ પ્રાપ્ત કરવાનું અમિત વરદાન પણ આપ્યું હતું.[૨૪-૨૫]

* પ્રાગ્વંશ એ યજ્ઞનાં ઉપકરણોની શાળા પાસે બાંધેલા એક ગૃહનું નામ છે. એ પૂર્વ દિશામાં હોય છે, અને તેમાં યજ્ઞકર્મ કરનારા ઋત્વિજ અને યજ્ઞકર્તાઓનાં કુટુંબીઓ રહે છે.

પૂર્વે નાભિકમળવાળા પરમાત્મા સાગરના મધ્યમાં સૂતા હતા ત્યારે એ પુષ્કર (નાભિકમળ)માંથી ઋષિગણો સહિત દેવો ઉત્પન્ન થયા હતા.[૨૬] મહાત્મા વિષ્ણુનો આ પૌષ્કરક અવતાર છે; જેમાં મંત્રબ્રાહ્મણોથી સંયુક્ત વેદ પ્રત્યક્ષ જ ઓતપ્રોત થયલો દીસે છે, એમ પુરાણોમાં કહેલું છે.[૨૭]

વળી આ મહાત્મા વિષ્ણુ ભગવાનનો શ્રુતિઓમાં ગાયેલો આદિવરાહ નામનો અવતાર પણ પુરાણોમાં વર્ણવેલો છે. આ વરાહ અવતારમાં દેવોમાં શ્રેષ્ઠ, વિષ્ણુએ વરાહ (ડુક્કર)નું રૂપ લીધું હતું, અને સાગરથી મર્યાદિત થયેલી પર્વત, વન અને જંગલોવાળી પૃથ્વીને એકાર્ણવ (કેવળ જળમય) પ્રદેશમાંથી દાઢવતે ઉંચકી બહાર કાઢી હતી; પરમાત્માનો આ અવતાર યજ્ઞવરાહના નામથી ઓળખાય છે. ચાર વેદ એજ આ યજ્ઞવરાહના ચાર પગ હતા; યજ્ઞનો સ્તંભ એ જ તેની દાઢ હતી; ક્રતુઓ અને યજ્ઞો એ તેના દાંત હતા; કૂર્મ, શ્યેન આદિ અનેક આકારવાળાં યજ્ઞનાં સ્થંડિલો એ તેનું મુખ હતું; અગ્નિ એ જ તેની જીભ હતી; દર્ભ એ તેના શરીર ઉપરના રોમાંચ (વાળ) હતા; મહાતપસ્વી બ્રહ્મા એ તેનું શીર્ષ હતું;[૨૮-૨૯] દિવસ અને રાત્રિ એ તેની આંખો હતી; વેદનાં અંગો એ તેના કાનનાં દિવ્ય આભૂષણ (કુંડળ આદિ) હતાં; આજ્ય (ઘી, હુત-દ્રવ્ય) એ તેનું નાક હતું; સ્રુવા એ તેની તુંડ હતી; સામવેદનો ઘોષ એ તેના મહાન્ સ્વર હતો;[૩૦] શ્રીમાન્ ભગવાન્ વરાહ ધર્મમય અને સત્ય મૂર્તિ હતા. તેઓ ક્રમવિક્રમ-(ત્રણ ભુવનમાં વ્યાપનારાં ત્રણ પગલાં મૂકવાનાં પરાક્રમ અથવા યજમાનની મંત્રપ્રેરિત પાદગતિ)થી ગૌરવ પામ્યા હતા. (યજ્ઞકર્મ અને પરાક્રમ એ તેની શુભ ક્રિયાઓ હતી.) પ્રાયશ્ચિત્ત એ તેના નખ હતા. તે પોતે વિકરાળ હતા. યજ્ઞપશુઓ એ તેની વિશાળ ઘુંટણ હતી; તેના હાથ ઘણા લાંબા હતા;[૩૧] ઉદ્ગાતૃ એ તેનુ અંડ હતું; હોમ એ તેનું લિંગ હતું; હોમનાં ફળ એ તેનાં વૃષણ હતાં; બીજયુક્ત મહોષધિઓ એ તેનુ વીર્ય હતું; વાયુ એ તેનો અંતરાત્મા હતો; મંત્રો એ તેની જંઘા હતી; સોમરસ એ તેનું લોહી હતું;[૩૨] યજ્ઞની વેદી એ તેના ખભા હતા; હવિ એ તેના નાકનો ગંધ હતો; હવ્યકવ્ય એ તેની ગતિ-શક્તિઓ હતી; પ્રાગ્વંશ યાજકોને રહેવાની પૂર્વાભિમુખ યજ્ઞશાળા એ તેની કાયા હતી. આ વરાહ ભગવાન્ સ્વયંપ્રકાશમાન હતા અને નાના પ્રકારની દીક્ષાઓથી પવિત્ર થયા હતા.[૩૩] દક્ષિણા એ તેનું હૃદય હતું; તેઓ મહા સત્રમય મહાન્ યોગી હતા; ઉપાકર્મ (સ્વાધ્યાયની દીક્ષા) એ તેના ઓઠનું રુચિકર ભૂષણ હતું. ધર્મને સંતાપનારા મહાવીરોને પાછા હઠાવવા, એ જ તેમનું ભૂષણ હતું.[૩૪] નાના પ્રકારના છંદો એ તેની ગતિ હતી; પવિત્ર ગૂઢ રહસ્યવાળાં ઉપનિષદો એ તેનાં આસન હતાં; છાયા એ યજ્ઞમાં સહાય કરનારી તેની પત્ની હતી. તે મેરુપર્વતના શિખર સમાન ઉંચા હતા.[૩૫] આવાં આવાં વિવિધ અંગોવાળા, અનેક માથાંવાળા, આદિદેવ વરાહે સાગરથી મર્યાદિત થયલી તેમ જ વન, પર્વત તથા જંગલોવાળી, સર્વત્ર અર્ણવમય થયલા જળમાં ડુબેલી અને અર્ણવમય થયલી પૃથ્વીને લોકોનાં હિત કરવાની ઇચ્છાથી પોતાની દાઢવતી ઉંચકી કાઢી, અને તેને પાછી પૂર્વની સ્થિતિવાળી કરી દીધી હતી.[૩૬-૩૭] આવી રીતે સર્વ ભૂતોના હિતને માટે યજ્ઞરૂપ થયેલા વરાહ ભગવાને પૂર્વે સમુદ્રજળને પોતાની પીઠ ઉપર ધરનારી સમગ્ર પૃથ્વીને પૂર્વે એકાર્ણવમય જળપ્રદેશમાંથી ઉંચકી કાઢી હતી.[૩૮]

હે જનમેજય! મેં તને આ પ્રમાણે વિષ્ણુના વરાહ અવતાર સંબંધી વૃત્ત કહ્યું. હવે તું નરસિંહ અવતાર સંબંધી વૃત્ત સાંભળ. આ અવતારમાં ભગવાને સિંહનું રૂપ ધારણ કરી, હિરણ્યકશિપુ નામના દૈત્યને માર્યો હતો.[૩૯]

હે જનમેજય રાજન્! પૂર્વે કૃતયુગમાં બળથી ગર્વિત થયલા, સુરોના રિપુ, દૈત્યોના આદિપુરુષ હિરણ્યકશિપુએ ઉત્તમ પ્રકારે તપ આદર્યું.[૪૦] તેણે દૃઢ આસન વાળી, મૌન ગ્રહણ કરી, દૃઢ વ્રત આચરી તથા માત્ર જળનો જ આહાર કરી, અગિયાર હજાર અને પાંચસો વર્ષ સૂધી તપ વિનાડગ્યે આદર્યું.[૪૧] એટલે, હે અનઘ! તેના ઇંદ્રિયદમન અને મનઃસંયમથી, તેમ જ બ્રહ્મચર્ય, તપ અને દૃઢ વ્રતનિયમથી બ્રહ્મદેવ તેના ઉપર પરમ પ્રસન્ન થયા.[૪૨] હે ભૂપતિ! હંસ જેના વાહક હતા એવા, સૂર્ય સમાન તેજસ્વી વર્ણવાળા, પ્રકાશમાન વિમાનમાં બેસી; બાર આદિત્યો, આઠ વસુઓ, સાધ્યો, મરુતો, દેવતાઓ, વિશ્વના કર્મમાં સહાયક રુદ્રો અને રુદ્રગણો, યક્ષો, રાક્ષસો, કિન્નરો, દિશાઓ, ઉપદિશાઓ, નદીઓ અને સાગરોના અધિષ્ઠાતા દેવો, નક્ષત્રો, મુહૂર્તો, આકાશમાં સ્થિતિ કરી રહેલા મહાગ્રહો, તપોવૃદ્ધ અને સિદ્ધ દેવર્ષિઓ, તેમ જ પુણ્યતમ રાજર્ષિઓ, ગંધર્વો, અપ્સરાગણો તથા સર્વ સુરો, એ સર્વ પરિવારને પોતાની સાથે લઈ, શ્રીમાન્ સ્વયંભૂ, ભગવાન્, ચર અને અચર સૃષ્ટિના ગુરુ, બ્રહ્મવિદોમાં શ્રેષ્ઠ, બ્રહ્મદેવ પોતે સાક્ષાત્ તેની સમીપ પધાર્યા; અને હિરણ્યકશિપુને આ વચન કહ્યું કે, "હે દૃઢ વ્રત આચરનારા દાનવ! તું મારો અનન્ય ભક્ત છે. તારા જેવા ભક્તના આવા દુષ્કર તપથી હું પ્રસન્ન થયો છું. તારું કલ્યાણ થાઓ. તને

ઇષ્ટ હોય એવો વર માગ, અને તારી ઇચ્છા પ્રમાણે ફળ મેળવ."૪૩-૪૮

હિરણ્યકશિપુ કહે છેઃ-"હે બ્રહ્મદેવ! દેવો, યક્ષો, અસુરો, ગંધર્વો, ઉરગો (પેટે ચાલનારાં પ્રાણી), રાક્ષસો, મનુષ્યો અને પિશાચો, એમાંથી કોઈ પણ મને કોઈ પણ પ્રકારે હણી શકે નહીં. તેમ, હે લોકપિતામહ! ઋષિઓ ક્રોધથી તપી પોતાના તપના પ્રભાવથી પણ મને શાપ દે, તોયે મને તેનો બાધ નડે જ નહીં, એવું વરદાન હું આપની પાસે માગું છું.૪૯-૫૦ હે બ્રહ્મદેવ! વળી કોઈ શસ્ત્રથી કે કોઈ અસ્ત્રથી, પર્વતથી કે વૃક્ષથી, કોઈ સૂકા કે ભીના પદાર્થથી પણ કે કોઈ તેવી બીજી કોઈ વસ્તુથીયે મારો વધ થઈ શકે જ નહીં.૫૧ પરંતુ જે વીર પોતાના હાથના માત્ર એક જ પ્રહાર(થાપટ)થી મારો, મારા સેવકો, મારાં સૈન્યો અને મારાં વાહનો, એ સર્વેનો એકે ઝપાટે નાશ કરવા સમર્થ હોય, તે જ મારો નાશ કરવાને સમર્થ થઈ શકે; તેમ તેનાથી જ મારું મૃત્યુ થાય.૫૨ (મને રુચે તેવું રૂપ કે પ્રભાવ હું ધારણ કરી શકું.) હું પોતે જ સૂર્ય, ચંદ્ર, વાયુ, હુતાશન, જળ, અંતરિક્ષ, નક્ષત્રો અને દશે દિશાઓરૂપ થઈ શકું.૫૩ તેમ જ ક્રોધ, કામ, વરુણ, ઇન્દ્ર, યમ, ધન અને યક્ષોનો ઉપરિ તથા કિંપુરુષોનો અધિપતિ કુબેર પણ હું પોતે જ થઈ શકું."૫૪

વૈશંપાયન કહે છેઃ-આ પ્રમાણે દૈત્યરાજા હિરણ્યકશિપુએ સ્વયંભુ, સૃષ્ટિના ઉત્પાદક ભગવાન્ બ્રહ્મદેવ પાસે વરદાન માગ્યું ત્યારે, હે નૃપશ્રેષ્ઠ! તેમણે વિશેષ હસી, તે દૈત્યને આ વચન કહ્યું:-૫૫

બ્રહ્મદેવ કહે છેઃ-"હે તાત હિરણ્યકશિપુ! તારાં આ સર્વેયે દિવ્ય અતિશય મોટાં વરદાનો છે, અને તે અદ્ભુત છે. છતાં પણ હું તને તારી કામના પ્રમાણે તે આપું છું. હે તાત! મારી સમક્ષ પ્રદર્શિત કરેલી તારી આ સર્વે ઇચ્છાઓ પરિપૂર્ણ થશે, એમાં તારે લવલેશ પણ સંદેહ રાખવો નહીં."૫૬

આ પ્રમાણે હિરણ્યકશિપુને વરદાન આપી ભગવાન્ બ્રહ્મદેવ આકાશદ્વારા બ્રહ્મર્ષિગણોથી સેવાયલા, દિવ્ય બ્રહ્મસદન, વૈરાજ લોકમાં સીધાર્યા.૫૭ ત્યાં તેઓ પધાર્યા પછી, હિરણ્યકશિપુને આવું અદ્ભુત વરદાન આપેલું સાંભળી, દેવો, નાગો, ગંધર્વો અને મુનિઓ પિતામહની સમીપ ગયા.૫૮ અને ઇન્દ્રને આગેવાન કરી તેઓ એ સમર્થ દેવને આ પ્રકારે વિનવવા લાગ્યાઃ-૫૯

દેવો કહે છેઃ-"હે ભગવન્! તમે આપેલા આવા અદ્ભુત વરદાનના બળથી એ અસુર અમારો સંહાર કરશે; તેથી હે ભગવન્! અમારા ઉપર પણ આપ પ્રસન્ન થાઓ અને એના વધના ઉપાયને માટે પણ આપ વિચારો."૬૦

સર્વે ભૂતોનું જેમાં હિત સમાયલું હતું, એવું આ વચન સાંભળી, તેના ઉત્તરમાં સર્વે લોકનું કલ્યાણ કરનારા, ભૂરાદિ લોકના આદિ સરજનાર, સર્વશક્તિમાન્, હવ્ય-કવ્યનું નિર્માણ કરનારા અવ્યક્ત, મૂલપ્રકૃતિ સ્વરૂપ, અવિનાશી પ્રજાપતિ, ભગવાન્ બ્રહ્મદેવે સર્વે દેવગણોને આ વચન કહ્યું કે,૬૧-૬૨ "હે દેવો! હિરણ્યકશિપુને તેના અદ્ભુત તપનું ફળ તો અવશ્ય મળવું જ જોઇએ, અને મારે તે આપવું પણ જોઇએ. પરંતુ કાળે તેના તપના પ્રભાવનો અંત આવતાં વિષ્ણુ ભગવાન્ પોતે જ તેનો વધ કરશે."૬૩ કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મદેવનું આ વચન સાંભળી હર્ષ પામતા સર્વે દેવો પોતપોતાને સ્થાનકે પાછા ચાલ્યા ગયા.૬૪

ધાર્યા પ્રમાણે વરદાન મળ્યું કે, તરત જ દૈત્ય હિરણ્યકશિપુને મદ ચઢ્યો, અને તેની ખુમારીથી સર્વ પ્રજાઓને હરેક રીતે પીડવા લાગ્યો.૬૫ પ્રથમ તો તેણે આશ્રમવાસી, મહાભાગ્યશાળી, દૃઢવ્રતધારી, સત્યધર્મમાં નિમગ્ન, અને સંયમી મુનિઓને ઘણા ઘણા સતાવવા માંડ્યા.૬૬ તે પછી એ દાનવ મહાન્ અસુરે ત્રિભુવનમાં વસતા દેવોને પરાજય પમાડી, સમસ્ત ત્રૈલોક્યને પોતાને વશવર્તી કરી, પોતે જ સ્વર્ગમાં વસવા લાગ્યો.૬૭ વરદાનથી મદાંધ થઇ તે દાનવ હિરણ્યકશિપુ પૃથ્વી ઉપર વસતો હતો, ત્યારથી જ તેણે દૈત્યોને યજ્ઞોના ભાગ માટે યોગ્ય (હક્કદાર) પાત્ર ઠરાવ્યા હતા, અને તેમને તે મળે એવી વ્યવસ્થા કરી પણ દીધી હતી; તેમ જ દેવોને તે માટે અપાત્ર ઠરાવી તેમના ભાગ બંધ કરાવ્યા હતા.૬૮ આ પ્રમાણે પોતાના યજ્ઞભાગો મળતા અટકયા અને તેથી તેમને મળતી પુષ્ટિ પણ બંધ થઈ, એટલે લોકહિત માટે આદિત્યો, રુદ્રો, વિશ્વેદેવો, મરુત આદિ સર્વે દેવો, શરણાગતના રક્ષક, મહાબળવાન્, વેદયજ્ઞમય, સનાતન, બ્રહ્મદેવ, બ્રહ્મરૂપ; ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળના જ્ઞાતા, સર્વવ્યાપી, સર્વશક્તિમાન્, સર્વ લોકથી પૂજાવાને પાત્ર, શરણાગતવત્સલ, નારાયણ વિષ્ણુ ભગવાનને શરણે ગયા.૬૯-૭૦

પછી દેવોએ તેમને વિનતિ કરી કહ્યું કે, 'હે દેવેશ! હવે તો હિરણ્યકશિપુના ભયથી અમારું રક્ષણ કરો તો ઘણું જ સારું. હે સુરોમાં ઉત્તમ! તમે જ અમારા બ્રહ્માદિ સર્વે દેવોના પરમ પાલક છો.૭૧ હે દેવ! તમે જ અમારા પરમ દેવ છો, અને તમે જ અમારા પરમ ગુરુ છો. હે દેવ! તમે પ્રફુલ્લ કમળપત્રના જેવી આંખવાળા અને શત્રુપક્ષને ભય ઉપજાવનારા છો; માટે તમે જ દિતિવંશનો ક્ષય કરવાને અમારા આશ્રયરૂપ થાઓ.૭૨

વિષ્ણુ કહે છેઃ-"હે દેવો! હે અમરો! હવે તમે

ભયને છોડી દ્યો ! હું તમને અભયદાન આપું છું. તમે જ હેવો થોડા સમયમાં પાછા એ જ સ્વર્ગલોક પ્રાપ્ત કરશો.૭૩ દેવો અને ઇન્દ્રથી પણ ન હણાય એવા અને વરદાનથી મદાંધ થયલા એ હિરણ્યકશિપુ દૈત્ય રાજાને તેના અસુર સમૂહો સાથે હું સમૂળો હણીશ."૭૪

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય ! આવું અભય વચન કહી, તેમણે સ્વર્ગના પ્રભુ દેવોને પોત પોતાને સ્થાનકે મોકલ્યા; અને, હે રાજન્ ! પોતે અર્ધું શરીર મનુષ્યનું, અને અર્ધું શરીર સિંહનું, એવું નારસિંહ-રૂપ ધારણ કર્યું, અને એક હાથથી બીજા હાથને દબાવતા ભગવાન્ હરિ હિરણ્યકશિપુની સભામાં આવી પહોંચ્યા.૭૫-૭૬ જળથી ભરેલા મેઘ સમાન વર્ણવાળા, જળથી ભરેલા મેઘની પેઠે ગર્જના કરતા, જળથી ભરેલા મેઘ સમાન પ્રદીપ્ત ઓજસ્વી, અને જળથી ભરેલા મેઘ સમાન વેગવાળા, નૃસિંહ ભગવાને અતિશય બળવાન્, મદાંધ, મદોન્મત્ત, શાર્દૂલ સમાન પરાક્રમી, અનેકાનેક જાજવલ્યમાન દૈત્યોથી રક્ષાયલા હિરણ્યકશિપુને તેના ગર્વિષ્ઠ દૈત્યગણો સાથે હાથના એક જ ઝપાટે યમસદન પહોંચાડી દીધો.૭૭-૭૯

હે જનમેજય ! આ તને મેં નૃસિંહ અવતાર સંબંધી વૃત્ત કહ્યું. હવે હું તને પરમાત્માના અન્ય વામન અવતાર વાત સંબંધી કહું છું. આ અવતારમાં વિષ્ણુ ભગવાને દૈત્યોનો નાશ કરનારું વામન રૂપ ધારણ કરી, બળવાન્ બલિના યજ્ઞમાં ત્રણ પગલાંવડે સમસ્ત પૃથ્વીને છાઈ નાંખી, કોઇથી પણ થરકે નહીં એવા મોટ મોટા અસુરોનેયે ધ્રુજાવ્યા હતા.૮૦ હે રાજન ! બલિની રક્ષા કરનારા એ દૈત્યોના નામ તું સાંભળઃ વિપ્રચિત્તિ, શિબિ, શંકુરય, શંકુ, અયઃ-શિરા, શંકુશિરા, પરાક્રમી હયગ્રીવ,૮૧ વેગવાન્ કેતુમાન્, ઉગ્રસોમ, વ્યગ્ર, મહાન્ અસુર પુષ્કર, પુષ્કલ, મહારથી વેપન,૮૨ સાશ્વ, અશ્વપતિ, પ્રહ્લાદ, અશ્વશિરા, કુંભ, સંહ્લાદ, ગગનપ્રિય, અનુહ્લાદ, હરિ, હર, વરાહ, શંકર, રુજ,૮૩ શરભ, શલભ, કુપન, ક્ષેવન, ક્રૂપ, બૃહત્કીર્તિ, મહાજિંહ્વ, શંકુકર્ણ, મહાસ્વન,૮૪ દીર્ઘજિહ્વા, અર્કનયન, મૃદુચાપ, મૃદુપ્રિય, વાયુ, યવિષ્ઠ (ગવિષ્ઠ), નમુચિ, શંબર, મહાન્ વિજ્વર, ૫ ચંદ્રહંતા, ક્રોધહંતા, ક્રોધવર્ધન, કાલક, કાલકેય, વૃત્ર, ક્રોધ, વિરોચન,૮૬ ગરિષ્ઠ, વરિષ્ઠ, પ્રલંબ, નરક, ઇંદ્રતાપન, વાતાપિ, બલથી મદોન્મત્ત કેતુમાન્,૮૭ અસિલોમા, પુલોમા, વાષ્કલ, પ્રમદ, મદ, સ્વસ્રમ, કાલવદન, કરાલ, કૌશિક, શર,૮૮ એકાક્ષ, ચંદ્રહા, રાહુ, સંહ્લાદ, સ્મર, સ્વન, શતઘ્ની ઇત્યાદિ ઇત્યાદિ.

( હે રાજન્ ! બલિના આ રક્ષક દૈત્યો વિવિધ શસ્ત્રઅસ્રોથી આ પ્રમાણે સજ્જ થયા હતા. ) આ દૈત્યોમાં કેટલાકે હાથમાં ચક્ર ધારણ કર્યાં હતાં, તો કેટલાકે હાથમાં પરિઘ ઉપાડી હતી;૮૯ કેટલાકે મહાશિલાઓ આદિ ફેંકવાનાં અસ્રો લીધાં હતાં; તો કેટલાક દાનવો ત્રિશૂલ ચમકાવતા હતા; કેટલાક અશ્મ(પથ્થર)ના યંત્રો ફરકાવતા હતા, તો કેટલાકે ભિંદિપાલ નામનાં આયુધો ઉપાડ્યાં હતાં;૯૦ કેટલાકે હાથમાં શૂલ ઝાલ્યાં હતાં, તો કેટલાકે ઉલૂખલ ઉંચક્યાં હતાં; કેટલાક પરશ્વધ, કેટલાક પાશ અને કેટલાક મુદ્‌ગરો ફેરવાતા હતા; તો કેટલાકે મુશલ પકડ્યાં હતાં;૯૧ આમ કેટકેટલાક દૈત્યો નાનાપ્રકારનાં ઘોર આયુધો ફેંકવા તત્પર થઈ રહ્યા હતા.

વળી, હે રાજન્ ! તેમની આકૃતિ પણ ચિત્રવિચિત્ર હતી. એ દૈત્યો દેખાવમાં ભયંકર હતા. તેમણે નાના પ્રકારના વેષ સજ્યા હતા; તેઓ નાના પ્રકારની શીઘ્ર ગતિવાળા હતા. તેઓની આકૃતિ પણ ચિત્રવિચિત્ર પ્રકારની હતી. કેટલાકનાં મુખ કાચબાના જેવાં તો કેટલાંકના કુકડાનાં જેવાં હતાં; કેટલાક સસલાના મુખના તો કેટલાક ઘુવડના મુખના હતા;૯૨ કેટલાક ગધેડાના મુખના, તો કેટલાક ઊંટના મુખના, અને કેટલાક ભુંડના મુખના હતા; વળી કેટલાક ભયંકર મચ્છના મુખના હતા, તો કેટલાકનાં મુખ શિયાળના જેવાં હતાં; કેટલાંકનાં મુખ ઉંદરના જેવાં, તો કેટલાકનાં મુખ દેડકાંના જેવાં, અને કેટલાકના ઘોર વરુના જેવાં પણ હતાં.૯૩ તેમ બીલાડાના, હાથીના, મગરના, ઘેટાંના, ડુક્કરના અને પાડાના૯૪ ગોધાના, હરણના, ક્રૌંચના, ગરુડના, ગેંડાના, મોરના મુખના પણ કેટલાકો હતા. આમ અનેક પ્રકારનાં જાનવરો અને પક્ષીઓનાં મુખવાળા એ દૈત્યો હતા.

હે રાજન્ ! આ પ્રમાણે તેમના વેષ પણ અદ્ભૂત હતા. તેમાંના કેટલાકે પ્રચંડ શ્રેષ્ઠ હાથીનાં ચામડાં ઓઢ્યાં હતાં, તો કેટલાકે કાળાં મૃગનાં ચામડાં પહેર્યાં હતાં; વળી કેટલાકે ચીથરાંથી જ પોતાનું શરીરને ઢાંક્યું હતું; અને કેટલાકે તો વસ્ત્ર તરીકે ઝાડની છાલો જ ધારણ કરી હતી. કેટલાકે માથે મોટાં મોટાં પાઘડાં ઘાલ્યાં હતાં, તો કેટલાકે મુકુટો પહેર્યા હતા; ત્યારે કેટલાકે કુંડળો સજ્યાં હતાં.૯૫ કેટલાકની ચોટલી લાંબી લાંબી હતી; કેટલાકની ડોક શંખ જેવી ઘાટિલી હતી, અને કેટલાકની કાન્તિ સુંદર તેજથી યુક્ત હતી. આમ નાના પ્રકારના વેષ તેમણે ધારણ કર્યા હતા. વળી, હે રાજન્ ! તેમણે નાના પ્રકારની પુષ્પમાળાઓ ઘાલી હતી; કેટલાકે નાના પ્રકારના લેપો શરીરે ચોપડ્યા હતા.

*

આમ વિવિધ રીતે સજ્જ થયલા, અને બલિની રક્ષામાં તત્પર થયલા દૈત્યો પોતપોતાનાં આયુધો લઈ રાજસભામાં ખડા ને ખડા રહેતા હતા; સર્વ દિશાઓને ત્રણ પગલાંથી છાઈ નાંખનારા અને અલૌકિક તેજથી સર્વને આંજનારા ભગવાન્ હૃષિકેશ બલિ રાજાની સભામાં પધાર્યા કે તરત જ તે સર્વે દૈત્યો તેમની આસપાસ વીંટળાઈ વળ્યા.૯૧-૯૮ પરંતુ સર્વસમર્થ ભગવાને એકાએક પગ અને હાથ અફાળી, મહાન્ વિકાળ રૂપ ધારણ કર્યું અને દિતિના સર્વ પુત્રોને હંફાવી તત્કાળ સમસ્ત પૃથ્વીને પોતાના ચરણને અધીન કરી લીધી.૯૯ આ રીતે અતુલ વીર્યવાળા વિષ્ણુ ભગવાને પોતાનાં પગલાંથી પૃથ્વીને આમ છાઈ નાંખી ત્યારે ચન્દ્ર અને સૂર્ય તેમના સ્તનપ્રદેશમાં (હીટડીને સ્થાને) આવી રહ્યા હતા. પછી જેમ જેમ તેઓ વિશાળ રૂપ ધરતાં ધરતાં આકાશને છાઈ નાંખવા મંડ્યા, તે વેળાએ ચન્દ્ર અને સૂર્ય એ બે તેમના નાભિપ્રદેશમાં આવી રહ્યા હતા, અને જ્યારે અતુલ વીર્યવાળા વિષ્ણુએ એથી પણ વિશાળ રૂપ ધરી, પરમ બ્રહ્મલોકને છાઇ નાંખવા માંડ્યો ત્યારે તો તે બે ઠેઠ તેમની ઘુંટીએ આવી લાગ્યા હતા, એમ બ્રાહ્મણો કહે છે.૧૦૦-૧ આ પ્રમાણે બલવાનોમાં શ્રેષ્ઠ વિષ્ણુએ અસુરોનાં બાલકોને હણ્યાં, અને સમગ્ર પૃથ્વી જીતી પુનઃ સ્વર્ગ ઇન્દ્રને સ્વાધીન કીધું.૧૦૨ હે જનમેજય! મહાત્મા વિષ્ણુના આ વામન અવતાર સંબંધી વૃત્ત મેં તને કહ્યું. વેદને જાણનારા વિપ્રોએ વિષ્ણુનો યશ આ પ્રમાણે ગાયો છે.૧૦૩

વળી સર્વ ભૂતોના આત્મારૂપ, મહાત્મા વિષ્ણુએ પુનઃ પરમ ક્ષમાયુક્ત જે અવતાર લીધો, તે દત્તાત્રેયનો અવતાર કહેવાય છે.૧૦૪ જ્યારે વેદો લગભગ લુપ્ત થતા હતા, જ્યારે વેદે પ્રતિપાદન કરેલી ધર્મક્રિયાઓ અને યજ્ઞાદિકનો પણ વિલોપ થતો જતો હતો, જ્યારે ચાર વર્ણો વર્ણસંકર થવા લાગી હતી, સંક્ષેપમાં જ્યારે એકંદર સત્ય ધર્મ શિથિલતાને પામ્યો જતો હતો અને અધર્મની સર્વત્ર વૃદ્ધિ થતી જતી હતી; સત્યનો નાશ થવાની સાથે અસત્યનું જોર પ્રવર્તવા લાગ્યું હતું; પ્રજાજન સોરાઈ ભુસાઇ જવા લાગ્યા અને સદ્ધર્મ ડહોળાઈ કલુષિત થવા માંડ્યો, ત્યારે આવી અધમ લોકસ્થિતિ સુધારવા માટે મહાત્મા વિષ્ણુએ દત્તાત્રેયનો આ અવતાર ધારણ કર્યો હતો. પ્રભુએ આ અવતારોમાં યજ્ઞ અને ક્રિયાઓ સાથે વેદોની પુનઃ સ્થાપના કરી, તથા ચાર વર્ણોમાંથી વર્ણસંકરપણું તારવી વેગળું કાઢી નાંખ્યું.૧૦૫-૧૦૭ આવા બુદ્ધિમાન્, વરદાન આપનારા પ્રભુ દત્તાત્રેયે, પોતાના ભક્ત બુદ્ધિમાન્, હૈહયરાજ, કાર્તવીર્ય સહસ્રાર્જુનને એવું વરદાન આપ્યું હતું કે, "હે નિષ્પાપ સહસ્રાર્જુન! મારા પ્રભાવથી તારા આ બે બાહુ જતા રહેશે અને તેને ઠેકાણે રણસંગ્રામમાં તારા હજાર હાથ થશે, એમાં કાંઈ પણ સંશય નથી.૧૦૮-૦૯ વળી, હે વસુધાધિપ! તારે હાથે સમગ્ર પૃથ્વીનું પાલન થશે, દુશ્મનોનાં ટોળેટોળાં તારી સામું જોઇ શકશે નહીં, તેમ ટીકી પણ શકશે નહીં; અને તું ધર્મજ્ઞ થઇશ."૧૧૦

હે મહારાજ જનમેજય! જે રીતે મેં વિષ્ણુના આ શ્રીમાન્, સુખકર અને અદ્ભુત દત્તાત્રેય અવતાર સંબંધી આ વૃત્ત સાંભળ્યું હતું, તે પ્રમાણે તને મેં તે કહ્યું છે.

હે જનમેજય! હવે હું તને મહાત્મા વિષ્ણુના, જમદગ્નિના પુત્રરૂપે થયલા પરશુરામના અવતાર સંબંધી વૃત્ત કહું છું.૧૧૧ વિષ્ણુના આ અવતારમાં જામદગ્ન્ય પ્રભુ પરશુરામે હજાર હાથને લીધે ઉન્મત્ત તેમ જ દુર્જય થયલા સહસ્રાર્જુન રાજાને તેના સૈન્યની મધ્યે જ રણસંગ્રામમાં હણ્યો.૧૧૨ હે રાજન્! ભૃગુનંદન પરશુરામે રથમાં બેઠેલા સહસ્રાર્જુનને ભર રણસંગ્રામમાં જ રથથી ભોંય ઉપર હેઠો પાડ્યો, અને તેને રણમાં સારી પેઠે રગદોળ્યો. પછી મેઘ સમાન ગર્જના કરતા સહસ્રાર્જુનના હજારેહજાર હાથો પરશુરામે પોતાની તેજસ્વી ફરશીથી કટક કટક કાપી નાંખ્યા, અને તેના સઘળા જાતિભાઇઓનો પણ સંહાર કર્યો.૧૧૩-૧૧૪ પછી ક્રોધે ભરાયલા પરશુરામે ક્ષત્રિયોના સમૂહથી ઉભરાયલી અને મેરુ તથા મંદર પર્વતરૂપ આભૂષણવાળી આ પૃથ્વીને એકવીશ વાર નિઃક્ષત્રિય (ક્ષત્રિયથી રહિત) કરી નાંખી.૧૧૫ આ મહાતપસ્વી ભાર્ગવ પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રિય કર્યા પછી પોતાને હાથે થયલી હત્યાઓના સર્વ પાપને શમાવવા માટે અશ્વમેધ નામનો યજ્ઞ કર્યો.૧૧૬ આ યજ્ઞમાં ભૃગુનંદને પ્રસન્ન થઈ, મહાદાનને પેટે દક્ષિણામાં મરીચિના પુત્ર કશ્યપને સમગ્ર વસુંધરા સમર્પી દીધી.૧૧૭ આ યજ્ઞમાં રથીઓમાં શ્રેષ્ઠ, ઉદાર મનવાળા, અને મહા યશસ્વી પરશુરામે દક્ષિણામાં બ્રાહ્મણોને વરુણના શીઘ્ર ગતિવાળા અશ્વો, અસંખ્ય રથ, અખૂટ સુવર્ણ, ગાયો અને ઉત્તમોત્તમ હાથીઓ સમર્પ્યા.૧૧૮ અદ્યાપિ પર્યંત લોકના હિત માટે જમદગ્નિના પુત્ર બુદ્ધિમાન્ પરશુરામ (ચિરંજીવ હોઇને) નિરંતર ઉત્તરોત્તર મહા ઉજ્જ્વળ તપ આચરતા ઉત્તમ મહેન્દ્ર પર્વત ઉપર વસે છે.૧૧૯ સુરોના ઈશ્વર, શાશ્વત, અવ્યય, મહાત્મા, વિષ્ણુ ભગવાનનો આ અવતાર જામદગ્ન્ય (પરશુરામ) અવતાર કહેવાય છે.૧૨૦

વર્તમાન વૈવસ્વત મન્વંતરની ચોવીશમી યુગચોકડીના ત્રેતા યુગમાં ઋષિ વિશ્વામિત્રને આગળ કરી, મહાબાહુ સમર્થ ઈશ્વરે પોતાના સત્વના ચાર વિભાગ કરી દશરથના પુત્રરૂપે અવતાર લીધો, અને જગતમાં આ અવનીમાં રામને નામે પ્રસિદ્ધ થયા. તેમની આંખો પ્રફુલ્લ કમલપુષ્પ સમાન લાંબી હતી, તથા તેઓ તેજમાં સૂર્યની ઉપમાને યોગ્ય હતા.[૧૨૧-૧૨૨] લોક ઉપર કૃપા કરવા સારુ, રાક્ષસોનો સંહાર કરવા સારુ અને ધર્મની વિશેષ વૃદ્ધિ કરવા સારુ મહાયશસ્વી પ્રભુએ દશરથ રાજાના કુલમાં અવતાર લીધો.[૧૨૩] ઋષિઓ તેમને મનુષ્યોના ઇન્દ્ર તથા સર્વ ભૂતોના પતિનો દેહ ધારણ કરનારા પ્રભુ કહે છે. તેમને બુદ્ધિમાન્ વિશ્વામિત્રે દેવોના શત્રુઓ(અસુરો)ના વધને માટે, દેવોને પણ પ્રાપ્ત થઈ શકે નહીં એવાં દુર્લભ અસ્ત્રો સિદ્ધ કરાવ્યાં, અને એ અસ્ત્રોવડે બાલક રામચંદ્રે પવિત્ર આત્માવાળા મુનિઓના યજ્ઞોમાં નિરર્થક વિઘ્ન નાંખનારા અને બલથી બલવાનોમાં શ્રેષ્ઠ એવા મારિચ અને સુબાહુ નામના રાક્ષસોને હણ્યા અને (બ્રાહ્મણોને સતાવવાનો) તેમનો હેતુ નિષ્ફળ કર્યો.[૧૨૪-૨૬] પૂર્વ વયમાં મહાત્મા જનક રાજાના યજ્ઞમાં રામચંદ્રે કેવળ લીલા કરતાં(રમતમાં) સહેલાઇથી મહાદેવનું ત્ર્યંબક ધનુષ્ય ભાગી નાંખ્યું.[૧૨૭] સર્વ ધર્મોને જાણનારા અને સર્વ ભૂતોના હિતમાં તત્પર રામે અનુચર લક્ષ્મણની સાથે પૂરાં ચૌદ વર્ષ વનવાસ સેવ્યો.[૧૨૮] ભગવાનના પૂર્વ અવતારોમાં લક્ષ્મી કહેવાતી અને આ લોકમાં સીતાને નામે પ્રસિદ્ધ થયલી તથા તેમની જ સાથે નિરંતર રહેલી રૂપવતી તેમની પત્ની પણ તેમની સાથે જ વનમાં સીધારી.[૧૨૯] રાઘવે ચૌદ વર્ષ સૂધી વનમાં નિવાસ કરી તપ આદર્યું, અને જનસ્થાન (નાશિક પાસે પંચવટી)માં વસીને દેવોનું (રાક્ષસોને હણવાનું) કાર્ય સિદ્ધ કરી આપ્યું. આ સમયના અંતરાલમાં હરાઇ ગયલી સીતાનાં પગલાં સમર્થ રામે લક્ષ્મણની સાથે શોધતાં શોધતાં ભયંકર પરાક્રમી વિરાધ અને કબંધ રાક્ષસોને હણ્યા. પુરુષોમાં ઉત્તમ પણ શાપ પામેલા એવા એ બે રાક્ષસો પૂર્વ અવતારમાં ગંધર્વો હતા. તેઓ પોતાને મળેલા શાપનો અવધિ આમ (રામને હાથે મરણ પામવાને) પૂરો થવાની રાહ જોતા હતા.[૧૩૦-૩૧] રામે અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વિજળી અને મેઘની પેઠે ચળકતાં, તપાવેલા શુદ્ધ સુવર્ણના વરખનાં પીછાંથી ચિત્રવિચિત્ર શોભતાં, મહેન્દ્રના વજ્ર સમાન તડક તડક તણખા કાઢતાં બાણોથી એ બન્નેનાં શરીરોને બળાત્કારે તેમના આત્માથી વિખૂટાં કર્યાં.[૧૩૨]

પછી, હે જનમેજય! વાનર રાજા સુગ્રીવની મિત્રતા ટકાવવા ખાતર રામચંદ્રે (તેના ભાઇ) મહા બળવાન્ રાજા વાલીને યુદ્ધમાં હણ્યો, અને સુગ્રીવને રાજ્યાભિષેક કર્યો.[૧૩૩] તે પછી સર્વ ભૂતોના પતિ રામે રણસંગ્રામમાં દેવ, અસુર, યક્ષ, ગંધર્વ અને નાગથી પણ ન હણાય એવા, યુદ્ધમાં જય મળવાથી મદાંધ થયલા, કરોડો રાક્ષસોના સમૂહોથી રક્ષાયલા, નીલાંજનના ઢગલા જેવા વર્ણવાળા, ત્રણે લોકને (સંતાપથી) આક્રંદ કરાવનારા, ક્રૂર, દુરાચારી, મહાબલિષ્ઠ, દુર્જય, દુર્ધર, ગર્વિષ્ઠ, શાર્દૂલ સમાન પરાક્રમી, વરદાનથી મદોન્મત્ત થવાથી દેવગણ પણ જેની સામું જોઈ શકતા નહોતા એવા મોટા, મેઘ સમાન પ્રકાશતા, પ્રચંડ કાયવાળા, પાપ કર્મ કરનારા, ઘોર, યુદ્ધમાં દુર્જય, અને ક્રૂર કર્મ કરવાના નિશ્ચયવાળા, પુલસ્ત્યના પુત્ર રાવણને તેના ભાઈભાંડુ, પરિવાર, સૈન્ય અને પ્રધાનો સહિત સત્વર હણ્યો. વળી રણકળામાં નિપુણ રામે મધુ રાક્ષસના પુત્ર, મહાન્ અસુર, મદોન્મત્ત અને શૂરવીર લવણ નામના દૈત્યનો મધુવનમાં વધ કર્યો, તેમ જ રણસંગ્રામમાં અનેક રાક્ષસોનો પણ સંહાર કર્યો.[૧૩૮-૧૪૦]

હે રાજન્! આ પ્રમાણે ધર્મના રક્ષકોમાં શ્રેષ્ઠ એવા રામે ક્ષત્રિયોને યોગ્ય, શૌર્યભર્યાં અસંખ્ય કર્મો કર્યાં, અને દશ અશ્વમેધ સારુ જેટલી જોઇએ તે કરતાં પણ ત્રણગણી દક્ષિણા* આપી શકાય એટલું અનર્ગલ ધન એકઠું કર્યું.[૧૪૧] રામચંદ્રજી રાજ્ય ચલાવતા હતા તે સમય દરમ્યાન તેમના રાજ્યમાં કોઈ પણ પ્રકારની અશુભ વાણી સાંભળ્યામાં આવતી ન હતી, તેમ ભયંકર કે પ્રતિકૂલ પવન કદી પણ વાતો ન હતો, તેમ જ ધનની ચોરી પણ થતી ન હતી.[૧૪૨] રામચંદ્રજીના રાજ્યમાં વિલાપ કરતી વિધવા સ્ત્રીઓ ન હતી, (અર્થાત્ તેમના પતિનું અકાલે મરણ થતું ન હતું), તેમ અનર્થ કે અનાચાર પણ બનતા ન હતા. સર્વ જગત્ સંયમ પાળતું હતું (અર્થાત્ મર્યાદાસર જીવન ગાળતું હતું),[૧૪૩] રામચંદ્રનું રાજ્ય પ્રવર્તતું હતું ત્યારે પ્રાણીઓને જલ, પવન, કે પ્રહારનો બીલકુલ ભય ન હતો (અર્થાત્ એથી કોઈ આપઘાત પણ નીપજતા ન હતા), તેમ જ વૃદ્ધ પુરુષોને પોતાનાં બાલકોની ઉત્તરક્રિયા પણ કરવી પડતી ન હતી (અર્થાત્ વડીલના પહેલાં બાલક મરણ જ પામતું ન હતું).[૧૪૪] રામરાજ્યમાં ક્ષત્રિયો

* અત્રે જારુથ્યાન્ પાઠ છે. એક ટીકાકાર જારુથ્ય એટલે ત્રણ ગણી દક્ષિણા એમ કહે છે. બીજો ટીકાકાર જારુથ્યાં એ પાઠ લઇને 'અયોધ્યામા' એવો અર્થ કરે છે. ત્રીજો ટીકાકાર જણાવે છે, કે જરુથ એટલે સ્તુતિવિશેષ અને એવી સ્તુતિપાત્ર તે જારુથ્ય, અર્થાત્ ખાસ સ્તુતિને પાત્ર અશ્વમેધ યજ્ઞો, એવો અર્થ થાય છે.

બ્રાહ્મણોની રક્ષા અને સેવા કરતા હતા, વૈશ્યો, બ્રાહ્મણો અને ક્ષત્રિયો પ્રતિના પોતાના ધર્મ બજાવતા હતા, અને શૂદ્રો પણ અહંકારનો ત્યાગ કરી અન્ય ત્રણે વર્ણોની સુશ્રૂષા ઉઠાવતા હતા. સ્ત્રીઓ કદી પણ અમર્યાદ વર્તનથી પતિની અવગણના કરતી ન હતી, તેમજ પતિ પણ કદીયે પત્નીની સાથે અયોગ્ય આચરણ આચરતો ન હતો.[૧૪૫] સંક્ષેપમાં રામરાજ્ય પ્રવર્તતું હતું ત્યારે સર્વ જગત્ સંતોષી અને સદ્વર્તનશીલ હતું, અને પૃથ્વી ચોરલુટારા વિનાની હતી. તે સમયે એકલા રામચંદ્ર જ વસુંધરાના પતિ (રાજા) અને પાલનહાર હતા.[૧૪૬] રામચંદ્ર રાજ્ય ચલાવતા હતા, તે દરમ્યાન લોકોનું આયુષ્ય હજાર વર્ષનું હતું અને તેમની સંતતિ પણ હજાર હજારની સંખ્યાએ પહોંચતી હતી, અને સર્વ પ્રાણી માત્ર પણ નિરોગ હતાં.[૧૪૭] રામના રાજ્યમાં પૃથ્વી ઉપર દેવો, ઋષિઓ અને મનુષ્યો સર્વ રીતે અન્યોન્યના અતિ નિકટ, નિત્ય સંબંધમાં આવતા હતા.[૧૪૮] પુરાણને જાણનારા અને રામમાં જ સર્વ તત્ત્વ સમાયલાં છે, એમ માનનારા પુરુષો મહાત્મા રામચંદ્રજીના માહાત્મ્યની ગાથા નીચે પ્રમાણે ગાય છેઃ—[૧૪૯]

રામચંદ્ર વર્ણે શ્યામ, વયે યુવાન, નેત્રોમાં લાલ, મુખે ચકચકિત, વાણીમાં મિત અને સત્યવકતા હતા. તેમના હાથ ઘુંટણ પર્યંત પહોંચતા હતા; તેઓ રૂપે સુંદર અને કાન્તિમાં તેજસ્વી હતા. તેમના ખભા સિંહ સમાન હતા. તેમની ભુજાઓ પ્રચંડ હતી. તેમણે અયોધ્યાના રાજા થઇને અગિયાર હજાર વર્ષ પર્યંત રામરાજ્ય ચલાવ્યું.[૧૫૦-૧૫૧] આ મહાત્મા રામચંદ્રના રાજ્યમાં ઋક્, સામ અને યજુર્વેદના ઘોષ, ધનુષ્યની પ્રત્યંચાના અવાજ, તથા 'ભોગ્ય પદાર્થોનું દાન આપો અને પછીજ તે ભોગવો' એવા સૂરો સંભળાતા કદી પણ બંધ પડતા ન હતા.[૧૫૨] સત્વશીલ, અને સર્વગુણસંપન્ન રામચંદ્ર સ્વતેજથી પ્રકાશમાન હતા, અને તેમાં તેમણે ચંદ્ર અને સૂર્યને પણ કોરે મુકી દીધા હતા.[૧૫૩] ઉત્તમ દક્ષિણાઓથી સંપૂર્ણ એવા સો પવિત્ર યજ્ઞો કરી, મહા બલવાન્ રાઘવે અયોધ્યા છોડી અને સદેહે સ્વર્ગે સીધાવ્યા.[૧૫૪] આ પ્રમાણે ઇક્ષ્વાકુવંશને શોભાવનાર, મહાબાહુ પ્રભુ, રામચંદ્ર દૈત્યસમૂહો સાથે રાવણને હણી, સ્વર્ગ લોકમાં સીધાવ્યા.[૧૫૫]

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! માથુર કલ્પમાં મહાત્મા કેશવે લોકહિતને માટે શ્રીકૃષ્ણરૂપે જે અવતાર લીધો, તે સંબંધી વૃત્ત હું હવે તને કહું છું.[૧૫૬] આ અવતારમાં વીર્યવાન્ પ્રભુશ્રીએ શાલ્વ, મૈંદ, દ્વિવિદ, કંસ, અરિષ્ટ, ઋષભ, કેશી, આદિ અનેક દાનવો, દૈત્યપુત્રી પુતના, કુવલયાપીડ નામનો હાથી, તથા ચાણુર અને મુષ્ટિક નામના અજિત મલ્લ આદિ માનવ દેહ ધારણ કરનારા દૈત્યો અને દાનવોનો સંહાર કર્યો.[૧૫૭] વળી તેમણે અદ્ભુત કર્મ કરનાર બાણાસુરના હજાર હાથ કાપી નાંખ્યા; નરકાસુર અને મહાબલી યવનાસુર કાલયવનને પણ યુદ્ધમાં મરણને શરણ કર્યાં.[૧૫૮-૧૫૯] તેમણે પોતાના બલના પ્રભાવથી રાજાઓનાં સંગ્રહેલાં સર્વ રત્નો હરી લીધાં, અને પૃથ્વીતલ ઉપરના દુરાચારી રાજાઓનો સંહાર વાળી નાંખ્યો.[૧૬૦]

હે જનમેજય! વળી અઠ્ઠાવીશમા દ્વાપર યુગના નવમા અવતારમાં શ્રી ભગવાન્ વિષ્ણુએ જાતુકર્ણ્ય મુનિને પ્રથમ અવતાર લેવરાવ્યા પછી પોતે જ વેદવ્યાસરૂપે અવતર્યા.[૧૬૧] મહાત્મા વેદવ્યાસે મૂળ એક વેદ હતો તેની ચાર વિભાગમાં રચના કરી. તેઓ શંતનુની ભાર્યા સત્યવતીના (કાનીન) પુત્ર હતા, તેથી તેમણે ભારતવંશની સતત વૃદ્ધિ કરી.[૧૬૨]

હે રાજન્ જનમેજય! લોકહિતને માટે મહાત્મા વિષ્ણુ ભગવાને આ પ્રમાણે લીધેલા અનેક અવતારો સંબંધી વૃત્ત મેં તને કહ્યું; પરંતુ હજી તેમના જે અવતારો થવાના છે તે વિષે હવે તને હું કહું છું.[૧૬૩] સર્વ લોકના હિત માટે શંભલ નામના ગામમાં વિષ્ણુયશ નામના એક બ્રાહ્મણને ઘેર પ્રભુ પાછા અવતરશે.[૧૬૪] આ દશમા (બુદ્ધ) અવતારમાં ભગવાન્ યાજ્ઞવલ્કય પહેલા પ્રકટ થશે, અને તે પાછીથી ભગવાન્ બુદ્ધ મુનિ અવતરશે. તે કલિયુગમાં દાંભિકપણે યજ્ઞાદિની પ્રવૃત્તિ આદરને પામતાં એવી દાંભિકતાથી લોકનો નાશ થતો અટકાવવા પોતે જ યજ્ઞાદિની હાંસી કરશે; તેમની આવી નિંદા ખરી સમજીને, સર્વ જગત્ ક્ષણેક્ષણે ઉત્પત્તિ અને નાશને પામનારું છે, એવો મત ધરાવનારા ક્ષણિકવાદીઓ (બૌદ્ધો) પણ આ નિંદામાં પ્રવૃત્ત થશે. એટલે બુદ્ધ ભગવાન્ પણ તેમને વાદમાં વશ કરી, એ વાદપદ્ધતિથી તેમના વિનાશની યોજના કરી, પોતાના અનુયાયીઓ સાથે ગંગાયમુનાના સંગમની સંનિધિમાં જઈ પોતાનો દેહ છોડશે. કાલના (આ અંતરાલમાં કલિયુગનો સંધિકાલ પણ બેસી ચૂકયો હશે.) એટલે આવા વિષમ સમયે સર્વ શુદ્ધ કુલો સર્વથા ભ્રષ્ટ થશે. અમાત્યો અને સૈનિકોની સાથે રાજાઓનો પણ સંહાર વળી જશે. આમ પ્રજાને યોગ્ય અંકુશમાં રાખનારા રાજા નહિંવત અથવા સત્તાહીન થતાં પ્રજા નિરંકુશ થશે અને ક્ષણિક સુખને માટે (કામ અને ક્રોધથી દોરાઇ) અન્યોન્યને લુંટી રહેંસી નાંખશે, અરસપરસ ધન હરી લેશે, પરાણે અન્યોન્યની સ્ત્રીને ઉપાડી જશે, લોક લોકમાં સર્વત્ર

આક્રંદ (રડારોળ) મચાવશે અને લોક અતિશય દુઃખથી હેરાન હેરાન થશે. કલિયુગની સંધ્યાના મનુષ્યો આ પ્રમાણે કષ્ટ પામતા થશે, એટલે તેને અંતે કલિયુગની સાથે સમસ્ત પ્રજાવર્ગનો પણ ક્ષય થશે.[૧૬૫-૬૮]

હે જનમેજય! આ પ્રકારે કલિયુગ ક્ષીણ થતાં પુનઃ પ્રકૃતિના નિયમને અનુસરીને યથાક્રમે પાછો સત્યયુગ આપોઆપ પ્રવર્તશે. પ્રકૃતિનો આ કરતાં અન્યથા ક્રમ નહીં થાય.[૧૬૯] મેં તને અહીં કહ્યા તે ઉપરાંત, વિષ્ણુ ભગવાનના દેવગુણોવાળા અન્ય અનેક દિવ્ય અવતારો થયા છે, એમ બ્રહ્મવાદી પુરુષોએ પુરાણોમાં કહેલું છે.[૧૭૦] એ સર્વે અવતારોનું કીર્તન કરતાં મોટામોટા દેવો પણ મોહ પામી જાય છે. પરમાત્માના અવતારોનું સંકીર્તન કરવા માટે વેદ અને શ્રુતિથી આરંભી પુરાણો પર્યંત અનેકાનેક ગ્રંથોની પ્રવૃત્તિ થયલી છે.[૧૭૧]

હે રાજન્! મેં તારી સમક્ષ પ્રાણીમાત્રે જેના ગુણોનું અનુકીર્તન કરવું જ જોઇએ એવા, સર્વ લોકના ગુરુ, વિષ્ણુ ભગવાનના અવતારોનું આમ સંક્ષિપ્ત કીર્તન યથાશક્તિ ગાયું છે.[૧૭૨] અતુલ પરાક્રમવાળા વિષ્ણુ ભગવાનના અવતારો સંબંધી આ કીર્તનનું જે મનુષ્ય હાથ જોડીને પ્રેમપૂર્વક શ્રવણ કરશે, તેના પિતૃઓ તેના ઉપર પણ પ્રસન્ન થશે.[૧૭૩] ભગવાનના આ સર્વ અવતારો એ યોગીશ્વરની યોગમાયાનુંજ પરિણામ છે. પરમાત્માએ આ યોગમાયાના બલે કરેલી લીલાનું શ્રવણ કરવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે, અને શ્રીભગવાનની કૃપાથી સર્વ ઋદ્ધિ, સિદ્ધિ, સમૃદ્ધિ, અને પુષ્કળ ભોગવિલાસ પ્રાપ્ત કરે છે.[૧૭૪]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'विष्णु भगवानना अवतारोनुं आख्यान' ए नामनो अध्याय ४१ मो संपूर्ण

## અધ્યાય ૪૨ મો
### વિષ્ણુનો પ્રભાવ અને દર્શન

वैशंपायन उवाच–

विश्वत्वं श्रुणु मे विष्णोर्हरित्वं च कृते युगे ।
वैकुंठत्वं च देवेषु कृष्णत्वं मानुषेषु च ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય રાજન્! તું હવે વિષ્ણુના વિશ્વમાં વિશ્વવ્યાપી (સર્વાંતરયામી, સર્વરક્ષક) વિશ્વસ્વરૂપ* વિષે, કૃત (સત્ય) યુગના હરિ, દુષ્કર્મીઓ અને દુઃખદાતાઓનો નાશ કરનારા હરિસ્વરૂપ† વિષે, દેવમંડળમાં વૈકુંઠ‡ વિકલતાથી રહિત સ્વરૂપ વિષે અને મનુષ્યોમાં કેવલ સત્તામય, સાંસારિક આનંદમય કૃષ્ણ-સ્વરૂપ વિષે, તથા આ પ્રકારે દુષ્ટોનો નિગ્રહ અને સજ્જનો ઉપર અનુગ્રહ કરવાના તેમના સ્વભાવ તેમ જ સામર્થ્યને અંગે મનાતા તેમના ઈશ્વરત્વ વિષે, અને ભગવાનની ભૂતકાલનાં તથા ભવિષ્યકાલનાં નાના પ્રકારનાં ગહન કર્મોરૂપ લીલાઓ અને અવતારો વિષે હું જે વૃત્ત તને કહું છું તે તું શ્રવણ કર.[૧-૨] પોતાનાં આ સર્વ વિવિધ અનંત સ્વરૂપોમાં, ભગવાન્ પ્રભુએ વાસ્તવિક રીતે તો પોતે અવ્યક્ત છે છતાં લોકલીલા માટે મત્સ્યાદિ અવતારોદ્વારા વ્યક્ત સ્વરૂપ ધારણ કરેલું છે. નારાયણ પોતે તો અવિકારી અને અવિનાશી હોવા છતાં આ વિનાશી સમસ્ત અનંત વિશ્વના સ્રષ્ટા અને આત્મારૂપ છે.[૩] આ જ ભગવાન્ નારાયણ કૃતયુગમાં હરિ સ્વરૂપે વિખ્યાત હતા. બ્રહ્મા, ઇન્દ્ર, ચન્દ્ર, ધર્મ (યમ), શુક્ર અને બૃહસ્પતિ, એ સર્વે પણ તેમનાં જ સ્વરૂપ છે.[૪] યદુકુલનંદન (કૃષ્ણ) વિષ્ણુ પૂર્વે અદિતિના પુત્રરૂપે (વામનજી) અવતર્યા, અને ઇંદ્રના નાનાભાઇ (ઉપેન્દ્ર) તરીકે ઓળખાયા હતા.[૫] અદિતિના પુત્રરૂપે સમર્થ નારાયણનો આ જન્મ કેવળ પ્રસાદ(લોક ઉપર કૃપા)નું જ પરિણામ હતું, અને દેવોના શત્રુ, દૈત્ય દાનવ અને રાક્ષસોનો સંહાર એ જ તેનો હેતુ હતો.[૬] વળી પૂર્વે પ્રધાન (માયાશબલ) પુરુષ, પ્રભુ (પરમાત્મા)એ ત્રિગુણાત્મક માયાને આશ્રયે રહી બ્રહ્માને ઉત્પન્ન કર્યા હતા, અને આ જ આદિપુરુષે પૂર્વ કલ્પમાં મરીચિ આદિ પ્રજાપતિઓને પણ (સૃષ્ટિ-નિર્વાહ અર્થે) ઉત્પન્ન કર્યા.[૭] એ જ મરીચિ, કશ્યપ આદિ પ્રજાપતિઓએ પોતાની સંતતિની વૃદ્ધિ કરી, બ્રાહ્મણોનાં ઉત્તમમાં ઉત્તમ અનેક ગોત્રોની ઘટના કરી, અને આ ગોત્રોમાં જન્મેલા ઋષિઓએ જ બહુધા શાશ્વત વેદના અનેક શાખાભેદ કર્યા છે.[૮] હે તાત જનમેજય! આવા કીર્તનને યોગ્ય, ભગવાનની લોકમાં ગવાતી, કેવળ અદ્ભુત લીલાઓનું સંકીર્તન તું મારી પાસેથી ધ્યાનપૂર્વક સાંભળ.[૯]

હે તાત જનમેજય! વૃત્રાસુરનો વધ થઈ ગયા પછી અને કૃતયુગ પણ પ્રવર્તતો હતો તે સમયે તારક નામનો ત્રણુ લોકમાં વિખ્યાત થયલો દેવાસુરસંગ્રામ ચાલ્યો હતો.[૧૦] એ સંગ્રામમાં યુદ્ધથી મદાંધ થયલા સર્વ અતિ ભયંકર

* વિશ્વનો ધાત્વર્થ આ છેઃ–विशेषेण श्वसिति अभयं प्राप्य जनो यस्मात् જેનાથી અભય મેળવી લોક વિશેષ નિરાંતે શ્વાસ લે છે તે વિશ્વ.

† હરિનો ધાત્વર્થ આ છેઃ–हरति नाशयति दुःखदान् दैत्यानिति હરિઃ લોકને દુઃખ દેનારા દૈત્યોનો નાશ કરનારઃ

‡ વૈકુંઠનો ધાત્વર્થ આ છેઃ–विगतं कुंठनं वैकल्यं यस्मात् स विकुंठः જેનામાંથી વિકલતા જતી રહી છે તે.

દાનવો યક્ષ,* ઉરગ, અને રાક્ષસોના સહાયથી દેવોના સમૂહોનો ભારે સંહાર વાળતા હતા.[૧૧] આવી વિષમ સ્થિતિમાં અસ્ત્રશસ્ત્ર આદિ યુદ્ધસામગ્રી ખૂટી જવાથી તથા પોતાના પક્ષના યોદ્ધાઓ હદપાર હણાવા લાગ્યા તેથી દેવો રણથી વિમુખ થયા, અને પોતાના રક્ષક, જગત્રાતા દેવશ્રી નારાયણ હરિનું મનથી ધ્યાન ધરવા મંડ્યા.[૧૨] આ સંધિ દરમ્યાન ચંદ્ર, સૂર્ય અને ગ્રહગણ સહિત સમસ્ત આકાશતલને ઢાંકી દેનારા મેઘોએ લાલચોળ અંગારાનો વર્ષાદ સર્વત્ર વરસાવી મૂકયો. વળી ઝબુકા લેતી વિજળીઓના સમૂહોથી વિંધાયલા, એ ભયંકર મેઘો વેગથી અન્યોન્ય સાથે અથડાઇને કડાકાના ઘોર ભયંકર અવાજ કરવા લાગ્યા. તેમ બીજી પાસ આ ભયંકર મેઘોને ઉરાડી દેવાને સમસ્ત જગતને ખળભળાવનારા સાતે મરુતો અતિશય વેગથી વાવા મંડ્યા.[૧૩–૧૪] વજ્રના વેગવાળા વંટોળીઆઓથી ખળભળેલાં, અને વિજળીઓના પડવાથી ઉકળેલાં પાણી વરસી રહ્યાં, તથા ઘોર ઉલ્કાપાતો થવાથી જાણે બળું બળું થઇ ગયું હોય એમ આકાશ ભયંકર ગડગડાટ કડકડાટથી ગાજી ઉઠયું.[૧૫] આમ ઉપરાચાપરી હજારો ઉલ્કાપાતો થવા ચાલુ જ રહ્યા; આકાશમાં સંચરનારાં વિમાનો પણ ઉથલાઈ જવા મંડ્યાં અને કદિમદિ હેઠાં પણ પડવા લાગ્યાં, કે ઉંચે અતિશય ઉછળવા લાગ્યાં.[૧૬] સંક્ષેપમાં ચાર યુગની ચોકડી પૂરી થતાં પ્રલય સમયે ઉત્પાતોનાં જે જે ભયંકર લક્ષણો જોવામાં આવે છે, તેવાં જ સઘળાં લક્ષણો આ ઉત્પાતોનાં પણ દીસી રહ્યાં. એટલે લોકમાં અતિશય ભય વ્યાપી રહ્યો.[૧૭] સમસ્ત જગત્ અંધકારથી નિસ્તેજ થવા લાગ્યું અને કંઈ પણ વસ્તુ ઓળખી શકાય એમ રહ્યું જ નહીં, તેમ દશે દિશાઓ પણ તદ્દન અંધકારથી છવાયાથી દેખાતી બંધ થઈ ગઈ.[૧૮] અંધકારથી ગંઠાયલી અમાવાસ્યાની રાત્રિએ, જાણે કાળસ્વરૂપ મેઘોરૂપી વસ્ત્ર ધારણ કરનારી દેવી કાલીનું સ્વરૂપ ધારણ કર્યું હોય એમ પ્રત્યક્ષ જણાવા લાગ્યું; અને ઢંકાઈ ગયલા સૂર્યવાળું દ્યૌ (સદા તેજવાળું આકાશ) પણ અંધકારને લીધે બીલકુલ નિસ્તેજ થઈ ગયું.[૧૯]

જગતની આવી વિષમ સ્થિતિ થતાં શ્યામસુંદર શરીરવાળા શ્રીહરિએ આવા અંધકારમય મેઘસમૂહોને એ હાથવતી વિખેરી નાંખ્યા, પોતાનું દિવ્યસ્વરૂપ પ્રકાશ્યું, અને લોકને દાખવ્યું.[૨૦] તે ક્ષણે જ દૈત્યોથી હારી ગયલા દેવોએ દિવ્ય લોકમય રથમાં બેઠેલા દિવ્ય શરીરધારી શ્રી વિષ્ણુભગવાનને જોયા. તેમનું આ વેળાનું સ્વરૂપ અલૌકિક જ હતું. તેમના શરીરનો વર્ણ જલથી ભરેલા મેઘના જેવો કૃષ્ણ શ્યામસુંદર હતો, અને તેમના વાળ પણ મેઘના જેવા નીલવર્ણના હતા. તેઓના શરીરનો વર્ણ તેમ જ કાન્તિ એ બન્ને કૃષ્ણ (કાળા) હોઈને તેમને જોતાં જ જાણે અચળ કૃષ્ણ (નીલ) પર્વત જ હોય તેવો ભાસ થતો. તેમણે કટિ ઉપર તેજસ્વી પીળું પીતાંબર ધારણ કર્યું હતું; અને તેઓ શુદ્ધ સુવર્ણનાં આભૂષણોથી શણગારાયા હતા, ધૂમાડાના જેવો તેમના દેહનો વર્ણ હોવાથી જાણે ધૂમાડાથી છવાયલો ધૂમાગ્નિ પ્રકટ્યો હોય એવો ભાસ થઈ રહ્યો. તેમને હૃષ્ટપુષ્ટ વિશાળ આઠ ખભા હતા. તેમનું માથું મુકુટથી શોભતું હતું,† અને એ મુકુટની નીચે તેમના સુંદર વાળ લટકતા હતા. તેમનાં આયુધો સુવર્ણની મુઠોથી અધિક શોભતાં હતાં, એ આયુધો કેડે ખોસ્યાથી જાણે તેઓ ચંદ્ર અને સૂર્યના કિરણોથી ઝળહળતા તથા મનઃશીલ ધાતુનાં વહેણરૂપી ચટાપટાવાળા ગિરિકૂટ પર્વત હોય એવા અચલ દીસતા હતા. તેમનો હાથ નંદક નામના ખડ્ગથી આનંદમય લાગતો હતો. તેમણે પોતાના ભાથામાં બાણરૂપી સર્પો ભાર્યા હતા. તેમણે હાથમાં ચિત્રવિચિત્ર શક્તિ, વજ્ર, ઉંચો હળ, શંખ, ચક્ર, અને ગદા એ આયુધો ધારણ કર્યા હતાં. ક્ષમા (પૃથ્વી) રૂપી જેનું મૂળ છે એવા એ વિષ્ણુરૂપી પર્વતના મધ્ય (હૃદય)માં શ્રી (લક્ષ્મી) રૂપી વૃક્ષ વિરાજતું હતું; અર્થાત્ જેઓ સાક્ષાત્ લક્ષ્મીનું વૃક્ષ જ હતા; તેમણે શાર્ઙ્ગ ધનુષ્ય લીધું હતું. આવી શોભાવાળા, ભયમાં પણ શરણાગતને અભયદાન દેનારા, વિષ્ણુ ભગવાન્ દિવ્ય લોકમય રથમાં વિરાજ્યા હતા. તેમના રથને અરધળના રંગના પીળા ઘોડા જોડેલા હતા. આ રથ ગરુડના ચિહ્નવાળી ધજાથી શોભતો હતો; સૂર્ય અને ચંદ્ર એ તેનાં ઝળહળતાં ચક્ર હતાં; તેની ધરીને ઠેકાણે મંદર પર્વત હતો; અનંત સર્પ એ જ તેની રાશ (લગામ) હતી; તે રથના કુબરો-(ઉંટડા)ના તુંબાને સ્થાને મેરુ પર્વત હતો. આકાશના તારાગણ એ જ તે રથની છત્રી ઉપર જડેલાં ચિત્રવિચિત્ર નકશીનાં ફૂલ હતાં. તેનાં નિબંધનો (બંધૂર, ઠામઠામનાં બંધ)માં ગ્રહો હતા. દેવોએ આકાશમાં આવા વિસ્મયમય, દિવ્ય રથમાં ભગવાનને બેઠેલા જોયા.[૨૧–૨૯] શરણાગતવત્સલ, અભયદાતા, વિષ્ણુ ભગવાનને આમ

* ચંદ્ર બૃહસ્પતિની સ્ત્રી તારાને ઉપાડી ગયો હતો, અને સર્વ દેવો વિગેરેએ તેને પાછી સોંપી દેવાનું કહ્યું, પણ તેણે ન માન્યું તેથી આ સંગ્રામ થયો હતો. ચંદ્રના પક્ષમાં જે અસુરો વિગેરે હતા તેઓ તથા જે ગ્રહો અને દેવોએ પણ તેનો પક્ષ લીધો હતો, તે સર્વેએ તેને અનીતિના કામમાં મદદ કરેલી હોવાથી તેઓ અસુર તુલ્ય ગણાયા હતા.

† મુંબઈની પ્રતમાં बलाकापंक्तिभूषणम्–તેમનાં આભૂષણો બગલાંનાં પીછાંનાં હતાં, એવો પાઠ છે. કાશી અને બંગાળાની પ્રતિઓમાં किरीटछत्र मूर्धजम्–એ પાઠ છે, અને આ પાઠ અહીં સ્વીકારેલો છે.

રણસંગ્રામમાં પધારેલા જોતાં વેંત જ દૈત્યોથી પરાજય પામેલા ઇન્દ્ર આદિ સર્વે દેવોએ બે હાથ જોડ્યા, જય જય શબ્દના ઘોષ કર્યા, અને તેમને શરણે ગયા.[૨૯] તેમની આવી દીનતાભરી વાણી સાંભળી, દેવો જેમને પ્રિય છે એવા શ્રી વિષ્ણુએ દયાથી મહા રણસંગ્રામમાં દેવોના શત્રુ દાનવોનો વિનાશ કરવાનો નિશ્ચય મનમાં કર્યો.[૩૦] પછી ઉત્તમ આકાશમાં સ્થિત થયેલા પુરુષોત્તમ વિષ્ણુ ભગવાને સર્વ દેવોને પોતાની પ્રતિજ્ઞા સંભળાવતાં આ વચન કહ્યું કે, "હે મરુતગણો! તમે હવે શાંત થાઓ. તમારું કલ્યાણ થશે. તમારે હવે ભય ધરવો નહીં, સ્વસ્થ થાઓ. મે દાનવોનો પરાજય કર્યો છે, એમ જ સમજો; તમે સર્વ ત્રૈલોક્યનું તમારું રાજ્ય પાછું તમારા હાથમાં લઈ લ્યો."[૩૧-૩૨]

સર્વે દેવો સત્યશીલ વિષ્ણુનાં આવાં આશ્વાસનભર્યાં વચનો સાંભળી સંતુષ્ટ થયા, અને અમૃત મળવાથી જેવા આનંદિત થાય તેવા જ તેઓ તેથી પરમ આનંદિત થયા.[૩૩] ઉપર કહ્યા પ્રમાણે પરમાત્માએ દેવોને આશ્વાસન આપતાં આકાશમાં પોતાનું સ્વરૂપ પ્રકાશ્યું કે, તરત જ વિશ્વમાંથી અંધકારે પોબારા માપ્યા, મેઘો ઝટપટ પળી ગયા, મંગલકારી શાંત પવન વાવા લાગ્યો, અને દશે દિશાઓ પ્રસન્ન દેખાઈ.[૩૪] સુપ્રભાવાળા ગ્રહો અને તારાઓ પાછા પોતપોતાના પતિ સૂર્ય અને ચન્દ્રની પ્રદક્ષિણા કરી રહ્યા, અને સર્વ પ્રકારની પ્રદીપ્ત તેજસ્વી વ્યક્તિઓ સૂર્યની પરિક્રમા કરવા લાગી.[૩૫] ગ્રહો ગ્રહો વચ્ચેનો વિગ્રહ (અથડાઅથડી) બંધ પડી ગયો, અને સિંધુઓ (મહા નદીઓ) પણ શાંત અને સ્વચ્છ નીરવાળા દીસી રહ્યા. પૃથ્વીના અને આકાશના ત્રણ માર્ગો (દેવયાન, પિતૃયાન અને મોક્ષયાન) પણ નિર્મળ થઈ રહ્યા.[૩૬] નદીઓના પ્રવાહો યોગ્ય વહેણે વહેવા લાગ્યા, અને ખળભળી ઉઠેલા સમુદ્ર પણ પૂર્વની શાંત સ્થિતિમાં પાછા આવી ગયા. મનુષ્યોની આંતર ઇન્દ્રિયો શુભેચ્છાથી પ્રેરાવા તથા પોતપોતાની યથાર્થ ક્રિયા કરવા લાગી.[૩૭] સૃષ્ટિની અવસ્થા સંબંધી શોક અને ચિંતા દૂર થતાં મહર્ષિઓએ પણ ઉચ્ચ ઘોષથી વેદાધ્યયન ચાલુ કર્યું; અને અગ્નિને યજ્ઞનાં સ્વાદિષ્ટ તથા કલ્યાણકર બલિદાનો મળવા લાગ્યાં.[૩૮] સંક્ષેપમાં દેવોના દેવ ભૂપતિ, સત્ય પ્રતિજ્ઞાશીલ, વિષ્ણુ ભગવાનની શત્રુઓનો નાશ કરવાની વાણી સાંભળી પરમ પ્રીતિથી લોકોનાં મન પરમ પ્રસન્ન થયાં, અને સહજ રીતે યજ્ઞાદિ ધર્મ્ય કર્મ સમ્યક્ પ્રકારે ચાલતાં થયાં.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં ખિલહરિવંશમાં હરિવંશપર્વનો 'વિષ્ણુનો પ્રભાવ અને દર્શન' એ નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

---

## અધ્યાય ૪૩ મો

### તારકામય સંગ્રામ અને દાનવોની તૈયારીઓ

वैशंपायन उवाच—

ततोऽभयं विष्णुमयं श्रुत्वा दैतेयदानवाः ।
उद्योगं विपुलं चक्रुर्युद्धाय युधि दुर्जयाः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! તે પછી યુદ્ધમાં દુર્જય એવા દિતિના પુત્ર દૈત્યો અને દનુના પુત્ર દાનવો પ્રત્યક્ષ વિષ્ણુએ દેવોને આપેલા અભયવચનની વાત સાંભળી, યુદ્ધને માટે અથાગ ઉદ્યોગ કરવા મંડી પડ્યા.[૧] તરત જ તેમનો સેનાધિપતિ, જાણે પ્રકાશમાન મેરુપર્વત ઉપર (ઉદય સમયે) આરોહણ કરતો બીજો સૂર્ય હોય તેમ, રણજંગ મચાવવાને આતુર મયદાનવ પોતાના જાજ્વલ્યમાન રથ ઉપર ચઢ્યો. તેનો રથ કાંચનનો હતો. તેનો વિસ્તાર બારસો હાથનો હતો. તે કદી ભાગે નહીં એવો હતો, તેને ચાર પૈડાં હતાં, અને તે પાણી, આગ, ખડબચડી જમીન આદિ ગમે તેવાં વિષમ સ્થાને પણ જઈ શકે એવો સમર્થ હતો; તેમાં મોટાં મોટાં આયુધો પૂરેપૂરી વ્યવસ્થાસર રાખેલાં હતાં;[૨] તેને ટનટન અવાજ કરતી નાની નાની અનેક ઘંટડીઓ બાંધેલી હતી; તે ગેંડાના ચામડાથી મઢેલો હતો; તેના બખતરની ગુંથણીઓ રત્નો અને સુવર્ણની સાંકળીઓથી ખચિત હોવાથી એ રથ સુશોભિત દીસતો હતો.[૩] તેનો અક્ષ ઘણો જ દૃઢ હતો. એ રથ તે કાલના સર્વે રથોમાં શ્રેષ્ઠ હતો. તે કેવળ પર્વતપ્રાય દીસતો હતો. તેની અંદરના ભાગમાં અન્ય લોકને બેસવાની સારી સોઈ હતી. એ રથ કૃત્રિમ હરણો તથા ચિત્રવિચિત્ર જાતિનાં પશુપક્ષીઓથી વિરાજતો હતો. તે રથમાં અખૂટ દિવ્ય અસ્ત્રો અને ભાથાઓ મુકેલા હતા. તે ચાલતો ત્યારે મેઘના કડાકા જેવો તેનો ઘર્ઘર અવાજ નીકળતો હતો.[૪] ગદા, પરિઘ આદિ આયુધોથી તે સંપૂર્ણ હતો. તે એટલો તો વિશાળ હતો કે તેને જોતાં જાણે મૂર્તિમંત બીજો સમુદ્ર જ હોય તેવો ભાસ થતો હતો. તેના સાંધાઓના બંધ સોનાની કડીઓથી સાંકળેલા હતા. તેના કૂબરો (ચાકના તુંબા) સોનાના હતા.[૫] તેની ઉપર મોટી મોટી ધ્વજાઓ તથા પતાકાઓ ફરફરતી હોવાથી વિશેષ ભાગે સૂર્યમંડળને ધારણ કરનારા મંદાર પર્વત પેઠે શોભતો હતો; તે ઐરાવત અને મેઘ સમાન ભવ્ય દેખાતો હતો. વેગમાં તે ચપળ કેસરી સમાન તેજસ્વી હતો.[૬] તેને હજાર રીંછ જોડેલાં હતાં. જાણે હજારો મેઘો ગાજતા હોય તેવો તેનાં પૈડાંનો ગડગડાટ થતો હતો. તે રથ અગ્નિ સમાન પ્રદીપ્ત હતો, અને તે દિવ્ય રથ આકાશમાં ગતિ

કરતો હોવા છતાં પૃથ્વી ઉપર શત્રુના રથના ચૂરેચૂરા કરી નાંખતો હતો. (આવા અનુપમ રથ ઉપર રણને માટે અતિ આતુર મયદાનવ આરૂઢ થયો).[૭]

વળી તે જ ઘડીએ દાનવ તારકાસુર પણ એક એવા જ અપ્રતિમ રથ ઉપર બેઠો. તેના રથનો વિસ્તાર એક કોસનો હતો. એ મોટો રથ તદ્દન લોઢાનો બનાવેલો હતો. તેના ઉપર કાગડાના ચિહ્નવાળી ધ્વજાઓ હતી.[૮] તે એકઠાં થયલાં અનેક શિખરોવાળા પર્વત જેવો વિશાળ હતો. તે લોહમય હોવાથી નીલાંજનના ઢગલા જેવો દીસતો હતો. તેને કાળાં પોલાદનાં આઠ પૈડાં હતાં, અને તેના દાંડા તથા તુંબાઓ પણ પાકા લોઢાના જ ઘડેલા હતા. અંધારામાં વર્ષતા અંગારા જેવાં તેનાં કિરણો હતાં. તે જલથી ભરેલા મેઘની પેઠે ગર્જના કરતો હતો.[૯] તેની મોટી મોટી બારીઓ લોઢાની સાંકળીઓ (બખ્તર)થી મઢી લીધેલી હતી. તે લોઢાનાં પરિઘો, બરછીઓ, ગદાઓ, પ્રાસ, પાશો, પથ્થરનાં ફેંકવાનાં યંત્રો, મોટી મોટી હથોડીઓ વગેરે અસંખ્ય અને અખૂટ આયુધોથી ભરપૂર હતો. તે ભયંકર તોમરો અને શત્રુને ત્રાસદાયક પરશુઓથી શોભતો હતો.[૧૦–૧૧] તે દુષ્મનોનો ઘાણ કાઢવાના હેતુથી ઉછળતો હતો તેથી જાણે બીજો મંદર પર્વત હોય તેવો દીસતો હતો. તેને હજાર ગધેડાઓ જોડેલા હતા. આવા રથ ઉપર ચઢી, તારકાસુર રણને મોખરે આવી ઉભો.[૧૨]

તે જ પ્રમાણે, અતિશય ક્રોધે ભરાયલો દાનવ વિરોચન હાથમાં ગદા લઈ, જાણે બીજું બળતું શિખર જ હોય તેમ અચળ થઈ, સૈન્યને મોખરે ઉભો રહ્યો.[૧૩] વળી તેની સાથે હજાર ઘોડા જોડેલા અને દુશ્મનના લશ્કરનો કચ્ચરઘાણ વાળી નાંખે એવા રથને વેગથી ચલાવતો, દાનવ હયગ્રીવ પણ રણમાં ખડો થયો.[૧૪] લટકતી હજારો દોરીઓવાળા અને અત્યંત લાંબા ધનુષ્યનો ટંકાર કરી રહ્યાથી જાણે બીજો જ અનેક વડવાઇઓવાળો અચળ વટવૃક્ષ હોય તેમ શોભતો દાનવ વરાહ પણ સૈન્યને મોખરે આવી રહ્યો.[૧૫] વળી બલના ગર્વથી આંખમાંથી ઝરતા ક્રોધના પાણીને લ્હોતો લ્હોતો, દાંત કચકચાવતો અને હોઠ ફડફડાવતો દાનવ ખર પણ યુદ્ધને માટે આતુરતાથી રાહ જોતો મોખરે ખડો થઇ ગયો.[૧૬] તે જ પ્રમાણે વીર્યવાન્ દાનવ ત્વષ્ટા, જેને અઢાર ઘોડા જોડ્યા હતા એવા વિશાળ રથમાં બેસી, દાનવોથી વીંટળાઈ, દૈત્ય સૈન્યની વ્યૂહરચના કરવા સારુ રણસંગ્રામમાં ગર્વભેર અહીંથી તહીં આંટા મારી રહ્યો.[૧૭] વળી શ્વેત કુંડળ પહેરી, શ્વેત શૈલ સમાન શોભતો, વિપ્રચિત્તિનો પુત્ર શ્વેત દાનવ પણ યુદ્ધ માટે તત્પર થઈ રણમાં ખડો થયો.[૧૮] તેમ પર્વતની શિલાઓનાં આયુધો ઝાલવાથી શ્રમિત થયલો, બલિનો શ્રેષ્ઠ પુત્ર અરિષ્ટ, જાણે બીજો પર્વત જ હોય તેમ, યુદ્ધ સારુ રણમાં શત્રુ સન્મુખ ઉભો રહ્યો.[૧૯] વળી જુવાન ઘોડાની પેઠે ઉશ્કેરાયલો અને થનથન નાચતો કિશોર દાનવ યુદ્ધમદથી અતિશય ઉશ્કેરાઈ દૈત્યના સૈન્યની મધ્યમાં ઉભો રહ્યો. તે વેળા તે ઉદય પામતા સૂર્ય સમાન શોભવા લાગ્યો.[૨૦] લાંબાં લાંબાં વસ્ત્રો અને આભૂષણો ધારણ કરી, પાણીથી ભરેલા લાંબા મેઘની પેઠે પ્રકાશતો લંબ દાનવ વ્યૂહમાં આવી ઉભો. કંકણગ્રહણસમયે રાહુથી ઘેરાયલો સૂર્ય દીસે તેમ તે આ વેળા દીસી રહ્યો.[૨૧] દાંત, હોઠ, આંખ અને મુખ એ જ જેનાં આયુધો યુદ્ધમાં હતાં, એ મહા ગ્રહ રાહુ દૈત્યોને મોખરે હસતો હસતો ઉભો રહ્યો. તે વિલક્ષણ રીતે યુદ્ધ કરનારો હતો.[૨૨]

આવા આવા અગ્રણી દાનવો ઉપરાંત અન્ય અસંખ્ય દૈત્યો અને દાનવો પણ રણમાં દેવો સાથે ખડા થયા, તેમાં કેટલાક ઘોડા ઉપર, તો કેટલાક હાથી ઉપર બેઠા હતા. વળી કેટલાક સિંહ ઉપર તો કેટલાક વાઘ ઉપર અસ્વાર થયા હતા. તેમ જ કેટલાક રીંછ ઉપર આરૂઢ થયા હતા તો કેટલાક ડુક્કર ઉપર પણ ચઢી બેઠા હતા.[૨૩] વળી કેટલાક ગધેડા ઉપર ચઢ્યા હતા તો કેટલાક ઊંટ ઉપર સ્વાર થયા હતા, તેમ કેટલાક મેઘ ઉપર પણ બેઠા હતા. ત્યારે વળી કેટલાકનાં વાહન વિવિધ પ્રકારનાં પક્ષીઓ હતાં, તો કેટલાકનાં વાહન પવનનાં પણ હતાં.[૨૪]

આમ વિવિધ જાતનાં વાહન ઉપર આરૂઢ થયલા દાનવો ઉપરાંત અન્ય અસંખ્ય પગપાળા દૈત્યો પણ રણે ચઢ્યા હતા. તેમાં કેટલાક વિકરાળ અને વાંકાંચુંકાં મોઢાંવાળા હતા, તો કેટલાક એક પગવાળા અને કેટલાક બે પગવાળા પણ હતા. તે સર્વે દાનવો યુદ્ધ માટે આતુર બની મસ્ત આખલા પેઠે ગર્જના કરી રહ્યા.[૨૫] મોટી રાડ પાડનારા પુષ્કળ દૈત્યો બાહુદંડ વજાડવા મંડ્યા. દાનવોના કેટલાક બાળકો તો આ પ્રમાણે મદાંધ શાર્દૂલની પેઠે રાડ મારી રહ્યા.[૨૬] ધનુષ્યનો ટંકાર કરવામાં નિપુણ દાનવો રણમાં પરિઘના આકારનાં આયુધો, ગદાઓ અને ઉગ્ર પરિઘો ચમકાવતાં દેવોનો તિરસ્કાર કરવા મંડી પડ્યા.[૨૭] પ્રાસ, પાશ, ખડ્ગ, તોમર, ભાલા, અંકુશ, પટ્ટીશ, શતઘ્ની, તલવાર, મુદ્ગર, મોટી મોટી શિલાઓ, પરિઘ આદિ ઉત્તમ આયુધો અને ચક્રોથી ઉત્તમ દૈત્યો યુદ્ધને ક્રીડા સમાન લેખી દાનવસૈન્યમાં વિવિધ પ્રકારનો આનંદ મહાણવા લાગ્યા.[૨૮–૨૯]

આ પ્રમાણે, યુદ્ધબળમાં મદાંધ અને ઉત્કંઠિત થયલું અને મેઘોના સમૂહની પેઠે હલમલી રહેલું સર્વ દાનવ-

સૈન્ય રણસંગ્રામમાં દેવોની સન્મુખ ઉભું રહ્યું.[૩૦] હજારો દાનવોથી ઉભરાતું, વાયુ, અગ્નિ, મેઘ અને પર્વતનાં શિખરોની પેઠે શોભતું તથા રણસંગ્રામમાં ઉત્કર્ષ (વિજય) માટે સંચાર કરી રહેલું દૈત્યોનું અદ્ભુત સૈન્ય યુદ્ધની લાલસાથી જાણે ઉન્મત્ત થયું હોય એમ દીસતું હતું.[૩૧]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'तारकामय संग्राम अने दैत्योनी युद्धनी तैयारीओ' ए नामनो अध्याय ४३ मो संपूर्ण

## અધ્યાય ૪૪ મો

### દેવતાઓના સૈન્યનું વર્ણન

वैशंपायन उवाच—

श्रुतस्ते दैत्यसैन्यस्य विस्तरस्तात विग्रहे ।
सुराणां सर्वसैन્यस्य विस्तरं वैष्णवं श्रृणु ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-હે તાત જનમેજય! દેવો અને દાનવોનાં સૈન્યો વચ્ચે મચેલા વિગ્રહમાં યુદ્ધ માટે તત્પર થયલા દૈત્યસૈન્યના વિસ્તાર સંબંધી વર્ણન તેં સાંભળ્યું. હવે તું વિષ્ણુના એટલે દેવોના પક્ષના સર્વ સૈન્યની વ્યાપક રચના સંબંધી વર્ણન સાંભળ.[૧] બાર આદિત્યો, આઠ વસુઓ, અગિયાર રુદ્રો અને મહા બલવાન્ બે અશ્વિનીકુમારો એ સર્વ પોતપોતાની સેનાઓ અને અનુયાયીઓ સાથે સામર્થ્ય અનુસાર યુદ્ધ કરવાને વ્યવસ્થાસર રણમાં સજ્જ થઈ ઉભા હતા.[૨] દેવોના સર્વ સૈન્યનો મુખ્ય સેનાપતિ, હજાર આંખવાળો, લોકપાલ ઇન્દ્ર, દિવ્ય ઐરાવત હાથી ઉપર આરૂઢ થઈ દેવસૈન્યને મોખરે આવી રહ્યો.[૩] તેના ઐરાવત હાથીની ડાબી બાજુએ ગરુડના જેવા વેગવાળો, સુંદર પૈડાંવાળો, અને સુવર્ણ તથા વજ્ર સમાન હીરાથી મઢેલો રથ તેને જ માટે તૈયાર રાખેલો હતો.[૪] દેવેન્દ્રની પાછળ હજારો દેવો, ગંધર્વો અને યક્ષોના સમૂહો ને સમૂહ ખડા થયા. તેજસ્વી સદસ્યો અને બ્રહ્મર્ષિઓ પણ ઇન્દ્રની સ્તુતિ કરતા તેની સમીપ આવી ઉભા.[૫] વજ્રના ભયંકર ધ્વનિથી અત્યંત ઉત્તેજિત થયલા, વિદ્યુત્, મેઘ, ધનુષ્ય, આદિ આયુધોથી સજ્જ થયલા અને ઇચ્છાનુસાર ગતિ કરનારા, પર્વત સમાન મેઘોના સમૂહો તેની રક્ષા કરતા હતા.[૬] આ પ્રમાણે સુસજ્જિત અને સુરક્ષિત, ઇન્દ્ર ઐરાવત ઉપર આરૂઢ થઈ રણને મોખરે વધવા લાગ્યો, તે વેળા જાણે સોમયજ્ઞમાં હવિની સ્થાપનાના મંડપોમાં વિપ્રો સ્તુતિ કરતા હોય તેમ તેના ગુણ ગાવા મંડ્યા.[૭] સ્વર્ગમાં ઇન્દ્રનું સૈન્ય પ્રયાણ કરતું હતું ત્યારે દેવોનાં રણશીંગડાં વાગી રહ્યાં હતાં અને સેંકડો અપ્સરાઓ ઇન્દ્રની સન્મુખ નાચી રહી હતી.[૮] તે સમયે ઝળહળતા ઉત્તમ ધ્વજાદંડથી, હજાર ઘોડાથી તથા મન અને પવનના જેવી ગતિથી તથા માતલિ સારથીથી તેનો ઉત્તમ રથ, જાણે સહસ્રકિરણવાળો રવિ હોય અથવા તો રવિકિરણથી વ્યાપ્ત મેરુ પર્વત હોય તેમ દીપતો હતો.[૯-૧૦] પોતાનો દંડ અને કાલસ્વરૂપ હથોડો ઉગામી, ગર્જનાથી દૈત્યોને થરથરાવતા યમરાજા દેવોના સૈન્યની મધ્યે આવી ઉભા.[૧૧] તેમની પાછળ દેવસૈન્યના મધ્ય ભાગમાં જ પાશધારી વરુણદેવ પણ ખડા થયા. ઉછળતા ચાર સમુદ્રો અને વારંવાર જિહ્વા ચાટનારા મોટા મોટા નાગો તેમનું રક્ષણ કરતા હતા. તેમનું શરીર જલમય હતું. તેમણે શંખ અને મોતીના બાજુબંધ પહેર્યાં હતા. તેઓ હાથમાં કાલપાશ આમતેમ વેગથી ફેરવીને, ચન્દ્રનાં કિરણો જેવા ધોળા ઘોડાઓથી તથા વાયુથી ઉછળતા જલતરંગોથી વિવિધ પ્રકારની લીલા કરતા હતા. તેમણે અંગે શ્વેત, ઝળહળતું અને અતિશય સૂક્ષ્મ વસ્ત્ર પહેર્યું હતું, તેમ જ પરવાળાનાં સુંદર કડાં હાથે ધારણ કર્યાં હતાં. તેમના શરીરની કાન્તિ ઉત્તમ શ્યામમણિ જેવી હતી, અને તેમના ઉદર ઉપર ઘણા હાર લટકતા હતા. આવી રીતે સજ્જ થયલા વરુણ મર્યાદા વટાવી આગળ ધસતા ઉછળતા સમુદ્રની પેઠે યુદ્ધની ઉત્કંઠાથી રણમાં ઉભા હતા.[૧૨-૧૫]

વળી ત્યાં આગળ ઉત્તમ શ્યામમણિ સમાન શોભતા શરીરવાળો નરવાહન કૂબેર પણ યક્ષો, રાક્ષસો અને ગુહ્યકોના સૈન્ય સાથે દેખાતો હતો.[૧૬] નવે નિધિના અધિપતિ, રાજરાજેશ્વર, સમર્થ, શ્રીમાન્ કૂબેરે શંખ અને પદ્મ એ બે સાક્ષાત્ નિધિઓથી અલંકૃત થઈ, હાથમાં ગદા ઉપાડી હતી.[૧૭] વિમાનમાં જ બેસીને યુદ્ધ કરનારો, યુદ્ધનો અભિલાષી, ધનનો દાતા, અને રાજાઓનો પણ રાજા નરવાહન કૂબેર પુષ્પક વિમાનમાં શોભી રહ્યો હતો. તે શિવનો મિત્ર હતો, છતાં શોભાથી જાણે સાક્ષાત્ શંકર જ હોય તેમ સર્વ તેને ટીકી ટીકીને જોતા હતા.[૧૮]

આ પ્રમાણે દેવસૈન્યની ચારે બાજુના રક્ષણનું કામ બલમાં ઉત્કટ આ ચારે લોકપાલોએ પોતપોતાનાં સૈન્ય સાથે સંભાળી લીધું, અને પોતપોતાની દિશાનું રક્ષણ સાવધાનતાથી કરવા લાગ્યા. હજાર આંખવાળો ઇન્દ્ર તેનો પૂર્વ ભાગ સંભાળતો હતો, યમ તેનો દક્ષિણ ભાગ સાચવતો હતો, વરુણ તેના પશ્ચિમ ભાગની તપાસ રાખતો હતો, અને કૂબેર તેનો ઉત્તર ભાગ નિરખતો હતો.[૧૯-૨૦]

આ ચાર લોકપાલો ઉપરાંત, સાત ઘોડા જોડેલા, આકાશમાં ગતિ કરનારા, પ્રતાપી કિરણોથી જાજ્વલ્યમાન શોભાવાળા, ઉદય અને અસ્તરૂપી ચક્રવાળા, મેરુ પર્યંત ગતિવાળા, સ્વર્ગ પ્રદેશમાં અલાત ચક્ર પ્રમાણે ભ્રમણ કરનારા રથમાં બેસી, સર્વ લોકને સતત પ્રકાશમાન કરનારો દિનેશ્વર, પોતાના તેજનાં હજારો કિરણોથી ઝળહળતો, દ્વાદશ સ્વરૂપોથી યુક્ત, અવિનાશી સૂર્ય દેવોની મંડળીમાં ઘૂમી વિચરી રહ્યો હતો.[૨૧-૨૩] તેમ જ શીતલ જળથી ભરેલાં કિરણોથી સમસ્ત જગતને આનંદ આપતો, શીતલ કિરણોવાળો ભગવાન્ ચન્દ્ર ધોળા ઘોડા જોડેલા રથમાં બેસી રણસંગ્રામમાં આવી પહોંચ્યો.[૨૪] નક્ષત્રોરૂપી પરિવારથી વીંટળાયલા, શીત કિરણવાળા, બ્રાહ્મણોના મુખ્ય દૈવતરૂપ, જગતની છાયાથી અંકિત થયલા શરીરવાળા, રાત્રિના અંધકારનો ક્ષય કરનારા, આકાશમાં તારાગણોના નાયક, સર્વ રસોના પ્રાણભૂત પ્રભુ, વનસ્પતિના પતિ અને રક્ષણહાર, સૌમ્ય અને શીતમય રસરૂપ અમૃતના નિધિ, અને અગ્નિસોમાત્મક સમસ્ત જગતના અગ્નાત્મક અંશરૂપ ચન્દ્રને દાનવોએ હિમરૂપી અસ્ત્ર લઈ રણને મોખરે ઉભેલો દીઠો.[૨૫-૨૭]*

જે સર્વ ભૂતોના પ્રાણને ટકાવનાર છે, જે પ્રાણીઓના દેહમાં પ્રાન, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચરૂપે વ્યાપી રહે છે, જે આવહ, પ્રવાહ આદિ સાત વિભાગમાં વહેંચાઈ ત્રણે લોકમાં ચર અને અચર સૃષ્ટિનું રક્ષણ કરે છે, જેને ઋષિઓ અગ્નિનો સારથિ કહે છે, જે સર્વ પદાર્થોની ઉત્પત્તિનું કારણ છે, અને જે સર્વનો પ્રભુ છે, જે ગાયનના આધારરૂપ નિષાદ ઋષભ આદિ સપ્ત સ્વરમાંથી ઉત્પન્ન થયલો છે, જેને ઋષિમુનિઓ પંચ મહાભૂતમાં ઉત્તમ મહાભૂત અને અશરીરિ (અમૂર્ત) કહે છે, જે આકાશગામી શીઘ્ર ગતિમાન્ કહેવાય છે, જેનું ઉત્પત્તિસ્થાન શબ્દને જન્મ આપનારું આકાશ છે અને તેથી જે માતરિશ્વા કહેવાય છે, એવો સર્વ ભૂતોના પ્રાણસ્વરૂપ વાયુ મેઘોને સાથે લઈ, પોતાના તેજથી ઉત્કટ થઈ, મોટી મોટી ગર્જના કરતો, દૈત્યોને પીડાકારી થવાય, એમ પ્રતિકૂળ દિશાએ તેમના સૈન્ય ઉપર જ વાવા લાગ્યો.[૨૮-૩૧]

તે ઉપરાંત દેવ, ગંધર્વ અને વિદ્યાધરોના સમૂહોની સાથે મરુતો કાંચળી વિનાના પન્નગોની પેઠે નાગી, ચળકતી તરવારો ચમકાવતા રણસંગ્રામમાં ક્રીડા કરવા મંડી પડ્યા.[૩૨] વળી તીવ્ર, રોષમય, વિષને ઉત્પન્ન કરનારા, સર્પોના નાયકો દેવતાઓનાં બાણરૂપ બની જઈ, મોં ફાડી વિષ ઓકતા ઓકતા આકાશમાં અહીંતહીં વિચરવા લાગ્યા.[૩૩] તેમ જ શિલારૂપી શૃંગો સાથે તથા હજારો શાખાવાળાં વૃક્ષો સહિત પર્વતો દાનવોના સૈન્ય ઉપર પ્રહાર કરવાનું સાધન બની, દેવગણો સમીપ રણમાં આવી પહોંચ્યા.[૩૪]

જે દેવ હૃષીકેશ, પદ્મનાભ અને ત્રિવિક્રમ કહેવાય છે, જે યુગને અંતે પ્રકાશતા અગ્નિના જેવા તેજસ્વી† અને સમસ્ત વિશ્વના પ્રભુ છે, જે મધુસૂદનરૂપે (વરાહ અવતારમાં) સમુદ્રમાં દેખા દીધાથી સમુદ્રયોનિ કહેવાય છે, જે મધુ દૈત્યના સંહારક તથા હવ્યના ભોક્તા (હવ્યભુક્) છે, તેમ જ જે યજ્ઞમાં સત્કાર (પૂજા) પામવાથી ક્રતુસત્કૃત કહેવાય છે, જે પૃથ્વી, પાણી, આકાશ આદિ પંચમહાભૂતોના આત્મા છે, જે શત્રુને દળી જગતને સ્વસ્થતા (શાન્તિ) આપનારા અને સ્વયં શાન્તિસ્વરૂપ છે, જે જગતના ઉત્પાદક બીજસ્વરૂપ અને ગુરુ કહેવાય છે, અને જે બુદ્ધિના ભંડાર છે, એવા પરમાત્મા, સદાયે ચક્ર અને ગદાને ધારણ કરનારા ભગવાન્ હરિ દેવસેનાના મધ્ય ભાગે ઉભા હતા. તેમણે ઉદય પામતા સૂર્ય અને અગ્નિની પેઠે જળહળતું, ઉત્તમ તેજરૂપ અને શત્રુઓનો સંહાર કરનારું, સુદર્શન ચક્ર જમણા હાથમાં ધારણ કર્યું હતું.[૩૫-૩૮] તેમણે ડાબા હાથમાં મહાકાળીસ્વરૂપ, શત્રુને કાલ(યમ)નો માર્ગ દાખવનારી, સર્વ અસુરોનો વિનાશ કરનારી, અને સૂર્યમંડળના જેવા પરિવેષવાળી ગદા ઉંચકી હતી, અને બાકીના હાથમાં મહાયશસ્વી, ગરુડધ્વજ ભગવાને શાર્ઙ્ગ ધનુષ્ય આદિ અનેક તેજસ્વી આયુધો ઉપાડ્યાં હતાં. હે જનમેજય! આવાં આવાં ગુણ, લક્ષણ અને સાધનોથી સંયુક્ત શ્રીમાન્ હરિ કશ્યપના પુત્ર ગરુડ ઉપર વિરાજ્યા હતા. એ ગરુડનું ભક્ષ્ય સર્પ હતા.[૩૯-૪૦] તેનો વેગ પવનથી પણ અધિક હતો. તે આકાશગામી હતો, અને પોતાની પાંખોના ફડફડાટથી આકાશને જાણે હલમલાવતો હતો. ચાંચમાં લટકતા ઉત્તમ સર્પથી તેનું મુખ શોભતું હતું.[૪૧] અમૃત સારુ આરંભમાં સમુદ્રમંથનને માટે પૃથ્વીથી અલગ કરેલો જાણે બીજો મંદાર પર્વત જ હોય તેવો, તે ઉંચો

---

* અહીં કેટલાકને આશંકા થશે કે, બૃહસ્પતિની સ્ત્રી તારાનું તો ચન્દ્રે હરણ કીધું હતું અને દાનવો તેને જ સહાય આપવા રણસંગ્રામમાં દેવો સામે ખડા થયા હતા, તો પછી ચન્દ્ર શી રીતે પોતાના પક્ષને બદલે શત્રુ(દેવ)પક્ષે ખડો થયો? આનો અત્રે ખુલાસો પુરાણકો કરે છે કે, ચન્દ્ર પાપગ્રહ અને પુણ્યગ્રહ એમ ઉભયાત્મક મનાયો છે, એટલે અહીં જે ચન્દ્ર દેવપક્ષે ખડો થયો અને દાનવોએ જોયો, તે પુણ્યગ્રહ ચન્દ્ર અને દાનવો જેના પક્ષે રહી લડતા હતા તે પાપગ્રહ ચન્દ્ર.

† જુઓ ભગવદ્ગીતા અ. ૧૧ શ્લોક ૩૦.

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ॥

દીસતો હતો.[૪૨] તેનું શૌર્ય પણ અદ્ભુત હતું. દેવ અને અસુરોના સેંકડો વિગ્રહોમાં તેણે પોતાનું પરાક્રમ દાખવ્યું હતું. મહેન્દ્રે અમૃતને અર્થે મારેલા વજ્રના ઘાનું ચિહ્ન હજી તેના શરીર ઉપર જણાતું હતું. તેને શોભાવાળી શિખા તથા ગુચ્છા હતા. તેના કાનમાં અગ્નિના સરખાં લાલ, સોનાનાં સુંદર કુંડળો હતાં. તેણે ચિત્રવિચિત્ર રંગનાં પીંછાંનું વસ્ત્ર ધારણ કર્યું હતું તેથી તે ગૈરિક આદિ ધાતુઓનાં વહેણોરૂપી પટાવાળા પર્વત જેવો દીસતો હતો.[૪૩] મુખમાં ઉંધા પકડેલા અને છાતી સૂધી લટકતા સર્પના માથાના ચંદ્રતુલ્ય તેજસ્વી મણિથી તેની વિશાળ છાતી ઘણી જ શોભતી હતી.[૪૪] તે સુંદર રંગબેરંગી પીંછાંથી શોભતી બે પાંખો પસારી આકાશમાં આનંદ મહાણતો મહાણતો વિચરતો હતો ત્યારે તે જાણે યુગને અંતે પ્રલયસમયે આકાશને છાઈ નાંખનારા મેઘધનુષ્યવાળા બે મેઘો હોય, તેવો ભાસ થતો હતો;[૪૫] અથવા તો જાણે શત્રુઓ(દાનવો)ની કાળા, રાતા, અને પીળા વર્ણવાળી ધ્વજાપતાકાઓના દંડ આરોપવાનું સ્થાન હોય તેમ તેની મોટી કાયા શોભી રહી હતી.[૪૬] તે અરુણના નાનો ભાઈ હતો, અને તેનો દેહ સુવર્ણના જેવો તેજસ્વી હતો. તે સર્વ ખેચરોમાં ઉત્તમ હતો.[૪૭] આવી શોભાવાળા ગરુડ ઉપર આરૂઢ થયેલા હરિની પાછળ પાછળ દેવગણો અને તપોધન મુનિઓ ચાલતા હતા. તેમાં મુનિઓ પોતાની ઉત્તમ વાણીથી પરમ મંત્રો ગાઈ, ગદાધર ભગવાનની સ્તુતિ કરી રહ્યા હતા.[૪૮]

આવી આવી વિવિધ રચનાવાળું પરાક્રમી અને અદ્ભુત દેવસૈન્ય અસુરો સામે યુદ્ધને માટે રણસંગ્રામમાં તત્પર થઈને ઉભું હતું. આ સૈન્યને કુબેર (વૈશ્રવણ)-ની સહાય હતી; વિવસ્વાનનો પુત્ર યમ તેના અગ્રભાગમાં ઉભો હતો; વરુણ તેની ચારે કોરથી રક્ષા કરતો હતો; ઇન્દ્રના સેનાધિપતિપદે તે સૈન્ય વિરાજી રહ્યું હતું; ચન્દ્રનાં કિરણોથી તે શુદ્ધ શ્વેત દીસતું હતું; અગ્નિના જેવા તેજથી ઝગમગતું હતું; પવનના સપાટાઝપાટાથી તે ભારે ગાજી રહ્યું હતું; પ્રદીપ્ત અગ્નિની પેઠે પ્રકાશતું હતું; અને તે જિષ્ણુ (વિજયી), સહિષ્ણુ (સહનશીલ) અને ભ્રાજિષ્ણુ (પ્રચંડ તેજસ્વી) એવા વિષ્ણુના તેજથી છવાયું હતું.[૪૯-૫૧] (આવું અદ્ભુત શક્તિથી યુક્ત થયલું દેવસૈન્ય દૈત્યો સાથે યુદ્ધ કરવા રણસંગ્રામમાં ખડું થઈ ગયું.)

(આ પ્રકારે દેવો અને દાનવોનાં સૈન્યો રણસંગ્રામમાં અન્યોન્યની સામે ખડાં થઈ ગયાં એટલે) "દેવો! તમારું કલ્યાણ થાઓ" એવાં આશીર્વચન તેમના ગુરુ આંગિરસ બૃહસ્પતિએ ઉચ્ચાર્યાં; અને તે જ પ્રમાણે "દૈત્યો! તમારું કલ્યાણ થાઓ" એવાં આશીર્વચન દૈત્યગુરુ શુક્રાચાર્યે પણ ઉચ્ચાર્યાં.[૫૨] (આ રીતે ઉભય સૈન્યો પોતપોતાના ગુરુઓનાં આશીર્વચનથી ગૌરવને પામ્યાં.)

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो
'आश्चर्य तारकामय संग्राममां देवसेनानुं वर्णन' ए
नामनो अध्याय ४४ मो संपूर्ण

## અધ્યાય ૪૫ મો

### દેવાસુરયુદ્ધ અને ઔર્વ અગ્નિની ઉત્પત્તિ

वैशंपायन उवाच—

तास्यां बलाभ्यां संजज्ञे तुमुलो विग्रहस्तदा ।
सुराणामसुराणां च परस्परजयैषिणाम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! આ પ્રકારની રચનાવાળા, એકમેક ઉપર વિજય મેળવવાની આતુરતાવાળા, દેવો અને અસુરો એ બન્નેનાં સૈન્યો વચ્ચે દારુણ યુદ્ધ મચી રહ્યું.[૧] જાણે પર્વતો સામે પર્વતો આથડતા હોય તેવું રૂપ, વિવિધ જાતનાં ફેંકવાનાં આયુધોથી સજ્જ થઈ યુદ્ધ કરતા દાનવો અને દેવોની અન્યોન્ય સામે મચી રહેલી ભારે ઝપાઝપીએ, ધારણ કર્યું.[૨] સુર અને અસુરોની વચ્ચે ચાલી રહેલો આ યુદ્ધસંગ્રામ અદ્ભુત દીસતો હતો. એક પક્ષે ધર્મ તેમ જ વિવેક, અને બીજે પક્ષે મદાંધતા તેમ જ અધર્મ પ્રવર્તવાથી આ યુદ્ધ વિપરીત દીસતું હતું.[૩] અતિ વેગવાળાં વાહનોથી, જોસભેર હંકારાતા ચપળ રથોથી, આકાશમાં સર્વ દિશાએ નાગી તરવારો સાથે ઉછળતા યોધાઓથી, ફેંકાતાં મુસળોથી, આબાદ છૂટતાં બાણોથી, ધનુષ્યના ઘોર ટંકારથી તેમ જ મુદ્ગરોના વૃષ્ટિતુલ્ય અફળાટોથી, દેવ અને દાનવો વચ્ચે ચાલતા આ યુદ્ધે અતિશય ભયંકર રૂપ પકડ્યું, અને તે સમસ્ત જગતને એવું તો ત્રાસદાયક થઈ પડ્યું કે, જાણે યુગને અંતે પ્રલયાગ્નિ જ પ્રજળી રહ્યો હોય એવો ભાસ થઈ રહ્યો.[૪-૬] હાથથી છોડાતાં પરિઘોવડે અને જોસભેર ફેંકાતા પર્વતોવડે દાનવો, ઇન્દ્રના સેનાપતિપદે યુદ્ધ કરતા દેવો ઉપર રણસંગ્રામમાં તૂટી જ પડ્યા.[૭] વચમાં વચમાં દેખાતાં જયનાં ચિહ્નોથી ફૂલાઈ ગયલા અને તે કારણે બળથી મદાંધ થયલા દાનવોથી ઘેરાઈ જવાથી તેમ જ તેમના પ્રહારોથી અકળાવાથી, દેવો અત્યંત ખિન્ન થઈ ગયા અને રણસંગ્રામમાં અતિશય પીડાવા લાગ્યા.[૮] તેમને દિતિના પુત્રોએ બાણોના વર્ષાદથી સંતાપ્યા અને ત્રાહિત્રાહિ પોકરાવી; અને પરિઘોવડે ધડાધડ તેમનાં માથાં દેહથી વિખૂટાં કરવા મંડી પડ્યા; તેમ જ અસ્ત્રજાળોથી તેમની છાતી છેદી

નાંખવા લાગ્યા. આમ થતાં તેઓ લોહી ઓકવા લાગ્યા તેમ જ તેમના ઘામાંથી પણ લોહીનાં વહેણ વહી રહ્યાં.[૯] આમ લોહીલુહાણ થયલા દેવો દાનવોની પાશજાળથી બંધાયા, બાણોથી ભેદાયા, દૈત્યોની માયામાં સપડાયા, અને તેથી તેઓ કંઈ પણ ક્રિયા કરવાને તદ્દન અશક્ત થઈ પડ્યા.[૧૦] આમ અસુરોએ દેવોના સૈન્યને આયુધોના ઉદ્યોગથી રહિત કરી નાંખ્યું, તેને મૂર્છા પમાડી, અને તેથી જાણે તેનામાં પ્રાણ જ ન હોય તેવું તે નિઃશ્વાસ દીસવા લાગ્યું.[૧૧]

દેવસૈન્યની આવી લાચાર સ્થિતિ જોઈને, હજાર આંખોવાળા ઇન્દ્રે પોતાની શક્તિથી દાનવોની માયાના પાશોને ભેદી નાંખી, વજ્રથી તેમનાં બાણોના ટુકડે-ટુકડા કરી નાંખ્યા, અને ઘોરકર્મી દૈત્યસૈન્યમાં એકાએક સરર કરતો ઘૂસ્યો.[૧૨] ઘુસતાં વેંત જ તેણે દાનવસૈન્યના અગ્ર ભાગમાં ઉભેલા દૈત્યોનો સંહાર કર્યો, અને પછી તામસ અસ્ત્રજાળ(તામસી માયા)વડે અતિ વિશાળ દૈત્ય-સૈન્યને અંધકારથી છાઈ નાંખ્યું.[૧૩] એ જાળના પ્રભાવથી ઘોર અંધકારવડે છવાઈ ગયાથી એક બીજાને એટલે કે પોતાના કે પારકા પક્ષનાને પણ અસુરો ઓળખી શકયા નહીં,[૧૪] અને સામા, દૈત્યોની માયાપાશમાંથી છૂટા થયેલા ઉત્તમ દેવોએ એકદમ શસ્ત્રનો મારો ચલાવ્યો, અને અંધકારથી છવાયલા દૈત્યોના સમૂહો ને સમૂહોનાં શરીરોનો તડાતડ કચ્ચરઘાણ વાળી નાંખ્યો.[૧૫] અંધકારને લીધે ગળીના જેવા વર્ણવાળા દેખાતા સંખ્યાબંધ દાનવો આ પ્રમાણે દેવોને હાથે ઘેરાઈ જવાથી તથા બેભાન બની જવાથી કપાયલી પાંખોવાળા પર્વતોની પેઠે પૃથ્વી ઉપર ધબોધબ હેઠા પડવા લાગ્યા.[૧૬] દેવોથી આમ હણાતું દૈત્યોનું સૈન્ય ભયથી ત્રાસી ગયું, અને જાણે તેણે અંધકારરૂપી મહા અર્ણવમાં જ પ્રવેશ કર્યો હોય, તેમ તે સર્વત્ર અંધકારમય જ ભાસવા લાગ્યું.[૧૭]

પોતાના સૈન્યની આવી પરાધીન અવસ્થા નિહાળી મય દાનવે યુગને અંતે ઔર્વ વહ્નિથી પ્રકટ થતા અગ્નિના જેવી અતિ ઉગ્ર મહામાયા રચી, અને ઇન્દ્રની તામસી માયાને બાળી નાંખી.[૧૮] મય દાનવે રચેલી આ આગ્નેયી માયાએ ઇન્દ્રની તામસી માયાથી છવાયલા સર્વ અંધકારને બાળી નાંખ્યો, એટલે સૂર્ય સમાન તેજસ્વી શરીરવાળા દૈત્યો પાછા રણસંગ્રામમાં લડવા ટપોટપ ઉછળી ઉઠ્યા.[૧૯] મયદાનવની ઔર્વ વહ્નિના જેવી આગ્નેયી માયાથી બળ્યા બળ્યા થયેલા દેવોએ ઠંડા પાણીમાં શયન કરવાની ઇચ્છાથી શીતલ કીરણવાળા ચન્દ્રનો આશ્રય લેવા દોડાદોડી કરી મૂકી;[૨૦] અને ઔર્વ અગ્નિના તેજથી બળુંબળું થતા, પોતાના તેજથી હીન થયેલા અને શરણ મેળવવાને આતુર બનેલા, દૈત્યના સામર્થ્યથી સંતાપ પામતા, દેવોએ વજ્રધારી ઇન્દ્રને પોતાની એ ઇચ્છા જણાવી.[૨૧] દેવસૈન્યને દૈત્યની આગ્નેયી માયાથી સંતાપ પામતું અને તેના અગ્નિથી બળુંબળું થયેલું જોઈને ઇન્દ્રે વરુણને તેની શાંતિ કરવાની (બીજા અગ્નિની પેઠે આ ઔર્વ અગ્નિ પણ જળવડે જલદીથી જ શાંત પડશે, એવી સમજણથી) પ્રેરણા કરી; એટલે વરુણે આવું વચન કહ્યું:

વરુણ કહે છે:-હે ઇન્દ્ર! પૂર્વે બ્રહ્મર્ષિ ભૃગુના પુત્ર, તેજસ્વી અને બ્રહ્મદેવના સર્વ ગુણોથી યુક્ત ઊર્વ મુનિએ અતિ દારુણ તપ આદર્યું હતું.[૨૨-૨૩] ઊર્વ મુનિને અવિનાશી સૂર્યની પેઠે પોતાના તપના પ્રભાવથી જગતને તપાવતા જોઈને બ્રહ્મર્ષિઓની સાથે દેવો અને મુનિઓ તેમની સમીપ આવી પહોચ્યા.[૨૪] દાનવોના અધિપતિ દાનવ હિરણ્યકશિપુએ પણ પૂર્વે આ પરમ તેજસ્વી ઋષિને પોતાના ઉપર અનુગ્રહ કરવાની વિનવણી કરી હતી (અને તે પણ આ પ્રસંગે મુનિ સમક્ષ આવ્યો હતો).[૨૫] બ્રહ્મર્ષિઓએ ઊર્વની સમીપ જઈ તેમને આવાં વેદસંમત વચનો કહ્યાં:

બ્રહ્મર્ષિઓ કહે છે:-"હે ભગવન્ ઊર્વ મુનિ! તમે ઋષિવંશમાં જન્મેલા છો, અખંડ બ્રહ્મચર્ય ધારણ કીધાથી આપનું ઋષિમંડલ વંશ વિનાનું મૂળથી ઉખડી જાય છે.[૨૬] કારણ તમે તમારા પિતાનું એકનું એક જ સંતાન છો; તો પછી શા માટે તમે તમારું ગોત્ર ટકાવી રાખતા નથી? શા માટે તમે બ્રહ્મચર્ય (ઊર્ધ્વરેતસ) વ્રતનું પાલન કરી, માત્ર તપરૂપી કલેશ ઉઠાવ્યો છે? અને પુત્રપૌત્રાદિ સંતાનવૃદ્ધિનો ક્રમ તમે શા માટે છોડી દીધો છે?[૨૭] આપણા સંયમશીલ, જિતેન્દ્રિય, શુદ્ધ આત્માવાળા મુનિઓનાં અનેક ગોત્રો તમારા ગોત્રની પેઠે એક ને એક જીવ ઉપર જ આધાર રાખનારાં હોઈને સંતતિ વિના ઉચ્છેદ પામવા લાગ્યાં છે.[૨૮] વંશવૃદ્ધિ વિના એ કુલોનો ઉચ્છેદ થઈ જશે, પરંતુ તે અટકાવવાનો કોઈ ઉપાય અમને સૂજતો નથી. પરંતુ તમારું કુલ તો કંઈ જેવું તેવું નથી, તેમ તમે પોતે પણ તપથી તપસ્વીઓમાં શ્રેષ્ઠ છો, અને બ્રહ્મદેવ સમાન તમે પ્રભાવશાળી છો.[૨૯] (એટલે તમારા સરખા મહાત્માના પ્રતિબિંબ રૂપે એક પુત્ર આ ભૂમિતલ ઉપર રહેવો જોઈએ, એમ અમને લાગે છે.) માટે તમે તમારો વંશ ચલાવવાની પ્રવૃત્તિ આદરો અને તમારા આત્માથી તમારા વંશનો વિસ્તાર વધારો, એવી અમારી તમને વિનવણી છે. માટે, હે મુનિ! તમે તમારા ઊર્જસ્વી તેજને (તમારી પાસે જ સાંચી ન રાખી કોઈ પાત્ર સ્ત્રીના ગર્ભમાં મૂકો, અને તેવડે તમારુ એક બીજું શરીર પુત્રદ્વારા વૃદ્ધિગત કરો."[૩૦]

મુનિઓએ કહેલાં આવાં વચનોથી ઊર્ધ્વરેતા બ્રહ્મ-

ચારી ઊર્વ મુનિના મનમાં અત્યંત ક્ષોભ થયો, અને તેમણે બ્રહ્મચર્ય ભંગ કરવાની સૂચના માટે મુનિઓને ઠપકો આપતાં આવાં વચનો કહ્યાં:-[31]

ઊર્વ કહે છે:-"હે ઋષિઓ! ઋષિકર્મનું સદા સેવન કરનારા અને વનમાં કંદમૂલફલ ઉપર નિર્વાહ ચલાવનારા મુનિઓને માટે આવો અખંડ બ્રહ્મચર્યનો ધર્મ પણ શાશ્વત છે, અને એ ધર્મનું નિર્માણ પણ પરાપૂર્વથી થયેલું છે.[32] (આ કાંઈ નવી પરિપાટી નથી. એ પણ સનાતન કાળનો વિહિત ધર્મ છે, તેમ આ બ્રહ્મચર્ય ધર્મનું સામર્થ્ય પણ જેવું તેવું નથી; એ પણ અસાધારણ છે.) બ્રાહ્મણયોનિમાં ઉત્પન્ન થયેલા, આત્મવર્તી બ્રાહ્મણનું યથાસ્થિત બ્રહ્મચર્ય બ્રહ્મદેવને પણ ચળાવવાને સમર્થ છે.[33] ગૃહસ્થાશ્રમનો અંગીકાર કરનારા બ્રાહ્મણોને યજ્ઞ કરાવવા, ભણવું ભણાવવું અને દાન લેવું, એ ત્રણ પ્રકારની જીવનની વૃત્તિઓ સેવવી પડે છે, પરંતુ અમારા જેવા અખંડ બ્રહ્મચર્યવૃત્તિનો અંગીકાર કરનારા અને કેવળ વનોમાં રહી આશ્રમોમાં નિવાસ કરનારાઓને તો માત્ર વનના સેવનરૂપી એક જ વૃત્તિ સેવવાની હોય છે.[34] (અમારા જેવા બ્રહ્મચર્યાશ્રમમાંથી જ ગૃહસ્થાશ્રમનો અંગીકાર કીધા વિના પરભાર્યા વાનપ્રસ્થાશ્રમનો અંગીકાર કરી શકે છે.) અમારા જેવા કેવળ જલનો જ આહાર કરનારા, વાયુનું ભક્ષણ કરનારા, દાંતવાળાઓ હોય તો દાંતનો જ ખાંણીઆ પેઠે ઉપયોગ કરનારા અર્થાત્ છોડાંવાળાં કાચાં અન્નને દાંતથી જ છૂટાં પાડી આરોગનારા, અને દાંત ન હોય તો પથ્થરથી જ કૂટેલાં ધાન્યફળ ખાનારા, અને પંચાગ્નિના તાપને સેવનારા મુનિઓ અખંડ બ્રહ્મચર્ય પાળવાનો ઉદ્દેશ સ્વીકારી, અતિશય દુષ્કર વ્રતો આદરી, ઉત્તમ મોક્ષગતિ પ્રાપ્ત કરે છે.[35-36] મુખ્યત્વે બ્રહ્મચર્યના સેવનથી જ બ્રાહ્મણને બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે, એમ ઉત્તમ સત્ય લોકમાં વસનારા બ્રહ્મવિદ્ (સ્વાનુભવી) પુરુષો કહે છે. બ્રહ્મચર્યમાં જ ધૈર્ય ટકી રહેલું છે, બ્રહ્મચર્યવડે જ તપનો ટકાવ થાય છે. જે બ્રાહ્મણો મનુષ્યલોકમાં વસી બ્રહ્મચર્યનું પરિપાલન કરે છે, તેઓ દિવ્ય લોક પ્રાપ્ત કરી શકે છે.[37-38] યોગ વિના સિદ્ધિ નથી, સિદ્ધિ વિના યશ નથી, અને મનુષ્યલોકમાં બ્રહ્મચર્ય વિના યશની પ્રાપ્તિ કરાવનારું અન્ય કોઈ ઉત્તમ તપ નથી.[39] તેટલા માટે પાંચ ઇંદ્રિયો અને તે દ્વારા તેના વિષયરૂપી પંચ મહાભૂતોને વશ કરી મનુષ્યે બ્રહ્મચર્ય વ્રત આચરવું જોઈએ. કારણ બ્રહ્મચર્યથી વિશેષ ઉત્કૃષ્ટ તપ બીજું કીયું છે?[40] આવશ્યક યોગને યોગ્ય ઇન્દ્રિયસંયમની દૃઢતાના અભાવે સંન્યાસીઓને કેશમુંડન કરાવવું પડે છે. (ભગવાં વસ્ત્ર ધારણ કરવાં પડે છે, અને અન્નપાનના રસની વાસના તજવી પડે છે.) વાનપ્રસ્થાશ્રમીઓને પરલોકના સંકલ્પના અભાવે ચાંદ્રાયણ જેવાં દુષ્કર વ્રતો આચરવાં પડે છે, અને ગૃહસ્થાશ્રમીઓને બ્રહ્મચર્યને અભાવે ધર્માચરણ અને તપાચરણ આદરવાં પડે છે. પરંતુ ખરી રીતે આ ત્રણ આચરણો દંભી (ઢોંગવાળાં) કર્મો ગણાય છે.[41] (વળી, હે ઋષિઓ! સંતતિ માટે કંઈ સ્ત્રીસંયોગ જ અટળ નથી. કારણ) બ્રહ્મદેવે સૃષ્ટિના આરંભમાં જ્યારે કેવળ સંકલ્પબળથી સનત્કુમારાદિક માનસી પ્રજા ઉત્પન્ન કરી ત્યારે પત્ની કયાં હતી? સ્ત્રીસંયોગ કયાં હતો? અને ચિત્તના વિકારરૂપ કામાતુરપણું પણ કયાં હતું?[42] હે ઋષિઓ! જો તમારા જેવા સંયમશીલ પુરુષોમાં તપનો વાસ્તવિક પ્રભાવ હોય, તો તમે પોતે પણ પ્રજાપતિ બ્રહ્મદેવને યોગ્ય સંકલ્પબલથી માનસ પ્રજા ઉત્પન્ન કરો.[43] (સુંદરીઓનાં નેત્રથી ઉત્પન્ન થયલા વિકારથી, સ્પર્શથી અને આલિંગનોથી, ભાષણથી તેમ જ સ્મરણથી પુરુષનું મન અતિશય વિકારને પામે છે. આવી વિકાર કરાવનારી સ્ત્રીઓ સમીપ જઈ, તેમાં બીજ મૂકી પ્રજાની ઉત્પત્તિ કરવી એ પાપાત્મા, વિકલ અને મૂઢ પુરુષને જ છાજે, એવી શ્રુતિ છે. બ્રહ્મપદથી વિચ્યુત થયેલા પુરુષોને જ સ્ત્રીઓનું સ્મરણ થતાં કે તેમનો સ્પર્શ થતાં વીર્યસ્રાવ થઈ જાય છે, અને તેઓ જ તેમની પાછળ દોડી બીજ ધારણ કરાવે છે. આવાં પ્રાણીઓને માટે રતિક્રીડા છે, અને તેમને માટે સ્ત્રીઓનાં ઘૃણાસ્પદ, અપવિત્ર શરીરો નિર્માયલાં છે. પરંતુ જેમના હૃદયમાં મોટા બ્રહ્મપદની આકાંક્ષા પ્રજ્વલિત તેમ જ સુનિશ્ચિત છે, તેઓને માટે તો બ્રહ્મચર્ય એ જ પરમ ધર્મ છે.) આથી ખરી રીતે તો તપસ્વી પુરુષે મનના સંકલ્પથી જ યોનિ નિર્માણ કરવી જોઇએ, અને પછી તેને ગર્ભવતી કરી માનસ પ્રજા ઉત્પન્ન કરવી જોઇએ. બીજા સામાન્ય જનોની પેઠે તપસ્વીઓને માટે હાડમાંસવાળી સ્ત્રી મેળવવાનું, તેની સાથે સંયોગ કરવાનું, અને તે દ્વારા ગર્ભ ધારણ કરાવવાનું વ્રત કહેલું જ નથી.[44] તેથી તમારા જેવા સત્પુરુષોએ નિર્ભયતાથી મને ગૃહસ્થાશ્રમ સેવવાનું આ જે વચન કહેલું છે તે જ દાખવે છે કે, તમે અસત્પુરુષોને યોગ્ય વચન બોલ્યા છો, અને તે બ્રહ્મચર્ય ધર્મનો લોપ કરાવે એવું છે, એવી મારી સમજ છે.[45] મારે સંતતિ હોવી જ જોઇએ, એવો જ જો તમારો આગ્રહ હોય તો હું મારા સંકલ્પબળથી મનોમય યોનિ નિર્માણ કરીને તેમાંથી સ્ત્રીસંયોગ વિના જ જાજ્વલ્યવૃત્તિ અને વપુવાળો મારો ઔરસ માનસિક પુત્ર ઉત્પન્ન કરીશ.[46] આ રીતે વનવાસીઓને માટે કહેલી આવી સંકલ્પવિધિથી મારો

આત્મા પશુવૃત્તિવાળી પ્રજાને બાળવાની ઇચ્છાવાળા અન્ય આત્મા(પુત્ર)ને ઉત્પન્ન કરશે."[૪૭]

આ પ્રમાણે બોલી ઊર્વ મુનિ તપમાં નિમગ્ન થયા, અને તેમણે ઉરુ પ્રદેશમાં અગ્નિનું આરોપણ કર્યું, અને તેને જ પુત્રને ઉત્પન્ન કરનાર અરણી બનાવી, એક દાભવડે ઘસવા મંડ્યા. આમ ઉરુ ઘસાતાં સહસા તેને ભેદી તેમાંથી જગતને બાળવાને આતુર, ઇંધન વિના પણ જ્વાલાને ધારણ કરનારો અગ્નિરૂપ પુત્ર ઉત્પન્ન થયો.[૪૮-૪૯] આમ ઊર્વમુનિની ઉરુ ભેદી, ત્રણે લોકને બાળવાની ઇચ્છાવાળો, કાળસ્વરૂપ, અને પરમ કોપરૂપ, ઔર્વ નામનો અગ્નિ ઉત્પન્ન થયો.[૫૦] તે ઉત્પન્ન થતાં વેંત જ અતિશય ક્રોધ ભરી વાણીથી પોતાના પિતા ઊર્વને કહેવા લાગ્યો કે, "હે તાત! હું ભૂખ્યો થયો છું; ભૂખ મને અત્યંત પીડે છે, માટે મને અહીંથી એકદમ છૂટો કરો કે, જેથી હું સમસ્ત જગતનું ભક્ષણ કરી જાઉં."[૫૧] આવું વચન બોલતાં બોલતાં તો તેની સ્વર્ગ પર્યંત પહોંચતી જ્વાળાઓ તેના મુખમાંથી બહાર નીકળી અને દશે દિશાઓમાં ફેલાઈ ગઈ, અને સર્વ ભૂતોને જાણે બાળી નાંખતો હોય તેમ આ કાળરૂપ અગ્નિ વિના અંતરાયે લોકમાં વધતો જ ચાલ્યો.[૫૨]

પ્રાણીમાત્રની આવી વિષમ સ્થિતિ જોઇને, ઊર્વ મુનિએ પોતાના આ અસાધારણ પુત્રને જન્મ આપી જે સ્થળે મૂક્યો હતો, તે જ સ્થળે સર્વ લોકના પતિ, પ્રભુ બ્રહ્મદેવ આવી પહોંચ્યા.[૫૩] ત્યાં આવીને તેમણે જોયું તો ઊર્વ મુનિની તેજસ્વી ઉરુ, ઔર્વ અને ઔર્વના કોપાગ્નિથી બળતા ઋષિગણો સાથે સર્વ લોકો દેખાયાં.[૫૪] આવી ઘટના દૃષ્ટિએ પડતાં બ્રહ્મદેવે ઊર્વ મુનિને સત્કારપૂર્વક કહ્યું કે, "હે ઊર્વ! લોકોનું હિત સાધવાની ખાતર આ પુત્રદ્વારા વૃદ્ધિ પામેલા તારા તેજને (બહાર વધવા ન દેતાં) તું પોતે તારા જ દેહમાં પાછું ધારણ કરી લે.[૫૫] હે વિપ્ર! ખાત્રી રાખ કે, હું તારા આ પુત્રને ઉત્તમ પ્રકારે સાહ્ય કરીશ. તેને હું નિવાસને માટે ઉત્તમ સ્થાન અને અમૃત તુલ્ય ભોજન પણ આપીશ. માટે, હે વક્તાઓમાં શ્રેષ્ઠ ઊર્વ! મારું આ સત્ય વચન તું સાંભળ."[૫૬]

એટલે ઊર્વ કહે છેઃ-હે ભગવન્! આજે આપના જેવા પરમ પુરુષ સમસ્ત લોક ઉપર અનુગ્રહ કરવાને માટે મારા પુત્રને પરમ કલ્યાણ કરવાની આવી મતિ આપો છો, તેથી હું મારી જાતને ઘણી જ ધન્ય માનું છું, અને આ રીતે મારા ઉપર આપે આ મોટો અનુગ્રહ કર્યો છે.[૫૭] પરંતુ મને એ જ વિચાર થાય છે કે, જ્યારે મારો પુત્ર યુવાવસ્થામાં આવશે અને ભોજન માટે વિશેષ ને વિશેષ આતુરતા બતાવશે ત્યારે, હે ભગવન્! ક્યાં ક્યાં હવ્યોથી આપ તેની એ લાલસા તૃપ્ત કરશો, અને તે વેળા તેને શાથી સુખ થશે?[૫૮] વળી આપ તેને ક્યાં નિવાસ આપશો? તેમ જ એ મહા ઓજસ્વીને તેના વીર્યને યોગ્ય આપ કેવા પ્રકારનું ભોજન પૂરું પાડશો?"[૫૯]

તેના ઉત્તરમાં બ્રહ્મા બોલ્યા કે, "હે ઊર્વ! ઘોડીના જેવા મુખવાળો સમુદ્ર, એ તેનું નિવાસસ્થાન થશે. હે વિપ્ર! મારું પણ ઉત્પત્તિ સ્થાન સમુદ્ર જ છે, અને એ જ મારું જલમય શરીર પણ છે.[૬૦] હે ઊર્વ! એ સમુદ્ર જ તારા પુત્રનો હવિ થશે, અને તેને હું તે જ સ્થાન આપીશ, અને નિયમિત રીતે જલરૂપ હવિનું પાન કરતો કરતો તે ત્યાં જ રહેશે.[૬૧] હે સુવ્રત! પછી પ્રત્યેક યુગચોકડીને અંતે પ્રલયસમયે તે સર્વ ભૂતોનું ભક્ષણ કરશે. હે વિપ્ર! તે અને હું આ પ્રમાણે પુનઃપુનઃ લોકમાં વિચરીશું.[૬૨] જલનું જ ભક્ષણ કરનારો આ અગ્નિ પ્રલયસમયે દેવ, અસુર અને રાક્ષસો સાથે સર્વ ભૂતમાત્રને પણ બાળશે."[૬૩]

બ્રહ્મદેવે ઊર્વ મુનિને કહેલું આ વચન (તેમના પુત્ર) ઔર્વ અગ્નિને પણ માન્ય કરવા યોગ્ય લાગ્યું, એટલે તેણે જ બ્રહ્મદેવને, "ભલે ત્યારે એમ થવા દો" એવો ઉત્તર આપ્યો, અને તરત જ પોતાના જ્વાલામંડલને પોતાના દેહમાં જ શમાવી દીધું, અને તેણે પિતાની સમીપ જ પોતાની પ્રભાનો ત્યાગ કરી સમુદ્રના મુખમાં પ્રવેશ કર્યો.[૬૪] આમ થતાં બ્રહ્મદેવ પણ ત્યાંથી ચાલ્યા ગયા અને ઔર્વ અગ્નિના પ્રભાવને જાણનારા સર્વે મહર્ષિઓ પણ પોતપોતાનાં કૃત્યોના સેવનમાં નિમગ્ન થયા.[૬૫] પરંતુ હિરણ્યકશિપુ ઊર્વ મુનિના તપનું આવું અદ્ભુત પરાક્રમ જોઈ ત્યાં જ થોભ્યો. પછી તેણે તેમની પૂજા કરી અને સાષ્ટાંગ પ્રણામ કર્યા; અને તેમને આવું વચન કહ્યું કે,

"હે ભગવન્! સર્વ લોક સમક્ષ આપની પ્રભાવની આજે ઘટના થઈ ચૂકી, તે નિઃસંશય અદ્ભુત જ છે. હે મુનિશ્રેષ્ઠ! આપના તપથી પિતામહ બ્રહ્મદેવ પણ પૂર્ણ પ્રસન્ન થયા છે.[૬૬-૬૭] હે મહા વ્રતસ્વી! જો હું મારાં કર્મોથી અને વ્રતથી આપની પ્રશંસા અને માનને યોગ્ય હઉં તો આપ મને આપનો અને આપના પુત્રનો નમ્ર દાસ ગણશો.[૬૮] હું સર્વદા આપના આરાધનમાં નિમગ્ન થયેલો છું અને આપને શરણે આવ્યો છું, તેથી મારા તરફ આપ આટલી કૃપાદૃષ્ટિ કરશો. હે મુનિશ્રેષ્ઠ! જો મને દુઃખ પ્રાપ્ત થશે અથવા યુદ્ધમાં પરાજય થશે તો તેમાં હું મારો નહીં પણ આપનો જ પરાજય થયલો ગણીશ."[૬૯]

એટલે ઊર્વ મુનિ તેને કહે છેઃ-"હે હિરણ્યકશિપુ

તેં મને જે અર્થે તારો ગુરુ માન્યો છે, તે માટે હું મને ધન્યભાગ્ય માનું છું, અને તેટલા માટે તેં મારા ઉપર એટલી કૃપા કરી છે,[70] એમ હું સમજું છું. માટે તારા સંરક્ષણ સારુ પાવક પણ જેને પહોંચી ન શકે, એવી મારા પુત્રે ઉત્પન્ન કરેલી ઇંધન વિના પણ પ્રજળતી આ અગ્નિમયી માયા હું તને આપું છું, તે તું ગ્રહણ કર.[71] આ માયા તારા વંશજોને તારી સામે પણ થતાં અટકાવવામાં તેમ જ તારા દુશ્મનોનો નાશ કરવામાં તારે વશ રહેશે. આ માયા તારા પક્ષનું રક્ષણ કરશે, અને શત્રુના પક્ષનું નિકંદન વાળી નાંખશે."[72]

પછી "તથાસ્તુ" એમ કહી મુનિશ્રેષ્ઠ ઊર્વને પ્રણામ કરી, એ અગ્નિમયી માયાનું ગ્રહણ કરી પોતાને કૃતકૃત્ય માનતો અને હરખાતો હરખાતો, દાનવોનો પતિ હિરણ્યકશિપુ સ્વર્ગમાં પાછો જઈ પહોંચ્યો.[73]

વરુણ કહે છે: હે દેવો! એ જ આ સહન થઈ ન શકે એવી અગ્નિમયી માયા છે, અને ઊર્વના પુત્ર ઔર્વ અગ્નિએ પૂર્વે ઉત્પન્ન કરેલી એ માયા દેવોથી પણ પ્રાપ્ત કરી શકાય એવી નથી.[74] હિરણ્યકશિપુ દૈત્ય મરણ પામ્યો, તે પછી તેની આ અગ્નિમયી માયા પ્રભાવ વિનાની થઈ ગઈ છે. જેણે પૂર્વે પોતાના તેજથી આ માયાને ઉત્પન્ન કરી હતી, એ ઔર્વે જ આને એવો શાપ દીધો હતો.[75] જો આ માયાનો તમારે નાશ કરવો હોય અને આપ ભગવાન્ ઇન્દ્રને તેના નાશથી સુખી થવુ હોય તો, હે ઇન્દ્ર! જલમાં ઉત્પન્ન થયલા મારા મિત્ર ચન્દ્રમાને મારી સહાયે મોકલો.[76] તમારી કૃપાથી તેની સાથે મળી જઈ, જલચરોની સહાયતાથી હું એ માયાના સંહાર કરીશ, એમાં લેશ પણ સંશય નથી.[77]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो देवासुर युद्ध अने 'औवाग्निनी उत्पत्ति' ए नामनो अध्याय ४९ मो संपूर्ण

## અધ્યાય ૪૬ મો

### દેવોની સરસાઈ અને કાલનેમિનું આગમન

वैशंपायन उवाच–

एवमस्त्विति संहृष्टः शक्रस्त्रिदशवर्धनः।
संदिदेशाग्रतः सोमं युद्धाय शिशिरायुधम्॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! દેવોની વૃદ્ધિ કરનારા ઇન્દ્રે વરુણના આ વચનથી અતિશય પ્રસન્ન થઈ 'ભલે એમ થવા દો' એવું વચન કહ્યું, અને ઠંડાં આયુધોવાળા સોમને યુદ્ધને માટે લશ્કરને મોખરે વરુણ સાથે જવાની આ પ્રમાણે આજ્ઞા કરીઃ–[1]

શક્ર કહે છેઃ–"હે સોમ! તું આપણા સૈન્યને મોખરેની અને અસુરોના વિનાશ માટે અને દેવોના વિજય માટે પાશને ધારણ કરનારા વરુણની સહાય અર્થે જા.[2] તારું પરાક્રમ અનુપમ છે. પ્રકાશમાન વ્યક્તિઓના પ્રભુઓનો પણ તું પ્રભુ છે.* રસને જાણનારા પુરુષો કહે છે કે, સર્વ લોકોનો રસ સોમમય જ છે.[3] સાગરની પેઠે તારામંડળમાં પણ ક્ષય અને વૃદ્ધિ જણાય છે. જગતમાં કાળની યોજના કરી તું દિવસ અને રાત્રિની ઘટમાળ નિરંતર ચલાવે છે.[4] તારામંડળની મધ્યમાં શશલાને નામે ઓળખાતું જે ચિહ્ન છે, તે પૃથ્વીનું પ્રતિબિમ્બ છે. હે સોમ! દેવો અને નક્ષત્રોનો યોગ જાણનારાઓ પણ તારા સ્વરૂપને બરોબર ઓળખતા નથી.[5] તારાગણો અને આદિત્યોના માર્ગથી પણ તારો માર્ગ ઉંચો છે. અંધકારને દૂર ફેંકી દઈ તું તારા શરીરથી અખિલ જગતને પ્રકાશ આપે છે.[6] તારાં કીરણો શ્વેત છે. તારું શરીર હિમમય છે. તું પ્રકાશમાન વ્યક્તિઓનો અધિપતિ છું. તું શશધર છું. તું સંવત્સરોનો કર્તા છું, અને તું કાળના યોગના પણ આત્મા છું. તું યજ્ઞોમાં પૂજ્ય છું. યજ્ઞોનો સોમરસ પણ તું જ છું. તું અવિનાશી છું.[7] તું વનસ્પતિઓનો સ્વામી અને સર્વ ક્રિયાઓનો ઉત્પાદક છું. તું જળમાંથી જન્મેલો છું, તું શીતળ પદાર્થોનો ભોકતા છું, અને તું શીત કીરણવાળો છું; તું અમૃતનો આધાર છું. તું ચપલ અને શ્વેત અશ્વવાળો છું.[8] મનનું હરણ કરનારાઓની કાંતિ તે તું જ છું, તું સોમરસ ઉપર જીવનારાઓનો સોમરસ છું. તું સૌમ્ય છું. તું સર્વભૂતોના અંધકારનો નાશક અને નક્ષત્રોનો રાજા છું.[9] તેથી, હે સોમ! તું સેનાપતિ વરુણની સહાય અર્થે જા, અને જે આસુરી અગ્નિમયી માયાથી આપણે રણસંગ્રામમાં બળું બળું થઈ ગયા છીએ, તે માયાને શમાવી દે."[10]

એટલે સોમે ઉત્તર આપ્યો કે, 'હે દેવોના રાજા! હે જગતના પતિ! યુદ્ધને માટે તમે મને જેમ આજ્ઞા આપો છો, તે પ્રમાણે હું કરીશ.[11] જુઓ આ હું દૈત્યોની અગ્નિમયી માયાને હઠાવે એવા હિમનો એવો તો સખ્ત વર્ષાદ વરસાવું છું કે, તમે હમણાં જ આ મહા રણસંગ્રામમાં મારા હિમથી ગળી જતા, હિમથી

* અહીં આ શંકા થશે કે, ખરી રીતે પ્રકાશમાનોનો પ્રભુ સૂર્ય છે, છતાં ચન્દ્રને શા માટે તેમનો પણ પ્રભુ કહ્યો? આનો ઉત્તર આ શ્રુતિ આપે છેઃ–"चन्द्रमसावाव सर्वाणि ज्योतींषि महीयंत"–જેમ પૃથ્વીનાં ઇન્ધનો અગ્નિને ઉત્તેજિત કરે છે તેમ ચન્દ્રનું જલ સર્વ દિવ્ય તેજોને ઉત્તેજિત કરે છે તેટલા માટે તે સર્વ પ્રકાશમાનોનો પ્રભુ મનાય છે.

વિંટળાતા, અગ્નિની માયાથી બળેલા અને મદથી ઉતરી પડેલા દાનવોને જોશો."[૧૨]

વૈશંપાયન કહે છે:–હે જનમેજય! તે પછી ચન્દ્રે છોડેલા હિમના કરાના વર્ષાદોથી તથા વરાળો સાથે વર્ષતી હિમની વૃષ્ટિઓથી ભયંકર દાનવો જાણે મેઘના સમૂહોથી ઢંકાઈ જતા હોય, તેમ ઢંકાઈ જવા લાગ્યા.[૧૩] પછી બન્નેય જલપતિઓ, પાશધારી વરુણ અને શીત-કિરણધારી ચન્દ્ર મહા રણસંગ્રામમાં ઘૂમવા લાગ્યા; અને વરુણે પાશના પ્રહારોથી અને ઇન્દુએ હિમની વૃષ્ટિઓથી દાનવોનો સંહાર કરવા માંડ્યો.[૧૪] જાણે જળની છોળો મારતા ખળભળેલા બે મહાન્ અર્ણવો હોય, એમ પાશ અને હિમથી યુદ્ધ કરનારા, જલના આ બે અધિપતિઓ વરુણ અને ચન્દ્ર યુદ્ધભૂમિમાં અહીંથી તહીં ઘૂમી રહ્યા.[૧૫] પ્રલયસમયના મેઘોની મુસળધાર વૃષ્ટિઓથી જેમ જગત્ જળથી બુંબાકાર થઈ જાય છે, તેમ વરુણ અને ઇંદુ એ બેના પ્રયાસથી એ આખું દાનવસૈન્ય જળમાં ડૂબી ગયલું દેખાયું.[૧૬] આ પ્રમાણે રણસંગ્રામમાં ઇન્દુએ હિમવૃષ્ટિનો અને વરુણે પાશનો સતત મારો ચલાવી દિતિના પુત્રોએ દેવો ઉપર છોડવા માટે ઉપજાવેલી અગ્નિની માયાને શમાવી દીધી.[૧૭] એટલે રણમાં હિમજલથી ગંઠાઈ ગયલા અને પાશથી બંધાઈ પડેલા દૈત્યો છેદાયલાં શિખરવાળા પર્વતોની પેઠે હાલવાચાલવાને પણ અશકત થઈ ગયા.[૧૮] ચન્દ્રના હિમપ્રહારથી મરતા, હિમથી પીડાતા, તથા હિમથી સર્વાંગે ઢંકાઈ જતા, દાનવો જાણે ઉષ્ણતા વિનાના અગ્નિ હોય તેમ ઉષ્ણતા–ચેતન વિનાના થઇને ભૂમિ ઉપર ધબોધબ હેઠે પડવા લાગ્યા.[૧૯] આમ એકદમ તેજ ઉલટાઈ જવાથી, નિસ્તેજ થયલાં, આકાશમાં વિચરતાં દૈત્યોનાં ચિત્ર-વિચિત્ર વિમાનો પણ કાં તો ઉંધાં વળી જઈ અહીંતહીં ભોંયે પડવા લાગ્યાં કે કાંતો ઉંચાંઉંચાં ઉછળવા મંડ્યાં.[૨૦]

આ પ્રમાણે દાનવોના સેનાધિપતિ મય દાનવે અંત-રિક્ષમાં ઔર્વી માયાનો નાશ થયલો જોયો, અને દાનવોને વરુણની પાશમાં ગંઠાઈ ગયલા તથા સોમના હિમથી ઢંકાયલા દીઠા.[૨૧] એટલે દાનવોના એ અધિ-પતિ મયાસુરે પોતાના પુત્ર ક્રૌંચે ઉત્પન્ન કરેલી આકાશ-માં ઇચ્છાઅનુસાર ગતિ કરનારી, અતિશય વિશાળ વિસ્તારવાળી પાર્વતી (પર્વતો વર્ષાવનારી) માયાને છૂટી મૂકી દીધી. એ માયાથી શિલાઓના સમૂહો જ્યાં ત્યાં છવાઈ રહ્યા; આ શિલાઓના ઉછળવાથી ઘોરનાદ થતા હતા; તેથી જાણે અટ્ટાટ્ટહાસ્ય પ્રસરતું હોય એવો ભાસ થતો હતો. આ માયાથી વર્ષતા પર્વતોના અગ્ર ભાગો વૃક્ષોથી ઉત્કટ હતા, અને તે ગુફાઓ અને જંગલોથી ભરપૂર હતા, તથા સિંહ, વાઘ અને હાથી-ઓનાં ઝુંડેઝુંડથી ભયંકર અવાજ કાઢતા હતા; તેમાં હરણોનાં ટોળેટોળાં ભેગાં થતાં હતાં, અને પવનના ઝપાટાથી ઝાડો પરસ્પર અથડાઈ રહ્યાં હતાં.[૨૨–૨૪] એ માયાને લીધે થતા ઘોર શબ્દોથી, શિલાના વર્ષાદથી અને ઝાડોનાં પતનથી દેવોના સમૂહોનો કચ્ચરઘાણ વળવા માંડ્યો, અને દાનવો પાછા સચેત થઈ ગયા.[૨૫] તરત જ અંધકારને ફેલાવનારી વરુણ દેવની માયા અંત-ર્ધાન થઈ ગઈ, અને રણસંગ્રામમાં લોઢાના જેવા વજન-દાર શિલામેઘો દેવો ઉપર પથ્થરોના વર્ષાદ વર્ષાવવા મંડ્યા.[૨૬] પૃથ્વી જાણે પર્વતોથી જ છવાઈ ગઈ હોય, તેમ પથ્થરોના પ્રહારથી અને વિષમ વૃક્ષો અને પર્વતોનાં પતનોથી ભયંકર થઈ ગઈ, અને તે ઉપર હાલીચાલી શકાય એમ રહ્યું નહીં.[૨૭] રણસંગ્રામમાં આથી દેવો અહીંતહીંથી પડતા પથ્થરોથી વિવિધ પ્રકારે ઘવાતા, શિલાઓના પ્રહારથી બેવડા વળી જતા તથા વૃક્ષોના સમૂહોમાં ગોંધાઈ જતા દેખાવા લાગ્યા.[૨૮] ગદાધર શ્રીહરિ શિવાય સઘળું દેવસૈન્ય ધનુષ્ય વિનાનું, ભાગી ગયલાં અસ્ત્રશસ્ત્રવાળું તથા કેવળ પ્રયત્નથી રહિત બની ગયું.[૨૯]

દેવસૈન્યની આવી નિરાધાર સ્થિતિ થઈ, તો પણ યુદ્ધમાં ઉભેલા, જગતના સ્વામી, શ્રીમાન્ ઈશ હરિ પોતાની અનુપમ સહિષ્ણુતાને લીધે લગાર પણ કંપ્યા નહી, તેમ દૈત્યો ઉપર ક્રોધે પણ ભરાયા નહીં.[૩૦] કાળ બળને સમજનારા, કાળરૂપ મેઘ સમાન કાન્તિવાળા, અને દેવ તથા અસુરોનું યુદ્ધ જોવાની ઇચ્છાવાળા ભગવાન્ જનાર્દન રણભૂમિમાં યોગ્ય કાળની જ રાહ જોતા હતા.[૩૧] અને આવો યોગ્ય સમય આવતાં, મય દાનવે ઉત્પન્ન કરેલી, અને વિસ્તાર પામેલી પાર્વતી માયાને તત્કાલ શમાવી દેવાને શ્રીભગવાને રણભૂમિમાં પવન અને અગ્નિને આજ્ઞા કરી.[૩૨] એટલે શ્રી વિષ્ણુ ભગવાનના વચનથી તત્પર થયલા અને આજ્ઞા પ્રમાણે કાર્ય કરવાને પ્રેરાયલા અગ્નિ અને પવને અન્યોન્યની સહાયથી જ્વાલા અને વાયુના અતિશય વેગ વધારી દીધા, અને એ પાર્વતી માયાને વિખેરી નાંખવા માંડી.[૩૩] પછી મહા રણસંગ્રામમાં વધતા જતા, અને શત્રુને ચક્કરભમ્મર ખવડાવનારા વેગથી ખીલેલા આ બન્ને દેવોએ દાનવોની પાર્વતી માયાને બાળી નાંખી, અને ભસ્મીભૂત કરી તેનો વિનાશ કર્યો.[૩૪] અગ્નિની સહાય-થી સંયુક્ત પવને અને પવનની સહાયથી આકળા થયેલા અગ્નિએ બન્નેએ યુગના અંતના પ્રલયસમયનું ભયંકર રૂપ ધારણ કરી દીધું અને દૈત્યસૈન્યને બાળવા માંડ્યું.[૩૫] આગળ વાયુ દોડતો કે, તરત જ અગ્નિ પણ તેની

પછવાડે તે સ્થળે વેગથી ગતિ કરતો હતો. આ પ્રમાણે અગ્નિ અને પવન દૈત્યસેનામાં ક્રીડા કરતા કરતા ઘૂમી રહ્યા.[૩૬] દૈત્યોના વિનાશ માટે પ્રવૃત્ત થયેલા અગ્નિથી દાનવોનાં વિમાનો રાખરાખ થઈ ગયાં, અને પવનના ઝપાટાસપાટાથી ચારે કોર કાંતો ઉંચેઉંચે ઉછળવા લાગ્યાં કે કાંતો ઉંધા વળી જઈ ધડાધડ હેઠાં પડવા લાગ્યાં.

આમ દાનવી માયાનાં બંધનોનો વિનાશ થયો, એટલે ગદાધર શ્રીહરિની સ્તુતિ સર્વત્ર ગવાવા માંડી; દૈત્યો ક્રિયાથી રહિત થઈ ગયા; ત્રણે લોક બંધનથી મુક્ત થયા, અને સર્વ રીતે દેવો ઘણા પ્રસન્ન થઈ "વાહવા, વાહવા" એવાં આનંદનાં વચનો ઉચ્ચારવા લાગ્યા.[૩૭-૩૯] આ રીતે હજાર આંખવાળા ઇન્દ્રનો જય અને મય દાનવનો પરાજય થવાથી સર્વ દિશાઓ નિર્મળ થઈ, અને સર્વ ધર્મક્રિયાઓની પ્રવૃત્તિ પાછી પૂર્વ પ્રમાણે ચાલુ થઈ ગઈ.[૪૦] ચન્દ્રનો માર્ગ કાંઈ પણ અંતરાય વિનાનો થઈ ગયો; સૂર્ય પોતાના અયન(ક્રાન્તિવૃત્ત)માં સ્થિત થયો; સર્વ લોક પૂર્વની પેઠે પ્રકૃતિ અનુસાર વર્તવા મંડ્યા, અને મનુષ્યો સદાચારમાં પ્રીતિ ધરવા લાગ્યા.[૪૧] નિયમિત મર્યાદા અનુસાર મૃત્યુનું બંધન પ્રવર્તી રહ્યું, અર્થાત્ અકાલ મરણ થતાં અટક્યાં; અગ્નિમાં હોમ રીતિસર વિધિ પ્રમાણે હોમાવા શરુ થઈ ગયા, અને મનુષ્યોને સ્વર્ગનો હેતુ દર્શાવનારા દેવોને પોતપોતાના યજ્ઞભાગો પાછા મળવા લાગ્યા;[૪૨] સર્વ લોકપાલો પોતપોતાની દિશામાં નિર્ભયપણે સંચાર કરવા લાગ્યા; અને તપમાં નિમગ્ન અને શુદ્ધ આચારવાળા લોકોનો અભ્યુદય થયો અને દુષ્કર્મીઓનો ક્ષય થયો.[૪૩] દેવપક્ષ અતિશય આનંદમાં આવી ગયો અને દૈત્યપક્ષ વિષાદને વશ થયો. ધર્મે પાછી પોતાના ત્રણ પાદવાળા શરીરથી લોકપ્રવૃત્તિ આદરવા માંડી, અને અધર્મે એક પાદવાળું શરીર ધારણ કર્યું.[૪૪] સ્વર્ગ-(મોક્ષ)નાં મહાદ્વાર ઉઘડી ગયાં, અને સદાચાર અને નીતિનો માર્ગ પ્રવર્તવા મંડ્યો. એટલે આલોકમાં સર્વ વર્ણના લોકો પોતપોતાના સ્વભાવસિદ્ધ નિયત ધર્મો અને આશ્રમવિહિત કર્મો અનુસાર વર્તવા લાગ્યા.[૪૫] રાજાઓ પાછા તેજસ્વી બન્યા અને પોતપોતાની પ્રજાના રક્ષણમાં યોગ્ય રીતે તત્પર થયા. દેવોનાં સ્તવનોમાં સારી ગાથાઓ ગવાવી શરુ થઈ.[૪૬] લોકમાં કલુષ-પાપ-ની વૃત્તિ શમી ગઈ, અને અજ્ઞાન તથા મદરૂપી દારુણ અંધકાર શાંત થયો. અગ્નિ અને પવનનું રણસંગ્રામમાં વિનાશ કરવાનું કર્મ પણ સમાપ્ત થયું, અને પ્રધાનપણે આ બન્ને દેવોને આધારે રહેતા લોકો તેમનાથી જયરૂપી પ્રિય વસ્તુ પ્રાપ્ત કરીને વિમલ થયા.[૪૭]

બીજી પાસ અગ્નિ અને મરુત્ દ્વારા દેવોએ દાનવોને ઉપજાવેલા મહાન્ ભયની અને કરેલા પરાજયની વાત સાંભળી કાલનેમિ નામના દાનવે તેમના રક્ષણ અર્થે રણસંગ્રામમાં દેખા દીધી.[૪૮] તેણે સૂર્યના આકારનો અને તેના જેવો જ દેદીપ્યમાન મુકૂટ ધારણ કર્યો હતો. તેણે પગે અવાજ કરતાં ઘુઘરીયાળાં સાંકળાં અને હાથે બાજુબંધ પહેર્યાં હતાં; તે રૂપાના કવચથી ઢંકાયલો હતો, તેથી જાણે બીજો મંદરાચળ પર્વત હોય તેમ શોભતો હતો. તેણે સોએક આયુધો ઉપાડ્યાં હતાં. તેને સો હાથ અને સો મોઢાં હતાં. સો માથાથી તે સો શિખરવાળા અચલ પર્વત સમાન શોભતો હતો[૪૯-૫૦] ગ્રીષ્મ ઋતુમાં મહાન્ વનમાં પ્રજળતા અગ્નિની પેઠે તે જાજ્વલ્યમાન દીસતો હતો.[૫૧] ધૂમાડાના જેવા તેના કાળા ભૂખરા વાળ હતા. તેનાં દાઢી અને મૂછ લીલાં હતાં. ઓઠની બારણે નીકળેલા લાંબા લાંબા દાંતવાળું તેનું મુખ હતું. તેનું શરીર પ્રચંડ હોવાથી તે ત્રણ લોકમાં વિસ્તાર પામેલો હતો અને તેણે પોતાના શરીરના ભારથી પૃથ્વીને પણ નમાવી દીધી હતી.[૫૨] તે એટલો તો સમર્થ હતો કે, હાથવતી આકાશમંડળને તોળતો હતો, અને બે પગના પ્રહારથી પર્વતોને પણ દૂર ફેંકી દેતો હતો. તે વૃષ્ટિ વરસાવતાં વાદળાંઓને મુખના નિઃશ્વાસમાત્રથી જ વિખેરી નાંખતો હતો.[૫૩] તેની આંખો તીરછી અને લાલ સુરેખ હતી. તેનું વર્ચસ્વ ઇન્દ્રના જેવું તેજસ્વી હતું. તે સર્વે દેવોને બાળી નાંખવાની ઇચ્છાથી જ રણસંગ્રામમાં દોડતો આવતો હતો.[૫૪] તે દેવોનો તિરસ્કાર કરતો હતો; અને દશે દિશાને ઢાંકી દેતો હતો. પ્રલય કાળના ભૂખ્યા, મૃત્યુરૂપ, ઔર્વ અગ્નિની પેઠે મદથી ઉત્કટ થઈ ભૂંકતો હતો.[૫૫] વિશાળ હથેલીવાળો, વિશાળ અને બહોળી આંગળીઓવાળો, માળા તથા આભૂષણોથી ભરેલો, કવચને લીધે લગાર હાલતો જમણો હાથ ઉંચો કરી, દેવોથી હણાયલા દાનવોને તે, "ઉઠો ઉઠો" એમ કહી, ઉત્સાહમાં આણતો હતો.[૫૬-૫૭] આવા રૂપરંગવાળા, દુશ્મનોના કાળરૂપ કાલનેમિ દાનવને દેવોએ ભયથી એબાકળી બની ગયલી આંખોથી રણસંગ્રામમાં આવતો જોયો.[૫૮] જાણે વામન અવતારનો બીજો નારાયણ હોય તેમ તેને ગૌરવભેર પગલાં ભરતો આવતો સર્વ ભૂતોએ જોયો.[૫૯] પોતાના જમણા પગને ઉછાળી, તેના પવનથી આકાશને તેણે હલમલાવી દીધું, અને યુદ્ધમાં પરાક્રમો દાખવી દેવોને ત્રાસ આપવા ચારે કોર ઘૂમવા લાગ્યો.[૬૦] તેણે અસુરોના સેનાધિપતિ મય દાનવને પોતાની સાથે સામેલ થવા તત્પર કર્યો, અને તે બન્ને રણમાં ઘૂમવા મંડ્યા. મય દાનવ સાથે કાલનેમિ દાનવ ઇન્દ્ર સાથે શોભતા

વિષ્ણુ સમાન દીસતો હતો.[११] આવા ભયંકર કાળરૂપ કાલનેમિને રણસંગ્રામમાં આવેલો જોઈ, ઇન્દ્ર આદિ સર્વ દેવો અતિશય ક્લેશ પામવા લાગ્યા.[१२]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो देवासुर युद्धमां 'देवोनी सरसाई अने कालनेमिनुं आगमन' ए नामनो अध्याय ४६ मो संपूर्ण

---

## અધ્યાય ૪૭ મો

### દાનવોનો રણોત્સાહ અને કાલનેમિનું પરાક્રમ

वैशंपायन उवाच—

दानवांश्चापि पिप्रीषुः कालनेमिर्महासुरः ।
व्यवर्धत महातेजास्तपांते जलदो यथा ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! દાનવોને પોતાના પરાક્રમથી સંપૂર્ણ સંતોષ આપવાની ઇચ્છાવાળા, તથા મહાતેજસ્વી, કાલનેમિ મહા અસુરે ગ્રીષ્મ ઋતુના અંત સમયનાં વાદળાંની પેઠે વિશેષ ને વિશેષ પોતાનો વિસ્તાર ત્રણે લોકમાં વધારવા માંડ્યો. આમ તેને ત્રણે લોકમાં વ્યાપતો જોઇને, જાણે પોતાને ઉત્તમ અમૃતની પ્રાપ્તિ થઈ હોય તેમ, યુદ્ધનો સઘળો પરિશ્રમ દૂર ખંખેરી, દાનવોના અધિપતિઓ પણ યુદ્ધને માટે પાછા ટપોટપ ખડા થઈ ગયા.[१–२] અને તારકામય સંગ્રામમાં સતત જય મેળવવાને આતુર, મય અને તારના સેનાપતિપદે સજ્જ થયલા, દેવોથી બીનેલા અને ત્રાસ પામી ગયલા, દાનવો પાછા યુદ્ધ કરવાની આતુરતાથી રણસંગ્રામમાં પ્રકાશવા લાગ્યા.[३] દાનવો પોતાના નાયક કાલનેમિને જોતાંવેંત જ થાકથી ફેંકી દીધેલાં અસ્ત્રોને પાછાં ભેગાં કરી, રણવ્યૂહમાં ગોઠવાવાને આનંદથી પોતપોતાના યોગ્ય સ્થાને દોડવા લાગ્યા.[४] તેમાં જેઓ મય દાનવના સાગ્રીત હતા, તેઓ યુદ્ધકળામાં નિપુણ અને મુખ્ય યોધાઓ હતા, તેથી તેમણે સર્વેએ ભયને સૌથી વહેલો ત્યજી દીધો, અને પ્રસન્ન થઈ યુદ્ધ કરવા માટે રણને મોખરે આવી ઉભા.[५] મય, તાર, વરાહ અને પરાક્રમી હયગ્રીવ, વિપ્રચિત્તિનો પુત્ર શ્વેત, ખરલંબ, બલિનો પુત્ર અરિષ્ટ, કિશોર, ઉષ્ટ્ર, અમર કહેવાતો સ્વર્ભાનુ (રાહુ), મહા બળવાન્ વક્ત્રયોધ આદિ અસ્ત્રવિદ્યામાં પારંગત, દૃઢ વ્રતથી તપ આચરનારા, અને યુદ્ધમાં નિપુણ દાનવપતિઓ દાનવોમાં ઉત્તમ કાલનેમિના સેનાપતિપદે સજ્જ થઈ રણમાં ઉભા.[६–९] ભારે ભારે ગદાઓ, મોટાં મોટાં ચક્રો, ફરશીઓ, પથ્થરાઓ, પર્વત જેવી મોટી મોટી સખ્ત ઘા કરનારી શિલાઓ, પટ્ટિશો, મોગરો, ભાલાઓ, દંડાઓ, પરિઘો, ઉત્તમ આયુધો, જીવલેણ મોટી શતઘ્નીઓ (તોપો), કાળરૂપ મુસળો, હાથે ફેંકવાની હથોડીઓ, યુગો, ગલોલો છોડવાનાં યંત્રો, આગળથી ઘા કરનારી અર્ગલાઓ, બે હાથથી ખેંચવાની પાશો, મૂર્છા આણનારી પ્રાશો, જીભ ચાટતા વિકાળ સર્પો, સડસડાટ છૂટે એવાં બાણો, પ્રહાર કરવાનાં વજ્રો, ઝગઝગતી તોમરો, નાગી તલવારો, તીક્ષ્ણ અને ઘસી નિર્મળ કરેલાં ચકચકતાં ત્રિશૂલો આદિ વિવિધ પ્રકારનાં ઉત્તમ આયુધો ઉપાડી, ઉશ્કેરાયલાં મનવાળા દાનવો, કાલનેમિને સેનાપતિ તરીકે મોખરે કરી, રણસંગ્રામમાં આવી ઉભા.[१०–१४] આમ ચળકતાં શસ્ત્રઅસ્ત્રોથી સજ્જ થઈ દૈત્યોની ઉત્તમ સેના વર્ષા ઋતુના ઢંકાઈ જતાં નક્ષત્રો અને મેઘોવાળા દ્યૌ (આકાશ)-ની પેઠે રણમાં શોભવા લાગી.[१५]

ચંદ્ર અને સૂર્યનાં શીતળ તથા ઉષ્ણ તેજથી શોભતી, તેમ જ ઇન્દ્રથી રક્ષાયલી દેવોની સેના પણ રણમાં તેમની સામા પ્રકાશી રહી.[१६] પ્રત્યક્ષ વાયુ જ પોતે આ દેવસેનાને વેગ આપતો હતો; તારાગણરૂપી ધ્વજાપતાકાથી તે સૌમ્ય દેખાતી હતી. તેણે મેઘરૂપી વસ્ત્ર વીંટાળ્યું હતું; ગ્રહો અને નક્ષત્રો તેના હાસ્યને સ્થાને હતાં.[१७] યમ, ઇન્દ્ર, કુબેર અને બુદ્ધિમાન્ વરુણ તેની રખવાળી કરતા હતા; અગ્નિ અને પવનથી તેનામાં વિશેષ ચેતન પ્રેરાયું હતું; પરમાત્મા નારાયણ તેના સર્વસ્વ આધારરૂપ હતા.[१८] તે સમુદ્રના ધસતા ઓઘની પેઠે ભયંકર દેખાતી હતી. આવી યક્ષો અને ગંધર્વોથી છલબલતી અસ્ત્રશસ્ત્રોથી ઉભરાતી, ઘોર અને મહાદિવ્ય દેવસેના પણ રણસંગ્રામમાં દાનવો સામે યુદ્ધ માટે પ્રકાશી રહી હતી.[१९]

યુગને અંતે પ્રલય સમયે જેમ આકાશ અને પૃથ્વીનો અતલગ સંયોગ થાય છે, તેમ આ રણસંગ્રામમાં દેવો અને દૈત્યો બન્નેની સેનાઓ પરસ્પર નિકટ સમાગમમાં આવી ગઈ.[२०] દેવ અને દાનવોની ઉછળાઉછળીથી મચી રહેલું આ યુદ્ધ અતિશય ઘોર ભયંકર થયું. સહનશીલતા અને પરાક્રમ, દેવપક્ષે વિનયથી દીપી ઉઠતાં હતાં, તો તે દૈત્યપક્ષે મદાંધતાથી ભભુકી રહ્યાં હતાં.[२१] પૂર્વ અને પશ્ચિમના બે મહાસાગરોની અથડાઅથડીમાંથી જેમ મેઘો બહાર ઉછળી આવે, તેમ પરસ્પર અથડાતી, અતિવિશાળ, દેવ અને દાનવ એ બે સેનાઓમાંથી ભયંકર દૈત્યો અને દાનવો રણવ્યૂહથી બહાર ધસી આવવા લાગ્યા.[२२] જાણે પર્વત ઉપરનાં ખીલેલાં પુષ્પોવાળાં બે વનોમાંથી મદઘેલા હાથીઓ સ્વચ્છંદે ધસી આવતા હોય, તેમ એ બન્ને ચિત્રવિચિત્ર સેનાઓમાંથી યુદ્ધમદથી છકેલા દેવો અને દાનવો પોતાના પ્રતિસ્પર્ધીઓ સાથે યુદ્ધ કરવા બહાર નીકળી આવવા

માંડ્યા.[૨૩] આમ પરસ્પર પ્રતિસ્પર્ધીઓ વચ્ચે ઘોર યુદ્ધ મચી રહ્યું, અને અનેક રીતે શંખો ફુંકાઈ રહ્યા તથા ભેરીઓ ગડગડી રહી. આ સર્વના ઘોર અવાજે આકાશ, પૃથ્વી અને દશે દિશાઓને છાઈ નાંખી.[૨૪] ધનુષ્યની પ્રત્યંચા ચઢાવવાથી હથેલી સાથે દોરીનો થતો ઘોર ઘોષ, ધનુષ્યોનો કુંય કુંય થતો કડકડાટ, અને વાગતા દુંદુભિઓનો ધડધડાટ, દૈત્યોના હાકોટા અને ભુમરાટમાં ક્યાંયે સમાઈ જતા હતા. બન્ને સૈન્યોના વીરો યુદ્ધની લાલસાથી પ્રતિસ્પર્ધીને ઘેરી અને એકમેક ઉપર ઉતરી પડી, સામા વીર યોધાને હેઠો પાડવા મથતા હતા.[૨૫] તેઓ આમ દ્વંદ્વયુદ્ધ મચાવી, બાહુથી સામા યોધાના બાહુને ભાંગી નાંખતા હતા અને તેમના માથાને ધડથી જૂદું કરતા હતા.[૨૬] દેવતાઓ ઘોર વજ્ર અને ઉત્તમ લોઢાનાં પરિઘો દૈત્યો ઉપર ફેંકતા હતા; ત્યારે દાનવો ભારે ભારે ગદાઓ, ત્રીસ ત્રીસ આંગળના ફળવાળા ભાલાઓ દેવો ઉપર આબાદ છોડતા હતા.[૨૭] ગદાઓના પ્રહારોથી ચૂરેચૂરો થઈ જતાં અંગોવાળા કેટલાક દેવો તથા બાણોથી છિન્નભિન્ન થયેલાં અંગોવાળા કેટલાક દાનવો એકદમ ભોંય ઉપર નીચે પડતા હતા અને કેટલાક બેવડ પણ વળી જતા હતા.[૨૮]

આ પ્રકારે યુદ્ધ જામતાં બન્ને સૈન્યોનાં પૂર આવેશમાં આવી ગયાં. કેટલાક ઘોડાવાળા રથથી, તો કેટલાક શીઘ્ર ગતિવાળાં વિમાનોથી અન્યોન્ય પ્રતિસ્પર્ધી ઉપર ધસી જતા અને રણસંગ્રામમાં વાહનોનું દ્વંદ્વ યુદ્ધ મચાવતા હતા.[૨૯] કેટલાક એકએકની સામે ધસી જતા હતા તો કેટલાક એક એકને જોઈને પીઠ કરી ભાગી જતા હતા. આમ રથવાળા યોધાઓ રથવાળા પ્રતિસ્પર્ધીને આંતરી, વિમાનવાળાઓ વિમાનવાળાને ઘેરી, અને પગપાળાઓ પગપાળાને રોકી દ્વંદ્વયુદ્ધ મચાવતા હતા.[૩૦] આકાશમાં તેમના સડસડાટ વેગભર્યા ધસતા અને સામાના રથ સાથે અથડાતા રથોનો અવાજ, જાણે આકાશમાં ગડગડાટ કરતા મેઘો અફળાતા હોય તેમ, ઘણો જ ઘોર થતો હતો.[૩૧] કેટલાકે પ્રતિપક્ષીના રથો ભાંગી નાંખ્યા, તો કેટલાક પોતે જ રથો નીચે ચગદાઈ મુઆ, ત્યારે કેટલાક રથોની વચ્ચે ઘેરાઈ જવાથી પોતાનો માર્ગ કરવાને પણ શક્તિવાન્ થઈ શકતા નહી.[૩૨] રણસંગ્રામમાં શત્રુ ઉપર ધસીને કેટલાક મહાંધતાથી અન્યોન્યને બે હાથે ઉપાડી ઉંચે ઉછાળતા હતા, અને ચામડાની ઢાલો અને તરવારો ઉપર ઝીલી તેમને ચીરી નાંખી, અટ્ટહાસ્ય કરતા હતા.[૩૩] યુદ્ધશસ્ત્રોથી ભેદાયલા અને ગાત્રહીન થયેલા, આવા કેટલાક યોધાઓનાં શરીરમાંથી યુદ્ધભૂમિમાં, વર્ષાઋતુમાં જલ વરસાવતાં વાદળાંની પેઠે, લોહીની છોળો ને છોળો ઉડી રહી હતી.[૩૪] દેવો અને દાનવોથી ખળભળી રહેલો આ સંગ્રામ અતિશય ભયંકર દીસતો હતો. તે ઉંચેનીચે ફેંકાતી ગદાઓથી છવાઈ રહ્યો હતો, અને પરસ્પર શત્રુ ઉપર નંખાતાં અસ્ત્રશસ્ત્રથી ગુંથાયલો દેખાતો હતો.[૩૫] આ યુદ્ધ વર્ષાઋતુની ઘનઘોર હેલી જેવું જણાતું હતું; અને એ હેલીમાં દાનવો મોટમોટા મેઘો સમાન દીસતા હતા, ત્યારે દેવતાઓ વિજળીના ચમકારા જેવા જણાતા હતા, અને સામસામા પક્ષ ઉપર છૂટતાં બાણો વૃષ્ટિ જેવાં દેખાતાં હતાં.[૩૬]

આ પ્રમાણે આ ભયંકર યુદ્ધ ચાલતું હતું, તેવામાં ક્રોધે ભરાયલો, મહા અસુર કાલનેમિ સમુદ્રના ઓઘથી પુષ્ટિ વામતાં વાદળાંની પેઠે બલમાં વિશેષ વધવા લાગ્યો.[૩૭] તેના શરીરનો સ્પર્શ થતાંવેંત જ વિજળીરૂપી ચંચલ (હાલતી) પુષ્પલતાનો શિરપેચ ધારણ કરનારા, તેજસ્વી વજ્ર જેવી વૃષ્ટિધારાઓ વરસાવનારા, અને પર્વતના શિખર જેવાં બહોળાં અંગ ધરાવનારા મેઘોના તો ચૂરેચૂરા જ થઈ જતા હતા.[૩૮] કાલનેમિ ક્રોધથી જ્યારે ફુંફું અવાજ સાથે નીચે શ્વાસ છોડતો, અને ઊંચીનીચી ભમરો કરી પરસેવાનો વરસાદ વરસાવતો હતો, ત્યારે તેના મુખમાંથી અગ્નિકણોથી ભારેલા વાયુના શ્વાસોચ્છ્વાસ નીકળતા હતા.[૩૯] આમ ક્રોધના પ્રભાવથી તેના બાહુ આકાશમાં ઊંચેનીચે અને તિરકસ પસરી રહેતાં તેના અસંખ્ય હાથ, કાળી શાહી જેવા શરીરવાળા, વારંવાર જીભ ચાટતા, પાંચ મુખવાળા નાગો જ જાણે ઘૂમી રહ્યા હોય, તેવા દેખાતા હતા.[૪૦] કાલનેમિએ પોતાના અનેક હાથમાં ધારેલી ઉંચી ઉંચી દિવ્ય અસ્ત્રજાળો, વિવિધ જાતનાં ધનુષ્યો અને પરિઘોથી આકાશ, જાણે પર્વતનાં ઉત્તુંગ શિખરોથી સર્વત્ર છવાઈ ગયું હોય, તેમ દીસતું હતું.[૪૧] આવા ભયંકર સ્વરૂપવાળો, પવનથી ઉછળતા વસ્ત્રવાળો, સંધ્યાકાળના અસ્ત થતા સૂર્યને ધારણ કરનારા શિખરવાળા અચલ મેરુ પર્વત સમાન શોભતો દાનવ કાલનેમિ, રણસંગ્રામને મોખરે આવી ઉભો રહ્યો.[૪૨]

પછી જેમ ઇન્દ્રે વજ્રના પ્રહારથી મોટા મોટા પર્વતોને તોડી પાડ્યા હતા, તેમ તેણે પોતાની સાથળના વેગભર્યા ધસારાથી પર્વતોનાં શિખરો અને તે ઉપર ઉગેલાં વૃક્ષોને ઉડાવી દીધાં, અને પછી તેવડે દેવોના સમૂહોને ભોંયભેગા કરવા મંડી પડ્યો.[૪૩] આ પ્રકારે ચાલી રહેલા દારુણ યુદ્ધમાં કાલનેમિના કાળરૂપ બાહુ, તરવારો અને શસ્ત્રોથી દેવોનાં માથાં અને છાતી છેદાવાભેદાવા લાગ્યાં, એટલે તેઓ તસુ માત્ર પણ હાલવાચાલવાને અશક્ત થઈ પડ્યા.[૪૪] તેના

આવા મારમાંથી ઉગરેલા કેટલાક દેવો તેની મુઠી-ઓના પ્રહાર થવાથી, તો કેટલાક દેવો તેની હડફટે ચઢી જવાથી દબાઈ ચંપાઈ જતા અને યક્ષ, ગંધર્વ તથા મોટમોટા નાગો સાથે તેઓ હેઠા પડતા.[૪૫] રણસંગ્રામમાં કાલનેમિથી કેવળ ત્રાસી જ ગયેલો અને ભાન પણ ભૂલેલા દેવો લઢવાના અનેક પ્રયત્નો કરતાં છતાં પણ તેની સામે સામો ઘા ઝીલી શક્યા નહીં. તેમ પોતાના વેરનો બદલો પણ લઈ શક્યા નહીં.[૪૬] કાલનેમિએ આમ યુદ્ધમાં વાધતાં વાધતાં બાણનાં બંધનોથી દેવોના સેનાપતિ, હજાર આંખવાળા ઇન્દ્રને પણ રણમાં બાંધી લીધો. યુદ્ધમાં ઇન્દ્ર (વેગવાળા) મહાન્ ઐરાવત હાથી ઉપર બેઠો હતો, છતાંયે કાલનેમિનાં આવાં બંધનોથી હાલવાચાલવાને પણ કેવળ અશક્ત થઈ પડ્યો.[૪૭] એટલે તરત કાલનેમિએ યુદ્ધભૂમિમાં વરુણને પાશ વિનાનો કરી દીધો, અને વર્ષી ગયેલા વાદળ જેવો નિર્માલ્ય, તથા જલ વિનાના સુકાયલા સમુદ્ર જેવો ક્રિયાહીન કરી નાંખ્યો.[૪૮] પછી આગળ વધી તેણે રણમાં વિશ્રવણના પુત્ર, દેવોના ધનના ઉપરી લોકપાલ કુબેરને, કાળરૂપ પરિઘોના પ્રહારોવડે યુદ્ધક્રિયાથી વિમુખ કરી, વિલાપ કરતો રણમાં છોડી દીધો.[૪૯] પછી તેણે સર્વના પ્રાણ લેનારા અને મૃત્યુ-રૂપ દંડને ધારણ કરનારા યમરાજાને પણ રણમાં અચેતન એટલે મૂર્ચ્છાવશ કરી દીધો, અને તેને પોતાની દક્ષિણ દિશામાં નસાડી મૂક્યો.[૫૦]

આ પ્રમાણે રણમાં ઇન્દ્ર આદિ લોકપાલોનો ઉચ્છેદ કરી કાલનેમિ પોતેજ તેમનું સર્વ દિશાઓનું પાલન કરવાનું કર્મ ઉઠાવવા લાગ્યો, અને પોતાના દેહને તેણે ચાર (મુખ્ય દિશા) વિભાગમાં વહેંચી નાંખ્યો.[૫૧] પછી સ્વર્ભાનુ(રાહુ)એ બતાવેલા દિવ્ય નક્ષત્રમાર્ગે કાલનેમિ વળ્યો, અને સોમ(ચંદ્ર)નો વૈભવ તથા તેનો મોટો રાજ્યપ્રદેશ જિતી લીધો.[૫૨] આટલેથી ન અટકતાં તેણે ઠેઠ સ્વર્ગદ્વારમાં પહોંચી જઈ, ત્યાંથી પણ ઉષ્ણ તેજવાળા ભાસ્કરને તેના માર્ગથી ચલાવ્યો, અને અયન સાથેનો તેનો પ્રદેશ હસ્તગત કરી દિવસ કરવાનું (પ્રકાશનું) તેનું કર્મ પણ પોતેજ લઈ લીધું.[૫૩] વળી અગ્નિ એ દેવોના મુખરૂપ છે, એમ જણાતાં તેણે અગ્નિને જ પોતાના મુખમાં પધરાવી દીધો; અને શીઘ્રતાથી વાયુને જિતી પોતાને વશવર્તી બનાવ્યો.[૫૪] પછી તેણે જલને પોતાને અધીન કરવા સમુદ્રને મળતી સર્વેય નદીઓને પોતાના પરાક્રમથી અને શિરજોરીથી વશ કરી લીધી, અને તેમને પોતાના દેહરૂપી સમુદ્રમાં જ વાળી દીધી.[૫૫] પછી તેણે આકાશમાંથી તેમ જ પૃથ્વીમાંથી વહેતાં સર્વ પ્રકારનાં જલોને પોતાને વશ કરી લીધાં, અને સર્વત્ર પર્વતોરૂપી દુર્ગોવડે જગતને સંપૂર્ણપણે સુરક્ષિત કરી દીધું.[૫૬] આમ વિજયવંત થયેલો, મહાન્ દૈત્ય કાલનેમિ, જાણે સર્વલોકમય અને સર્વ લોકને ભય ઉપજાવનારો, પોતાની મેળેજ પ્રકટેલા ભૂતોના મહાન્ પતિ મહાદેવ હોય તેમ, શોભતો હતો.[૫૭] આ રીતે લોકપાલોરૂપી દેહવાળો, ચંદ્ર, સૂર્ય અને ગ્રહોરૂપી આત્માવાળો, પવન અને અગ્નિથી સંયુકત થયેલો આ કાલનેમિ દાનવયુદ્ધમાં વિશેષ પ્રકાશી રહ્યો. આમ સર્વ લોકના ઉદય (ઉત્પત્તિ) અને લય (વિનાશ) કરનારા પરમેષ્ઠી પિતામહ બ્રહ્માના પદે જઈ કાલનેમિ આરૂઢ થયો, એટલે દેવો જેમ પિતામહ બ્રહ્માની સ્તુતિ ગાય છે, તેમ દૈત્યોના સમૂહો પણ તેની સ્તુતિ ગાવા લાગ્યા.[૫૮]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो आश्चर्यभूत देवासुर युद्धमां "दानवोनो रणोत्साह अने कालनेमिनुं पराक्रम" ए नामनो अध्याय ४७ मो संपूर्ण

## અધ્યાય ૪૮ મો
## કાલનેમિનો વધ

वैशंपायन उवाच—

पंच तं नायभ्यवर्तत विपरीतेन कर्मणा ।
वेदो धर्मः क्षमा सत्यं श्रीश्च नारायणाश्रया ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! આ રીતે કાલનેમિને સર્વ ત્રૈલોક્ય અને તેને આધીન સર્વ શક્તિઓ સ્વાધીન થયાં; પરંતુ એ દાનવનું આ કર્મ, ધર્મથી વિપરીત (અસાત્વિક) હોવાથી, તેને માત્ર વેદ, ધર્મ, ક્ષમા, સત્ય અને નારાયણને આશ્રયે રહેલી શ્રી(સમૃદ્ધિ) એ પાંચે તત્ત્વો તો પ્રાપ્ત થયાં જ નહીં.[૧] આ પાંચ ઇષ્ટ તત્ત્વો પોતાની સમીપ આવી ખડાં થયાં નહીં, તેથી દાનવોનો અધિપતિ કાલનેમિ અતિશય ક્રોધે ભરાયો, અને વિષ્ણુનું પદ પણ મેળવવાની ઇચ્છાથી પ્રેરાઈ, ભગવાન્ નારાયણની સામે ધસી ગયો.[૨] ત્યાં જતાં જ તેણે વિષ્ણુને ગરુડ ઉપર આરૂઢ થયેલા જોયા. તે સમયે તેમણે હાથમાં શંખ, ચક્ર, અને ગદા ધારણ કર્યાં હતાં. દાનવોના વિનાશ માટે તેઓ પોતાની સુંદર ગદા આમતેમ ફેરવતા હતા.[૩] તેઓ જલથી ભરેલા, કૃષ્ણ વર્ણના મેઘ સમાન શોભતા હતા. તેમણે વિદ્યુતના જેવું જ ઝળહળતું પીત વસ્ત્ર પહેર્યું હતું. તેઓ સુવર્ણની પાંખવાળા, છોગાંવાળા, આકાશમાં વિહરનારા, કશ્યપના પુત્ર ગરુડ ઉપર સ્વાર થયા હતા.[૪] (દાનવોએ ભયંકર રણસંગ્રામ મચાવેલો હોવા છતાં તથા દાનવોનો ક્રૂર અધિ-

પતિ પોતે તેમની સમક્ષ ધસી આવેલો હોવા છતાં) વિષ્ણુ ભગવાનને લેશ પણ ક્ષોભ પામ્યા વિના રણમાં દૈત્યોના વિનાશ માટે કેવળ સ્વસ્થ ઉભેલા જોઈ કાલનેમિ મનમાં અતિશય ક્ષોભ પામ્યો, અને તેમને ઉદ્દેશી આ પ્રમાણે વચનો બોલવા લાગ્યો:–[૫]

કાલનેમિ કહે છે:–દાનની વૃષ્ટિકરનારા અમારા પૂર્વજ દાનવોનો શત્રુ આ જ વિષ્ણુ છે. સમુદ્રમાં નિવાસ કરી રહેલા મધુ અને કૈટભનો પણ આ જ શત્રુ છે.[૬] જેણે પૂર્વનાં દેવાસુર યુદ્ધોમાં અમારા ઘણાયે પૂર્વજ દાનવોનો સંહાર કર્યો છે, તે આ જ છે. આના જ દેહનો અમારાથી નાશ કરી શકાવાનો નથી, એમ પૂર્વે કહેવામાં આવેલું છે.[૭] જેણે રણમાં અસ્ત્ર-શસ્ત્ર ધારણ કરી, બાલકની પેઠે કેવળ નિર્લજ્જ થઈ, નિર્દયપણે યુદ્ધમાં દાનવોની સ્ત્રીઓનાં માથાં મુંડાવ્યાં છે અર્થાત્ તેમને રંડાપો આપ્યો છે, એ ઘાતકી વિષ્ણુ તે આ જ છે.[૮] અદિતિના પુત્રોમાંથી વામન અવતાર લેનાર આ જ વિષ્ણુ છે; વસુરુદ્રાદિ સ્વર્ગવાસી દેવોનું કલ્પને અંતે પણ કુંઠિત ન થાય એવું વૈકુંઠ ધામ પણ આ જ કહેવાય છે. જળમાં વસતા નાગોનો રાજા શેષનાગ અનંત છે, પણ તેનાથી પણ અનંત આ જ કહેવાય છે, અને પ્રજાપતિઓના પિતા બ્રહ્મા સ્વયંભૂ કહેવાય છે ખરા, પરંતુ તેનાથી પણ પહેલો જે સ્વયંભૂ ગણાય છે, તે આ જ છે.[૯] દેવોને સનાથ કરનારો આ જ છે. અમારુ ભુંડું કરવાને હમેશાં તત્પર થનારો પણ આ જ છે. આણે જ ભારે ક્રોધથી અમારા નેતા હિરણ્યકશિપુને હણ્યો હતો.[૧૦] આની જ રક્ષણરૂપી છાયામાં આવ્યાથી જ દેવો યજ્ઞાદિ કર્મમાં અગ્ર પદવી ભોગવે છે, અને ત્રણ (નિત્ય નૈમિત્તિક અને કામ્ય અથવા અંગ, પ્રધાન અને પ્રાયશ્ચિત્ત એ) પ્રકારનાં કર્મદ્વારા મહર્ષિઓએ યજ્ઞ યાગાદિમાં હોમેલાં ઘી આદિ હુતદ્રવ્યો પણ આરોગે છે.[૧૧] દેવોના સર્વ પ્રકારના શત્રુઓનો વિનાશ થવામાં પણ આ જ કારણરૂપ છે; કારણ કે યુદ્ધમાં એના જ વિરાટ્ તેજમાં લય પામેલાં અમારાં દાનવકુલોનો કચ્ચરઘાણ વળી ગયો છે.[૧૨] દેવાસુર સંગ્રામોમાં દેવોના હિત માટે પોતાના જીવની લેશ પણ દરકાર કર્યા વિના, સૂર્યના તેજ સમાન પ્રકાશતા પોતાના સુદર્શન ચક્રને શત્રુઓની ઉપર છોડનારો પણ આ જ છે.[૧૩] અત્યાર સૂધી ભલે એ દૈત્યોના કાળરૂપ ગણાયો હોય, પરંતુ હવે કાળનો પણ કાળરૂપ હું તેની સામે ખડો થયો છું; એટલે હવે તેનો યોગ્ય કાળ (મૃત્યુ સમય) આવી પહોંચતાં આ દુષ્ટ બુદ્ધિવાળાને દૈત્યોના વધરૂપ તેના અપકૃત્યનું ફળ મારે હાથે મળશે જ.[૧૪] આજનો યોગ પણ સારો છે કે, એ વિષ્ણુ આજે હવે મારા પ્રત્યક્ષ સમાગમમાં સપડાયો છે, એટલે મારા બાણુથી પીસાઈ જવાથી તે આજ મને નમતો આવશે.[૧૫] દાનવોને ભય ઉપજાવનારા આ નારાયણને હવે આ જ રણસંગ્રામમાં હું હણીશ, અને મારું મોટું ભાગ્ય છે કે, એથી હું મારા પૂર્વજ દાનવોની પૂજાને પાત્ર થઇશ.[૧૬] આ જ નારાયણનો વધ થયો કે, તરત જ તેને આશ્રયે રહેલા દેવઆદિ લોકોનો સંહાર પણ હું રણમાં સત્વર કરીશ. આ જ નારાયણ પ્રત્યેક જન્મે જાતિ બદલીને પણ યુદ્ધમાં દાનવોને અડચણ કરે છે.[૧૭] પૂર્વે સમસ્ત જગત્ જ્યારે એક ઘોર સમુદ્ર જેવું થઈ રહ્યું હતું, ત્યારે મૂર્તિ વિનાનો ગણાતો હોવા છતાં આણે જ અનંત આકાશની પેઠે સર્વવ્યાપી પદ્મનાભનું રૂપ ધારણ કરી, દાનવોના રાજા મધુ અને કૈટભ એ બન્નેને (જલ વિનાના પ્રદેશમાં યુદ્ધ કરવાના નિમિત્તે) પોતાની હથેલી ઉપર ચઢાવી તેમને ચીરી નાંખ્યા હતા.[૧૮] અડધું શરીર સિંહનું અને અડધું શરીર માણસનું એમ બે જાતના દેહભાગોનું બનેલું નરસિંહ શરીર ધારણ કરી, આણે જ પૂર્વે મારા પિતા હિરણ્યકશિપુનો વધ કર્યો હતો.[૧૯] દેવતાઓની અરણી (અગ્નિને ઉત્પન્ન કરનારા કાષ્ઠ) તુલ્ય માતા કહેવાતી અદિતિએ આ જ શુભ લક્ષણવંતા તેજસ્વીને ગર્ભમાં ધારણ કર્યો હતો, અને આણે જ પૂર્વે વામનજી રૂપ ધારણ કરી, બલિના યજ્ઞમાં ત્રણ પગલાં ભરી, ત્રણે લોકને છાઈ નાંખ્યા હતા.[૨૦] હવે તો તે આ તારકામય સંગ્રામમાં મારે હાથે ચઢયો છે, એટલે તે મારી સામે બાથ ભીડતાં દેવતાઓની સાથે જ નાશ પામશે."[૨૧]

આ પ્રમાણે કાલનેમિ રણસંગ્રામમાં નારાયણ સમક્ષ ઘણાં ઘણાં કહેવા ન–કહેવાનાં અયોગ્ય વચનો અનેક રીતિએ બોલ્યો. પોતાનાં આવાં નિંદાયુક્ત વચનો સાંભળીને પોતાની સાથે યુદ્ધ કરવાને નારાયણ તત્પર થશે, એમ તે માનતો હતો.[૨૨] પરંતુ અસુરોના રાજાએ આવાં આવાં મેણાંટોણાં માર્યા, છતાંયે ક્ષમારૂપી અલૌકિક બળને ધરનાર, ગદાધર શ્રીહરિ તેના ઉપર લેશ માત્ર પણ ક્રોધે ભરાયા નહીં, અને માત્ર મંદમંદ હાસ્યથી તેને નીચે પ્રમાણે વચનો કહ્યાં:–[૨૩]

હરિ કહે છે:–"હે દૈત્ય કાલનેમિ! મદને લીધે દેખાતું તારું આ બળ વાસ્તવિક રીતે ઘણું જ ઓછું છે, (ક્રોધથી ઉત્પન્ન નહીં થયલું, સ્વસ્થતાવાળું બળ એ જ ખરું બળ છે.) છતાં તેં ક્રોધના આવેશથી પ્રેરાઈ, મારા વિષે અયોગ્ય વચનો ઉચ્ચાર્યાં છે. આથી તેં જ પોતે ક્ષમાની મર્યાદા વટાવી છે, અને તેથી જ તું આવાં ન છાજતાં વચનો બોલે છે. એટલે તારા પોતાના જ

દોષોથી તારું આવી બનેલું જણાય છે.[૨૪] મારા મનથી તો તું અધમ જ છે. વાણીરૂપી તારા આ બળને ધિક્કાર છે. જ્યાં સ્ત્રીઓ ગર્જના કરે છે, ત્યાં પુરુષો તો તેની અવગણના કરીને ઉભા રહેતા જ નથી.[૨૫] હે દૈત્ય! મૃત્યુને વશ થયેલા તારા પૂર્વજ દાનવોને માર્ગે જ હું તને હવે જતો જોઉં છું. સૃષ્ટિના આદ્ય પ્રજાપતિએ ઘડેલા ધર્મરૂપી સેતુનો ભંગ કરનારા કયા પુરુષનું કલ્યાણ થયેલું છે?[૨૬] તેં તારાં કર્મથી લોકોમાં સ્વસ્થતા પ્રસારવાના દેવોના વ્યાપારનો ભંગ કર્યો છે, તેથી હું આજે જ તારો નાશ કરીશ, અને દેવોને તેમનાં યોગ્ય સ્થાને કર્તવ્ય કર્મો પાછાં સુપ્રત કરીશ."[૨૭]

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! રણસંગ્રામમાં શ્રીવત્સધર હરિ, કાલનેમિ દૈત્યને આ પ્રમાણે વચનો કહેતા હતા, તેટલામાં તો તે ખડખડ હસી પડ્યો, અને ક્રોધે ભરાઈ તેણે હાથમાં આયુધો ઉપાડ્યાં.[૨૮] પછી ક્રોધથી આંખને બમણી લાલચોળ કરી રણભૂમિમાં સર્વ પ્રકારનાં આયુધો ઝાલી, તેણે સોએ હાથ સાથે લાગા વિષ્ણુ ઉપર ઉગામ્યા, અને તેમની છાતીમાં ઘા કર્યો.[૨૯] કાલનેમિના આવા ઘાથી વિષ્ણુને લોહીલુહાણ થયેલા જોતાંવેંત જ મય અને તારના સેનાપતિપદે લઢતા દાનવો પણ પોતપોતાનાં ઘાતકી અસ્ત્રશસ્ત્રો ઉગામી તેમની ઉપર એકદમ તૂટી પડ્યા.[૩૦] આમ સર્વ પ્રકારનાં આયુધોથી લઢતા, અતિ બળવાન્ દૈત્યોના અનેક પ્રહાર ખમતાં છતાં યુદ્ધમાં શ્રીહરિ લેશ પણ કંપ્યા નહીં, તેમ અચળ પર્વતની પેઠે હાલ્યાચાલ્યા પણ નહીં.[૩૧] એટલામાં તો ગરુડ અને મહાન્ અસુર કાલનેમિ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ મચી રહ્યું. ગરુડના પ્રહારથી અતિ ઉશ્કેરાઈ, કાલનેમિએ પોતાના સર્વ બલને એકઠું જમાવી, અતિશય ભારવાળી ભયંકર ગદા બાહુઓથી ઉગામી અને ગરુડના માથા ઉપર ફેંકી. કાલનેમિના આવા અદ્ભુત કર્મથી વિષ્ણુ પણ વિસ્મય પામ્યા.[૩૨-૩૩] માથા ઉપર એ ગદા પડતાં વેંત જ ગરુડ, શરીરે ભારે પીડા પામતો એકદમ પૃથ્વી ઉપર આવી પડ્યો.[૩૪]

[ આવી સ્થિતિ થતાં આ મહા રણસંગ્રામમાં દાનવો વિષ્ણુ તથા ગરુડને માટીનાં ઢેફાં, શિલાઓ, વજ્રો અને શસ્ત્રોથી ટપોટપ પ્રહાર કરવા મંડી પડ્યા. આથી નારાયણને કંઈક મૂર્છાને વશ થયેલા જોઈને દેવો તેમને જાગૃત કરવા તેમના યશનું ગાન કરવા મંડી પડ્યાઃ–"હે દેવ! હે મહાબાહુ! હે મધુ અને કૈટભના સંહારક વિષ્ણુ! આપનો જય થાઓ. આપે જ નખરૂપ હલથી હિરણ્યકશિપુની છાતી વીંધી હતી તેનું સ્મરણ કરો, અને પાછા જાગૃત થાઓ; આપનો જય છે." આમ દેવો સ્તુતિ કરવા લાગ્યા, એટલે સત્વર નારાયણ રણસંગ્રામમાં પુનઃ જાગૃત થયા. પરંતુ વિષ્ણુ જાગૃત થાય, તે પહેલાં તો તેમને હણાયલા ધારીને દાનવોના રાજા કાલનેમિએ વિજયનો શંખ વગાડ્યો, અને મહાન્ અસુરો પણ અનેક જાતની મૃદંગો વગાડવા લાગ્યા તથા સંગીત સાથે નૃત્ય પણ કરવા મંડી પડ્યા. તે સમયે જાણે ત્યાં મહાન્ ઉત્સવ પ્રવર્તી રહ્યો હોય, એમ જણાયું. ]*

પરંતુ એટલામાં તો શ્રીહરિએ શુદ્ધિમાં આવતાં કાલનેમિની ગદાના પ્રહારથી પોતાના ગરુડને પીડા પામતો જોયો, અને પોતાનું શરીર પણ લોહીથી ખરડાયલું જોયું. એટલે તરત જ ક્રોધથી લાલચોળ આંખ કરી, વૈકુંઠપતિએ હાથમાં સુદર્શન ચક્ર ઉપાડ્યું,[૩૫] અને ગરુડના જેવા વેગથી સમર્થ પ્રભુ કદમાં વધવા મંડ્યા. પહેલાં તેમના હાથ વધ્યા, અને તેવડે દશે દિશાઓ છવાઈ રહી.[૩૬] પછી પોતાના વિરાટ્ તેજથી ચૌદે લોકને આવરી નાંખવાની ઇચ્છાથી પરમાત્મા અતિશય વધવા મંડ્યા અને તેમણે સર્વ દિશાઓ અને ખૂણાઓ, આકાશ અને પૃથ્વી, એ સર્વને પણ પોતાના અંગથી પૂરી દીધાં.[૩૭] દેવોને વિજય અપાવવા માટે હરિને આમ વિરાટ્ રૂપથી વધતા જોઈ, આકાશમાં રહેલા ઋષિઓ અને ગંધર્વો મધુસૂદન ભગવાનનાં સ્તોત્રો ગાવા મંડ્યા.[૩૮] હરિએ વિરાટ્ રૂપ ધારણ કરી, પોતાના મુકુટથી સ્વર્ગલોકને સ્પર્શ કર્યો, વસ્ત્રોથી મેઘ સાથે આકાશને આવર્યું, પગથી પૃથ્વીને છાઈ નાંખી અને બાહુઓથી દશે દિશાઓને ઢાંકી દીધી. પછી ભગવાને કાલનેમિને સંહારવા તેના ઉપર સુદર્શન ચક્ર ઉગામ્યું. તેમના આ સુદર્શન ચક્રનો પ્રકાશ સૂર્યનાં કિરણો જેવો ઝળહળતો હતો; તેને હજારો દાંતા હતા, તેથી તે એવડે હજારો કિરણવાળા સૂર્ય સમાન દીસતું હતું. તે શત્રુના કાળરૂપ હતું. તે પ્રદીપ્ત અગ્નિ સમાન ભયંકર હતું. એ સુદર્શન ચક્ર ખરેખર સુદર્શન (સારા દેખાવવાળું)જ હતું. તેની ધરી સોનાની હતી. તેની નાભિ વજ્રની હતી. તે શત્રુને ભયકારક હતું. તે દાનવોનાં શરીરોના મેદ, મજ્જા, હાડકાં અને લોહીથી ખરડાયલું હતું. અધર્મી ઉપર પ્રહારો કરવામાં તે કેવળ અદ્વિતીય હતું. અસ્તરાના જેવી તેની તીક્ષ્ણ ધાર હતી. તેની આસપાસ ફૂલના હાર અને માળાઓ લટકાવેલાં હતાં. એ ચક્ર ઇચ્છા અનુસાર ગતિ કરતું હતું, અને તે ગમે તે રૂપ પણ લઈ શકતું હતું. સ્વયંભૂ હરિએ પોતે જ તેને બનાવ્યું હતું. મહર્ષિ-

* આ શ્લોકો કાશીની અને મન્મથનાથ દત્તની પ્રતિમાં છે. બંગાળાની રોયલ એશિયાટિક સોસાઇટીની, લખનૌવાળી, અને મુંબઇની પ્રતિઓમાં નથી.

ઓના ક્રોધને ભોગ થઈ પડેલા અને યુદ્ધમાં છકી ગયેલા, સર્વ અધર્મી શત્રુઓને તે ભયકારક હતું. જ્યારે જ્યારે યુદ્ધમાં તે ફેંકાય છે, ત્યારે ત્યારે સ્થાવર-જંગમ સર્વ લોક મોહ પામી જાય છે, અને મહા યુદ્ધમાં માંસાદિ ઉપર જીવનારાં પ્રાણીઓને તે તૃપ્તિ આપે છે.[૩૯-૪૪] આવું અનુપમ અને અદ્‌ભુત કર્મ કરનારું, સૂર્યના સમાન વર્ચસ્વવાળું સુદર્શન ચક્ર, ગદાધર, શ્રીપતિ હરિએ રણમાં ક્રોધથી લાલચોળ બની, કાલનેમિ ઉપર ઉગામ્યું, અને પોતાના વિરાટ્ તેજથી એ દાનવપતિનું તેજ (બળ) પોતાનામાં આકર્ષી લઈ, તે ચક્રવડે તેના સોએ હાથ કાપી નાંખ્યા.[૪૫-૪૬] તે પછી હરિએ બલાત્કારે એ જ ચક્રવડે કાલનેમિનાં અગ્નિકણો વરસાવતાં, વિકરાળ વાણી કાઢતાં અને અટ્ટાટ્ટહાસ્ય કરતાં, ભયંકર સો મોઢાં પણ કાપી નાંખ્યાં.[૪૭] આમ તેના સઘળા હાથ કપાઈ ગયા હતા, તથા તેનાં સોએ માથાં ધડથી જુદાં પડ્યાં હતાં, છતાંયે દાનવ કાલનેમિ લગાર પણ કંપ્યો નહીં, પરંતુ કપાઈ ગયેલી શાખાવાળા વૃક્ષની પેઠે રણમાં એકલા ધડ સાથે પણ ઉભો રહ્યો.[૪૮] એટલે ગરુડે પોતાની એ પાંખો ફફડાવી, વાયુ જેટલો ત્વરાવાળો વેગ કરી, કાલનેમિની છાતી ઉપર સખ્ત ઘા કર્યો, અને તેને ધડાક લઇને આકાશમાંથી પૃથ્વી ઉપર ધક્કેલી પાડ્યો.[૪૯] એટલે મોઢાં અને માથાં વિનાનો તેનો દેહ, આકાશમાંથી આંટા ખાતો ખાતો સ્વર્ગલોક મૂકી, પૃથ્વીતલને ખળભળાવતો હેઠો પડ્યો.[૫૦]

આ પ્રમાણે દૈત્ય કાલનેમિ ભોંયે પડ્યો, એટલે ઋષિગણો સાથે દેવોએ, “કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ,” એવી ગર્જના કરી, અને સર્વેએ ભેગા મળી વૈકુંઠપતિની પૂજા કરી.[૫૧] દુષ્ટ કર્મ કરનારા, અન્ય જે દૈત્યો રણાંગણમાં જીવતા બાકી રહ્યા હતા, તે સર્વે સર્વેશ્વર હરિના સર્વવ્યાપી અનેક બાહુઓની અડફટે ચઢીને ત્યાંના ત્યાં જ મૂર્છા પામ્યા અને હાલવાચાલવાને પણ કેવળ અશક્ત થઈ પડ્યા.[૫૨] પછી હરિએ એમાંના કેટલાક દૈત્યોને તેમના વાળ ઝાલીઝાલી પછાડ્યા; કેટલાકનાં તો ગળાં જ દાબી દીધાં, કેટલાકના દેહ બબ્બે ચીરાડા કરી ઉશેટ્યા અને કેટલાકને કેડથી ઝાલીને હેઠા પટકી દીધા.[૫૩] આ રીતે તેમના હાથથી પટકાયલા, ગદા અને ચક્રના તેજથી દાઝી ગયેલા, અને હણાયલા સત્ત્વવાળા દાનવોનાં જીવ વિનાનાં, છિન્નભિન્ન અંગોવાળાં શરીરો આકાશમાંથી પૃથ્વીતલ ઉપર સરરસરર સરી પડ્યાં.[૫૪]

આમ રણમાં સર્વે દૈત્યો હણાયા, એટલે ગદાધર પુરુષોત્તમ પોતાનું કર્તવ્યકર્મ પૂર્ણ કરી, અને ઇન્દ્રનું પ્રિય કરી ત્યાંના ત્યાં જ ઉભા થઈ રહ્યા.[૫૫] આમ દેવદાનવોની ઘનઘોર મારામારી બંધ પડી, અને દારુણ તારકામય સંગ્રામ શાંત થયો કે, તરત જ બ્રહ્મર્ષિઓ, ગંધર્વો, તથા અપ્સરાઓ, એ સર્વે સહિત લોકોના પિતામહ બ્રહ્મદેવ તે સ્થળે વિષ્ણુ સન્મુખ આવી પહોંચ્યા, અને દેવોના દેવ હરિનું પૂજન કરી નીચેનાં વચનો બોલ્યા:[૫૬-૫૭]

બ્રહ્મદેવ કહે છે:-હે દેવ! તમે દૈત્યોને હણી આ અદ્‌ભુત કર્મ કર્યું છે. તમે આજ દેવોના હૃદયના શલ્યને ઉખેડી નાંખ્યું છે. દૈત્યોના વધરૂપી તમારા આ કર્મથી અમે સર્વેય સંપૂર્ણ રીતે સંતોષ પામ્યા છીએ.[૫૮] હે વિષ્ણુ! તમે જે આ મહા અસુર કાલનેમિને હણ્યો છે, તેને રણસંગ્રામમાં હણવાને તો તમે એકલા જ સમર્થ હતા; તમારા શિવાય અન્ય કોઈ પણ એવી શક્તિ ધરાવતો હતો જ નહીં.[૫૯] હે દેવ! આ જ દાનવે દેવોને હરાવ્યા હતા, ચર અને અચર સર્વે સૃષ્ટિઓને પોતાને વશ કરી હતી, અને ઋષિઓનુંયે નિકંદન કાઢી, મારી સામે પણ બલના મદથી ગાજી ઉઠતો હતો.[૬૦] એવા કાલ સમાન તેજવાળા દાનવ કાલનેમિનો સંહાર કરી, તમે આ જે ઉગ્ર અદ્‌ભુત કર્મ કર્યું છે, તેથી હું સંપૂર્ણ રીતે સંતુષ્ટ થયો છું.[૬૧] તેથી, હે દેવ! હવે તમે સુખેથી તમારા સનાતન બ્રહ્મલોકમાં સીધારો. તમારું તો સદા સર્વદા કલ્યાણ જ છે. આ કાર્ય થયું એટલે અમે પણ હવે અમારા ઉત્તમ સ્વર્ગલોકમાં સીધાવીશું. તમારી બ્રહ્મસભાના બ્રહ્મર્ષિઓ એ લોકમાં રહ્યા રહ્યા તમારી વાટ ક્યારનાયે જોયા કરે છે.[૬૨] હે વક્તાઓમાં શ્રેષ્ઠ હરિ! હે અચ્યુત! હું તથા મહર્ષિઓ પણ ત્યાં તમારી સનાતન બ્રહ્મસભામાં યથાસ્થિત વિધિ અનુસાર તમારું પૂજનઅર્ચન કરીશું, અને તમારાં દિવ્ય સ્તોત્રો ગાઇશું.[૬૩] આ કાર્યથી હું એટલો બધો પ્રસન્ન થયો છું કે, આપને એક વરદાન આપું; પરંતુ વરદાન આપનારાઓમાં ઉત્તમ દેવ! દેવો અને દૈત્યોમાં જેઓ શ્રેષ્ઠ છે, તેમને પણ તમે વરદાન આપવાવાળા છો, તો પછી હવે મારે તમને વરદાન આપવાનું ક્યાં રહ્યું?[૬૪] હે વિષ્ણુ! કંટક રહિત થયલું ત્રણે લોકનું વિશાળ અને સમૃદ્ધ રાજ્ય તમે જ તમારા હસ્તે, આ રણસંગ્રામમાં મહાત્મા ઇન્દ્રને સ્વાધીન કરો.[૬૫]

ભગવાન્ બ્રહ્મદેવે અવિનાશી હરિને આ પ્રમાણે વચન કહ્યું, એટલે તેમણે ઇન્દ્ર આદિ સર્વ દેવોને મંગલવાણીથી નીચે પ્રમાણે વચનો કહ્યાં:-[૬૬]

વિષ્ણુ કહે છે:-ઇન્દ્રને પ્રમુખ કરી, અત્રે ભેગા થયેલા હે સર્વે દેવો! તમારી સર્વે દેહશક્તિઓ (ઇન્દ્રિયો)ને

શ્રવણેન્દ્રિય સાથે એકતાર કરો, અને હું જે તમને કહું છું, તે તમે સાવધાનતાપૂર્વક સાંભળી લ્યો.[૬૭] આ હમણાં પૂર્ણ થયેલા રણસંગ્રામમાં ઇન્દ્રથી પણ વિશેષ મહાન્ અને પરાક્રમશાલી કાલનેમિ આદિ સર્વે દાનવોનો આપણે સંહાર કર્યો છે.[૬૮] પરંતુ આ મહાન્ ઘોર રણસંગ્રામમાંથી દૈત્યોનો સ્વામી અને વિરોચનનો પુત્ર બલિ તથા મહાન્ ગ્રહ રાહુ એ બન્ને પલાયન કરી ગયા છે.[૬૯] (તેમનાથી તમારે ઝાઝો ભય ધરવાનો નથી.) હવે તમે તમારી દિશાઓનો અધિકાર સંભાળી લ્યો. ઇન્દ્ર અને વરુણે હવે પોતપોતાની ઇષ્ટ દિશાઓ-પૂર્વ અને પશ્ચિમ-નું પાલન કરવું; યમે દક્ષિણ દિશાનું અને ધનના અધિપતિ કુબેરે ઉત્તર દિશાનું રક્ષણ કરવું;[૭૦] ચન્દ્રમાએ નક્ષત્રો અને તારાઓ સાથે યથાયોગ્ય રીતે નિયત સમયને અનુસરી પોતાના માર્ગમાં સંચરવું. પોતાનાં અયનોથી સંયુક્ત થઈ, સૂર્યે પણ સંવત્સર અને ઋતુઓને યથાક્રમે પાછાં પ્રવર્તાવવાં.[૭૧] યજ્ઞસભાના સભ્યોથી સર્વ રીતે પૂજાતા હોમના ભાગો દેવોને માટે પાછા ચાલુ થવા દો, અને વેદમાં દર્શાવેલી ક્રિયાવિધિ અનુસાર બ્રાહ્મણોએ અગ્નિદેવનું આવાહન કરી, દેવોના યજ્ઞભાગ પૂર્વની પેઠે હોમવા.[૭૨] બલિના હોમથી દેવોએ, વેદના અભ્યાસથી મહર્ષિઓએ, અને શ્રાદ્ધાદિ ક્રિયાઓથી પિતૃઓએ યથાયોગ્ય સુખતૃપ્તિ પ્રાપ્ત કરવી, અને તેના બદલામાં લોકને પણ તેમણે તૃપ્ત કરવા.[૭૩] વાયુએ પણ યોગ્ય રીતે પોતાના માર્ગોમાં વહન કરવું. અગ્નિએ ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણ એ ત્રણ રૂપથી સતત પ્રદીપ્ત રહેવું. સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોકોએ, અને બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણોએ પોતપોતાના સ્વાભાવિક ગુણોથી વૃદ્ધિ પામવી.[૭૪] અગ્નિહોત્રાદિની દીક્ષા ગ્રહણ કરનારા દ્વિજોએ યજ્ઞો શુભ રીતે પાછા ચલાવવા, અને સર્વ સત્રોમાં યોગ્ય અને તેમની પાત્રતા પ્રમાણે દક્ષિણા તેમને મળે, એવી વ્યવસ્થા પ્રવર્તાવવી.[૭૫] સૂર્યે પ્રકાશથી લોકની આંખને આનંદ આપવો; ચંદ્રમાએ રસોથી ઔષધિઓને પુષ્ટિ આપવી; વાયુએ પ્રાણીઓના દેહમાં પ્રાણપ્રવૃત્તિ ટકાવવી; એકંદરે સર્વે અધિષ્ઠાતા દેવોએ પોતપોતાનાં કલ્યાણકારક સૌમ્ય કર્મો પ્રવર્તાવી, સમસ્ત લોકને સંતોષ પમાડવો.[૭૬] હે મહેન્દ્ર! જલથી ઉત્પન્ન થયેલી, ત્રણે લોકની અન્નદાતા માતા સમાન સર્વે નદીઓને પૂર્વની પેઠે પોતાના પતિ સમુદ્ર સાથે પાછો યથાસ્થિત સંગમ કરવા દો.[૭૭]

હે દેવો! તમે દૈત્યોનો ભય હવે કાઢી નાંખો અને શાંત થાઓ. તમારું કલ્યાણ થશે. હું હવે સનાતન બ્રહ્મલોકમાં સીધાવું છું.[૭૮] માત્ર મારે તમને એટલું જ કહેવાનું કે, તમારાં પોતાના સ્થાનકોમાં, સર્વ લોકમાં અને વિશેષે કરીને રણસંગ્રામમાં તો કદી પણ દાનવોનો વિશ્વાસ તમારે કરવો નહીં. દાનવો સદા હલકા છે.[૭૯] તેમ તેઓ બલથી કદી ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરશે, પરંતુ તેમની એ સ્થિતિ કાંઈ નિરંતર ટકી રહેવાની નથી. તેઓ સદા સામાનાં છિદ્રો શોધી તે દ્વારા પ્રહાર કરનારા છે, ત્યારે તમે સૌમ્યતાથી અને ઋજુભાવથી વર્તનારા છો, અને તમારી બુદ્ધિ વિનયશીળ છે. (માટે તમે તેમનાથી સદા સાવધ રહેજો).[૮૦] હે દેવો! હું પણ તમારા પ્રતિ દુષ્ટભાવ ધરાવનારા અને અતિશય દુરાત્માઓને તેમ જ ધર્મથી વિરુદ્ધ વર્તનારા દાનવોને મોહ પમાડીશ.[૮૧] છતાં જ્યારે જ્યારે તમને દાનવોથી ખરેખર નિવારી નહિં શકાય એવો ભય ઉત્પન્ન થાય ત્યારે ત્યારે મારી સમીપ તમારે આવવું, અને હું સત્વર એવા ભયથી તમને નિર્ભય કરીશ.[૮૨]

વૈશંપાયન કહે છે;-હે જનમેજય! સત્યરૂપી પરાક્રમવાળા મહાયશસ્વી શ્રીવિષ્ણુ ભગવાન્ દેવોના સમૂહોને આ પ્રમાણે યોગ્ય શિખામણ આપી, બ્રહ્મદેવ સાથે સનાતન બ્રહ્મલોકમાં સીધાવ્યા.[૮૩] હે જનમેજય! તેં મને જે વૃત્તાંત સાંભળવાની જિજ્ઞાસા દર્શાવી હતી, તે દાનવો અને વિષ્ણુ વચ્ચે ચાલેલા તારકામય સંગ્રામનો અદ્ભુત વૃત્તાંત મેં તને આ પ્રમાણે કહ્યો છે.[૮૪]

इति श्रीमहाभारतमां हरिवंशमां हरिवंशपर्वनो 'कालनेमिनो विष्णु साथे समागम अने तेनो वध' ए नामनो अध्याय ४८ मो समाप्त

---

## અધ્યાય ૪૯ મો

### વિષ્ણુના પાર વિષે જનમેજયના પ્રશ્નો અને તેનું સમાધાન

जनमेजय उवाच—

ब्रह्मणा देवदेवेन सार्धं सलिलयोनिना ।
ब्रह्मलोकगतो ब्रह्मन् वैकुठः किं चकार ह ॥१॥

જનમેજયે પ્રશ્ન કર્યો:-હે વૈશંપાયન! દેવોના દેવ, શ્રીહરિ વૈકુઠપતિએ, જલમાંથી ઉત્પન્ન થયેલા શ્રીબ્રહ્મદેવ સાથે બ્રહ્મલોકમાં જઇને શું શું કર્યું?[૧] શા હેતુથી દેવોના દેવ, કમલયોનજ બ્રહ્મદેવ દૈત્યવધનું કાર્ય પૂર્ણ થયા છતાં અને દેવોથી સત્કાર પામ્યા છતાં, હરિને પોતાના લોકમાં લઈ ગયા હશે?[૨] હે વૈશંપાયન! બ્રહ્મલોકમાં તેમનું સ્થાન કેવું છે? ત્યાં તેઓ કેવા પ્રકારના યોગની ઉપાસના કરે છે?* ભૂતોના પ્રવર્તક વિભુ શ્રીહરિ

* જેઠ શુદિ એકાદશી વિષ્ણુનો યોગસાધનાનો દિવસ ગણાવાથી "યોગિની" કહેવાય છે.

ત્યાં ક્રિયા નિયમનું પાલન કરે છે?[૩] બ્રહ્મદેવ તો લોકમાં વસતાં છતાં આ મૃત્યુલોકમાં પૂજાય છે, પરંતુ સ્વર્ગાદિ લોકમાં વસનારા દેવ, અસુર અને નર જેની પૂજા કરે છે, એ બ્રહ્મદેવની વિપુલ શ્રી-(લક્ષ્મી)ને આ મોટું જગત્ કેવી રીતે પ્રાપ્ત કરે છે?[૪] ગ્રીષ્મ ઋતુ (ઉન્હાળો) પૂરી થતાં શા માટે શ્રીહરિ શયન કરે છે,* અને વર્ષા ઋતુને અંતે મેઘનો નાશ થતાં પાછા ઉઠે છે?† બ્રહ્મલોકમાં રહ્યાં રહ્યાં શી રીતે તેઓ લોકપ્રવૃત્તિઓની ધુરા ઉપાડે છે અર્થાત્ લોકવ્યવહાર ચલાવે છે?[૫] હે વિપ્રેન્દ્ર! સ્વર્ગલોકમાં ભગવાનનું દિવ્ય ચરિત કેવું છે? તમારી પાસેથી આ સર્વ વિસ્તારપૂર્વક, યથાર્થ રીતે જાણવાની મારી ઇચ્છા છે.[૬]

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! ભગવાન્ નારાયણે બ્રહ્મલોકમાં જઈ, ત્યાં બ્રહ્મસભામાં બ્રહ્મદેવ સાથે કેવી રીતે આનંદ મહાણ્યો, તે સંબંધી વૃત્તાંત સાંભળતાં પહેલાં તેમની પ્રવૃત્તિઓ સંબંધી કથા તું સવિસ્તર સાંભળ.[૭] હે રાજન્! શ્રીહરિની ગતિ તેમની પોતાની જ ઇચ્છાને અધીન છે; અને તે પણ એવી તો સૂક્ષ્મ છે, કે દિવ્ય શક્તિવાળા દેવો તેને મહાકષ્ટે પણ જાણી શકતા નથી. તેમ છતાં, હે રાજન્! તેમના ચરિત્ર વિષે જે હું તને યથાશક્તિ કહું છું, તે તું ધ્યાનથી સાંભળ.[૮] આ નારાયણ ભગવાન્ સર્વલોકમય‡ છે, અને ત્રણે લોક નારાયણમય§ (નારાયણ સ્વરૂપ) છે. (આ જ વિચારપરિપાટી પ્રમાણે) સ્વર્ગમાં હરિ દેવમય જ છે, અને દેવો પણ હરિમય જ છે.[૯] તેના પારનો ચિતનપૂર્વક વિચાર કરનારા અનેક ચિંતકો પણ તેનો એ પાર પામી જ શકયા નથી; કારણ કે એ પારરૂપ માધવ પોતે જ છે, અને તેઓ જ લોકોના આત્મારૂપ છે (એટલે તેઓને એકલાને જ એ પાર જાણીતો છે).[૧૦] જેનો પાર ઇંદ્રિયોરૂપી આવરણોને લીધે મનુષ્યને અગમ્ય છે, અને દેવતાઓ પણ જેના પારની શોધમાં ફર્યા કરે છે, એવા નારાયણ ભગવાને બ્રહ્મલોકમાં જઈ શું શું કર્યું, તે સંબંધી પુરાતન વૃત્તાંત તું મારી પાસેથી સાંભળ.[૧૧]

હે નૃપ! પૂર્વે કહ્યા પ્રમાણે તારકામય સંગ્રામ શાંત પડતાં, વિષ્ણુ ભગવાન્ બ્રહ્મલોકમાં સીધાવ્યા, અને તેમણે પિતામહ બ્રહ્મદેવનું પદ જોયું. વેદમંત્રોમાં દર્શાવેલી આર્ષ–ક્રિયાવિધિ પ્રમાણે તેમણે ત્યાં મળેલા સર્વ ઋષિઓનું વંદન કર્યું.[૧૨] તે સમયે પ્રાતઃકાલમાં સોમ-રસના પાનની ક્રિયા સમાપ્ત થઈ હતી, અને મહર્ષિઓ અગ્નિને આહૂતિઓ આપતા હતા. તે જોઈ મહાતેજસ્વી વિષ્ણુ ભગવાને પણ ત્યાં જ દિવસના પ્રથમ ભાગમાં કરવાની સંધ્યાવંદનાદિ ક્રિયા કરી લીધી, અને પોતે પણ ત્યાં જ વિધિસર અગ્નિદેવનું વંદન કર્યું.[૧૩] પછી યજ્ઞ-મંડપમાં જતાં, તેમણે પોતાના જ બીજા પરમ દેહને યજ્ઞોની મધ્યમાં સ્થિત થયેલો, મહર્ષિઓની ઘીની આહૂતિઓવડે પૂજાતો, અને યજ્ઞના ભાગ આરોગતો જોયો; અર્થાત્ અગ્નિરૂપે પોતે જ એ આહૂતિઓ આરોગે છે, એ તેમણે જોયું.[૧૪] પછી સન્માનને યોગ્ય, બ્રહ્મ-વર્ચસ્વી ઋષિઓનું સન્માન કરી, અચિંત્ય સ્વરૂપ વિષ્ણુ ભગવાન્ સનાતન બ્રહ્મલોકમાં પાછા સીધાર્યા.[૧૫] બ્રહ્મલોક પ્રતિ વિચરતાં વિચરતાં તેમણે અગ્રભાગમાં ચષાલોથી‖ શણગારેલા, બ્રહ્મર્ષિઓએ અનેક રીતે લક્ષણ–ચિહ્નો–થી આંકેલા અતિ ઉંચા યજ્ઞસ્તંભો જોયા.[૧૬] તેઓ યજ્ઞોમાં હોમાતા ઘીના ધૂમાડાઓ સુંઘતા સુંઘતા, દ્વિજોથી ઉચ્ચારાતા વેદમંત્રોના ધ્વનિ સાંભળતા સાંભળતા, તથા યજ્ઞોદ્વારા પોતાના જ પરમ આત્માને પૂજાતો જોતા જોતા, બ્રહ્મલોકમાં વિચરવા લાગ્યા.[૧૭] તેમને આમ બ્રહ્મલોકમાં વિચરતા જોઈ યજ્ઞસભાઓમાં વિરાજેલા સર્વ સભ્યો, દેવો અને ઋષિઓ દર્ભની પવિત્રી ધારણ કરી, અર્ઘ્યપાદ્યાદિ પૂજા–સામગ્રી સાથે હાથ ઉંચા કરી, સ્તુતિ વચનો બોલવા લાગ્યા.[૧૮]

હે રાજન્ જનમેજય! દેવોમાં જે કાંઈ સામર્થ્ય-વૈભવ જણાય છે, તે સર્વે જનાર્દનના પ્રતાપથી જ તેમને પ્રાપ્ત થયલું છે, એ તારે જાણી લેવું ઘટે છે. એ પણ જાણજે કે, દેવો જે કંઈ લોકહિતકારી પ્રવૃત્તિઓ કરી શકે છે, તે પણ મધુસૂદનના પ્રતાપથી જ છે.[૧૯] તેમ, હે રાજન્! એમ તારે જાણવું કે, વેદને જાણનારા વિદ્વાન્ પુરુષો આ લોકને અગ્નિ અને સોમ એ ઉભયના અંશમય જાણે છે, પરંતુ ખરી રીતે તો આ લોક, તેમ જ તેમાં વ્યાપી રહેલા અગ્નિ અને સોમ પણ સનાતન વિષ્ણુરૂપ જ છે.[૨૦] જેમ દૂધમાંથી દહીં થાય છે, અને દહીંને વલોવી તેના માખણને તપાવતાં તેમાંથી ઘી નીકળે છે, તે જ પ્રમાણે ધ્યાન-બળથી દેહ અને ઇંદ્રિયોનું મથન કરતાં અને તેમને

* ચાતુર્માસના આરંભમાં જ આષાઢ શુદિ એકાદશીએ હરિ શયન કરતા હોવાથી તે "શયની" કહેવાય છે. † કાર્તિક શુદિ એકાદશી "પ્રબોધિની" કહેવાવાનું કારણ એ કે, પ્રભુ તે દિવસે પાછા જાગૃત થાય છે. ‡ જેમ સુતરના તંતુઓથી બનેલા પદાર્થને પટ (વસ્ત્ર) નામ અપાય છે, તેમ જીવો(લોક)રૂપી તન્તુઓથી બનેલું પટ વિશ્વ એ નારાયણનું શરીર કહેવાય છે; તેથી જ નારાયણ સર્વલોકમય મનાય છે.

§ તે જ રીતે તન્તુઓ જેમ પૃથ્વીના અણુઓના હોવાથી કેવળ પૃથ્વીમય છે, તેમ ત્રણે લોક પણ હરિના અંશભૂત જીવોના બનેલા હોવાથી નારાયણમય છે. ‖ યજ્ઞસ્તંભના અગ્રભાગ ઉપર જડેલી લાકડાની કડી, મુસળ ઉપર સાંગ જડે છે તેવી.

પરમાત્મામાં લીન કરતાં અંતર્દૃષ્ટિથી અવલોકવામાં આવે તો ચેતનમય જનાર્દન ભગવાનમાંથી જ આ સમસ્ત જગત્ નીપજેલું છે, એ રહસ્ય સમજાય છે. (અર્થાત્ પરમાત્મા સ્વયમેવ આ જગતને વ્યાપી વિસ્તરેલા જણાય છે; અને એ રીતે ઇંદ્રિયાદિ આવરણથી નહીં જાણી શકાય એવું પરમાત્મસ્વરૂપ અંતર્દૃષ્ટિથી ધ્યાન-બલવડે જાણી અને અનુભવી પણ શકાય છે.)[૨૧] પરમાત્મા ચેતનવાળી ઇંદ્રિયોથી અને પંચમહાભૂતોથી અગોચર હોવા છતાં, જેમ અજ્ઞાનીઓ ઇન્દ્રિયો અને પંચમહાભૂતોના ચેતન ઉપરથી પરમાત્માના અસ્તિત્વનું અનુમાન કરે છે, તેવી જ રીતે સૃષ્ટિ ઉપર અનુગ્રહ કરનારા દેવો, વેદો અને લોકો ઉપરથી પણ પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન મુમુક્ષુને થાય છે.[૨૨] જેવી રીતે ભૂલોકમાં દેહધારી જીવોની ઇન્દ્રિયોનો પંચમહાભૂત સાથેનો સંબંધ નિત્ય છે, અર્થાત્ તેમને આધારે જ એ સર્વે રીતે ટકી રહેલી છે, તેવી જ રીતે સ્વર્ગમાં દેવોના પ્રાણ (બળ) અને ઐશ્વર્યનો સંબંધ વિષ્ણુ ભગવાનને જ અવલંબી રહેલો છે.[૨૩] (તેમાં ભેદ માત્ર એટલો જ છે કે, દેહધારીઓની ઇન્દ્રિયોનો પંચમહાભૂત સાથેનો નિત્ય સંબંધ પાર્થિવ છે, ત્યારે દેવોના પ્રાણ અને ઐશ્વર્યનો વિષ્ણુ સાથેનો નિત્ય સંબંધ તૈજસ છે.) યજ્ઞકર્તાઓને યજ્ઞનું ફલ આપનારા, પરમ પવિત્ર, સર્વતંત્રસ્વતંત્ર, લોકતંત્રના ચાલક શ્રીવિષ્ણુની યોગ્ય સ્તુતિ વેદમંત્રથી થવી શકય હોવાથી વિષ્ણુ વેદમંત્રસ્વરૂપ કહેવાય છે.[૨૪] (અર્થાત્ જેમ કોઈ પદાર્થની મીઠાશનું વર્ણન વાણીથી થાય છે, તેમ વિષ્ણુના સ્વરૂપનું વર્ણન પણ વાણીથી થાય છે, અને મંત્ર એ વિષ્ણુના સ્વરૂપનું વર્ણન કરનારી વાણી છે; એટલે મંત્રોનો ઉચ્ચાર કરીને પૂજન કરવાથી મંત્રોમાં દર્શાવેલા વિષ્ણુના સ્વરૂપનું પૂજન થાય છે, અર્થાત્ મંત્રોથી મંત્રોનું જ પૂજન થાય છે.)

આવા પરમાત્માને બ્રહ્મલોકમાં પધારતા જોઈ ઋષિઓ બોલ્યા કે:-હે સુરશ્રેષ્ઠ! હે પદ્મનાભ! મહાતેજસ્વી પ્રભુ! આપને અમે આવકાર આપીએ છીએ. તમે અમારા આ યજ્ઞરૂપી આતિથ્યનો સ્વીકાર મંત્રોદ્વારા કરો.[૨૫] આપના પૂજન અર્થે અમે પવિત્ર પાદ્યાદિ આણેલાં છે, પરંતુ યજ્ઞપાત્ર સ્વરૂપ આપ પોતે જ છો. આ પાદ્યને પણ પાવન કરનાર આપ છો, અને મંત્રોમાં કહેલા તથા સતત સારી રીતે અંતર્દૃષ્ટિથી જણાયલા અતિથિ પણ આપ જ મનાયલા છો.[૨૬] હે વિષ્ણુ! આપ દેવાસુર રણસંગ્રામમાં યુદ્ધ કરવાને સીધાર્યા ત્યારે અમારી યજ્ઞાદિ ક્રિયાઓ ચાલતી ન હતી, કારણ કે જેમાં વિષ્ણુ ભગવાન્ અવિદ્યમાન હોય, એવા કોઈ પણ યજ્ઞનું કર્મ કરવાની વિધિ શાસ્ત્રમાં દર્શાવેલી જ નથી (અર્થાત્ એવું કર્મ કરવાની શાસ્ત્રમાં મના છે).[૨૭] દક્ષિણાથી યથાસ્થિત યજ્ઞ કર્યો હોય, છતાં તેથી નિપજનારું ફલ તો આપનાથીજ મળે છે. તેથી, હે દેવ! યજ્ઞમાં અમારાથી પૂજાતા આપના જ પરમ આત્માનું નિરીક્ષણ આપ કરશો."[૨૮]

ઋષિઓનાં આ વચનોના ઉત્તરમાં 'તથાસ્તુ' કહી, વિષ્ણુ ભગવાને તે સર્વ મહર્ષિઓની વળતી પૂજા કરી, અને બ્રહ્મલોકમાં વસતા બ્રહ્મદેવ તેથી પ્રસન્ન થયા.[૨૯]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंश पर्वनो 'विष्णुना पार विषे जनमेजयना प्रश्नो अने तेनुं समाधान' ए नामनो

अध्याय ४९ मो संपूर्ण

---

## અધ્યાય ૫૦ મો

## નારાયણની યોગનિદ્રા અને ઉત્થાનનું વર્ણન

वैशंपायन उवाच—

ऋषिभिः पूजितस्तैस्तु विवेश हरिरीश्वरः ।
पौराणं ब्रह्मसदनं दिव्यं नारायणाश्रमम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! આ પ્રમાણે સર્વે ઋષિઓની પૂજાનો સત્કાર કીધા પછી, યજ્ઞસભામાં ભેગા થયેલા એ સર્વે ઋષિઓ પાસેથી વિદાયગીરી લઈ, કમલયોનિજ આદિદેવ બ્રહ્મદેવને પ્રણામ કરીને ઈશ્વર હરિએ અંતરમાં પ્રસન્ન થઈ, પુરાણોમાં વર્ણન કરેલા, બ્રહ્મલોકાન્તર્ગત, મહા સનાતન, દિવ્ય, બ્રહ્મસદન, નારાયણાશ્રમમાં પ્રવેશ કર્યો.[૧-૨] એ આશ્રમ તેમના નામ ઉપરથી નારાયણાશ્રમને નામે સારી રીતે ઓળખાય છે. આ આશ્રમમાં પ્રવેશ કરતાંવેંત જ નારાયણે સાંપ્રત યુદ્ધ માટે ધારણ કરેલાં સર્વે આયુધોને વિસર્જન કરી દીધાં.[૩] પછી તેમણે દેવસમૂહો અને સનાતન મહર્ષિઓથી વસાયલો, જળના પતિ સમુદ્ર સમાન પોતાનું આલય નારાયણાશ્રમ અવલોકયો.[૪] તેમનો એ આશ્રમ પ્રલય સમયના સંવર્તક મેઘોથી ઢંકાયલો હતો; તે જો કે નક્ષત્રોના સ્થાન જેવો જ્યોતિર્મય દેખાતો હતો, છતાંયે અંધકાર (અજ્ઞાન) આવરણના ઓઘ પણ તેની આસપાસ સારી રીતે છવાઈ રહ્યા હતા; એટલે તે દેવો તેમજ દાનવોથી પણ કોઈ રીતે જિતી શકાય એવો ન હતો.[૫] વળી વિશેષ તો એ હતું કે, ત્યાં વાયુ પણ સંચાર કરી શકતો ન હતો, તેમ જ ચંદ્ર અને સૂર્યની ગતિ ત્યાં થતી ન હતી. પરંતુ કેવળ ભગવાન્ પદ્મનાભનું પોતાનુંજ તેજ તે આશ્રમમાં પ્રસરી રહ્યું હતું.[૬] આવા, સમગ્ર

બ્રહ્માંડના બીજભૂત, બ્રહ્મસદનમાં પ્રવેશ કરતાંવેંત જ પૂર્વના પોતાના વિરાટ્ (વિશ્વ) અનંત મસ્તકયુક્ત સ્વરૂપનો ત્યાગ કરવા છતાં, મસ્તકે લોકકર્મવાસનારૂપી જટાભાર ધારણ કરી, ભગવાન્ હરિએ શયનનો આરંભ કર્યો.[૭] એટલે લોકના અંતકાળને જાણનારી, કાલરૂપિણી, કૃષ્ણ વર્ણવાળી, નયનમાં વાસ કરનારી, યોગનિદ્રા મહાત્મા નારાયણ સમીપ જઈ ઉભી રહી.[૮] તત્કાળ વ્રત આચરનારાઓમાં ઉત્તમ એવા શ્રીહરિ, નિર્વિકલ્પ સમાધિ અર્થે વર્ણવેલું સંયમ વ્રત ધારણ કરી, ક્ષીર સમુદ્રરૂપ નિર્વિકલ્પ અને મેઘરૂપ સવિકલ્પ, એમ ઉભયરૂપ એકાર્ણવ, જલબુંબાકાર શીતલ અને દિવ્ય શયન ઉપર પોઢી ગયા, અર્થાત્ સમાધિવશ થયા.[૯] જગતના કલ્યાણ અથવા ઉત્પત્તિને અર્થે યોગનિદ્રાને અધીન થયા, એટલે એ મહાત્મા સર્વસમર્થ ભગવાનની ઉપાસના ઋષિગણો અને દેવો કરવા લાગ્યા.[૧૦] તેઓ આ પ્રમાણે સમાધિગ્રસ્ત થયા ત્યારે તેમની નાભિના મધ્ય ભાગમાંથી ઉત્પન્ન થયલું લોકોના આદિ અને અંત સ્વરૂપ, સૂર્ય જેવું તેજસ્વી, બ્રહ્મદેવનું આસન કમલ પ્રકાશી રહ્યું. એ કમલને હજાર પાંખડીઓ હતી. તે મનોહર રંગથી સંપૂર્ણ, સુકુમાર અને સુશોભિત હતું.[૧૧] જગતની રચનારૂપ જન્મજન્માંતરના વાસનાતંતુ, એ જ જેમનો પ્રવૃત્ત થયલો (ઉંચો કરેલો) હસ્ત છે, એવા મહામુનિ બ્રહ્મદેવ યોગનિદ્રા લતા છતાં (પોતાની સ્વસ્થતાનો ત્યાગ નહીં કરતાં) પણ પેલા વાસનાતંતુથી પોતે જાતે સર્વે લોકની કાળબળથી ચાલતી (યુગાદિ) ઘટમાળને ચલાવ્યાં કરે છે.[૧૨] (અર્થાત્ લોહચુંબક ન્યાય પ્રમાણે લોહચુંબકની પેઠે, પોતે કાંઈ પણ પ્રકારની પ્રવૃત્તિ નહીં આદરનારા પરમાત્માની કેવળ સત્તા માત્રથી જ વાસનામય લોકસ્વભાવને અનુસાર વિશ્વનાં સૃષ્ટિ, સ્થિતિ અને લય એ ક્રમ ચાલે છે.) નારાયણ નિદ્રાધીન થયલા હોવા છતાં ઉઘાડા રહેલા તેમના મોંઢામાંથી નીકળતા નિઃશ્વાસના પવનથી ધકેલાતા પ્રજાઓની પંક્તિઓ ને પંક્તિઓ ઉત્પન્ન તેમ જ નિષ્પન્ન થયે જાય છે.[૧૩] આ રીતે ઉત્પન્ન થયેલાં સર્વે પ્રાણીઓ યજ્ઞને યોગ્ય છે; કારણ સર્વે તેમનાં બાળક છે. બ્રહ્મદેવ પોતે એ સર્વને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચાર વિભાગમાં વહેંચી નાંખે છે, અને તેઓ વેદમાં પ્રતિપાદન કરેલાં પોતપોતાનાં વિહિત કર્મો આદરી, યોગ્ય ગતિ(પરમપ્રાપ્ય ઇશ્વર)ને પ્રાપ્ત કરે છે. (અર્થાત્ મનુષ્ય ગમે તે વર્ણનો હોય, પણ સ્વધર્મમાં નિષ્ઠા ધરાવે તો તે મોક્ષ પામે છે.)[૧૪] વિષ્ણુભગવાનના તમોગુણથી વ્યાપ્ત, અવિદ્યાશબલરૂપ, નિદ્રામય યોગસ્વરૂપને બ્રહ્મદેવ પોતે પણ જાણતા નથી, તેમ જ તે અવિકારી બ્રહ્મર્ષિઓ પણ એ સ્વરૂપને લહી શકતા નથી.[૧૫] (જ્યારે પરમાત્માનું અવિદ્યાશબલિત રૂપ આટલું બધું દુર્ગમ્ય છે તો તેમનું શુદ્ધ રૂપ કેટલું વિશેષ દુર્ગમ્ય હશે, તે કલ્પનામાં પણ ઉતરી શકતું નથી.)

હે જનમેજય! પોતાના આવા અદ્ભુત નારાયણાશ્રમમાં પ્રવેશ કીધા પછી, ભગવાન્ હરિ કિયે સમયે સુએ છે અર્થાત્ લોકવ્યવહાર ત્યજીને નિવૃત્ત થાય છે, ત્યાં કિયે સ્થળે બેસે છે, અર્થાત્ ત્યાં ક્યાં બેસી લોકવ્યવહાર ચલાવે છે, તેનો પાર બ્રહ્મદેવને, દેવોને અને સર્વે બ્રહ્મર્ષિઓને પણ લાધતો નથી.[૧૬] ત્યારે આ દેહમાં કોણ જાગે છે? કોણ ઉંઘે છે? અંગમાં શક્તિ હોવા છતાંયે કોણ ચેષ્ટા (કર્મ) કરતો નથી અર્થાત્ અક્રિય રહે છે? કોણ ભોગ ભોગવે છે? કોણ તેજસ્વી છે? અને કૃષ્ણરંગથી પણ વિશેષ કૃષ્ણ કોણ છે? (અણુથી પણ વિશેષ અણુ અર્થાત્ સૂક્ષ્મ તત્ત્વથી પણ વિશેષ સૂક્ષ્મ કોણ છે?)[૧૭] આવા આવા પ્રકારના પ્રશ્નો ઉપર દેવો દિવ્ય શ્રુતિઓમાં દર્શાવેલી ઉપપત્તિ(યુક્તિ)ઓ દ્વારા વિચાર કરે છે, છતાંયે તેમના કર્મથી કે જન્મથી પણ પરમાત્માનો પાર શોધવાને તેઓ સમર્થ થયા નથી.[૧૮] પરમાત્માએ પોતાના નિઃશ્વસિત રૂપથી નિર્દિષ્ટ કરેલી (સૂચવેલી) શ્રુતિઓ(મંત્રો)દ્વારા જે પુરાતન ઋષિઓ તેમનાં જે ચરિતને જાણતા હતા, તેમણે મહા પુરાણોમાં એ મંત્રોના આધારે એ ચરિતનું વર્ણન આલેખ્યું છે.[૧૯] દેવોમાં પણ પરમાત્માનું પુરાતન ચરિત ગવાય છે, એમ સાંભળવામાં છે; પરંતુ મહાપુરાણોથી આગળ વધતાં તેમના સંબંધી કંઈ વિશેષ માહિતી મળતી નથી.[૨૦] દેવોના પણ દેવનું આ ચરિત તેમના પોતાના પ્રભાવથી જ જાણી શકાયું છે. એ રીતે જણાયલા તેમના ચરિતથી જ આ સઘળી વૈદિક શ્રુતિઓ અને લૌકિક ગાથાઓ ભરેલી છે.[૨૧]

લોકસૃષ્ટિના આદિ કારણ સ્વરૂપ શ્રીભગવાન્ સમગ્ર લોકસૃષ્ટિ નીપજાવવાને સમયે આવિર્ભવ પામે છે, અર્થાત્ પોતાના સ્વરૂપનો વિકાસ કરે છે, અને અધર્મરૂપ દાનવોનો નાશ કરવાને સમયે આ જ શ્રી મધુસૂદન જાગૃત થાય છે.[૨૨] આવિર્ભાવ થયા પછીના સમયે પણ જ્યારે આ અવિનાશી ભગવાન્ સૂતા હોય છે, ત્યારે દેવો પણ તેમને જોવાને સમર્થ હોતા નથી. તેઓ ગ્રીષ્મ ઋતુના અંતમાં એટલે આષાઢ માસની એકાદશીએ સૂઈ જાય છે, અને વર્ષા ઋતુનો ક્ષય થતાં એટલે કે કાર્તિકી એકાદશીએ જાગૃત થાય છે.[૨૩] પરમાત્મા પોતે જ

સર્વ પ્રકારે વેદરૂપ છે, યજ્ઞરૂપ છે, અને યજ્ઞનાં અંગરૂપ પણ છે. યજ્ઞના ફળરૂપ જે ગતિનું વર્ણન કરાયલું છે, તે ગતિરૂપ પણ પુરુષોત્તમ પોતેજ છે, એમ કહેવાય છે.[૨૪] આથી જ પરમાત્મા જ્યારે સુઈ જાય છે, ત્યારે ચાતુર્માસમાં મંત્રોથી પાવન થતી યજ્ઞક્રિયાઓ થઈ શકતી નથી. શરદ્ ઋતુ ચાલુ થતાં, એટલે કે વાજપેય આદિ યજ્ઞોની પ્રવૃત્તિ શરુ થતાં મધુસૂદન ભગવાન્ પાછા જાગે છે.[૨૫] વિષ્ણુ ભગવાન્ શયન કરે છે ત્યારે મેઘનો પતિ ઇન્દ્ર તેમના પ્રતિનિધિરૂપે તેમને કરવાનાં સર્વે કર્મો કરે છે, અને વર્ષા ઋતુનું જલ વર્ષાવવાનું ચક્ર પણ ચલાવે છે.[૨૬] યોગમાયાના બળે કરી પરમાત્માને આ જે તમોમયી નિદ્રા અકસ્માત્ પ્રાપ્ત થાય છે, તે માયારૂપે સંસારમાં પ્રસિદ્ધ છે, અને એ માયાનો સમય પૃથ્વીપતિઓને અન્યોન્યના વિનાશનો ભયંકર સમય છે. એ સમય તેમની નિષ્કારણ દ્વેષ કરાવનારી કાલરાત્રિ છે.[૨૭]

આ તમોમય શરીરવાળી રાત્રિરૂપ માયા દિવસનો નાશ કરે છે, અને તે ઘોર હોવાથી સંસારમાં પ્રાણને ધારણ કરનારાં સર્વ પ્રાણીઓનું અર્ધોઅર્ધ આયુષ્ય હરી લે છે. અર્થાત્ રાત્રિ નિદ્રામાં વ્યતીત થતી હોવાથી પ્રાણીઓ કાંઈ કર્તવ્ય કરી શકતાં નથી, એટલે તેમનુ અર્ધોઅર્ધ આયુષ્ય તો નિદ્રામાં સમાપ્ત થાય છે.[૨૮] આ નિદ્રાનું સામર્થ્ય વિલક્ષણ છે. તેના આવરણમાં સપડાયલો કોઈ પણ માણસ શક્તિવાળો હોવા છતાંયે અશક્ત થઈ વારંવાર બગાસાં ખાયાં કરે છે, અને જાણે મહા સમુદ્રના વેગથી ડૂબકીઓ ખાતો હોય, તેમ તેના પ્રબલ વેગ સામે ટકાવ કરી શકતો નથી.[૨૯] સંસારમાં કેટલાક મનુષ્યો અન્નના આહારથી તો કેટલાક પરિશ્રમને લીધે નિદ્રાને વશ થાય છે. આ જ લૌકિક નિદ્રા સર્વ પ્રાણીઓ ઉપર સર્વસાધારણ અસર કરે છે.[૩૦] સામાન્ય રીતે આ સંસારમાં પ્રાણીઓનું સ્વપ્ન (ઉંઘ) પૂરું થતાં તેમની નિદ્રા ક્ષીણ થાય છે, પરંતુ મૃત્યુસમયે તો નિદ્રા પ્રત્યક્ષ રહી પ્રાણીમાત્રના પ્રાણનો નાશ સત્વર કરે છે.[૩૧] દેવોમાં પણ ભગવાન્ નારાયણ સિવાય અન્ય કોઈ પણ આ યોગનિદ્રાના વેગ સામે ટકવાને સમર્થ નથી. આ માયા સર્વહર એટલે સર્વનો અંત આણનારી, કાળરૂપ પરમાત્માની સખી છે, અને તે વિષ્ણુના શરીરથી ઉત્પન્ન થયલી છે.[૩૨] કમલ જેવી મનોહર આંખોવાળી આ માયા નારાયણના મુખ ઉપરથી જ દીસી આવે છે, પરંતુ તે લોકને મોહ પમાડનારી હોવાથી લોકમાં સત્વર વ્યાપ્ત થઈ અલ્પ સમયમાં તમને ઓહીંયાં કરી જાય છે.[૩૩] લોકોના હિત માટે અગ્નિરૂપી સૂક્ષ્મ માર્ગદ્વારા પરમેશ્વર નિદ્રાનું સેવન કરે છે.* જેમ સુખાર્થી પતિએ પતિવ્રતા પત્નીની પણ સેવા કરવી યોગ્ય છે, તેમ અખિલ સૃષ્ટિને મોહવશ કરી પરમાત્મા આ નિદ્રાનું સેવન કરે છે, અર્થાત્ સૂઈ જાય છે.[૩૪] આવી નિદ્રાના આવરણમાં પડેલા અવિનાશી તથા વિભુરૂપ શ્રીવિષ્ણુ લોકને મોહવશ કરી નારાયણાશ્રમમાં સુઈ રહે છે.[૩૫]

આ પ્રમાણે મહાત્મા ભગવાને શયન કર્યાને હજારો વર્ષ વીતી ગયાં, અને તે સાથે ઉત્તમ યુગો, સત્ય અને ત્રેતા પણ, પસાર થઈ ગયા.[૩૬] વળી દ્વાપર યુગ પણ લગભગ પૂરો થવા આવ્યો, પરંતુ તેના અંત ભાગમાં લોકને વિશેષ દુઃખી થતા જાણી અને મહર્ષિઓનાં આવાં સ્તુતિગાન સાંભળી, મહાતેજસ્વી પરમાત્મા એકાએક જાગૃત થયા.[૩૭]

ઋષિઓ સ્તુતિ કરતા હતા કે, "હે દેવ! વાસનાથી ઉપભોગ કરી લીધેલી સુગંધમય પુષ્પમાલાની પેઠે આ સહજ નિદ્રાનો આપ હવે ત્યાગ કરો. બ્રહ્મદેવ સાથે આ દેવો આપનાં દર્શન કરવાને આતુર થયલા છે.[૩૮] હે હૃષીકેશ! ઉત્તમ વ્રત આચરનારા, તપોનિષ્ઠ, બ્રહ્મવિદ્યામાં પારંગત, વેદપરાયણ, બ્રહ્મસ્તુતિનાં ગાન કરનારા આ ઋષિઓ આપને આવકાર આપે છે.[૩૯] હે સ્વયંભૂ! હે સર્વભૂતમય વિષ્ણુ! આ પૃથ્વી, આકાશ, અગ્નિ, વાયુ અને જળના અધિષ્ઠાતા દેવો તમારી સમક્ષ આવેલા છે, તેમની મંગળકારી વાણી આપ સાંભળો.[૪૦] હે દેવાધિદેવ! મુનિનાં મંડળો સાથે આ સપ્ત ઋષિઓ ઉચિત, દિવ્ય અને ગેય વાણીથી આપની સ્તુતિ ગાઈ રહ્યા છે.[૪૧] હે કમલલોચન! હે મહાતેજસ્વી! હે પદ્મનાભ! દેવોનું સાંપ્રત કાર્ય મહત્વવાળું હોવાથી તેમને આપનો આશ્રય માગવા જેવું કંઇક કારણ ઉભું થયું છે, તેથી આપ હવે જાગૃત થાઓ."[૪૨]

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! ઋષિઓનાં આવાં સ્તુતિવચનો સાંભળી, પરમ શોભાથી પ્રકાશતા, શ્રી હૃષીકેશ (ઉપાધિનો પ્રવેશ થતાં) અખંડ આનંદરૂપ જળનો ઓઘ ઓછો કરી, અંધકારની ભરતીનું આવરણ વિદારી ઉભા થયા,[૪૩] અને જગતના હિતને માટે આવેલા, લોકનાં સંકટોથી વિશેષ આકુળવ્યાકુળ થયલા, અને તે સંબંધી કંઇક બોલવાની ઇચ્છાવાળા સર્વે દેવોને પિતામહ બ્રહ્મદેવ સાથે પોતાની સમક્ષ

* આનું તાત્પર્ય એ છે કે, મનુષ્યો જે અન્ન ખાય છે તે પચાવવા માટે, તથા ઉઠાવેલો શ્રમ શમાવવા માટે પ્રત્યેકે નિદ્રા લેવી જ જોઇએ. અગ્નિદ્વારા સૂક્ષ્મ માર્ગથી પરમાત્મા તેને ધારણ કરે છે, તેથી એમ સૂચવાય છે કે, તેમના ઉદરમાં રહેલા લોકોએ પણ તેમની નિદ્રામાં વિશ્રામ લેવો. આથી આર્યાવર્તમા ચાતુર્માસ વિશ્રામનો અને તેથી વ્રતાદિની સાધનાનો સમય ગણાયો છે.

જોયા.૬૪ શ્રીહરિએ પોતાનાં લોચનમાંથી નિદ્રા કાઢી નાંખી, અને તત્ત્વ અને પરિણામ દર્શાવનારી તથા ધર્મના હેતુને સૂચવનારી વાણીથી દેવોને આ વચનો કહ્યાં.૬૫

શ્રી ભગવાન્ કહે છેઃ–"હે દેવો! તમારે કોની સાથે સંગ્રામ થયો છે? તમને ભય કોની તરફથી ઉત્પન્ન થયો છે? તમારે કોની સહાય કરવાને અથવા તો કોનું કાર્ય સાધવાને મારી જરૂર પડી છે? મારા સિવાય તમારા સામર્થ્યથી બની નહીં શકે, એવું તે શું બન્યું છે?૬૬ શું ખરેખર દાનવોના ત્રાસને લીધે લોક અકુશળ તો નથી? શું મનુષ્યોને દુઃખકર થઈ પડ્યું હોય, એવું કંઈ બન્યું છે? જો કંઈ બન્યું હોય તો એ સર્વ સત્વર સાંભળવાની મારી ઇચ્છા છે.૪૭ આ મારા ઉત્તમ શયનનો ત્યાગ કરી, હું તમારા જેવા બ્રહ્મવિદ્ પુરુષોની મધ્યે તમારા હિત માટે ઊભો રહ્યો છું. કહો, તમારે માટે મારે શું શું કરવાનું છે"?૪૮

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'विष्णुनी योगनिद्रा अने उत्थान' ए नामनो अध्याय ५० मो समाप्त

---

## અધ્યાય ૫૧ મો

### પૃથ્વીનો ભાર ઉતારવા માટે પ્રભુસ્તુતિ

वैशंपायन उवाच—

तच्छ्रुत्वा विष्णुगदितं ब्रह्मा लोकपितामहः ।
उवाच परमं वाक्यं हितं सर्वं दिवौकसाम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! વિષ્ણુ ભગવાને કહેલું આવું વચન સાંભળી, લોકપિતામહ બ્રહ્મદેવ સમસ્ત દેવોનું પરમહિત સધાય એવું વચન બોલ્યાઃ૧

બ્રહ્મા કહે છેઃ–હે અસુરોના કાળ વિષ્ણુ! જેમને તમે પ્રત્યેક રણનદીમાં વિગ્રહરૂપી નૌકાના ચાલક, કર્ણધાર (સૂકાની) થઈને અભયદાન આપેલું છે, એવા દેવોને આ વખતે અસુરો તરફથી તો કંઈ પણ ભય ઉભો થયો નથી.૨ દેવોના ઈશ ઇન્દ્રનો વિજય સર્વત્ર પ્રવર્તેલો છે, તેમ અસુરોનો નાશ કરનારા આપના જેવા સમર્થ પુરુષ ખડા છો, તો પછી ધર્મકાર્યમાં પ્રવૃત્ત થનારા મનુષ્યોને એમનો ભય ક્યાંથી ધરવાનો હોય? સત્ય તથા ધર્મમાં નિમગ્ન અને તેથી દુઃખરૂપ જ્વરથી મુક્ત એવા ધર્મી મનુષ્યોની સામે કાળ (મૃત્યુ) પણ અકાળે વાંકી દૃષ્ટિ કરવાની હિમ્મત પણ કરી શકતો નથી.૩–૪ માનવોના અધિપતિઓ અને તેમના આશ્રયે રહી ઉપજીવિકા ચલાવનાર મંડલિક રાજાઓ આપસ-આપસમાં વેર ધરતા નથી અને પોતાની પ્રજા સાથે નિયમથી ઠરાવેલા, આમદાનીના છઠ્ઠા ભાગનો ઉપભોગ રીતસર કરે છે, અને તેમની સાથે મિથ્યા કલહ કરતા નથી; અર્થાત્ સર્વત્ર સંતોષ વર્તે છે.૫ રાજાઓ પોતાની પ્રજાનું કલ્યાણ સાધે છે, અને તેમને કર ભરનારી પ્રજા તેમની નિંદા કરતા નથી, અર્થાત્ તેમને શાપ કે ગાળ દેતા નથી. વળી યથાયોગ્ય કર નાંખવા છતાં પ્રજાહિત માટે કરથી આવેલા ધનનો વિનિયોગ સતત કરવાને લીધે, રાજલોક પોતાના ભંડારો પરિપૂર્ણ ભરી શકે છે, તેમ જ ક્ષમાપરાયણ થઈ તેઓ પોતાના વિશાળ અને સમૃદ્ધ દેશોનું રક્ષણ કરે છે; તેઓ પ્રજાને તેમના અપરાધ બદલ ઘણી તીક્ષ્ણ શિક્ષા કરતા નથી, તથા યોગ્ય રીતે બ્રાહ્મણાદિ ચારે વર્ણોનું પાલન કરે છે.૬ ૭ પ્રાણીઓને ભય આદિથી તેઓ ઉદ્વેગ કરાવતા નથી, એટલે તેમના મંત્રીઓ પણ તેમને પૂરતું માન આપે છે. હાથી, ઘોડા, રથ અને પાયદળ એ ચતુરંગ સૈન્યોથી પ્રજાનું રક્ષણ થાય છે, અને તેઓ રાજ્યનીતિશાસ્ત્રમાં કહેલા સંધિ, વિગ્રહ, આદિ છ ઉપાયોનું સેવન કરી, રાજવ્યવહાર યથાસ્થિત ચલાવે છે.૮ તેઓ સર્વેય ધનુર્વેદમાં નિપુણ છે અને વૈદિક ધર્મના અભિમાની છે. તેઓ યોગ્ય સમય આવતાં પુષ્કળ દક્ષિણાઓવાળા યજ્ઞયાગાદિ પણ કરે છે.૯ રાજલોક બ્રહ્મચર્યાશ્રમના અંગીકાર સાથે વેદાધ્યયન કરી, મહર્ષિઓને સંતોષ આપે છે; યજ્ઞાદિ ક્રિયાઓ માટે યજ્ઞદીક્ષા લઈ અને તેના અંગના નિયમોનું વિધિસર પાલન કરી, તેઓ દેવતાઓને પ્રસન્ન કરે છે, અને અનેક પ્રકારનાં પવિત્ર શ્રાદ્ધો ક્રિયાપુરઃસર કરીને પિતૃઓને તૃપ્તિ પમાડે છે.૧૦ તેઓ વિદ્યામાં એવા તો નિષ્ણાત છે કે, વૈદિક, લૌકિક અને ધર્મશાસ્ત્રમાં કહેવાયલા, એમ ત્રણ પ્રકારના વિષયોમાંથી કોઈ પણ એવો વિષય નથી કે, જેથી તેઓ અજાણ હોય.૧૧ એટલું જ નહીં પણ બ્રહ્મજ્ઞાનવડે તેઓ તો પરાવર (અવ્યક્ત અને વ્યક્ત) પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે, અને મહર્ષિઓ સમાન તેજસ્વી થઈ પડ્યા છે. આ સર્વના બળે તેઓ પાછો સત્યયુગ પ્રવર્તાવવાના ઉત્સાહમાં આવી ગયા છે.૧૨ તેમનાં પુણ્યકર્મોના પ્રભાવથી ઇન્દ્ર તેમનું કલ્યાણ થાય, તેવો નિયમસર વર્ષાદ વરસાવે છે; વાયુ પણ દશે દિશાઓમાં ધૂળ ઉરાડ્યા સિવાય, યથાયોગ્ય કાળે અનુકૂળ રીતે વાય છે.૧૩ પૃથ્વી પણ કંપ આદિ ઉત્પાતોથી મુક્ત છે, અને આકાશમાં ગ્રહો યોગ્ય રીતે પોતપોતાના માર્ગમાં ફરતા રહે છે. સત્તાવીશ નક્ષત્રો સાથે યોગ્યકાળે સંગત થયેલો ચંદ્રમા પણ યોગાનુયોગ, શાંત અને સુખકર રીતે, પોતાના માર્ગમાં વિચરે છે.૧૪ સૂર્ય યથાયોગ્ય ક્રમ

પ્રમાણે દક્ષિણ અને ઉત્તર એ બે અયનોમાં વિચરી વર્ષા, શરદ, હેમંત આદિ છ ઋતુઓ વર્તાવે છે. વિવિધ પ્રકારનાં હુતદ્રવ્યોની આહૂતિઓથી હુતાશન (અગ્નિ) તૃપ્ત છે, એટલે તે સારી સુગંધી પ્રસારે છે.[૧૫] આ પ્રમાણે યથાર્થ રીતે રાજલોક નીતિસર ચાલે છે, અને લોકમાં યજ્ઞયાગાદિ વિશેષ વૃદ્ધિ પામ્યા છે, એટલે ઇન્દ્ર આદિ અધિષ્ઠાતા દેવો વૃષ્ટિ આદિથી સમગ્ર પૃથ્વીને તૃપ્ત કરે છે. આવી સુખકર સ્થિતિમાં મનુષ્યોને કાળ(યમ)નો ભય ક્યાંથી હોય? અર્થાત્ તેમને કાળનો ભય નથી.[૧૬]

પરંતુ હે દેવ! (આવી શાંતિ અને સમૃદ્ધિનું પ્રતિકૂળ પરિણામ આવેલું છે.) ઉજ્વળ કીર્તિવાળા અને અન્યોન્યના વશમાં જ રહેનારા બળવાન રાજાઓનાં સૈન્યોના અને પરાક્રમોના ભારથી વસુધા પીડા પામે છે.[૧૭] રાજાઓનાં સૈન્યોથી પૂરેપૂરી થાકી ગયલી અને યુગના અંતના વહ્નિ જેવા તેજસ્વી નરાધિપોથી બળેલી તે એવી તો પીડા પામતી જાય છે કે, વિનાશ સમીપ આવેલી અને મહાસાગરમાં હાલકડોલક થતી નૌકા જેવી તેની સ્થિતિ થઈ છે; તેથી તે બીચારી અમારી સાથે તમારી સન્મુખ આવી ખડી થઈ છે.[૧૮] વળી જેમ તોફાનમાં સપડાયલી નૌકાને સમુદ્રમાં સ્થિર કરવાને લોહમય નાંગરો(ખીલાડા)થી બાંધી લેવામાં આવે છે, તે પ્રમાણે યુગના અંતના પ્રચંડ વહ્નિ જેવા તેજસ્વી રાજાઓએ પૃથ્વીને ઉંચાઉંચા પર્વતોરૂપી બંધનોથી બાંધી લીધી છે; તેથી જેમ નૌકા સમુદ્રનાં ઉછળતાં પ્રચંડ મોજાંના ચઢાવથી પાણીપાણી થઈ જાય છે, તેમ પૃથ્વીને પણ રાજાઓનાં સૈન્યોરૂપી મોજાંના ધસારાથી વારંવાર પરસેવાના ઝેઝેઝેબ ઉતરે છે, એથી તે આકુળવ્યાકુળ થઈ ગઈ છે.[૧૯] ક્ષત્રિયોનાં પ્રચંડ શરીરોથી, પ્રખર તેજથી, બળવાન્ સૈન્યોથી, તેમનાં પરાક્રમોથી, તેમજ તેમનાં સમૃદ્ધ અને વિશાળ રાજ્યોથી જાણે કેવળ થાકી ગઈ હોય, તેવી સ્થિતિ વસુંધરાની થઈ પડી છે.[૨૦] લગભગ તેના પ્રત્યેક શહેરેશહેરનો પૃથક્ પૃથક્ રાજા છે, અને તે અસંખ્ય લશ્કરીઓથી સુરક્ષિત છે. પ્રત્યેક રાજ્યમાં વસ્તીથી ભરપૂર સેકડો હજારો ગામડાં છે. પૃથ્વી ઉપર હજારો બળવાન રાજાઓ છે; અને બળવાન્ રાજાઓ સૈન્યોથી સુસજ્જ છે; અને અસંખ્ય ગામડાંઓવાળાં અનેકાનેક રાજ્યો પૃથ્વી ઉપર એવાં તો છવાયાં છે કે, તે ઉપર કોઈ નકામી જગ્યા પડી રહી નથી; આ સર્વથી પૃથ્વીનો શ્વાસ સારો સમાતો નથી.[૨૧-૨૨] આથી તે ચેષ્ટા વિનાની થઈ પડી છે. આવી સ્થિતિવાળી પૃથ્વી, વ્યાધિ અને મૃત્યુથી રહિત થયલા* કાળને પોતાની આગળ કરી ભાર ઉતારવાને માટે મારા આશ્રયે આવી છે. હે વિષ્ણુ! આપ જ એના પરમ આશ્રય છો.[૨૩] આ પૃથ્વી મનુષ્યોની કર્મભૂમિ છે, અર્થાત્ મનુષ્યોના વ્યવહારનો આધાર તેના ઉપર છે. પરંતુ એ જ પૃથ્વી ભારે વ્યથા પામે છે, તેથી તે દુઃખથી સીઝાય નહીં, એવું કંઇક તમારે કરવું ઘટે છે. કારણ આ પૃથ્વી શાશ્વત છે, અને જગતની આધારભૂત છે. અર્થાત્ જગત્ તેને આધારે જ ટકી રહેલું છે.[૨૪] હે મધુસૂદન! પૃથ્વી આમ પીડાય, એમાં વિશ્વને મોટી હાનિ છે; કારણ કે તેથી લોકોની સર્વ ક્રિયાઓનો લોપ થતાં, પરિણામે જગતને પણ પીડા ભોગવવી પડશે.[૨૫] રાજાઓના સમૂહોથી અતિશય પીડા પામતી આ પૃથ્વી દેખીતી રીતે થાકી ગયલી જણાય છે, અને પોતાના ક્ષમા (સહનશક્તિ) તથા અચળતા, એ સ્વાભાવિક ગુણો છોડી દઇને ચંચળ અને આકુળવ્યાકુળ થઈ ગઈ છે.[૨૬] અમે તો તેનાં સંકટોનો વૃત્તાંત સાંભળ્યો છે, પરંતુ આપ પણ હવે તેના મુખથી જ તે સાંભળશો, અને પછી એનો એ ભાર ઉતારવાના હેતુથી ઘટતો ઉપાય યોજવાને અમે તમારી સાથે વિચાર ચલાવીશું.[૨૭]

(હે દેવ! આ એક ઘણું જ ભારે વિચારવા યોગ્ય કાર્ય છે, કારણ કે) પોતપોતાનાં રાજ્ય વધારવાની ઇચ્છાવાળા હોવા છતાં સર્વેય રાજાઓ સત્યનીતિને માર્ગે વર્તે છે; તેમ તેમની ત્રણે વર્ણો ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, બ્રાહ્મણોએ સૂચવેલા નિયમ પ્રમાણે, ચાલે છે.[૨૮] તેઓનાં અસત્ય વચન સંભળાતાં નથી, પણ સર્વ વચનો સત્યને અનુસરીને બોલાય છે; અને સર્વે મનુષ્યો પોતપોતાની વર્ણના ધર્મો પાળે છે, સર્વ વિપ્રો વેદધર્મપરાયણ છે, અને ઇતર વર્ણના સર્વ મનુષ્યો વિપ્રોએ ઉપદેશેલા નિયમો અનુસરવામાં તત્પર રહે છે.[૨૯] આ પ્રમાણે જગતમાં મનુષ્યો પોતપોતાના વર્ણધર્મના પ્રભાવથી ટકી રહ્યાં છે. આથી તેમના વર્ણધર્મનો ઉચ્છેદ થાય નહીં અને પૃથ્વીનો ભાર કમી કરવાનું ઇષ્ટ કાર્ય સધાય, એવો કોઈ યોગ્ય માર્ગ આપે દર્શાવવો ઘટે છે.[૩૦] સત્પુરુષો ધર્મને બાધ ન આવે, એવો જ કોઈ માર્ગ યોજે છે; આ સિવાય અન્ય કોઈ માર્ગ તેમને અનુકૂળ આવતો નથી. ધર્મ એ જ પૃથ્વીને ટકાવી રાખનારું ઉત્તમ સાધન છે. માટે ધર્મહાનિ ન થાય અને તેનો ભાર

* જ્યાં પ્રજામાં વ્યાધિ બીલકુલ નથી ત્યાં મૃત્યુ તેને નિમિત્તે પ્રજાને શી રીતે સપડાવી શકે? એટલે કાળ પણ પોતાનું કૃત્ય શી રીતે સાધી શકે? આનો આવો ભાવ છે.

ઓછો થાય, એવો નિર્ણય કરવો યોગ્ય છે; અને એ નિર્ણયને અંગે રાજાઓનો સંહાર કરવાની અગત્ય છે.[31] માટે હે મહા ભાગ્યશાળી દેવ! અમારી સાથે તે સંબંધી યથાયોગ્ય વિચાર ચલાવવાને આપ દેવસભામાં આવો. આપણે સઘળા પૃથ્વીને આગળ કરી. મેરુ પર્વતના શિખર ઉપર જઇએ.[32]

હે રાજેન્દ્ર જનમેજય! સર્વ લોકના પિતામહ, વિશ્વના આત્મા, મહાતેજસ્વી બ્રહ્મદેવ શ્રીભગવાનને આ પ્રમાણે કહી, પૃથ્વીની સાથે તેજ સ્થળે શોભ્યા.[33]

इति श्रीमहाभारतमां हरिवंशमां हरिवंशपर्वनो 'ब्रह्मानी भूभार उतारवा माटे प्रभुने स्तुति' ए नामनो अध्याय ५१ मो समाप्त

---

## અધ્યાય ૫૨ મો

### દેવસભામાં પોતાનો ભાર ઉતારવાની પૃથ્વીની પ્રાર્થના

वैशंपायन उवाच–

बाढमित्येव मह तैर्दुर्दिनांभोदनिस्वनः ।
प्रतस्थे दुर्दिनाकारः स दुर्दिन इवाचलः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! ગાઢ મેઘ સમાન કાંતિવાળા, ઘનઘોર આકાશ વિષે ગાજતા મેઘ જેવી ગર્જનાવાળા, અને હેલીના સમયે મેઘથી છવાયલા શ્યામ અચલ પર્વત સમાન શોભતા શ્રીહરિ, "તથાસ્તુ" એમ કહી, દેવોની સાથે જ મેરુ પર્વત તરફ ચાલી નીકળ્યા.[1] તે વેળા, હે રાજન્! તેમનું કાળું શરીર મોતી અને મણિની પ્રભાથી વિશેષ ઝળહળતું હતું, અને એથી ચંદ્રયુક્ત મેઘ શોભે તેમ તે શોભતું હતું. વળી મેઘમંડળની પેઠે તેમને માથે જટામંડળ દીપી ઉઠતું હતું.[2] વક્ષઃસ્થળમાં ખડાં થયલાં રોમાંચને પ્રકાશતો અને એ સ્તનની દીટડીઓની વચ્ચે દીપતો, સુશોભિત શ્રીવત્સ મણિ તેમની પહોળી છાતી ઉપર ઝળહળી રહ્યો હતો.[3] લોકના ગુરુ, અવિનાશી શ્રીહરિએ બે પીળાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં, તેથી તેઓ સંધ્યાકાળનાં તેજવાળાં વાદળરૂપી વસ્ત્ર ધારણ કરનારા અચળ પર્વતની પેઠે આકર્ષક દીસતા હતા.[4] દેવ બ્રહ્માને પાછળ બેસાડીને ગરુડ ઉપર હરિને જતા જોઈ, સર્વે દેવો પણ તેમની તરફ દૃઢ નજર રાખી, તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા.[5] આ પ્રમાણે ચાલતાં ચાલતાં તે સર્વે થોડા સમયમાં રત્નમય પર્વત મેરુ ઉપર આવી પહોંચ્યા.

અહીં તેમણે ઇચ્છા અનુસાર આકાર ધરી શકે એવી અને સંકલ્પ(ઇચ્છા)બળથી ઉત્પન્ન થયલી દેવસભા દીઠી.[6] આ સભાનો મંડપ મેરુ પર્વતના અગ્ર શિખર ઉપર બાંધેલો હતો, અને તે સૂર્યના જેવા વર્ચસ્વથી દીપતો હતો. આ સભામાં સોનાના થાંભલા ઉભા કરેલા હતા, અને તેના દરવાજાનાં તોરણો ઉપર રત્નો જડેલાં હતાં.[7] સભાની ભીંતો ઉપર સંકલ્પ પ્રમાણે ચિત્રેલાં પુષ્કળ ચિત્રો આવી રહ્યાં હતાં. મંડપમાં સેંકડો વિમાનોની હારો ને હારો ઉભી હતી. મંડપની જાળીની બારીઓ ઉપર રત્નોના પડદા લટકાવેલા હતા; ઠામઠામ રત્નોના નકશીકામથી સભા શણગારેલી હતી; તેમ તે ઇચ્છા શક્તિ પ્રમાણે ફાવે ત્યાં ફેરવી શકાય એવી હતી.[8] સભામાં સર્વ પ્રકારનાં પુષ્કળ રત્નો છવાઈ રહ્યાં હતાં, અને સર્વ ઋતુઓમાં ઉગતાં પુષ્પોની પરાગ બહેકી રહી હતી. દેવોની દિવ્ય માયારૂપી આ સભા વિશ્વકર્માએ નિર્માણ કરી હતી.[9]

આવી અદ્‌ભુત રચનાવાળી, સુશોભિત દેવસભા જોઈ દેવો મનમાં પ્રસન્ન થયા. તેમાં પ્રવેશ કરી તેઓ યોગ્ય સૂચના પ્રમાણે યોગ્ય વિધિથી પોતપોતાના યોગ્ય સ્થાન ઉપર ચટપટ બેસી ગયા.[10] આ સુંદર સભામાં દેવોને બેસવાને માટે વિમાનો, દર્ભનાં આસનો, ભદ્રાસનો, પીઠો, ચટાઇયો, અને પાથરણાં એમ વિવિધ પ્રકારનાં આસનો ગોઠવેલાં હતાં. આ સર્વ ઉપર દેવોને પોતપોતાની યોગ્યતા પ્રમાણે બેસવાનું હતું.[11] દેવોએ યોગ્ય સ્થાનક લીધા પછી બ્રહ્મદેવની આજ્ઞાથી સભામાં પ્રભંજન નામનો વાયુ સારી રીતે વાવા લાગ્યો, અને 'મા' (કોઇએ વચ્ચે બોલવું નહીં) એવો આજ્ઞાર્થક શબ્દ કરતો સભામાં સર્વત્ર પ્રસરી રહ્યો.[12] આથી સત્વર દેવોની સભામાં સર્વત્ર શબ્દનો ઉચ્ચાર થતો તદ્દન બંધ પડ્યો, અને શાંતિ પ્રસરી, એટલે કરુણા ઉપજાવે એવી દીન વાણીથી દુઃખે થાકી ગયલી પૃથ્વી આ પ્રમાણે બોલવા લાગી.[13]

ધરણી કહે છેઃ–હે દેવ! જે હેતુથી તમે આ સમસ્ત જગતને ધારણ કરી રહ્યા છો, પ્રાણીઓને પાળો છો, અને ભૂવનોનું પોષણ રક્ષણ કરો છો, તેજ હેતુથી તમારે મારું પણ રક્ષણ કરવું ઘટે છે.[14] જો કે લોકને ધારણ કરનારી ધરણી હું ગણાઉં છું, પરંતુ ખરી રીતે જે કાંઈ વસ્તુને આપ પોતાના તેજ અને પ્રભાવથી ટકાવી રહ્યા છો, તેજ સર્વ વસ્તુને હું પણ તમારી કૃપાથી યત્ન વડે ધારણ કરી રહું છું.[15] હે વિષ્ણુ! તમે જેને ધારણ કરેલું છે, તેને જ હું પણ ધારણ કરું છું, અને તમે જેને ધારણ કરેલું નથી, તેને હું પણ ધારણ કરતી નથી. એવું કોઈ પણ પ્રાણી કે વસ્તુ નથી, કે જેને તમે ધારણ કરી ન હોય.[16] હે દેવ! હે નાશ-

યણ! તમે જ જગતનું કલ્યાણ કરવાની ઇચ્છાથી યુગે યુગે અવતરી મારો ભાર ઉતારી રહ્યા છો.[૧૭] વર્તમાન પ્રસંગે રાજાઓરૂપી તમારા તેજથી જ હું ભારવડે થાકી ગઈ છું, અને તેથી ઠેઠ રસાતલપાતાલ સૂધી હું જઈ પહોંચી છું. હે દેવોમાં શ્રેષ્ઠ નારાયણ! આ સંકટમાંથી આશ્રય મેળવવાને હું તમારે શરણે આવી છું, માટે મારું રક્ષણ કરો.[૧૮] હે દેવ! દાનવો અને દુષ્ટ અંતઃકરણવાળા રાક્ષસોથી જ્યારે જ્યારે હું પીડાઉં છું, ત્યારે ત્યારે, હે સનાતન દેવ! હું શરણ મેળવવાને રક્ષણ અર્થે તમારી પાસે જ આવું છું (આમ સંકટ વેળાએ તમારે આશ્રયે આવવાની રીતિને હું આ પ્રસંગે પણ અનુસરી છું).[૧૯] હે વિષ્ણુ! એ હું નિશ્ચયપૂર્વક જાણું છું, કે જ્યાં સૂધી હું સંકલ્પ બલવડે સર્વ બળવાનોના શિરોમણિ જેવા આપ ધુરંધરને શરણે આવું નહીં, ત્યાં સૂધી મારો આવા પ્રકારનો ભય તો રહેવાનો જ.[૨૦]

હે દેવ! મારી પીઠ ઉપર કૃષિ, વ્યાપાર આદિ ઉપજીવિકાનો વ્યવહાર ચલાવવાનાં સાધનોની રચના થઈ, તે પૂર્વે કમલયોનિ બ્રહ્મદેવે મર્યાદા મૂકી મારા વિસ્તારને ટુંકવી નાંખેલો હતો. મારા વિસ્તારની આવી મર્યાદા બંધાયા પૂર્વે મેલરૂપી મધુ અને કૈટભ નામના બે દૈત્યો ઉત્પન્ન થયા હતા.[૨૧] મહાત્મા શ્રીવિષ્ણુ ભગવાન્ મહાસમુદ્રમાં ગાઢ નિદ્રામાં સૂતા હતા, ત્યારે તેમના કાનમાંથી વહેલા મેલમાંથી એ બે દૈત્યો ઉત્પન્ન થયા, અને તેઓ તેમના પડખામાં લટકતી લાકડાની ટોટીઓની પેઠે ચેતન વિનાના કેટલોક કાળ પડી રહ્યા.[૨૨] પછી બ્રહ્મદેવની આજ્ઞાથી વાયુએ તેમના શરીરમાં સંચાર કર્યો. આમ પ્રાણવાયુથી પોતાનામાં ચેતન આવ્યા પછી તે બન્ને મહા અસુરો અંગે પુષ્કળ વધ્યા, અને તેમણે આકાશને પણ છાઈ નાંખ્યું.[૨૩] એટલે પ્રાણવાયુથી સંપન્ન થયલા એ બે મહા અસુરો પાસે બ્રહ્મદેવ પધાર્યા, અને ધીરેથી તેમના શરીરને ચાંપી જોયું. એટલે તેમને એ બેમાંથી એક અસુર વિશેષ નરમ અને બીજો વિશેષ કઠણ જણાયો.[૨૪] તે ઉપરથી પછી જળમાંથી ઉત્પન્ન થયલા વિભુ બ્રહ્મદેવે તેમનાં નામ પાડ્યાં. જે મૃદુ (નરમ) હતો તેનું નામ મધુ, અને કઠણ હતો તેનું નામ કૈટભ પાડ્યું.[૨૫] આમ નામકરણવિધિ થયા પછી, બળથી અતિશય મદાંધ થયેલા એ બે અતિદુર્જય દૈત્યો યુદ્ધ કરવાની ઇચ્છાથી સમગ્ર એકાર્ણવ જળમય પ્રદેશ ઉપર યથેચ્છ રીતે અહીં તહીં આથડવા લાગ્યા.[૨૬] ભટકતાં ભટકતાં બ્રહ્મદેવ તેમની નજરે ચઢ્યા. લોકપિતામહ બ્રહ્મા પોતે, તેમને યુદ્ધની ઇચ્છાથી પોતાની સમીપ આવતા જોઈને, સમુદ્રના પાણીમાં તે સ્થળે જ અંતર્ધાન થઈ ગયા;[૨૭] અને નાભિકમળવાળા પદ્મનાભ પરમાત્માની નાભિમાંથી ઉત્પન્ન થયેલા કમળરૂપી પોતાના ગુહ્ય નિવાસસ્થાનમાં ચતુર્મુખ બ્રહ્મદેવે આ પ્રમાણે સુરક્ષિતપણે વસવાનું પસંદ કર્યું.[૨૮]

આમ ભગવાન્ નારાયણ અને પિતામહ બ્રહ્મા એ બન્ને જળના મધ્યમાં ગાઢ નિદ્રામાં અનેક વર્ષો સૂધી નિર્ભયતાથી પડી રહ્યા, અને રંજ માત્ર હાલ્યા કે ચાલ્યા પણ નહીં.[૨૯] આવી સ્થિતિમાં ઘણો લાંબો સમય વીતી ગયો ત્યારે એ બે દૈત્યો મધુ અને કૈટભ જ્યાં કમળાસનમાં બ્રહ્મદેવ શાંતિથી બેઠા હતા, તેજ સ્થળે આવી પહોંચ્યા.[૩૦] મોટી પ્રચંડ કાયાવાળા, દુર્જય અને ભયંકર આ બે દૈત્યોને પોતાને સ્થળે આવેલા જોઈ, બ્રહ્મદેવે કમળનો દાંડો હલાવી, પરમાત્મા વિષ્ણુને જાગૃત કર્યા; એટલે પદ્મનાભ મહા તેજસ્વી શ્રીવિષ્ણુ ભગવાન્ શયનમાંથી ઝબકી જાગીને ઉભા થયા.[૩૧] પછી તેમણે એ બે દૈત્યો સાથે ઘણું જ ભયંકર યુદ્ધ કર્યું. તે સમયે ત્રણે લોક જળમાં ડૂબી ગયા હતા, અને સમસ્ત સમુદ્રમય એક જ લોક દીસતો હતો.[૩૨] મધુ અને કૈટભ સાથેનું એ તુમુલ યુદ્ધ હજારો વર્ષ સૂધી ચાલ્યું, છતાંયે તે દૈત્યોને તેથી લેશ પણ થાક લાગ્યો જ નહીં.[૩૩] આ પ્રમાણે યુદ્ધ ચાલ્યાને ઘણો લાંબો સમય થયા છતાં શ્રીવિષ્ણુ પણ ડગ્યા નહીં, ત્યારે યુદ્ધથી અતિશય મદાંધ થયેલા તે બે જણા મનમાં ઘણા ઘણા પ્રસન્ન થયા, અને દેવ સ્વરૂપ નારાયણ હરિને કહેવા લાગ્યા કે, "હે હરિ! તમારા આ યુદ્ધથી અમે બન્ને પ્રસન્ન થયા છીએ. તમે ખરેખર પ્રશંસાને પાત્ર છો. તમે અમારો મૃત્યુ (કાળ) છો. જે સ્થળે પૃથ્વી પાણીમાં ડૂબી ગઈ ન હોય, તેવા સ્થળે અમો બન્નેનો આપ સંહાર કરો.[૩૪–૩૫] હે દેવોમાં ઉત્તમ દેવ! એ રીતે તમારે હાથે હણાયાથી અમને તમારા પુત્ર થવાનો યોગ પ્રાપ્ત થશે. જે અમને બન્નેને યુદ્ધમાં જિતે, તેના અમે પુત્રો થઈ રહીશું, એમ બ્રહ્મદેવે નિર્માણ કરેલું છે."[૩૬] શ્રીનારાયણે તેમનું કહેવું સ્વીકારી, એ ઉભય દૈત્યોને બલાત્કારે બન્ને હાથથી પકડ્યા, અને જળમાંથી પોતાના હાથ બહાર કાઢી તેવડે તેમને પુષ્કળ ચોળી નાંખ્યા. તેમ કરવાથી મધુ અને કૈટભ એ બન્ને જણ મરણ પામ્યા.[૩૭] પછી આ પ્રમાણે હણાયલા એ બન્ને દાનવોનાં શરીરો પાણીમાં ડુબી ગયાં. જળમાં ડૂબતાં એ બન્ને શરીરનું એક શરીર બની ગયું. એ શરીર જળનાં મોજાં સાથેના અથડાટથી વલોવાતાં તેમાંથી મેદ બહાર નીકળવા લાગ્યો.[૩૮] એ મેદ સમુદ્રના જળમાં છવાયો અને જામ્યો, અને તે એટલે સૂધી કે, તેથી પૃથ્વી છવાઈ ગઈ. આ રીતે બધો મેદ નીકળી

રહેતાં એ બન્ને દૈત્યોના દેહ નહિંવત્ થયા. તે પછી ભગવાન્ નારાયણે પાછી પ્રજા ઉત્પન્ન કરવા માંડી.[३९] એ બે દૈત્યોના મેદથી પૃથ્વી છવાઈ ગઈ, તેથી તે દિવસથી હું મેદિનીના નામથી ઓળખાઉં છું. પ્રભુના પ્રતાપથી હું ચિરસ્થાયી અને જગતની આધારભૂત બની છું.[४०]

હે દેવ! પૂર્વે વરાહ અવતાર ધારણ કરી આપ શ્રીનારાયણે માર્કંડેય મુનિની સમક્ષ આપની દાઢના અગ્ર ભાગથી મને ખુંબાકાર જળના મધ્યમાંથી ઉંચકી કાઢી હતી.[४१] વળી ફરી એક સમયે આપ સમર્થ વિષ્ણુ ભગવાને ત્રણ ડગલાં ભરી, દૈત્ય બલિના પાશમાંથી પણ મને મુક્ત કરી હતી.[४२]

હે દેવ! આ મારી પૂર્વે કથા છે. વર્તમાન સમયે પણ આવો પ્રસંગ પાછો આવ્યો છે. હવે હું પાછી પીડા પામું છું. અનાથ થયેલી હું આપ જેવા શરણને યોગ્ય, જગતના નાથ, ગદાધર ભગવાનને શરણે આવી છું.[४३] સુવર્ણનો અધિષ્ઠાતા (હિતસાધક) અગ્નિદેવ છે; કિરણોના (અથવા ગોધનના) અધિષ્ઠાતા સૂર્યદેવ છે, નક્ષત્રોનો અધિષ્ઠાતા ચંદ્ર છે, અને મારા અધિષ્ઠાતા આપશ્રી પોતે જ નારાયણ પ્રભુ છો.[४४] હું એકલી આ સ્થાવરજંગમ સૃષ્ટિને ધારણ કરું છું; પરંતુ ખરી રીતે જે સર્વને મેં ધારણ કરી રાખેલા છે, તેમને જ આપ ગદાધર ધારણ કરો છો.[४५] મારો ભાર ઓછો કરવાની ઇચ્છાથી જમદગ્નિના પુત્ર પરશુરામે ક્રોધે ભરાઈ, એકવીશ વખત ક્ષત્રિયોને મારાથી વિખૂટા કર્યા.[४६] ભૃગુપુત્રે મારા શરીરરૂપી વેદી ઉપર રણસ્તંભો રોપી પોતાના પિતાના શ્રાદ્ધમાં મને ક્ષત્રિય રાજાઓના લોહીથી તૃપ્ત કરી, અને પછી કશ્યપને હવાલે સોંપી દીધી.[४७] મરેલા ક્ષત્રિયોનાં હાડકાં, માંસ અને ચરબીની દુર્ગંધથી ભરેલી અને તેમનાં લોહીથી ખરડાયલી એવી હું, રજસ્વલા યુવતીની પેઠે લજ્જા પામતી પામતી કશ્યપની સમીપ જઈ ઉભી.[४८]

બ્રહ્મર્ષિ કશ્યપે મને લજ્જાયમાન સ્થિતિમાં જોઈ કહ્યું કે, "હે પૃથ્વી! તું કેમ નીચું મુખ કરી ઉભી છે, તું કેમ રણમાં મરણ પામેલા વીર પતિની પત્નીને યોગ્ય આવું વ્રત ધારણ કરતી વિષાદ પામતી જણાય છે?"[४९] આ વચનના ઉત્તરમાં મેં લોકના પ્રજાપતિ કશ્યપને વિનતિ કરી જણાવ્યું કે, 'હે બ્રહ્મન્! મહાત્મા ભૃગુના પુત્રે ક્ષત્રિય રાજાઓરૂપી મારા પતિઓનો સંહાર વાળ્યો છે.[५०] કેવળ શસ્ત્ર ઉપરજ જીવનવૃત્તિ ચલાવનારા પરાક્રમી ક્ષત્રિયોથી વિહોણી બનેલી હું વિધવા થઈ છું, અને મારાં નગરો વસ્તીવિનાનાં શૂન્ય થયાં છે, તેથી મારી જાતને માન સાથે ટકાવવાનો ઉત્સાહ મારામાં રહ્યો નથી.[५१] તેટલા માટે, હે ભગવન્ કશ્યપ! તમારા જેવો મને કોઈ સમર્થ પતિ આપો, અને તે સમુદ્રથી વિંટળાયલી અને ગામ તથા નગરોવાળી એવી હું, તેનું રક્ષણ કરશે.'[५२] મારું આવું વચન સાંભળી, ભગવાન્ કશ્યપ પ્રભુએ મને કહ્યું કે, 'ભલે હું એમ કરીશ.' પછી તેમણે મને માનવોના ઇંદ્ર, મનુ મહારાજને સ્વાધીન કરી દીધી.[५३] મનુ પછીથી હું દિવ્ય અને મહાન્ ઇક્ષ્વાકુ કુળના રાજાઓના હાથમાં ગઈ, અને તે પછી ઘણા લાંબા કાળ સૂધી હું એક રાજાના હાથમાંથી બીજા રાજાના હાથમાં, એમ ઉત્તરોત્તર અન્ય-અન્ય રાજાઓના હાથમાં જવા લાગી.[५४] આ પ્રમાણે માનવોના ઇન્દ્ર, બુદ્ધિમાન્ મનુમહારાજને હું સોંપાઈ, અને મહર્ષિઓનાં કુળોની સાથે હજારો રાજાઓએ મારો ઉપભોગ કર્યો.[५५] કેટકેટલાક શૂરવીર ક્ષત્રિય રાજાઓએ મને જિતી પોતાની કરી, અને આખરે તેમણે સ્વર્ગનો આશ્રય લીધો. તે સર્વે કાળને વશ થઈ, મારીજ પીઠ ઉપર વિલાઈ ગયા.[५६] બળવાન્ અને રણસંગ્રામમાં પીઠ કરી કદી પાછા નહીં ફરનારા, અનેક ક્ષત્રિય રાજાઓએ પરસ્પર મારી ખાતર લોકમાં વિગ્રહો ચલાવ્યા, અને એવા સેંકડો વિગ્રહો હજી પણ ચાલ્યા કરે છે.[५७] તમે પ્રવૃત્ત કરેલા દૈવયોગથી જગતમાં આવી વિગ્રહભરી અવદશા ચાલી જાય છે. તમારે હવે જગતના કલ્યાણને માટે એ રાજાઓનો ક્ષય થાય, એવી કોઈ યુદ્ધની યોજના કરવી ઘટે છે.[५८]

હે હરિ! જો તમને મારો ભાર ઓછો કરવાના કારણે મારા ઉપર કરુણા ઉપજતી હોય તો આપે એક સર્વ સમર્થ ચક્રધારી શ્રીમાન્ ભગવાને મને અભય આપવું ઘટે છે.[५९] હું ક્ષત્રિયોનાં યુદ્ધોના ભારથી સંતાપ પામી છું, તેથી શરણ માગવાને આપની સમીપ આવી છું, માટે એ ભાર ઉતારવા, એ જો આપ શ્રીવિષ્ણુ ભગવાનને યોગ્ય લાગતું હોય તો મને તેવો માર્ગ દર્શાવશો.[६०]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "देव सभामां पोतानो भार उतारवाना पृथ्वीनी प्रार्थना" ए नामनो अध्याय ५२ मो संपूर्ण

---

## અધ્યાય ૫૩ મો

### બ્રહ્મદેવની સૂચના પ્રમાણે દેવોના અંશાવતાર

वैशंपायन उवाच—

ते श्रुत्वा पृथिवीवाक्यं सर्वे एव दिवौकसः ।
तदर्थकृत्यं संचिन्त्य पितामहमथाब्रुवन् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! પૃથિવીનું આવું વિનયશીલભર્યું વચન સાંભળી, તેનો ઇષ્ટ હેતુ સધાય

એવાં કૃત્ય વિષે પરસ્પર સૂક્ષ્મ વિચાર કરીને સર્વેય દેવોએ પિતામહ બ્રહ્મદેવને આ પ્રમાણે કહ્યું:-

'હે ભગવન્! આપ પૃથ્વીના ભારની પરંપરા ઓછી થાય, એવી કાંઈ યુક્તિ દાખવો. આપે જ લોકોનાં શરીરો ઉત્પન્ન કર્યાં છે, અને આપ જ લોકના ચાલક અધિપતિ છો.[૧-૨] જો આ યોજનાના સંબંધમાં કોઈ કાર્ય મહેન્દ્રે, વરુણે કે યમે કરવાનું હોય, અથવા તો ધનપતિ કુબેરે કે ભગવાન્ નારાયણે પોતે જ કંઈ કાર્ય કરવા જેવું હોય, અથવા ચંદ્રમા, સૂર્યનારાયણ, પવન, બાર આદિત્યો, આઠ વસુઓ, અગીઆર રુદ્રો, લોકના પ્રજાપતિઓ, દેવોના વૈદ્યો અશ્વિનીકુમારો, સ્વર્ગમાં વસતા સાધ્યો, બૃહસ્પતિ, શુક્રાચાર્ય, કાલ કે કલિ પાસે કંઈ કાર્ય કરાવા જેવું હોય, તો તે આપ જણાવો. તેમ જ, હે બ્રહ્મન્! મહેશ્વર કે સ્વામી કાર્તિકેય તે સંબંધમાં કંઈ કરી શકે એમ હોય, અથવા તો યક્ષો, રાક્ષસો, ગંધર્વો, ચારણો, મોટા નાગો, મોટાં પક્ષીઓ, પર્વતો, મોટાં મોજાંવાળા સાગરો, એ કોઇથી કાંઈ બની શકે એવું હોય તો તે વિષે આપ સૂચના કરો. વળી, હે દેવોના દેવ! ગંગા આદિ દિવ્ય નદીઓથી કંઈ થઈ શકે એમ હોય તો તે, હે વિભુ! અમને કહો. અને, હે પિતામહ! એ કાર્યમાં અમારે અમારા અંશોને પ્રેરવાની અગત્ય હોય તો એ અંશો તેમાં કેવી રીતે અમારે મેરવા, એ વિષે આજ્ઞા આપ અમને કરો. જો આપને પૃથિવીનું હિત અવશ્ય કરવું હોય, અને તે માટે અમારે પૃથિવી ઉપર મનુષ્યોનાં શરીર ધારણ કરવાની અગત્ય આપને જણાતી હોય, તો, હે પિતામહ! અમે સર્વે તે કાર્યમાં અમારા અંશોને શી રીતે ઉતારીએ, તે અમને કહો. આપ કહેશો તો અંતરીક્ષમાં વિચરનારા અને પૃથ્વી ઉપર ઘૂમનારા રાજાઓનાં કુલોમાં તેમજ યજ્ઞસભાના સભ્ય વિપ્રો અને ઇતર વર્ણોના વંશોમાં વિના યોનિએ અમે પૃથ્વી ઉપર શરીર ધારણ કરીશું."[૩-૧૦]

હે જનમેજય! એક સર્વસામાન્ય હિતનું કાર્ય કરવાને તત્પર થયેલા દેવોનો આવો નિશ્ચિત મત સાંભળી, દેવોથી વીંટળાયલા લોકપિતામહ બ્રહ્મદેવ નીચે પ્રમાણે વચનો બોલ્યા કે:-

"હે ઉત્તમ દેવો! પૃથ્વી ઉપર અવતરવા સંબંધી તમારો નિશ્ચય મને ઘણો જ રુચે છે. તમે તમારા તેજોમય અંશોને પૃથ્વી ઉપર ઉતારો, અને તેમાંથી તમને પોતાને યોગ્ય હોય, એવાં શરીરો ઉત્પન્ન કરો.[૧૧-૧૨] દેવોમાં ઉત્તમ એવા તમે તમારા તેજથી પૃથ્વી ઉપર અવતાર લ્યો, અને ત્રણે લોકની દેવી લક્ષ્મીને પ્રાપ્ત કરી, પૃથ્વીનો ભાર ઉતારવાનું હિતકર કાર્ય સાધો.[૧૩] હાલ પૃથ્વી ઉપર જે ખળભળાટ (સંભ્રમ) મચી રહ્યો છે, તે વિષે પ્રથમથી જ હું સારી રીતે વાકેફ છું, અને તે સંબંધમાં ભારતરાજવંશદ્વારા મેં જે યોજના અત્યાર આગમચ કરી દીધી છે, તે તમે સાંભળો.[૧૪]

પૂર્વે હું પૂર્વ સમુદ્રના પશ્ચિમ કીનારા ઉપર જઈ ત્યાં મારા પુત્ર મહાત્મા કશ્યપ સાથે બેઠો હતો.[૧૫] ત્યાં પૂર્વે બનેલા, લૌકિક (સંસારના) અને વૈદિક (વેદમાં ઘટાવેલા) વૃત્તાંતો, ઇતિહાસના પ્રસંગો, અને પુરાણોમાં આલેખેલા ગુણોવાળાં અનેક આખ્યાનોથી યુક્ત જૂદી જૂદી કથાવાર્તાઓ તેને કહેતો હતો. તેવામાં મેઘ અને મારુતોથી યુક્ત, મૂર્તિમાન્ સમુદ્ર પોતે જ ગંગાની સાથે ત્વરાથી મારી સમીપ આવી ઉભો.[૧૬-૧૭] તે વેળા, ઉછળતા તરંગોથી આઘીપાછી જતી, અને વિષમ વેગવાળી તેની ગતિ હતી. મગરમચ્છ આદિ જલચરોના સમૂહોથી ચિત્રવિચિત્ર દેખાતું જલરૂપી આછુંઆછું વસ્ત્ર તેણે ધારણ કર્યું હતું.[૧૮] આવા આછા વસ્ત્રવાળું તેનું નિર્મલ શરીર શંખ અને મોતીઓથી શોભતું હતું. તેણે પ્રવાલનાં વૃક્ષોરૂપી ઘરેણાં અંગે પહેર્યાં હતાં. તે વેળા પૂર્ણ ચંદ્ર જામેલો હતો, તેથી સમુદ્ર પૂર ઉત્સાહથી ઉછળતો હતો, અને ઉગ્ર તથા ગંભીર સ્વર કાઢતો હતો.[૧૯] તે જાણે મારી માઝા લોપી મને આંજી નાંખવાની ઇચ્છા રાખતો હોય તેમ, પોતાની નિયત મર્યાદારૂપ કીનારાઓને વટાવી, મીઠાવાળા ખારા અને ચપળ જળના તરંગોની છોળોથી મને પીડવા લાગ્યો.[૨૦] હું બેઠો હતો, તે પ્રદેશને પણ પોતાના પાણીથી ઢાંકી દેવાને સમુદ્ર તત્પર થયો, ત્યારે મેં તેને ક્રોધયુક્ત વાણીથી કહ્યું, 'હે સમુદ્ર! તું મૂળે જ શાંત છું, છતાં આજે કેમ આવો અશાંત થયો છે?"[૨૧] "તું શાંત છું" એમ મેં તેને કહ્યું કે, તરત જ તેણે શરીર ધારણ કર્યું, પોતાની લહરીઓ અને તરંગોને સંકોચી લીધાં, અને રાજાના જેવી શોભાથી દીપતો તે મારી સામે આવી ઉભો રહ્યો.[૨૨] હે દેવો! તમારું હિત સાધવાની ઇચ્છાથી તથા પૃથ્વીનો ભાર ઉતારવાના નિમિત્તથી નિશ્ચય કરીને, તે ગંગા સાથે આવેલો હોવાથી મારી લાજ મૂકવા માટે મેં તેને આવો શાપ આપ્યો:-[૨૩] "હે સમુદ્ર! મારી લાજ લોપી, તું રાજાના જેવા વૈભવથી શોભતું શરીર ધારણ કરી, પત્ની સાથે મારી સમીપ આવી ઉભો છે, માટે તારી વાંછના પ્રમાણે તું અહીંથી પૃથ્વી ઉપર જા, અને ત્યાં તેનું પાલન કરનારા રાજાનો અવતાર લે.[૨૪] પૃથ્વી ઉપર તું તારા પોતાના તેજથી તારી સ્વાભાવિક લીલાને ધારણ કરજે, અને ત્યાં તું મનુષ્યોનો પાલનહાર અને ભારતવંશને ઉદ્ધારનાર રાજા થઈશ.[૨૫] 'તું શાંત છું' એ વચન મેં તને કહ્યું, કે તરત જ તે રાજાનું 'શં' (કલ્યાણ

કરનારું) 'તનુ' (શરીર) ધારણ કર્યું, તેથી સુંદર શરીરવાળો અને લોકમાં પ્રસિદ્ધ થનારો, શંતનુ નામનો એક રાજા તું થઇશ;[૨૬] અને આ લાંબા લોચનવાળી, સર્વાંગસુંદર, રૂપવતી, નદીઓમાં શ્રેષ્ઠ એવી ગંગા પણ ત્યાં તારી જ પાછળ તારી પત્ની તરીકે આવશે."[૨૭]

મેં તેને આવું શાપવચન કહ્યું, ત્યારે સમુદ્રે મનમાં ક્ષોભ પામી, મારા સામું ટીકીટીકીને જોતાં કહ્યું કે, "હે દેવોના દેવ! તમે મને શા કારણે આવો શાપ આપો છો?[૨૮] હું તમારો આજ્ઞાકારી છું, તમારાથી ઉત્પન્ન થયો છું, અને કેવળ તમારો જ આશ્રિત છું; તો પછી પોતાના પુત્રને વાત્સલ્યના અભાવવાળાં આવાં વિષમ વાક્યોથી તમે પોતે જ શા માટે શાપ આપો છો?[૨૯] હે ભગવન્! આપ મને વેગ(ઉદ્ધતાઇ)થી આપની ઉપર ધસી આવેલો લેખો છો; પરંતુ ખરી રીતે તો તમારી જ કૃપાથી પૂર્ણિમાની પર્વણીને દિવસે (ચંદ્રના આકર્ષથી) મારો વેગ કુદરતી રીતે જ વધે છે, એટલે તેને લીધે હું વધું છું; તેથી જો હું આપને ચંચળ દેખાયો હોઉં તો તેમાં હે બ્રહ્મન્! મારો પોતાનો શો દોષ છે?[૩૦] જો કદી પર્વણીને દિવસે ચન્દ્રના આકર્ષણથી અને પવનના સપાટાસપાટાને લીધે ઉછળેલાં પાણી આપને કદી અડક્યાં હોય તો, હે ભગવન્! તેમાં કંઈ શાપ દેવા જેવો મારો મોટો અપરાધ થયો નથી. તો પછી, હે પ્રભુ! મને આવો વિષમ શાપ દેવાનું આપને ખરેખર શું કારણ છે?[૩૧] એક પાસથી જોસભેર વાતા પવનો, ઉછળી રહ્યા છે, તો બીજી પાસ મેઘો પણ વિશેષ વૃદ્ધિ પામી જામ્યા છે, અને ત્રીજી પાસ પૂર્ણિમાના ચંદ્રનું આકર્ષણ સંપૂર્ણ છે, આ ત્રણે કારણોને લીધે હું ખળભળી રહેલો છું, અને એથી જ આવા ઉછાળા મારું છું.[૩૨] તમે પોતે જ નિર્માણ કરેલાં પ્રાકૃતિક કારણોની પ્રેરણાથી જ જો હું આવો અપરાધી ઠરતો હઉં તો, હે બ્રહ્મન્! તમારે મને એવા અપરાધની ક્ષમા આપવી ઘટે છે; તેથી આપ આ શાપને પાછો ખેંચી લ્યો.[૩૩] આ પ્રમાણે હું પરવશ છું, તેમ આપે આપેલા શાપથી હું તદ્દન શિથિલ પણ થઈ ગયો છું; માટે કદાચિત્ મારા આ કાર્યમાં આપને શાપ દેવા જેવું કોઈ પ્રમાણ (કારણ) જણાતું હોય તો પણ, હે દેવાધિપતિ! તે માટે આપે મારી ઉપર કરુણા દર્શાવવી ઘટે છે.[૩૪] આ દેવગંગાને પણ આપની આજ્ઞાથી પૃથ્વી ઉપર અવતરવું પડશે; મારા દોષને લીધે એ નિર્દોષ દેવીને આમ સહન કરવાનું છે, તો કંઈ નહીં તો આપે એ દોષરહિત દેવીની ઉપર તો કૃપા કરવી ઘટે છે."[૩૫]

"હે દેવો! સમુદ્રે આવાંઆવાં વિનયવચન મને કહ્યાં, એટલે શાપરૂપી અગ્નિથી ભયભીત થયેલા અને આ શાપમાં સમાયલું દેવોનું હિત નહીં જાણનારા, આ મહા સમુદ્રને મૃદુ અને મધુર વચનોથી મેં આમ કહ્યું:–[૩૬]

"હે મહાસમુદ્ર! તું શાંત થા. તારે મારા આ શાપથી ભયભીત થવું ઘટતું નથી. હું તારા ઉપર સદા પ્રસન્ન જ છું. હે નદીઓના નાથ! આવો શાપ દેવામાં ભવિષ્યનું લોકહિત સાધવાનો મારો જે હેતુ સમાયલો છે, તે તું સાંભળ.[૩૭] હે તાત! હે નદીઓના નાથ! મારી પ્રેરણાથી તું પૃથ્વી ઉપર જા અને તારા સાગરરૂપી આ શરીરનો ત્યાગ કરી, તારા પોતાના તેજથી તારા દેહને ભારતવંશમાં ધારણ કર.[૩૮] હે મહાસમુદ્ર! હે જળના પતિ! ત્યાં તું રાજ્યશ્રીથી યુક્ત થઈ, પૃથ્વીનો મહીપાલ થઇશ અને ચારે વર્ણોનું ધર્મ અનુસાર પાલન કરી આનંદ મહાણીશ.[૩૯] વળી આ ઉત્તમ નદી ગંગા પણ ઉત્તમ મનુષ્યદેહ ધારણ કરી, તે સમયમાં રમણીય અંગોવાળી બનીને તારી સેવામાં સદા ખડી ને ખડી રહેશે.[૪૦] હે સાગર! મારી આજ્ઞાથી આ જાહ્નવીની સાથે સુખ અને આનંદ મહાલતાં જળના ખળભળાટરૂપી તારા આ અપરાધથી પ્રાપ્ત થનારી મનુષ્યયોનિનાં દુઃખો તું વિસરી જઇશ.[૪૧] હે સમુદ્ર! તારે મારી આજ્ઞાને શીઘ્રતાથી પાળવી જોઇશે, માટે તું સત્વર ભારત વંશમાં અવતાર લે અને ત્યાં શાસ્ત્રોક્ત પ્રાજાપત્ય (વિવાહના અંગની) વિધિથી ગંગાની સાથે લગ્ન કર.[૪૨] હે સાગર! આઠ વસુઓ પણ આ કાર્યમાં ભાગ લેવા સ્વર્ગમાંથી હેઠા પડ્યા છે, અને તેમણે રસાતલમાં પ્રવેશ કર્યો છે. તેઓને તારી દ્વારા માનવયોનિમાં ઉત્પન્ન કરાવવાના હેતુથી જ મેં તારી આ પ્રકારની યોજના કરી છે.[૪૩] એ આઠે વસુઓ અગ્નિના જેવા વર્ચસ્વવાળા છે, તેથી તારે દેવોની પ્રીતિ વધારવાના હેતુથી આ જાહ્નવીના ઉદરથી એ આઠેને સંતતિરૂપે ઉત્પન્ન કરવાના છે.[૪૪] માટે તું ભારતવંશમાં શીઘ્રતાથી આ આઠે વસુઓને ઉત્પન્ન કરી, કુરુકુળની ભારે વૃદ્ધિ કર. પછી, હે સાગર! તું એ માનવદેહનો ત્યાગ કરતાં પાછો તારા પૂર્વના સાગરરૂપ શરીરમાં પ્રવેશ કરી શકીશ."[૪૫]

"હે ઉત્તમ દેવો! રાજાઓથી વધી પડેલા પૃથ્વીના ભારથી આવી પડનારા સંકટ સંબંધી ભવિષ્ય અગાઉથી જાણીને તમારા હિતને માટે જ મેં અત્યાર આગમચ આવી વ્યવસ્થા કરી દીધી છે.[૪૬] અને એ હેતુથી મેં પૃથ્વી ઉપર શંતનુ રાજાના વંશનાં બીજ રોપ્યાં છે, અને આઠે વસુ દેવો તો ક્યારનાયે એ વંશમાં ગંગાથી ઉત્પન્ન થઈ ચૂક્યા છે.[૪૭] તેમાંના આ સાત વસુઓએ તો પૂર્વનાં દેવરૂપ પાછાં પ્રાપ્ત પણ કર્યાં

છે. અદ્યાપિ પર્યંત તેમાંનો માત્ર આઠમો જ વસુ ગાંગેય-(ભીષ્મ)ને નામે જ પૃથ્વી ઉપર રહેલો છે.[૪૮] શંતનુ રાજાએ એક બીજી રાણી સત્યવતીથી વિચિત્ર-વીર્ય નામનો એક બીજો પુત્ર ઉત્પન્ન કર્યો હતો. તે તેજસ્વી અને પ્રતાપી રાજા હતો.[૪૯] હાલમાં એ વિચિત્રવીર્યના બે પુત્રો નામે ધૃતરાષ્ટ્ર અને પાંડુ પૃથ્વી ઉપર વિદ્યમાન છે. એ બન્ને રાજાઓ ઉત્તમ પુરુષો તરીકે પૃથ્વી ઉપર વિખ્યાત છે.[૫૦] તેમાં એક પાંડુને કુંતિ અને માદ્રી નામની બે શોભાયુક્ત સુંદર સ્ત્રીઓ છે, અને તે બન્ને દેવપત્નીઓના જેવી કાંતિવાળી છે.[૫૧] અંધ ધૃતરાષ્ટ્ર રાજાને તેના જેવો જ આચાર પાળનારી ગાંધારી નામની એક જ પત્ની છે. પતિ અંધ હોવાથી પોતે પણ એવું અંધપણાનું વ્રત પાળે છે; આવા વ્રતથી તે પૃથ્વી ઉપર પતિવ્રતા તરીકે વિખ્યાત થઈ છે.[૫૨]

"હે દેવો! આ બન્ને રાજાઓના વંશમાં તમારા અંશ પ્રકટાવો, અને એ બે વંશોને બે (સ્વપક્ષ અને વિપક્ષ) પરસ્પર વિરોધી પક્ષોમાં વહેંચી નાંખો. એ બન્ને રાજાઓના પુત્રો વચ્ચે ઘણો મોટો વિગ્રહ ભવિષ્યમાં જામનારો છે.[૫૩] બાપદાદાની ગાદીનો વારસો મેળવવા સારુ જે ઘોર યુદ્ધ તેમના પુત્રો વચ્ચે જામશે, તેમાં રાજાઓનું નિકંદન વળી જશે અને યુગના અંત જેવો જ ભારે ભય પ્રજાને ઉપજશે.[૫૪] મોટાં મોટાં સૈન્યોવાળા રાજાઓ પરસ્પર એકએકને હણતાં આપોઆપ મરણની શાંતિ પામશે; અને આમ ગીચ વસ્તીવાળાં શહેરો તથા રાજ્યોના સમૂહો લગભગ ખાલી ખમ થતાં, પૃથ્વીનો ભાર આપોઆપ હલકો થઈ જ જશે.[૫૫] મેં એ ભવિષ્ય પૂર્વે જોઈ મૂક્યું છે કે, દ્વાપર યુગના અંતમાં પોતપોતાની પ્રજાઓની સાથે રાજાઓનો પણ ક્ષય અસ્ત્રશસ્ત્રના પ્રહારોથી થશે.[૫૬] વળી એ ઘોર યુદ્ધમાંથી જે યોદ્ધાઓ જીવતાં ઉગરશે, તેમાંના કેટલાક તો જ્યારે તેઓ રાત્રે બેભાન સુતા હશે ત્યારે તેમને શંકરનો અંશાવતાર અશ્વત્થામા તેજસ્વી અગ્ન્યાસ્ત્રથી બાળી નાંખશે.[૫૭]

"આ પ્રમાણે કાળના જેવું જ લોકસંહારનું ક્રૂર કર્મ પૃથ્વી ઉપર સમાપ્ત થશે ત્યારે હું આ તૃતીય દ્વાપર યુગ પૂર્ણ થયો એમ કહીશ.[૫૮] અને મહેશ્વર શ્રીશંકરનો અંશાવતાર અશ્વત્થામા યુદ્ધમાંથી નાસી અદૃશ્ય થઈ જશે, એટલે દારુણ દર્શનવાળો, માહેશ્વર યુગ નામનો કલિયુગ પ્રવર્તશે.[૫૯] એ યુગમાં મનુષ્યો લગભગ અધર્મી આચરણ (પ્રવૃત્તિઓ) આચરનારા થશે અને ધર્મનો અંશ સ્વલ્પ માત્ર રહેશે. વ્યવહારમાં સત્યનો સંયોગ જડમૂળથી ઉખડી જતાં, અસત્યનો સંચય વધ્યો જશે.[૬૦] સર્વે મનુષ્યો મહેશ્વર શ્રીશંકર અને કાર્તિકસ્વામી એ દેવોના આશ્રિત ભક્તો બની જશે, અને પૃથ્વી ઉપર વૃદ્ધ વયના પુરુષો જીવશે નહીં.[૬૧] પૃથ્વી ઉપરના રાજાઓનો અંત આણો, એવો આ શ્રેષ્ઠ નિર્ણય છે, એમ મને લાગે છે. તેથી તમે સર્વે દેવો અલ્પ સમયમાં પોત-પોતાના અંશોથી પૃથ્વી ઉપર અવતરો.[૬૨] પાંડુ રાજાની પત્નીઓ કુંતિ અને માદ્રીમાં ધર્મના અંશોનો વિનિયોગ કરો, અને વિગ્રહના મૂળરૂપ કલિને ગાંધારીના ઉદરમાં પ્રવેશ કરાવો.[૬૩] પૃથ્વીનો કબજો મેળવવાને આતુર થયેલા અને સંગ્રામમાં આવવાની લાલસાવાળા, સર્વે રાજાઓ કાળના પ્રેર્યા, આ બે વિરુદ્ધ પક્ષોમાં વહેંચાઈ જશે.[૬૪] લોકને ધારણ કરનારી, આ વસુંધરા (પૃથ્વી)-એ નિશ્ચિતપણે પોતાની પૃથ્વીયોનિમાં પાછાં ચાલ્યાં જવું. રાજાઓના નાશનો લોકમાં પ્રખ્યાત એવો, આ ઉપાય મેં યોજ્યો છે."[૬૫]

હે જનમેજય! પિતામહ બ્રહ્મદેવનું આવું વચન સાંભળી પૃથ્વી રાજાઓના નાશને માટે કાળની સાથે જે રીતે આવી હતી, તે રીતે પોતાને સ્થાનકે પાછી ચાલી ગઈ. તે પછી રાજાઓ ઉપરાંત, પૃથ્વી ઉપર વસતા દેવોના શત્રુઓના પણ નિગ્રહ(ક્ષય)ને માટે બ્રહ્મદેવે યથાયોગ્ય સ્થાનોએ પોતપોતાના અંશો પ્રકટાવવાની પ્રેરણા દેવોને કરી. આ પ્રેરણા અનુસાર પુરાણઋષિ, નર, ધરણીધર શેષ, સનત્કુમાર, સાધ્ય, અગ્નિ, વરુણ, યમ, સૂર્ય, ચંદ્રમા આદિ દેવો, ગાંધર્વો, અપ્સરાઓ, રુદ્રો, આદિત્યો, બે અશ્વિનિકુમાર, એ સર્વેના અંશોએ પૃથ્વી ઉપર યથાયોગ્ય સ્થાને અવતાર લીધા.[૬૬–૬૯] હે જનમેજય! તને પૂર્વે આદિપર્વમાં કહ્યું છે, તે પ્રમાણે પૃથ્વી ઉપર આ સર્વે અંશોનો અવતાર થયો. કેટ-લાક દેવો માનવયોનિથી ઉત્પન્ન થયા, તો કેટલાકો યોનિ વિના ઉત્પન્ન થાય, એવાં રૂપો ધરી પૃથ્વીતલ ઉપર ઉત્તમ પુરુષરૂપે દૈત્ય અને દાનવોનો નાશ કરવાને અવતર્યા. કેટલાક દેવો ક્ષીરિક (રાજણી) વૃક્ષોના જેવા વિશાળ દેહવાળા હતા, તો કેટલાક વજ્ર સમાન દૃઢ અંગોવાળા હતા.[૭૦–૭૧] કેટલાક દશ દશ હજાર હાથીના જોર ધરાવનારા હતા, તો કેટલાક સમુદ્રના મહા પ્રવાહ સમાન બળથી પ્રેરાયા હતા.[૭૨] કેટલાકના બાહુ પરિઘ જેવા દૃઢ અને માંસલ હોવાથી મોટી મોટી ગદાઓ, પરિઘો અને શક્તિઓ હાથમાં સહજ ફેરવી શકતા હતા, અને તેના પ્રહારો પણ સહી શકતા હતા.[૭૨] તે સર્વે પરિઘયુદ્ધમાં નિપુણ હતા, અને પર્વતોના શૃંગો ઉંચકી ઉંચકીને પ્રહાર કરવાની શક્તિ ધરાવતા હતા. આવા સેંકડો અને હજારો દેવો વૃષ્ણિ કુલમાં ઉત્પન્ન થયા. કેટલાક દેવો કુરુ અને

પાંચાળ વંશમાં રાજાઓરૂપે અવતર્યા, કેટલાકે ધર્મ-ધુરંધર યાતિક બ્રાહ્મણોની યોનિમાં અવતાર લીધો, બ્રાહ્મણયોનિમાં અવતર્યા છતાં તે (દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા) આદિ સર્વે અસ્ત્રશસ્ત્રોના જ્ઞાતા હતા, મોટા ધનુર્ધારી હતા, અને વેદવ્રતમાં તત્પર હોવા છતાં સર્વ સમૃદ્ધિથી સંપન્ન હતા; તેઓ યજ્ઞ કરનારા, અને પુણ્યકર્મો આચરનારા હતા.૭૩-૭૫ તેઓ એવા તો બળસંપન્ન હતા કે, ક્રોધે ભરાતાં પર્વતોને પણ ચળાવતા, પૃથ્વીના તલને ભેદતા, આકાશમાં ઉડતા અને મહાસમુદ્રને ખળભળાવતા હતા.૭૬

હે જનમેજય! ભૂત, વર્તમાન અને ભવિષ્યને જાણનારા પ્રભુ બ્રહ્મદેવે આ પ્રમાણે દેવોને પોતપોતાના અંશો પૃથ્વી ઉપર યથાયોગ્ય સ્થાને ઉતારવાની આજ્ઞા કરી, અને ભગવાન્ નારાયણને સર્વ લોકની રક્ષા કરવાનું સોંપી, પોતે શાંતિ પામ્યા.૭૭ હે જનમેજય! તે પછી પ્રજાના હિતને માટે પ્રાણ અને કલ્યાણના પતિ, ઈશ્વર, પ્રભુ શ્રીવિષ્ણુએ કેવી રીતે પૃથ્વીતલ ઉપર અવતાર લીધો, અને એજ યશસ્વી કર્મ કરનારા નારાયણ પ્રભુ યયાતિ વંશના બુદ્ધિમાન્ વસુદેવના પૂજ્ય કુલમાં કેમ જન્મ્યા, તે સંબંધી વૃત્તાંત હું તને કહું છું, તે તું સાંભળ.૭૮

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो 'ब्रह्मदेवनी सूचना प्रमाणे देवोना अंशावतार' ए नामनो अध्याय ५३ मो संपूर्ण

---

## અધ્યાય ૫૪ મો

### વિષ્ણુને અવતાર લેવા નારદની પ્રાર્થના

वैशंपायन उवाच—

कृतकार्ये गते काले जगत्यां च यथानयम् ।
अंशावतारणे वृत्ते सुराणां भारते कुले ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-હે જનમેજય! દેવોએ અવતાર લેવા સંબંધી ઉપર જણાવેલી આ વ્યવસ્થા જગતમાં યથાયોગ્ય રીતે થયાને ઘણો સમય વીતી ગયો, અને તે દરમ્યાન ભારતકુળમાં દેવોના અંશોએ પોતપોતાના અધિકાર પ્રમાણે અવતાર પણ લઈ લીધો. ધર્મ (યુધિષ્ઠિર), ઈન્દ્ર (અર્જુન), વાયુ (ભીમ), દેવોના બે વૈદ્ય અશ્વિનીકુમાર (સહદેવ અને નકુલ) તથા સૂર્ય (કર્ણ), એ દેવોએ પોતાના અંશો પૃથ્વી ઉપર પાંડવરૂપે પ્રકટાવ્યા, તેની પહેલાં દેવોના પુરોહિત બૃહસ્પતિનો અંશ (દ્રોણરૂપે) અવતર્યો હતો અને આઠમા વસુનો અંશ (ભીષ્મપિતામહરૂપે) અવની ઉપર ક્યારનોયે પ્રકટ થઈ ચૂક્યો હતો.૧-૨ વળી યમનો (વિદુરરૂપે) અને કલિનો (દુર્યોધનરૂપે) અંશ પણ પૃથ્વી ઉપર આવ્યો. શુક્ર (ભૂરીશ્રવારૂપે), સોમ (અભિમન્યુરૂપે), વરુણ (શ્રુતાયુધરૂપે), શંકર (અશ્વત્થામારૂપે), મિત્ર (કણિકરૂપે) અને કુબેર (ધૃતરાષ્ટ્રરૂપે) ના અંશોએ પણ જન્મ લીધો. ઉપરાંત (ઉગ્રસેન, દુઃશાસન, ઇત્યાદિ રૂપે) ગંધર્વો, સર્પો, અને યક્ષના અંશોએ પણ પોતપોતાના યોગ્ય અવતાર લીધા.૩-૪

આ પ્રમાણે દેવો, યક્ષો, ગંધર્વો, સર્પો એ સર્વના જૂદા જૂદા અંશો આકાશમાંથી પૃથ્વી ઉપર ઉતર્યા, છતાં નારાયણના અંશને અવતાર રૂપે નહીં પ્રકટ થયેલો જોઈને, નારદ મુનિ નારાયણની સમીપ બ્રહ્મલોકમાં ગયા.૫-૬ આ વેળા નારદ મુનિ બળતા અગ્નિ જેવા તેજસ્વી દીસતા હતા, ઉગતા સૂર્યના જેવી તેમની આંખો ઝળહળતી હતી, તેમના માથા ઉપર ડાબી પાસથી જમણી પાસ વીંટાળેલી, ગુંછળાંવાળી મોટી જટા શોભી રહી હતી.૭ તેમણે ચંદ્રનાં કિરણો જેવું શ્વેત વસ્ત્ર પહેર્યું હતું. તેઓ સોનાના અલંકારોથી શણગરાયલા હતા. તેમણે જાણે પોતાની સખી હોય, તેમ વીણા હાથમાં ઝાલી હતી.૮ તેમણે કાળા મૃગના ચર્મનું ઉપવસ્ત્ર ખભે રાખ્યું હતું; સોનાનું યજ્ઞોપવીત ધારણ કર્યું હતું, અને હાથમાં દંડકમંડલુ પકડ્યાં હતાં. જાણે બીજો ઇન્દ્ર હોય, એવા તેઓ દેખાતા હતા.૯ તેઓ જગતમાં ગમે તેવાં ગુહ્ય રહસ્યોને પણ ભેદનારા છે. જેમ આકાશમાં ધૂમકેતુ દેખાતાં કોઈ અનર્થ નિપજવાનું અનુમાન થાય છે, તેમ જે કોઈ સ્થળે નારદની મૂર્તિ જણાઈ કે, ત્યાં વિગ્રહ (કલહ) થયો જ સમજવો. આથી તેઓને વિગ્રહોના ધૂમકેતુની ઉપમા અપાય છે. તેઓ કાર્તિકસ્વામીની પેઠે નિત્ય બ્રહ્મચારી છે, તેઓ ચારે વેદનું ગાન કરનારા અને આદ્ય ઋત્વિજોમાં સામવેદના ઉદ્ગાતા છે; મહર્ષિઓમાં તેમની ગણના પહેલી થાય છે; વિગ્રહો કરાવવામાં રુચિ ધરાવે છે; તેઓ વિદ્વાન્ છે અને ગંધર્વ વેદમાં પારંગત છે.૧૦ વૈરિઓ વચ્ચે કલહ જગાવવો, એ જ તેમની ક્રીડા છે. બ્રાહ્મણોમાં તેઓ બીજા કલિરૂપ જ છે, એ મહામુનિ છે, અને દેવ તથા ગંધર્વ લોકોના આદિવક્તા છે.૧૧ આવા બ્રહ્મલોકમાં વિચરનારા અવિનાશી અને બ્રહ્મર્ષિ નારદ મુનિ દેવસભામાં આવી ઉભા, અને વિષ્ણુને પૃથ્વી ઉપર નહીં ગયલા દેખી આકુળવ્યાકુળ થઈ તેમને નીચે પ્રમાણે વચનો કહેવા લાગ્યા:-૧૨

"હે વિષ્ણુ! પૃથ્વી ઉપરના રાજાઓનો ક્ષય કરવા માટે આપે દેવોને પોતાના અંશોરૂપે જે અવતાર લેવડાવ્યા છે, તે અવતારો ખરી રીતે નિરર્થક જ થઈ પડ્યા જણાય છે.૧૩ કારણ કે, હે ઇશ્વર! એ સર્વ

ક્ષત્રિય પૃથ્વીપતિઓના કર્તવ્યના નિર્વાહનો આધાર તમારી ઉપર જ છે. (તમે જો આ લોકમાં રહેશો અને જો મૃત્યુ લોકમાં તેઓ વચ્ચે યુદ્ધ ચાલશે તો તે પૃથ્વીનો ભાર ઉતારવામાં કારગત નહીં નીવડે.) ક્ષત્રિયોના સંહારના પ્રસ્તુત કાર્યમાં નર અને નારાયણ એ બન્નેનો યોગ્ય સંયોગ થયો હશે, તો જ ધારેલું પ્રયોજન સિદ્ધ થશે, એમ મને તો જણાય છે.[૧૪] હે દેવ! હે પૃથ્વીના દૈવતરૂપ હરિ! આપના જેવા સર્વ સ્થિતિના જ્ઞાતા અને તત્વદર્શીએ પૃથ્વીનું આ મહત્વનું કાર્ય નર અને નારાયણના સંયોગ વિના અન્ય પ્રકારે થવા દેવાની વ્યવસ્થા કરવી, એ યોગ્ય નથી જ.[૧૫] કારણ, હે દેવ! આપ જ્ઞાનચક્ષુવાળા પુરુષોના પણ જ્ઞાનચક્ષુરૂપ છો, સમર્થ દેવોના પ્રભુ છો, પ્રશંસાપાત્ર છો, શ્રેષ્ઠ છો, સર્વના આધારરૂપ છો, યોગીઓના યોગી છો, અને મોક્ષને માર્ગે ગતિ કરનારા મુમુક્ષોની ગતિરૂપ છો.[૧૬] ક્ષત્રિયોના સંહાર માટે સર્વ દેવો આદિના અંશોને પૃથ્વી ઉપર ક્યારનાયે ઉતરેલા જોયા છતાં, સર્વના આશ્રયરૂપ વિભુ આપ પૃથ્વીને સહાય કરવાને, શા માટે હજી આપના અંશને ઉતારતા નથી?[૧૭] હે હરિ! ખરી રીતે દેવોના અંશો આપને લીધે જ સનાથ છે; તેઓ તમારા અંશરૂપ જ છે, અને આપની આજ્ઞાને અધીન છે (તેમને કર્તવ્યમાં (પ્રેરનારા પણ આપ જ છો). તેઓ આપની જ સહાયથી જગતરૂપી સમુદ્રમાં કાર્યરૂપી તરંગોને વટાવી શકશે; અર્થાત્ તેઓ આપે પ્રેરેલાં કાર્યો, એક પછી એક, એમ ક્રમવાર સત્વર સાધી શકશે.[૧૮] હે વિષ્ણુ! તેથી આ વસ્તુસ્થિતિ વિચારીને જ આપને પૃથ્વી ઉપર મોકલવાના હેતુથી હું આ દેવસભામાં અત્યારે ઉતાવળે આવી પહોંચ્યો છું. આપને આવી પ્રેરણા કરવાનું કારણ હું કહું છું, તે સાંભળો.[૧૯] તારકામય સંગ્રામમાં આપે જે દૈત્યોને હણ્યા હતા, તેમાંના જે કેટલાક પૃથ્વી ઉપર ગયા છે, તેઓ ત્યાં કેવું કેવું વર્તન ચલાવે છે તે, હે વિષ્ણુ! આપ સાંભળો.[૨૦]

"પૃથ્વી ઉપર મથુરા નામની આનંદ આપનારી એક વિખ્યાત નગરી છે. તે યમુના નદીને તીરે આવેલી છે. તેના પ્રદેશો વિશાળ અને સમૃદ્ધ છે. તેમાં હજારો માણસોની બહોળી વસ્તી છે.[૨૧] પૂર્વે મધુ નામનો મહાન્ દાનવ હતો. એ દાનવ અતિશય બળવાન્ હતો, અને યુદ્ધમાં અજિત હતો. તે બળથી છકેલો હતો, અને સર્વ ભૂતોને ત્રાસદાયક થઈ પડ્યો હતો.[૨૨] હાલ જે સ્થળે મથુરા નગરી વસી છે, તે પ્રદેશમાં પૂર્વે દેશમાં મોટાં મોટાં ઝાડોની ગાઢ ઘટાઓવાળું મધુવન નામનું એક ઘોર અને વિશાળ વન હતું. આ જ વનમાં મધુ દાનવ પૂર્વે વસતો હતો.[૨૩] મધુને લવણ નામનો પુત્ર હતો. તે પણ મહાન્ દાનવ હતો અને મહા બળવાન્ તથા પરાક્રમી હતો. (તે પોતાના પિતા મધુના જેવો જ બળમદથી છકેલો હતો, અને તેની પેઠે) તે સર્વ જીવોને ત્રાસ આપતો હતો.[૨૪] દાનવ લવણે આ વનમાં અનેક રીતે ક્રીડાઓ કરવામાં ઘણાં વર્ષ ગાળ્યાં. પછી બળના ગર્વથી અંધ થઈ તેણે દેવો અને લોકોને પોતાના મધુવનમાંથી દેશવટો દીધો.[૨૫] તે સમયે આ મધુવનની પાસે આવેલી અયોધ્યા નગરી યુદ્ધના વ્યૂહો માટે અયોગ્ય હતી. તે વેળા તેમાં દશરથ રાજાના પુત્ર, ધર્મજ્ઞ, અને રાક્ષસોને ભય પમાડનારા રામચંદ્રજી રાજ્ય કરતા હતા.[૨૬] તેમની જ સાથે યુદ્ધ કરવાનું કહેણ મોકલવા, ઘોર વનમાં વસતા અને બળથી ફૂલાઈ ગયેલા લવણ દાનવે કઠોર વચન બોલનારા એક દૂતને રામચંદ્રજીની સભામાં પાઠવ્યો.[૨૭] તે દૂતે રાજસભામાં જઈ, રામચંદ્રજીને લવણનો સંદેશો પહોંચાડતાં આવાં કઠોર વચનો કહ્યાં:—

"હે રામ! તારો શત્રુ લવણ તારા રાજ્યપ્રદેશની નિકટમાં જ વસે છે, છતાં તું શાંત બેસી રહ્યો છે. જે ખરો રાજા છે, તે કદી બળથી ગર્વિષ્ઠ થયેલા સામંત શત્રુને પોતાના રાજ્યની પડોશમાં ટકેલો રહેવા ઇચ્છતો નથી.[૨૮] (પરંતુ લવણ જેવો અજિત શત્રુ તારી પડોશમાં હોવા છતાંયે તેને તું હરાવતો નથી, તેથી તું ખરેખરો રાજા નથી. કારણ કે) રાજ્યવહીવટરૂપી વ્રત પાળનારા, અને વિશાળ તથા સમૃદ્ધ રાજ્ય સંપાદન કરવાની ઇચ્છાવાળા રાજાએ કંઈ નહીં તો પોતાની પ્રજાના હિતને માટે જ પોતાના સઘળા શત્રુઓને અવશ્ય જિતવા જોઈએ.[૨૯] રાજ્યાભિષેકથી ભીના થયેલા કેશવાળા રાજાએ પ્રજાને પ્રસન્ન કરવાની ઇચ્છાથી પ્રથમ પોતાની ઇંદ્રિયોને વશમાં રાખવી જોઈએ. કારણ કે પોતાની ઇંદ્રિયો ઉપર જય મળતાં સર્વત્ર ખાત્રીપૂર્વક જય મળે જ છે.[૩૦] વળી વિશેષે કરીને, ઉત્તમ પ્રકારે રાજ્યવહીવટ ચલાવવા ઇચ્છનારા પૃથ્વીપતિને રાજ્યનીતિનો ઉપદેશ આપનારા લોક(પ્રજા)ના જેવો બીજો કોઈ ખરો ગુરુ નથી.[૩૧] (રાજ્યનીતિ જાણવાને કાંઈ શાસ્ત્રની અપેક્ષા નથી, કારણ લોકનું હિત વા અહિત સાક્ષાત્ લોકો પાસેથી જ સમજી શકાય છે.) દ્યૂત, મૃગયા આદિ વ્યસનોમાં ઓછો આદર રાખનારો, ધર્મને દૃઢતાથી સેવનારા, તથા સૌથી વિશેષ ઉત્તમ પ્રકારનું બળ (સૈન્યાદિ) નિભાવનારા રાજાને પોતાના સામંતોથી કદી પણ ભય રહેતો નથી.[૩૨] દેહ સાથે જન્મથી જ વિશેષ વૃદ્ધિ પામતી જતી ઇંદ્રિયોથી સર્વ પામર મનુષ્યોને સંતાપ

વેઠવો પડે છે; મોટા મોટા સમર્થ રાજા પણ એ પીડાથી મુક્ત હોતા નથી. ખરેખર શત્રુઓનું (વિષય લાલસામાં લપટાવી) પ્રિય કરનારી અને મોહ ઉપજાવનારી ઇંદ્રિયો વિનાશકારી છે.[૩૩]

"હે રામ! તેં વનવાસની દીક્ષા ધારી (ઇંદ્રિયસંયમ આદિનું વ્રત લીધેલું હોવા છતાં કેવળ તારી સ્ત્રી સીતા ઉપરના મોહને લીધે રાવણને તેના દાનવ પરિવાર સાથે હણ્યો. તારા એ કાર્યને હું તો મોટું કે યોગ્ય પણ ગણતો નથી, ઉલટું તે ઘણું નિંદાપાત્ર છે.[૩૪] કારણ કે તેં વનવાસની દીક્ષા લીધી હતી, એટલે તેં અહિંસા, ઇંદ્રિયદમન આદિવ્રત પાળવાનો નિયમ લીધો હતો; છતાં પણ તેં વનવાસમાં પત્નીના મોહને વશ થઈ રાક્ષસોના સમૂહોની હત્યા કીધી, એ યોગ્ય કર્યું નથી. જેઓ સત્પુરુષ છે, તેમનો આવો અધમ આચારવિધિ કદી પણ જોવામાં આવતો નથી.[૩૫] સત્પુરુષોએ તો અક્રોધ(ક્ષમા)થી ઉત્પન્ન થયેલો ધર્મ ધારણ કરવો જોઈએ, અને એવો જ ધર્મ સદ્ગતિ પ્રાપ્ત કરાવે છે. પરંતુ વનવાસનું વ્રત પાળતાં છતાં તેં તો મોહ અને અવિવેકને વશ થઈ તથા ખરો ધર્મ વિસરી, તેં રાવણ આદિની હત્યા કરી છે. તેથી તેં (વાનપ્રસ્થ) આશ્રમવાસી વ્રતધારીઓના વ્રતને કલંક લગાડ્યું છે.[૩૬] કારણ આ વ્રતના તારા ઉલ્લંઘનનો દૃષ્ટાંત લઈ, બીજાઓ પણ આશ્રમવાસીવ્રતનું તારી પેઠે જ ઉલ્લંઘન કરશે, એટલે પરિણામે દુરાચાર જ પ્રવર્તવાનો. અને તેમાં તું જ ખરો દુરાચારપ્રવર્તક છે. ધન્ય છે, એ દૈત્ય રાવણને, કે જે તારા જેવા વ્રતધારી અને આશ્રમવાસીને છાજતા ધર્મો તરફ દૃષ્ટિ રાખનારાને હાથે સ્ત્રીને કારણે યુદ્ધમાં હણાયો.[૩૭] એમાં પણ તેં કંઈ ભારે પરાક્રમ દાખવ્યું નથી. ઇંદ્રિયોને નહિ જિતી શકનારો દુર્બુદ્ધિ રાવણ તારે હાથે યુદ્ધમાં હણાયો, એમાં કાંઈ નવાઈ નથી. કારણ તે પોતાના દોષથી હણાઈ ચૂકયો જ હતો; પરંતુ જો તું ખરેખરો પરાક્રમી હોય તો આજે મારી સાથે રણસંગ્રામમાં યુદ્ધ કરવાને ઉતરી પડ."[૩૮]

આ પ્રમાણે તત્ત્વવાદી દૂતનું આવું કઠોર પાંડિત્ય સાંભળવાં છતાં સહજ ધૈર્યથી રામચંદ્રે શરીર ઉપર તેનો વિકાર જણાવા દીધો નહીં, અને ઠાવકાશ ભર્યા હાસ્યથી તેને આવો ઉત્તર આપ્યો;[૩૯]

"હે દૂત! તને એ નિશાચરના દૂત તરીકે ગૌરવ મળેલું છે, તેથી તું તારી પોતાની જાતને વિશેષ નિર્ભય ગણીને આવા અસત્ય પ્રલાપ કરે છે, અને મારા ઉપર દોષનો આક્ષેપ કરે છે.[૪૦] (ખરી રીતે તો હું સત્ય માર્ગથી ચળ્યો જ નથી, છતાંયે) તું કહે છે તેમ જો હું તે કદી સત્ય માર્ગે વર્તવામાં મૂઢ પણ બન્યો હોઉં, રાવણને મેં મોહને વશ થઈ માર્યો હોય, કે મારી ભાર્યાને બીજો હરી ગયો, તો તેમાં તારે પોતે આટલો બધો બળાપો કરવાનું શું પ્રયોજન છે?[૪૧] કારણ સત્ય માર્ગે સ્થિરતાથી ચાલનારા સાધુ પુરુષોને અન્યના માત્ર નિંદાવચનથી કંઈ કલંક લાગી જતું નથી. અધર્મી પુરુષોના તેમ જ સાધુ પુરુષના હૃદયમાં પરમેશ્વર સદા જાગતો વસે છે.[૪૨] એથી ખરા કે ખોટાની સાક્ષી એમનો અંતરાત્મા પૂરે છે. તું તારું દૂત તરીકેનું લઢાઇના કહેણનું કાર્ય કરી ચૂકયો છું; હવે તું અહીંથી વિના વિલંબે ચાલ્યો જ જા. મારા જેવા પુરુષો તારા સામંત લવણ જેવા આપવડાઈ હાંકનારા, નીચ મનુષ્યો ઉપર કદી પણ જાતે પ્રહાર કરતા નથી.[૪૩] તેથી તેનો મદ ઉતારવા શત્રુને સંતાપનારો, આ મારો નાનો ભાઈ શત્રુઘ્ન તારી સાથે આવે છે. તે એ દુર્બુદ્ધિ દૈત્ય લવણનો યુદ્ધમાં યોગ્ય સત્કાર કરશે."[૪૪]

મહાત્મા રાઘવ રામચંદ્રે દૂતને આવું વચન કહ્યું, એટલે તેમની આજ્ઞા લઈ, યુદ્ધ સારુ તત્પર થયેલો, સુમિત્રાનો પુત્ર શત્રુઘ્ન દૂતને પોતાની સાથે લઈ ત્યાંથી ચાલી નીકળ્યો.[૪૫] શીઘ્ર ગતિથી ચાલતા વાહન ઉપર બેસી, શત્રુઘ્ન મોટા મધુવનની પડોશમાં આવી પહોંચ્યો, અને યુદ્ધની આતુરતાથી રાહ જોતાં તેણે એ વનના સીમાડા ઉપર જ પડાવ નાંખ્યો.[૪૬]

આ તરફ દૂત લવણ દૈત્ય પાસે ગયો, અને રામચંદ્રનો ઉત્તર સંભળાવ્યો; તે સાંભળી લવણ દૈત્ય ક્રોધના આવેશમાં આવી ગયો અને તેને મૂર્છા આવી. પછી લવણ મધુવનને પીઠ પાછળ રાખી, યુદ્ધ કરવા સારુ ઝડપથી શત્રુઘ્નની સામે આવી ખડો થયો.[૪૭] પછી શત્રુઘ્ન અને લવણ દાનવ એ બન્ને વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યું. રણકળામાં તે બન્ને બળવાન્ અને શૂરવીર ધનુર્ધારી હતા.[૪૮] તેઓ અતિશય તીક્ષ્ણ બાણોથી અન્યોન્ય ઉપર પ્રહાર કરવા લાગ્યા; પરંતુ તેમાંથી કોઈ પણ ડગ્યો નહીં કે પાછો પણ હઠયો નહીં, તથા તેમને યુદ્ધનો થાક પણ જણાયો નહીં.[૪૯] પરંતુ આખરે સુમિત્રાના પુત્ર શત્રુઘ્નનાં બાણોથી દાનવોમાં ઉત્તમ એવો લવણ પીડાવા લાગ્યો અને શંકરનું ત્રિશૂલ પોતાની પાસે નહીં હોવાથી ઘણો જ સીઝાયો અને હારવાની અણીએ આવતાં નબળો પડી ગયો.[૫૦] પરંતુ એટલામાં સર્વ ભૂતોનો નાશ કરે એવું અને શંકરે વરદાનમાં આપેલું અંકુશ લવણના હાથમાં આવ્યું અને તેણે તે રણમાં ઉપાડી મોટી ચીસ પાડી.[૫૧] પછી તેણે એ અંકુશનો અંકોડો રામચંદ્રના નાના ભાઈ શત્રુઘ્નના મુકુટમાં ભેરવ્યો અને ખેંચ્યો, તેમ જ તેના માથામાં પણ એ અંકુશ ભોંકવાને તત્પર થયો.[૫૨] પરંતુ તેટલામાં તો

શત્રુઘ્ને સોનાની મૂઠવાળું ઉત્તમ ખડ્ગ તેની ઉપર ઉગામ્યું, અને તેના એક જ ઝાટકાથી એ અંકુશના કડકા કરી નાંખ્યા, અને તે વડે તેનું મોટું માથું પણ ઉરાડી દીધું.[૫૩] આ રીતે મિત્રવત્સલ સુમિત્રાના પુત્ર બુદ્ધિમાન શત્રુઘ્ને યુદ્ધમાં લવણ દાનવનો સંહાર કર્યો, અને તેના વસવાના સ્થાન મધુવનને પણ પોતાનાં અસ્રોથી કાપી નાંખ્યું.[૫૪] વનને આમ કાપી નાંખી પોતાનું પરમ કર્તવ્ય સમજનારા શત્રુઘ્ને તેના દેશની આબાદી માટે તે જ સ્થળે એક નગરી વસાવવાની ઇચ્છા કરી.[૫૫]

હે વિષ્ણુ! લવણ દાનવને આમ રણમાં હણી, તેના મધુવનને સ્થાને મથુરા નામની જે પુરી પૂર્વે શત્રુઘ્ને રચાવી હતી, તે ઘણી જ શોભાવાળી હતી. એ પુરી ગઢ, કિલ્લા, કોટ અને દરવાજાઓથી પરમ ભવ્ય દીસતી હતી. તે વિશાળ અને સમૃદ્ધિવાળા પ્રદેશોથી ભરપૂર હતી; બળથી, રણસામગ્રીથી સંપન્ન હતી; સૈન્ય અને વાહનોથી સુરક્ષિત હતી, તથા મોટાં મોટાં સુશોભિત ભુવનોથી પૂર્ણ હતી.[૫૬–૫૭] વળી તે ઉદ્યાનો અને ઉપવનોથી સંપન્ન હતી. તેની સર્વ બાજુની સીમાઓ ચોક્કસ આંકેલી હતી તથા તેની બાંધણી સુંદર હતી. તે પુરીએ ઉંચા ઉંચા પ્રાકારો(કોટ)રૂપી વસ્ત્ર પહેર્યું હતું, અને પરિખાઓ(ખાઇ)રૂપી ગાઢ મેખલા ધારણ કરી હતી.[૫૮] તેણે વિશાળ ચોક અને રાજમાર્ગોરૂપી બાજુબંધ ધર્યા હતા તથા તે ઉત્તમ રાજમંદિરોરૂપી કુંડળોથી શોભતી હતી. તેનાં પ્રવેશ-દ્વારો સારી રીતે રક્ષણનાં સાધનોથી ઢંકાયલાં હતાં; તેનાં બજારોમાં લોકોના અવાજોએ તેનું હાસ્ય હતું.[૫૯] તેમાં રોગહીન વીરપુરુષો હતા, તથા તે હાથી, અશ્વ, અને રથોથી ખળભળી રહી હતી. તેનો આકાર અર્ધચંદ્ર સરખો હતો, અને તે યમુના નદીને તીરે શોભી રહી હતી.[૬૦] તેનાં બજારો વ્યાપારના ઉજમથી હલમલતાં હતાં; શત્રુનું જોર ત્યાં ચાલી શકે એમ ન હતું તેથી તથા રત્નોના ઢગેઢગથી મથુરાપૂરી ગર્વિષ્ઠ જણાતી હતી. તેનાં ક્ષેત્રો ધાન્યથી પૂર્ણ હતાં, અને ત્યાં ઇન્દ્ર યોગ્ય સમયે વર્ષાદ વરસાવતો હતો.[૬૧] નર અને નારીઓથી તે સદા આનંદદાયી અને શોભાવાળી દેખાતી હતી.

કેટલોક સમય વીતતાં, ભોજવંશને ઉદ્ધારનારો મહાપરાક્રમી સૂરસેન રાજા શત્રુઘ્ને સ્થાપેલી આ મથુરા નગરીમાં આવી વસ્યો. દેવસેનાના અધિપતિ કાર્તિક સ્વામીના જેવો તે પરાક્રમી હોવાથી ઉગ્રસેનને નામે તે વિખ્યાત થયો.[૬૨–૬૩] હે વિષ્ણુ! આ ઉગ્રસેનને એક પુત્ર (કંસ) છે, અને તેને આપે જ હણવાનો છે. તારકામય રણસંગ્રામમાં જે મહાદૈત્ય કાલનેમિને આપે હણ્યો હતો, તેણે પાછો ત્યાં આ ભોજવંશની વૃદ્ધિ કરનારા અને વિશાળ આંખવાળા કંસરૂપે જન્મ લીધો છે. આ કંસ સિંહ સમાન પ્રસિદ્ધ પરાક્રમવાળો હોવાથી રાજા તરીકે પૃથ્વી ઉપર વિખ્યાત છે.[૬૪–૬૫] એ મહીપાલ અન્ય રાજાઓ તથા સામંતોને ત્રાસદાયક, ઘાતકી અને શંકાશીલ થઈ પડ્યો છે. તે સર્વ પ્રાણી માત્રને ભય આપે છે, અને સત્ય માર્ગથી બહાર નીકળી ચૂક્યો છે.[૬૬]* તેની પ્રકૃતિ મૂળથી જ દારુણ છે, અને તેનો અંતરાત્મા (મન) એટલો બધો ઘાતકી અને તે પોતે પણ એટલો બધો મદાંધ છે, કે તેને જોતાંવેંત જ ભયથી તેની પ્રજાનાં રુવાડેરુવાડાં ખડાં થઈ જાય છે.[૬૭] તે રાજધર્મમાં પ્રીતિ ધરાવતો જ નથી, તેમ તે પોતાના પક્ષનાઓને પણ સુખદાયક નથી તથા પોતાના રાજ્યનું પણ પ્રિય (કલ્યાણ) કરતો નથી. તે સદા વિકરાળ અને કલિના જેવાં કર્મો કરવા તત્પર રહે છે, અર્થાત્ તેને સદા કલહકંકાસ જ વહાલો છે.[૬૮] પૂર્વે તારકામય સંગ્રામમાં આપે પરાજય પમાડેલો દાનવ-પતિ કાલનેમિ આવા આવા ગુણોવાળા કંસરૂપે ભોજ વંશમાં અવતર્યો છે. પૂર્વજન્મના સંસ્કારથી તેનો અંતરાત્મા (મન) આસુરી વૃત્તિવાળો હોવાથી તે કાચું ને કાચું માંસ ખાઈ જાય છે, અને પ્રજાને પણ સંતાપે છે.[૬૯]

હે વિષ્ણુ! વળી પૂર્વના હયગ્રીવ નામના હય (ઘોડા) જેવો પરાક્રમી દાનવ પણ આ જ ભોજવંશમાં કંસના નાના ભાઈ કેશી રૂપે અવતર્યો છે. આ દુષ્ટ કેશી ઘોડાનું રૂપ લઈ, વૃંદાવનમાં ઘૂમે છે; તેની યાળ મોટી ભરાવદાર છે; તે દુષ્ટ ખોંખારવામાં વિશેષ કુશળ છે; તેને કોઈ રોકી શકતું નહીં હોવાથી તે નિરંકુશપણે ઘૂમે છે; મનુષ્યોનાં માંસનું ભક્ષણ કરતો તે એકલો વૃંદાવનમાં વસે છે.[૭૦–૭૧]

વળી, હે વિષ્ણુ! બલિના પુત્ર અરિષ્ટે મોટી ખુંધ-વાળા આખલાનું રૂપ ધારણ કર્યું છે, અને પોતાની ઇચ્છાને અનુસરતું રૂપ ધરનારો એ મહા અસુર તો ગાયોનો કેવળ દુશ્મન જ છે.[૭૨] વળી દાનવોમાં સૌથી ચઢીઆતા રિષ્ટ નામના દિતિના પુત્રે (કુવલયાપીડ) હાથી રૂપે જન્મ લીધો છે, અને તે કંસનું વાહન બન્યો છે.[૭૩] વળી પૂર્વ જન્મમાં દૈત્યોમાં ગર્વિષ્ઠ લંબને નામે વિખ્યાત થયલો દૈત્ય પ્રલંબ રાક્ષસના નામથી અવતર્યો છે, અને

* મુંબઇની અને મરાઠી પ્રતિમાં सत्पथाद्‌भ्रष्टो गतः સન્માર્ગના અનુસરણથી તે ભ્રષ્ટત્વને પામ્યો છે, એ પાઠ છે; પરંતુ કંસના સ્વભાવ અને વર્તનનું વર્ણન જોતાં આ પાઠ યોગ્ય જણાતો નથી. કાશીની અને બંગાળાની પ્રતિઓમાં सत्पथाद्‌बाह्यतां गतः એ પાઠ યથાયોગ્ય છે, અને તે જ ઉપર સ્વીકાર્યો છે.

તેણે ભાંડીર નામના મોટા વડનો આશ્રય લીધો છે.[૭૪] વળી ખર નામનો જે દૈત્ય અસુરોમાં શ્રેષ્ઠ ગણાતો હતો, તેણે ધેનુક દૈત્યરૂપે અવતાર લીધો છે. આ ધેનુકાસુરે પ્રજાઓને રંજાડી વૃંદાવનના તાલવનને કેવળ ભયંકર બનાવી મૂક્યું છે.[૭૫] વળી પૂર્વે જે વારાહ અને કિશોર નામે બે મહાબળવાન્ અસુરો હતા, તેઓ ચાણૂર અને મુષ્ટિકરૂપે અવતર્યા છે; તેઓ કંસના પ્રખ્યાત મલ્લો છે, અને સદા કુસ્તીના અખાડામાં જ પડી રહે છે.[૭૬] વળી, હે દાનવોના કાળ! પૂર્વે જે મય અને તાર નામના દાનવો વિખ્યાત હતા, તેઓ ભૌમાસુર રાજા નરકની પ્રાગ્જ્યોતિષ નામની નગરીમાં આનંદવિલાસ મહાણે છે.[૭૭]

હે વિષ્ણુ! આમ આ જે સર્વ દાનવોને આપે પૂર્વે દેવાસુરરણ સંગ્રામમાં હણ્યા હતા અને જેમના અદ્ભુત માયાવી રૂપો આપે હરી લીધાં હતાં, તે સર્વેએ હવે માનવલોકને યોગ્ય શરીરો ધારણ કર્યાં છે, અને પૃથ્વી ઉપર મનુષ્યોને નિરંતર સંતાપ્યા કરે છે.[૭૮] હે વિષ્ણુ! સર્વ માનવ આ દેહધારી દૈત્યો પોતે આપના ગુણગાનની કથાઓનો તિરસ્કાર કરે છે અને લોક-પાસે પણ એનો તિરસ્કાર કરાવે છે. જે મનુષ્યો આપના ભક્ત હોય છે, તેમને તેઓ ઠાર મારે છે.

ત્યાં આવી સ્થિતિ હોવાથી, હે વિષ્ણુ! જો આપ માનવ લોક ઉપર (અવતારરૂપી) કૃપા કરશો તો જ એ દાનવોનો ક્ષય થશે, નહીંતર થવાનો નથી.[૭૯] તેઓ આપનાથી સ્વર્ગમાં બીહે છે, સમુદ્ર ઉપર થરકે છે, અને પૃથ્વી ઉપર ત્રાસે છે. આપના સિવાય અન્ય કોઈનાથી તેઓને ભય લાગતો જ નથી.[૮૦] હે શ્રીધર! આપ અંતર્યામીને હાથે હણાયલા દુષ્ટ વર્તનવાળા દાનવો-ની (છેવટની) ગતિ આપ જ છો, અર્થાત્ વિશ્વમાં તેમની પાછી વ્યવસ્થા શી રીતે કરવી, તે આપ જ જાણો છો. (વીરને યોગ્ય કર્મ કરનારને સ્વર્ગની પ્રાપ્તિ સામાન્ય રીતે થાય છે. પરંતુ) પોતાનાં પુણ્ય કર્મોનાં ફળ ભોગવી, સ્વર્ગથી ભ્રષ્ટ થયલા દૈત્યો પૃથ્વી ઉપર પણ જન્મ લે છે.[૮૧] એટલે, હે કેશવ! યમરૂપે આપ સાવધાન છો, તેથી આપને હાથે એક વખત હણાઈ, પાછા પૃથ્વી ઉપર માનવી શરીર ધરી અવતરનારા દાનવોને, આપને હાથે હણાતાં, પુનઃ સ્વર્ગની પ્રાપ્તિ થવી દુર્લભ છે.[૮૨] તેથી, હે વિષ્ણુ! આપ પોતે જ પૃથ્વી ઉપર ચાલો. આપણ બન્નેય ત્યાં સાથે જઇએ. દાનવોના વિનાશને માટે આપ પોતે જ આપના અંશને પૃથ્વી ઉપર પ્રકટાવો.[૮૩] હે ઈશ્વર! આપની મૂર્તિઓ મનુષ્યોથી અવ્યક્ત છે, અર્થાત્ અજ્ઞાનરૂપી આવરણવાળા મનુષ્યો આપની મૂર્તિઓ જોઈ શકતા નથી; અને તે ઉત્તમ દેવોને (વિષ્ણુ આદિરૂપે) દૃશ્ય તેમ જ (પરબ્રહ્મરૂપે) અદૃશ્ય છે. આપ આપના અંશો દૃશ્ય મૂર્તિઓમાં પ્રકટાવશો, એટલે દેવો પૃથ્વીતલ ઉપર એ મૂર્તિઓરૂપે અવતરશે.[૮૪]

હે વિષ્ણુ! આપ અવતાર લેશો ત્યારે જ એ કંસનો વિનાશ થશે, અને ભાર ઉતારવાના જે કાર્યને માટે પૃથ્વી, આપની પાસે વિનવણી કરતી, આ દેવ-સભામાં આવી હતી, તે કાર્ય પણ ત્યારે જ સધાશે.[૮૫] હે વિષ્ણુ! ભારતવર્ષમાં મહાભારત કાર્ય કરવાને આપ સમર્થ છો. આપ સર્વની આંખ જેવા હોઇને લોકને સન્માર્ગ દર્શાવનારા છો, અને આપ તેમના પરમ આશ્રયરૂપ છો. તેટલા માટે, હે હૃષીકેશ! ચાલો, પૃથ્વી ઉપર સીધારો, અને એ દાનવોને હણો.[૮૬]

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "विष्णुने अवतार लेवा नारदनी प्रार्थना" ए नामनो अध्याय ९४ मो संपूर्ण

---

## અધ્યાય ૫૫ મો

### બ્રહ્મદેવની વિષ્ણુને અવતારની પ્રાર્થના

वैशंपायन उवाच—

नारदस्य वचः श्रुत्वा सस्मितं मधुसूदनः ।
प्रत्युवाच शुभं वाक्यं वरेण्यः प्रभुरीश्वरः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! સંસારીઓ અને મુમુક્ષુઓ એ બન્નેએ સેવા કરવાને યોગ્ય, સમર્થ, ઈશ્વર મધુસૂદન, નારદનાં, ભૂમિનો ભાર હલકો કરાવવા અવતાર લેવાની પોતાને પ્રેરણા કરનારાં, આવાં વચન સાંભળી, ઠાવકા હાસ્યથી તેનો પ્રતિઉત્તર આપતાં આ શુભ વચનો બોલ્યાઃ-[૧]

"હે નારદ! ત્રણે લોકના હિતને માટે શુભ હેતુથી, પ્રેરાયલું જે વચન તેં મને કહ્યું, તેનો ઉત્તર હવે સાંભળ.[૨] હે નારદ! પૂર્વે મેં જે દાનવોને હણ્યા હતા, તે આ વર્તમાન સમયે મૃત્યુલોકમાં દેહ ધરીને પાછા અવતર્યા છે, એ વાત હું સારી રીતે જાણું છું; તેમ કીયો દૈત્ય કેવું રૂપ ધારણ કરીને મારા ભક્તો ઉપર પોતાનું વૈર વાળે છે, એ પણ મારા જાણવામાં છે જ.[૩] ઉગ્ર-સેનનો પુત્ર કંસ તરીકે કાલનેમિ પૃથ્વી ઉપર જન્મ્યો છે, એ હું જાણું છું, તેમ જ કેશી દૈત્યે અશ્વનું શરીર ધારણ કર્યું છે, એ પણ હું સમજું છું.[૪] કીયો દૈત્ય કુવલયા-પીડ નામનો હાથી બન્યો છે અને કીયા દૈત્યો કંસના ચાણૂર અને મુષ્ટિક નામના મલ્લ થયા છે, તેમ જ આખલારૂપે ધેનુકાસુર થઈ બલિના પુત્ર દૈત્ય અ-રિષ્ટે જન્મ લીધો છે, તે પણ મારી જાણમાં જ છે.[૫]

હે વિપ્ર! ખર અને પ્રલંબ એ મહાન્ અસુરોને હું ઓળખું છું, અને બલિની પુત્રીએ પૂતનારૂપે ત્યાં જન્મ લીધો છે, એથી પણ હું વાકેફ છું.[૬] યમુના નદીના ધરામાં વસતા કાલિય નાગને હું જાણું છું. તે ગરુડના ભયથી ત્રાસ પામી એ જ ધરામાં ભરાઈ બેઠો છે.[૭] રાજાઓમાં જરાસંઘ અગ્રપદ ભોગવે છે, અને પ્રાગ્જ્યોતિષપુરીમાં નરકાસુર વસે છે, તે પણ સારી રીતે મારા લક્ષમાં છે.[૮] પૃથ્વી ઉપર શોણિતપુરમાં બાણાસુરે મનુષ્યદેહ ધારણ કર્યો છે, તે કાર્તિકસ્વામીના જેવો જ તેજવાળો છે, હજાર બાહુને લીધે બળથી ગર્વિષ્ઠ બન્યો છે, અને દેવોથી પણ અતિશય દુર્જય છે, તેએ હું જાણું છું. વળી ભારતવર્ષના કલ્યાણની મોટી ધુરા મારે આશ્રયે રહેલી છે, તે પણ હું સમજું છું.[૯-૧૦]

હે નારદ! આ સર્વ ઘટના સારી રીતે સમજવા ઉપરાંત, પૃથ્વી ઉપરના એ રાજાઓનો ક્ષય જે રીતે થવાનો છે, તે રીતિ પણ મારી જાણમાં છે, તથા એ ક્ષય થતાં તેને અંગે ઇન્દ્રલોકમાં જે શુભ ક્રિયા પ્રવર્તશે, તે પણ હું જાણું છું. મનુષ્યદેહધારી દૈત્યો જેમનો પ્રાણ હવે ફરીથી પૃથ્વી ઉપર મનુષ્યદેહ ધારણ કરવાનો નથી તેમનો, મારો, અને અન્ય સર્વનો ઉદ્યમ હું આંતર દૃષ્ટિથી જોયાં કરું છું. હે નારદ! હું પૃથ્વીલોક ઉપર મારા અંશથી ઉતરી, મનુષ્યદેહ ધારણ કરી, જે વિધિથી પ્રત્યેક અસુરના આત્માની શાંતિ સદાને માટે થવાની છે, તે વિધિદ્વારા કંસ આદિ સર્વે મહાન્ અસુરોનો સંહાર હું કરીશ.[૧૧-૧૩] કારણ મારે મહાયોગના બળથી તે સર્વેની ગતિઓની અંદર પ્રવેશ કરવાનો છે, અને યુદ્ધમાં દેવોના આ શત્રુઓને મારે જ અનેક યુક્તિઓથી મારવાના છે.[૧૪] જગતના જે કલ્યાણને માટે સ્વર્ગવાસી દેવો, દેવર્ષિઓ, અને ગંધર્વોએ પૃથ્વી ઉપર પોતપોતાના અંશાવતાર ધારણ કર્યા છે, તે કલ્યાણ સાધવામાં મારી પણ સંમતિ છે.[૧૫] એટલે, હે નારદ! મેં પ્રથમથી જ ક્યારનોએ પૃથ્વી ઉપર અવતાર લેવાનો આવો દૃઢ નિશ્ચય કરેલો જ છે.

હે બ્રહ્મન્! હવે પિતામહ બ્રહ્મદેવને ભૂમિ ઉપર મારે માટે નિવાસસ્થાન તૈયાર કરવા દો.[૧૬] હે લોકપિતામહ બ્રહ્મન્! કીયા દેશમાં જન્મેલા અને કેવા વેષ ધારણ કરી રહેલા અસુરોને કેવી રીતે મારે મારવાના છે, તે સર્વ મને કહી જાઓ.[૧૭]

બ્રહ્મા કહે છેઃ-હે નારાયણ! હે વિભુ! ભૂમિનો ભાર ઉતારવા સારુ ધારેલો હેતુ સિદ્ધ કરવાના ઉપાય વિષે તેમ જ પૃથ્વી ઉપર આપનાં પિતા અને માતા કોણ થશે, તે વિષે હું જે વ્યવસ્થા કરું છું, તે આપ સાંભળો.[૧૮] હે મહાબાહુ! પૃથ્વી ઉપર જે કુળમાં આપને જન્મ લેવાનો છે, તે મહાન્ સમસ્ત યાદવવંશનો આપના હાથે કેવી રીતે ઉદ્ધાર થશે;[૧૯] પોતાના વંશને મહાન્ બનાવી, તથા અસુરોને જડમૂળથી ઉખેડી, આપ મનુષ્યોની મર્યાદાને પુનઃ કેવી રીતે સ્થાપશો, તે સંબંધી જે સર્વ વાત હું કહું છું તે આપ સાંભળો.[૨૦]



હે વિષ્ણુ! પૂર્વે મહાત્મા વરુણનો મહા મખ ચાલતો હતો, તેમાંથી યજ્ઞને માટે નિર્માણ થયેલી તેની દુધાળી ગાયોનું હરણ કશ્યપ મુનિએ કર્યું.[૨૧] કશ્યપને અદિતિ અને સુરભિ નામની બે ભાર્યાઓ હતી. તે બન્ને ભાર્યાઓ વરુણને તેની ગાયો પાછી સોંપવા દેવાની ઇચ્છા રાખતી નહતી, એટલે વરુણ મારી પાસે આવ્યો, અને શિર નમાવી મને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ-

"હે ભગવન્ બ્રહ્મદેવ! મારા ગુરુ કશ્યપ મુનિ મારી જે ગાયોને હરી ગયા છે, તે મને પાછી અપાવો.[૨૨-૨૩] હે પિતામહ ગુરુ! કશ્યપે મારી ગાયોથી પોતાને જે કાર્ય સાધવાનું હતું તે સાધ્યું છે, છતાં તેઓ મારી એ ગાયો મને પાછી સોંપવાનો વિચાર જ કરતા નથી. કારણકે તેઓ તેમની ભાર્યાઓ અદિતિ અને સુરભિને વશવર્તી થયા છે.[૨૪] મારી ગાયો દિવ્ય, અવિકારી અને સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરનારી કામદુઘાઓ છે. તેઓ પોતાના તેજના પ્રભાવથી જ રક્ષાયલી હોવાથી સર્વ સાગરોને પણ ઉલ્લંઘી જાય છે. કશ્યપ સિવાય એવો બીજો કોઈ પણ દેવ કે મુનિ સમર્થ નથી, કે જે મારી ગાયોને મારી મરજી વિરુદ્ધ સંઘરી શકે. તે સર્વે ગાયો દેવોના અમૃતતુલ્ય ઉત્તમ દૂધ અખંડ આપ્યાં જ કરે છે.[૨૫-૨૬] હે બ્રહ્મન્! જો પ્રભુ, ગુરુ, કે બીજી કોઈ સમર્થ વ્યક્તિ સદ્વર્તનની નિયમિત મર્યાદાને વટાવે, તો તે સર્વને નિયમમાં તમે જ રાખી શકો એમ છો. તમે જ અમારા પરમ આશ્રય છો.[૨૭] હે લોકના ગુરુ! જો આત્મશક્તિથી અંધ થયલાઓને, સ્વકર્તવ્યને નહીં જાણનારાઓને માટે કોઈ શિક્ષા કે દંડ રહેશે નહીં, તે સંસારનાં બંધનો ટકી શકશે નહીં.[૨૮] માટે, હે બ્રહ્મન્! તમને યોગ્ય લાગે તે તમે કરો. તમે ભગવાન્ જે સર્વ યોગ્ય હોય, તે કરવાને શક્તિવાન્ છો. તેથી મારી ગાયો મને પાછી સોંપાવો, એટલે હું સમુદ્રમાં પાછો ચાલ્યો જઈશ.[૨૯] આ ગાયો મારા આત્મા જેવી છે, (ગાયોમાં બ્રહ્મ અને દેવતાઓનો વાસ છે;) ગાયો એ અવિનાશી સત્ત્વ જ છે. તમારાવડે પ્રવૃત્તિ ચલાવતા લોકો-(જગત્)માં ગાય અને બ્રાહ્મણ એ બે અવિનાશી સત્ત્વ છે, એમ મનાય છે.[૩૦] આ બેમાં પણ પ્રથમ ગાયોનું રક્ષણ થવું જોઇએ, કારણ કે તેથી (તેમનું રક્ષણ થતાં યજ્ઞાદિ ક્રિયા ચાલુ રહેવાથી) બ્રાહ્મણનું રક્ષણ પણ થાય છે. જો ગાય અને બ્રાહ્મણનું સારી રીતે રક્ષણ થાય છે, તો જ જગતનું રક્ષણ થાય છે."[૩૧]

હે અચ્યુત! આ પ્રમાણે જળના પતિ વરુણે મને પોતાની ગાયો પાછી અપાવવા વિનવણી કરી, અને ગાયોનું હરણ કરી ગયાનું ખરુ કારણ જાણ્યાથી મેં કશ્યપને શાપ આપ્યો.[૩૨] 'જે (ગૌપાલનના) અંશના બલથી ખેંચાઇને મહર્ષિ કશ્યપે વરુણની ગાયોનું હરણ કર્યું હતું, તે જ અંશને કારણે તે જગત્ ઉપર જશે, અને ત્યાં (નંદ) ગોવાળીઆરૂપે અવતરશે.[૩૩] (અને કશ્યપનો બીજો તેજોમય અંશ વસુદેવરૂપે અવતરશે.) વળી તેની બે ભાર્યાઓ નામે સુરભિ અને દેવોની અરણિ સમાન અદિતિ પણ તેની જ સાથે પૃથ્વી ઉપર અવતરશે.[૩૪] (અદિતિ યશોદા અને દેવકી એ બે અંશોમાં પ્રકટ થશે, અને સુરભિ રોહિણીરૂપે અવતરશે,) અને ભૂલોકમાં કશ્યપ પણ બે અંશોમાં પ્રકટ થઇને (નંદરૂપે યશોદા સાથે અને વસુદેવરૂપે દેવકી અને રોહિણી) એ બન્ને સાથે રમણ કરશે.'[૩૫] મારા આ શાપને અનુસરીને કશ્યપનો જે અંશ તેજથી કશ્યપના જેવો જ પ્રભાવવાળો છે, તે અંશ પૃથ્વી ઉપર વસુદેવના નામથી વિખ્યાત થયો છે, અને બીજો અંશ નંદ ગોવાળીઆઓના અધિપતિ થયો છે. મથુરાં નગરીથી થોડે દૂર ગોવર્ધન નામે એક પર્વત છે.[૩૬] ત્યાં વસી કશ્યપનો અંશ નંદગોવાળ કંસને કર ભરે છે, અને ગોવાળીઆઓમાં આનંદવિલાસ મહાણે છે.[૩૭] કશ્યપની બે ભાર્યાઓ અદિતિ અને સુરભિએ કશ્યપના તેજાંશ બુદ્ધિમાન્ વસુદેવની દેવકી અને રોહિણી નામની ભાર્યારૂપે અવતાર લીધો છે. સુરભિ એ રોહિણી છે અને અદિતિ એ દેવકી છે.[૩૮] ગોવાળનાં સર્વ લક્ષણોથી યુક્ત બાળકરૂપે આપને પ્રથમ યદુકુળમાં અવતાર લેવાનો છે, અને, હે મહાબાહુ! પછી આપ પૂર્વના વામન અવતારની પેઠે (નંદગૃહમાં) વૃદ્ધિ પામો.[૩૯] આપની યોગમાયાના પ્રભાવથી આપના સ્વસ્વરૂપને આવરી, પ્રાણીઓના હિતની ખાતર, હે મધુસૂદન! આપ યાદવકુલમાં અવતાર ધરો.[૪૦] આ સ્વર્ગવાસી જનો આપના ઉત્કર્ષને વૃદ્ધિગત કરે, એવાં જય અને આશીર્વાદનાં વચનો ઉચ્ચારે છે, માટે આપ હવે પૃથ્વીતલ ઉપર આત્મશક્તિથી આપના અંશને પ્રકટાવો, અને પ્રથમ દેવકીને અને પછી રોહિણીને ગર્ભ* ધારણ કરવા દઈ સંતોષ આપો. હે દેવ! પછી ગોકુલમાં જઈ હજારો ગોપકન્યાઓ સાથે આનંદ મહાણતા, પૃથ્વી ઉપર વિચરો.[૪૧–૪૨] હે વિષ્ણુ! આપ ગોવાળીઆના વેષમાં વનોમાં ગાયોનું રક્ષણ કરતા આમતેમ દોડશો, ત્યારે વનમાળાથી શણગારાયલું આપનું શરીર જે ગાયો અવલોકશે, તે ગાયો ખરેખર ધન્યભાગ્ય છે. હે કમળના પાત્ર સમાન વિશાળ આંખવાળા વિષ્ણુ! આપ જ્યારે બાળક થઈ ગોવાળીઆના નેસડાઓમાં ખેલશો ત્યારે, હે મહાબાહુ! તે સર્વે ગોવાળો પણ તમારી સાથે બાળક જેવાં જ બનીને વર્તશે.[૪૩–૪૪] હે પુંડરીકાક્ષ! તે સર્વે આપના ભક્ત થઈ જશે, અને તેમનાં ચિત્ત આપને વશ થઈ આપની આજ્ઞા ઉઠાવશે. આપ વનોમાં ગાયો ચારશો, ગૌશાળાઓમાં અહીંતહીં દોડશો તથા યમુનામાં ડૂબકીઓ મારશો, ત્યારે ત્યાં સર્વે ઠેકાણે તેઓ આપની પાછળ ને પાછળ જ ફરતા રહેશે, અને સદા આપના પ્રતિ ભક્તિ દર્શાવશે. વળી વસુદેવનું જીવન પણ ખરેખર ધન્યભાગ્ય થશે.[૪૫–૪૬] વળી જેમને આપ તાત† કહેશો, તે આપને પુત્ર કહીને બોલાવશે. કશ્યપ સિવાય એવો તે ધન્યભાગ્ય અન્ય કીયો હોઈ શકે કે જેનું પુત્રત્વ આપ સ્વીકારશો? તેમ અદિતિ સિવાય એવી તે કઈ સ્ત્રી સમર્થ છે, કે જે આપને ગર્ભમાં ધારણ કરી શકે? માટે, હે દેવાધિદેવ! આપ આપના સ્વયંભૂ અંશથી ઉત્પન્ન થયેલી યોગશક્તિથી પ્રસ્તુત કાર્યના વિજય સારુ પૃથ્વી ઉપર આપના અંશ ઉતારો. હે મધુસૂદન! અમે પણ હવે અમારાં પોતપોતાનાં સ્થાનકોમાં જઈએ છીએ.[૪૭–૪૮]

વૈશંપાયન કહે છેઃ હે જનમેજય! બ્રહ્મદેવની આ પ્રકારની વિનતિ ઉપરથી દેવોને તેમના પૃથક્પૃથક્ સ્થાનમાં જવાની વિષ્ણુએ આજ્ઞા કરી, અને પોતે પણ ક્ષીરસમુદ્રની ઉત્તર દિશામાં આવેલા પોતાના પ્રદેશમાં પાછા ફર્યા.[૪૯] એ પ્રદેશમાં મેરુ પર્વતની પાર્વતી નામની અતિશય દુર્ગમ એક ગુફા છે. માત્ર તેમનાં ભરેલાં ત્રણ પગલાંને લીધે, પર્વોને દિવસે લોક એ ગુફાનું પૂજન કરે છે. આવી પવિત્ર ગુફામાં પૂર્વે ઉદાર બુદ્ધિવાળા સમર્થ હરિએ પોતાના દેહનો વિન્યાસ કરી, આત્મશક્તિથી વસુદેવના ગૃહમાં પોતાના આત્માની યોજના કરી.[૫૦–૫૧]

* દેવકીનો સાતમો ગર્ભ યોગમાયાએ કોઈ ન જાણે એમ રોહિણીના ગર્ભાશયમાં સંક્રાન્ત કર્યો હતો. આ સાતમો સંક્રાન્ત થયેલો ગર્ભ તે કૃષ્ણનો બીજો અંશ સંકર્ષણ (બલરામ) હતો.

† પુત્ર અથવા નાનાને સંબોધીને બોલાવવાનું વચન.

इति श्रीमहाभारतमां खिलहरिवंशमां हरिवंशपर्वनो "ब्रह्मदेवनी विष्णुने अवतार लेवानी प्रार्थना"

ए नामनो ११ मो अध्याय संपूर्ण

